# ફતાવા ફલાહિય્યહ

## ભાગ : ૫


ઈફાદાત

હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

ભૂતપૂર્વ પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખા

સ્થાપક : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી



પ્રકાશક

જનાબ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા.

દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,
ગુજરાતઃ ૩૯૪૧૧૫

www.muftibemat.com

فَلَوْلَا نَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَائِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِي الدِّيْنِ

અર્થ : તો એવું શા માટે ન કરવામાં આવે કે તેમના દરેક મહાન જૂથોમાંથી એક નાનું જૂથ (જિહાદમાં) જાય કે જેથી (બાકીના લોકો) દીનનું જ્ઞાન મેળવતા રહે. (સૂરએ તૌબા : ૧૨૨)

# ફતાવા ફલાહિય્યહ

## ભાગ : ૫


ઈફાદાત

**હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.)**

માજી શૈખુલ હદીસ અને સદર મુફતી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત

ભૂતપૂર્વ પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખ

સ્થાપક : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

અનુવાદક

**અહમદહુસેન ઉમર ગાજી**



પ્રકાશક

**જનાબ હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા.**

**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાત

૩૯૪૧૧૫

# ફતાવા ફલાહિય્યહ
## ભાગ : પ

### ઈફાદાત

**હઝરત મુફ્તી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ**
માજી શૈખુલ હદીસ અને સદર મુફ્તી દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તડકેશ્વર, ગુજરાત
ભૂતપૂર્વ પ્રમુખ : જમીઅતે ઉલમાએ હિન્દ, ગુજરાત શાખ
સ્થાપક : દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી

### અનુવાદક

**અહમદહુસેન ઉમર ગાજી**

### પ્રકાશક

**જનાબ હાફિઝ અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત સા.**
**દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત**
મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ,
ગુજરાતઃ ૩૯૪૧૧૫

# ફતાવા ફલાહિય્યહ ભાગ : ૫

## કિતાબની વિગત


| | | |
|---|---|---|
| ※ | કિતાબનું નામ : | ફતાવા ફલાહિય્યહ ભાગ - ૫ |
| ※ | ઈફાદાત : | હઝરત મુફતી અહમદ ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) |
| ※ | મુરત્તિબ : | મુફતી મુજતબા હસન કાસ્મી |
| ※ | અનુવાદક : | અહમદહુસેન ઉમર ગાજી |
| ※ | કુલ પેજ : | ૫૩૪ |
| ※ | પ્રકાશન વર્ષ : | ૨૦૨૧ - : ૧૪૪૨ |
| ※ | પ્રથમ આવૃત્તિ : | ૧૧૦૦ |
| ※ | પ્રકાશક : | હાફિઝ અસ્જદ બિન મુફતી અહમદ બેમાત સા. |
| ※ | કિંમત : | ૩૦૦ |
| ※ | મુદ્રક : | એમ. કે. ઓફસેટ પ્રિન્ટર્સ દિલ્હી : ૧૧૦૦૦૬ મો. નં. ૯૮૧૦૦૯૩૯૦૧ |
| ※ | વેબસાઈટ : | www.muftibemat.com |
| ※ | કમ્પોઝર : | MO. A. MAJID KOTHI MO.NO. 97227 74782 |

# કિતાબ મેળવવાના સ્થળો

**(1) દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત કરમાલી**

મદની નગર, મુ. કરમાલી, વાયા. પાનોલી તા. અંકલેશ્વર, જી. ભરૂચ, ગુજરાતઃ ૩૯૪૧૧૫ સંપર્ક નં. ૦૨૬૪૬ ૨૭૪૨૪૩ – ૯૦૫૪૮ ૮૫૭૮૬

**(2) અમરીન બુક એજન્સી**

૩–બ્લોક – ૧ મ્યુનિસિપલ કવાટર્સ, જમાલપુર એસ ટી. રોડ
અમદાવાદ : મો. નં. ૮૪૦૧૦ ૧૦૭૮૬

**(3) મુફ્તી ખલીલ અહમદ લુલાત નદવી સા.**

મદ્રસા નુરૂલ ઈસ્લામ કોસંબા મો.નં. 94087 46664 / 6353080460

**(4) મહમૂદ કિતાબ ઘર**

મોટા બજાર, જામા મસ્જિદની પાછળ, મલેકવાડ– નવસારી : ૩૯૬૪૪૫
ગુજરાત–ઈન્ડિયા મો. નં. 98243 44735 / 96241 60091

**(5) હાફિઝ અસ્જદ મુફ્તી અહમદ બેમાત સા.**

ખાદિમ : મસ્જિદે ઉમર (હેમિલ્ટન – કેનેડા) મો. નં. 905 966 4141

**(6) મુફ્તી આદમ કોયા સા.**

મદ્રસા કાસિમુલ ઉલૂમ મો. નં. 416 431 2589
3482 Lawrence Ave. E,2 ed Floor, Unit 208 Scarborough, on. M1H 3E5

**(7) મવ. અ.સમદ સિંજીવાડા સા.**

મસ્જિદની પાછળ – મલેક ફળિયું , સિંજીવાડા – તા. માતર જી. ખેડા
મો. નંબર : 96010 62263

**(8) હાફિઝ ઈલ્યાસ ઝાંઝી સાહેબ**

મો. નંબર : 94283 26946

# અનુક્રમણિકા



## મંગણી, ઈજાઝત, ગવાહી વગેરે

## નિકાહનો પયગામ, નેક પત્નીની પસંદગી વગેરે



## શાદીના રીત રિવાજો

## મહરમનું બયાન

## વાલી અને જીવનસાથીનું બયાન

## મહેરનું બયાન

## વલીમાનું બયાન

## તલાકના વિવિધ મસાઈલ



## તલાક થવાનું બયાન

# નશો, ગાંડપણ અને ગુસ્સાની હાલતમાં તલાક આપવી

## ત્રણ તલાકનું બયાન

## ઉપનામથી તલાકનો હુકમ

## લેખિત તલાકનું બયાન

# શરતી તલાકનો હુકમ

## કોઈને તલાકનો અધિકાર સોંપવો



## નિકાહને રદ કરવા અને જુદાઈનું બયાન

## ઝિહારનું બયાન



## ખુલઅનું બયાન

## રજઅતનું બયાન

# ઈદ્દતનું બયાન

## ભરણપોષણ અને રહેઠાણનું બયાન

# નસલની સાબિતીનું બયાન



# પરવરિશનું બયાન

# પ્રકાશકીય

"ફિકહ" ઈસ્લામી તાલીમનો સાર છે, પવિત્ર કુર્આનનો ખુલાસો, શરીઅતનો તર્જુમાન અને ઈસ્લામી જિંદગીનો માર્ગદર્શક છે. જીવનનો દરેક ભાગ ફિકહ સાથે જોડાયેલો છે, અહીં સુધી કે તેના વગર ઈસ્લામી જિંદગી અધુરી સમજવામાં આવે છે. એ જ કારણથી નબીએ કરીમ (સલ.) ના જમાનાથી લઈ આજ સુધી તેની જરૂરત પડી છે. અવલિયા અલ્લાહ ફરમાવે છે કે ફકીહ તે છે જેના ઈલ્મ અને અમલમાં સુસંગતતા હોય, હઝરત હસન બસરી કહે છે કે ફકીહ તે માણસ છે જે અલ્લાહને પ્રસન્ન કરી, આખિરત તરફ અકર્ષાયને પોતાની ખામીઓથી ખબરદાર હોય. ફિકહ એક અસંખ્ય વિશેષ્ટાઓને આવળી લેતો ફન છે, આ ફન અને કલાને હાસિલ કરનાર (મુફતી સા.) ને સમાજમાં પ્રતિષ્ઠિત સમજવામાં આવે છે. તેને કુર્આનમાં "ખયૂન કષીર" કહેવામાં આવ્યું છે. ફિકહ પોતાની આ બધી વિશેષ્ટાઓને લીધે સર્વ વિદ્યાઓમાં મોભાનું સ્થાન ધરાવે છે. જેથી જીવન સારી રીતે પસાર કરવા માટે આ વિદ્યા (ફન) ની સખત જરૂરત પડતી હોય છે. ઈલ્મે ફિકહ અન્ય વિદ્યાઓ સુધી પહોંચવાનું શ્રેષ્ઠ માધ્યમ છે, કુર્આનમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે : તમારામાંથી એક જમાત એવી હોય જે દીનની સાચી સમજ પ્રાપ્ત કરે, આ જ કારણે આ ફન (ફિકહ)ને હાસિલ કરવું ફર્ઝે કિફાયા છે.

તેમજ હદીસે પાકમાં છે કે અલ્લાહ તઆલા જેની સાથે ભલાઈનો ઈરાદો કરે છે તેને દીનની સહીહ સમજ અર્પણ કરે છે, ફિકહ સંપૂર્ણ ખૈર અને ભલાઈ છે, તેમાં મગ્ન અને પ્રવૃત્ત રહેવું અફઝલ ઈબાદત છે. અને ફિકહી મજલિસોમાં શરીક થવાનો સવાબ સાઈઠ વર્ષની ઈબાદતથી પણ વધારે છે. તેમજ એક ફકીહ હજાર જાહિલ ઈબાદત ગુજારોથી ભારે છે.

મુફતીયાને કિરામ અને ફુકહાએ ઈઝામ માટે સદકએ જારીયહનું કારણ બને છે, તેનું કારણ છે કે અલ્લાહના રસૂલ (સલ.) ની મોજૂદગીમાં જે મસાઈલની જરૂરત પડતી હતી, વહી મારફતે તેનો ઉકેલ આવતો હતો. આપ (સલ.) સહાબા (રદિ.)ની મજલિસમાં બયાન કરતા હતા. પરંતુ આપ (સલ.) ની વફાત પછી વહીનો સિલસિલો બંધ થઈ ગયો, સહાબા (રદિ.) એ અહાદીસ અને નબવી તાલીમાતને મહફૂઝ કરી લીધી હતી, જેથી તેઓ તેની રોશનીમાં મસાઈલનો હલ

તલાશ કરી લેતા હતા. એટલે જ ફુકહાએ મદીનામાં સાત સહાબીના નામ આવે છે : (૧) હઝરત સઈદ બિન મુસય્યિબ (રદિ.) (૨) હઝર ઉરવહ બિન ઝુબેર (રદિ.) (૩) હઝરત કાસિમ બિન મુહમ્મદ બિન અબીબક્ર (રદિ.) (૪) હઝરત ખારિજહ બિન ઝૈદ બિન ષાબિત (રદિ.) (૫) હઝરત ઉબૈદુલ્લાહ બિન અબ્દુલ્લાહ બિન ઉતબહ (રદિ.) (૬) હઝરત સુલૈમાન બિન યાસિર (રદિ.) (૭) હઝરત અબૂબક્ર બિન અબ્દુર્રહમાન બિન હારિષ બિન હિશામ (રદિ.) .

ત્યાર પછી તાબિઈન, તબએ તાબિઈન, અઈમ્મએ મુજતહિદીનનો જમાનો આવ્યો, તેમણે આ તાલીમાતને સામે રાખી તમામ મસાઈલને હલ કર્યા, છેલ્લે અઈમ્મએ અરબઅનો જમાનો આવ્યો અને ચાર મસ્લક પર તમામ સહમત થયા, જેથી ફિક્હી મસાઈલને એકત્ર કરવાની જરૂરત પડી, જેને તે સમયના મોટા મોટા નામવર ઉલમાએ અંજામ આપ્યું. અને ચાર ઈમામોના નિયુકત કરેલ ઉસૂલ અને નિયમોને ધ્યાનમાં રાખી નવા મસાઈલનો ઉકેલ શોધ્યો અને ઉમ્મતની સહીહ રેહનુમાઈ કરી.

નબવી યુગથી જ તેની મહત્વતા અને જરૂરતને સ્વીકારવામાં આવી છે. પરંતુ વર્તમાન સમયમાં તેની જરૂરિયાત મહદ અંશે વધી ગઈ છે. અને આ સિલસિલો હજુ પણ અલ્લાહના ફઝલો કરમથી ચાલે છે. કારણ કે આજ કાલ નવી નવી વસ્તુઓનો ઉપયોગ વધી ગયો છે જેથી લોકોને તેની વધારે આવશ્યકતા છે.

એ પરંપરાની એક કડી ફતાવાનો કીંમતી સંગ્રહ "**ફતાવા ફલાહિય્યહ ભાગ : ૫** જે આપના હાથમાં છે, જે વાલિદે મોહતરમ હઝરત મવલાના મુફતી અહમદ બિન ઈબ્રાહીમ બેમાત સાહેબ (રહ.) કરમાલી (સ્થાપક મદની દારૂત્તરબિયત કરમાલી) તા. અંકલેશ્વર જી. ભરૂચના કીંમતી અને સચોટ ફતવાઓનો સંગ્રહ છે; જે આપે દારૂલ ઉલૂમ તા'લીમુદ્દીન ડાભેલ, દારૂલ ઉલૂમ ફલાહે દારૈન તકડેશ્વર તથા દારૂલ ઉલૂમ કરમાલીમાં પોતાની પઢાવવાની પ્રવૃત્તિઓ સાથે મુસ્લિમ સમાજ દ્વારા પુછવામાં આવેલ વિવિધ પ્રશ્નોના માહિતી સભર, કયાંક વિસ્તારપૂર્વક તો કયાંક સંક્ષિપ્તપણે આપેલ આસાન જવાબો પર આધારિત છે. અલ્હમ્દુલિલ્લાહ આથી પહેલા ઉર્દૂમાં તેના પાંચ ભાગો તથા ગુજરાતીમાં ૪ ભાગો છપાઈને પ્રકાશિત થઈ ચુકયા છે, (જેને આપ WWW.elmedeen.com/cat-722 ઉપરથી ડાઉનલોડ કરી શકો છો જે ખૂબ જ ઓછી એમ. બી (MB) માં છે.) અને બીજા આગળના ભાગોનું કામ ચાલું છે. આ ફતાવાની લોકોમાં માંગ વધતા અહકરને થયું અને અનેક ગુર્જર

મુસ્લિમોની માંગ પણ હતી કે તેને ગુજરાતી ભાષામાં પણ પ્રકાશિત કરવામાં આવે. જેથી ઉર્દૂ ન જાણતા લોકો પણ તેનાથી ફાયદો ઉઠાવી શકે. જેથી અલ્લાહ તઆલાના ફઝલો કરમથી "ફતાવા ફલાહિય્યહ ભાગ : ૫ ના અનુવાદનું કામ અહકરે પ્રખર લેખક અને અનુવાદક માનનીય માસ્તર અહમદહુસેન ગાજી સાહેબ (ગોધરવી) ને સોંપ્યું, અલ્હમ્દુલ્લિાહ તેમણે આ કામને ખૂબ જ મહેનત, ધગશ અને નિખાલસતા પૂર્વક પૂર્ણ કર્યું અને આ "ફતાવાના સંગ્રહ" ને આપના હાથોમાં પહોંચાડવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. તે બદલ હું જનાબ માસ્તર સાહેબનો અંત : કરણથી શુક્ર ગુઝાર છું, અલ્લાહ તઆલા તેમની આ ખિદમતને કબૂલ ફરમાવે અને દારૈનમાં બહેતરીન બદલો અર્પણ કરે અને તેમના ઈલ્મમાં ખૂબ બરકત નસીબ ફરમાવે અને ભવિષ્યમાં પણ તેમનાથી આવા કામો લેતા રહે એવી દુઆ છે.

એક વાત દુ:ખની સાથે કહેવી પડે છે કે હઝરત મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.) ના ફતાવા ફલાહિય્યહના પાંચ ભાગોની તરતીબ અને તખ્રીજનું ઉર્દુમાં કામ પૂર્ણ કરનાર અને છટ્ઠા ભાગને પણ કિનારે લાવનાર (જે મુફતી મુજતબા રહ.ના કોમ્પ્યુટરમાં છે અને ટુંક સમયમાં પ્રકાશિત થવાનો હતો) અને ટુંક સમયમાં ઈન્શાઅલ્લાહ પ્રકાશિત થશે એવા યુવાન આલિમે દીન, દારૂલ ઉલૂમ દેવંબદના ફાઝિલ, અનેક ખુબીઓના માલિક, દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા – ભરૂચના ઉસ્તાદે હદીસ વ ફિકહ હઝરત મુજતબા હસન કાસમી (રહ.) તા. ૨૦ એપ્રિલ ૨૦૨૧, મુતાબિક ૮ રમઝાન હિ.સ. ૧૪૪૨ ના રોજ અલ્લાહની રહમતમાં પહોંચી ગયા છે.

ખુદા બખ્શે બહુત સી ખુબિયાંથી મરનેવાલેમેં....

અલ્લાહ તઆલા મરહુમની મગફિરત ફરમાવે, જન્નતુલ ફિરદોસ નસીબ ફરમાવે. આપની મહામૂલી ખિદમાતને તરક્કીએ દરજાતનું નિમિત્ત બનાવે, કુટુંબિજનોને સબ્રે જમીલ નસીબ ફરમાવે. આમીન યા રબ્બલ આલમીન !

અલ્લાહ પાક વાલિદે મુહતરમ મુફતી અહમદ બેમાત સાહેબ (રહ.)ના આ ઈલ્મી સંગ્રહને કબૂલ ફરમાવે, તેઓ માટે સદકએ જારિયહ બનાવે અને જન્નતમાં ઉચ્ચ મકામ નસીબ ફરમાવે. આપની ઈલ્મી, દીની, સામાજીક, સાર્વજનિક, દીની – દુન્યવી ખિદમતોને કબૂલ ફરમાવે. અને સૌ ગુર્જર મુસ્લિમોને આપના ફતવાઓથી ફાયદો ઉઠાવવાની તૌફીક આપે અને જે ભાઈઓએ એને પ્રગટ કરવામાં વિવિધ રૂપે સાથ સહકાર આપ્યો તે સૌને તેમની કોશિશોનો બદલો આપે. આમીન

જે સખીદાતાઓએ તેને પ્રકાશિત કરવામાં અર્થિક મદદ કરી તેમને આ મૌકા પર વિસરી ન શકાય, હું તેમનો અંત : કરણથી આભાર માનું છું. અલ્લાહ તઆલા તેમના જાન–માલ– ઉમ્રમાં બરકત નસીબ ફરમાવે, તેમની સખાવતને કબૂલ કરે.

આ કિતાબને પ્રકાશિત કરતા અમે ખૂબ જ ખૂશી અનુભવીએ છીએ.

અલ્લાહ રબ્બુલ ઈઝઝત આ ફતાવા સંગ્રહને કબૂલ ફરમાવે, તમામ લોકોને તેનાથી ખૂબ જ ફાયદો ઉઠાવવાની તૌફીક આપે, લોકો માટે લાભદાયી બનાવે, અને મર્હૂમ વાલિદ સાહેબ (સાહિબે ફતાવા) માટે સવાબે જારિયહ બનાવે. અને અહકરના હકમાં પોતાની રઝામંદી અને ખુશ્નૂદીનો ઝરીયો બનાવે. આમીન.

અહકર (હાફિઝ) **અસ્જદ બિન મુફ્તી અહમદ બેમાત** (સાહેબ)
ખાદિમે કુર્આન : મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા
ફોન નં. **1905 966 4141**

ઈસ્લામી તારીખ : ૧૮ શવ્વાલ ૧૪૪૨
અંગ્રેજી તારીખ ૩૧ મે ૨૦૨૧



عن عائشة قالت : قال رسول الله صلى الله عليه وسلم : أعلنوا هذا النكاح واجعلوه في المساجد ، واضربوا عليه بالدفوف

( سنن الترمذی : ۲۰۷ ، رقم الحدیث : ۱۰۸۹ ، ابواب النكاح ، باب ما جاء في إعلان النكاح ، ط:دیوبند )

**તર્જુમો :** ઉમ્મુલ મુઅમિનીન હઝરત આઈશા (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : તમે નિકાહનું એલાન કરો, નિકાહ મસ્જિદની અંદર કરો અને નિકાહ વખતે ડફલી વગાડો. (તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૯)

# મંગણી, ઈજાઝત, ગવાહી વગેરે

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# મંગણી, ઈજાઝત, ગવાહી વગેરે

## (૧) મંગણીની શરઈ હેસિયત

**સવાલ (૨૦૩૫) :** નિકાહ પહેલા મંગણીની જે રસમ કરવામાં આવે છે, જેમાં દુલ્હા અને દુલ્હનના વાલીઓ એ કરાર કરે છે કે તમારી છોકરીનો નિકાહ અમારા છોકરા સાથે થશે. તો શું આ રીતે મંગણી કરવી શરઈ દ્રષ્ટીએ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મંગણી શરઈ રીતે એક પ્રકારનો વાયદો અને એકરાર છે, જે જાઈઝ છે, (બુખારી : ૧ / ૨૭૮, હદીસ નં. ૨૧૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગવાહ વગર નિકાહ પઢાવવા કેવા છે ?

**સવાલ (૨૦૩૬) :** નિકાહ વખતે ગવાહોની ઈજાઝત વગર નિકાહના રજીસ્ટરમાં લખેલા નામોને જોઈને નિકાહ પઢાવી દેવામાં આવે, તો તેનો શું હુકમ છે ? શું નિકાહ થઈ જશે અથવા ગવાહોથી નિકાહ પઢાવવાની ઈજાઝત ન લેવાથી કોઈ પ્રકારની ખામી તો પેદા નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ગવાહોની હાજરીમાં અથવા વકીલ વચ્ચે ઈજાબો કબૂલ થાય તો નિકાહ દુરુસ્ત થઈ જશે. માત્ર શરત એ છે કે નિકાહની મજલિસમાં હાજર રહીને પરસ્પર મંજુરનું કથન ગવાહોએ સાંભળ્યું હોય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ગવાહોની ગેર હાજરીમાં એવું કહેવું કે મેં મારી જાત બખ્શી દીધી, તો નિકાહ થશે કે નહી ?

**સવાલ (૨૦૩૭) :** એક મુસલમાન મર્દ અને એક મુસલમાન ઓરત પરસ્પર એવું કહે છે કે અમે પોતાની જાત એક બીજાને આપી દીધી, એવું કહેવાથી નિકાહ થઈ જશે કે નહીં ? એક પણ ગવાહ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્દ અને ઓરત સામે સામે એકબીજાને પોતાની જાત આપી દે અને ગવાહ ન હોય, તો નિકાહ નહીં થાય. નિકાહ વખતે બે ગવાહોની હાજરી જરૂરી છે,

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૧)

ગવાહો માટે ચાર શરતો જરૂરી છે :

(૧) આઝાદ હોય (૨) સમજદાર હોય, પાગલ ન હોય (૩) બાલિગ હોય (૪) મુસલમાન હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નિકાહમાં ઈજાબો કબૂલના શબ્દો ધીમે અને અવાજથી કહેવામાં શંકા

**સવાલ (૨૦૩૮) :** એક વ્યકિતના નિકાહ તબ્લીગી ઈજતિમામાં થયા, તેમાં લગભગ ૪૦૦ –૫૦૦ લોકો હાજર હતા. હઝરત શૈખુલ હદીસ મવલાના રઝા અજમેરી સાહેબ (રહ.) એ નિકાહ પઢાવ્યા છે. જયારે હઝરતે વકીલ, ગવાહો અને મજમા સામે ઈજાબો કબૂલ કરાવ્યું, તો એ વખતે કહેલા દુઆના શબ્દો : "નકહતુહા વ કબિલ્તુહા" વિશે પતિને શંકા છે કે મેં એ કલિમાત જોરથી કહયા હતા કે ધીમેથી ? તેમજ એ કલિમાત જબાનથી કહયા હતા કે માત્ર હકારમાં મોઢું હલાવ્યું હતું ? અલબત્ત એ વ્યકિતનું કહેવું છે કે ઈજાબો કબૂલ વખતે મારા નિકાહનો ઈરાદો બિલ્કુલ યકીની અને પાકો હતો, તો આ પ્રકારની શંકા વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈજાબો કબૂલના શબ્દો "નકહતુહા વ કબિલ્તુહા" દુઆના શબ્દો નથી, બલકે અરબી ભાષામાં તેનો અર્થ છે કે મેં નિકાહ કબૂલ કર્યા અને વર્ણન કરેલી ઓરતને મેં પોતાના નિકાહમાં કબૂલ કરી અને આ શબ્દોથી શરીઅતની દ્રષ્ટિએ નિકાહ સહીહ થાય છે અને ઓરત હલાલ થાય છે. માટે આ ઈજાબો કબૂલના શબ્દોને જોરથી અને ધીમેથી કહેવા જોઈએ. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૨૧) જોકે સવાલમાં કોઈ શંકાનું કારણ નથી, નિકાહ સહીહ છે, એવા મોકા પર જોરથી જ કબૂલ કરવામાં આવે છે, એટલે એ મોકો જોરથી કહેવાનો છે, એટલે શંકા કરવાની કોઈ જરૂરત નથી. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૪૭, ૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) અનેક નિકાહો માટે એક ખુત્બો

**સવાલ (૨૦૩૯) :** જો એક સાથે ૨૦–૨૫ નિકાહ કરાવવાના હોય, તો શું દરેક માટે અલગ અલગ ખુત્બો પઢવામાં આવશે, અથવા પછી એક જ ખુત્બો પઢીને બધા માટે ઈજાબો કબૂલ કરાવવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ માટે ખુત્બો મસ્નૂન અને પ્રિય છે, જો અનેક નિકાહ એક જ મજલિસમાં પઢાવવાના હોય, તો એક જ ખુત્બાથી સુન્નત અદા થઈ જશે, ઈજાબો કબૂલ વચ્ચે આવવાથી ખુત્બાની સુન્નત ખતમ નહીં થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નિકાહ વખતે ત્રણ વખત કબૂલ કરાવવું

**સવાલ (૨૦૪૦) :** નિકાહ વખતે ઈજાબો કબૂલમાં ત્રણ વખત કબૂલ કરાવવું જરૂરી છે અથવા એક જ વખતે કાફી છે ? અમારે ત્યાં જુના ખ્યાલના કાઝી છે. જે ત્રણ અલગ અલગ શબ્દોમાં ત્રણ વખતે કબૂલ કરાવે છે, તો આ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહમાં કરાર કરનારા અથવા તેમના વકીલ ભલે તે વકીલ નજીકનો રિશ્તેદાર હોય અથવા અપરિચિત, જયારે બે ગવાહો સામે ઈજાબો કબૂલ કરી લેશે, ભલે ઈજાબો કબૂલ ઉર્દૂમાં કહે અથવા ગુજરાતીમાં અથવા અન્ય કોઈ ભાષામાં (જયારે એ માલૂમ થઈ જાય કે આ ઈજાબો કબૂલના શબ્દો છે અને ગવાહો પણ તેને જાણતા હોય) તો કાફી છે, નિકાહ થઈ જશે. કાઝી હઝરાત જે ત્રણ વખત કબૂલ કરાવે છે તે જરૂરી નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૯,૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) છોકરીથી નિકાહની ઈજાઝત લેતી વખતે, બે ગવાહોનું સાથે જવું

**સવાલ (૨૦૪૧) :** નિકાહમાં છોકરીથી ઈજાઝત લેતી વખતે, વકીલની સાથે ગવાહોનું હોવું પણ જરૂરી છે ? સામાન્ય રીતે છોકરીનો નજીકનો રિશ્તેદાર ઈજાઝત લે છે, તો એ વખતે પણ ગવાહોનું હોવું જરૂરી છે ? ગવાહો વગર ઈજાઝત લેવી કાફી છે કે નહીં ? જવાબ આપીને મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરીથી ઈજાઝત જયારે તેના પિતા અથવા દાદા, કોઈ રિશ્તેદાર અથવા તેનો વકીલ લઈ લે અને નિકાહ પઢાવી લેવામાં આવે, આ પણ કાફી છે, નિકાહ થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૯,૧૦) ઈજાઝત લેતી વખતે બે ગવાહોનું સાથે હોવું જરૂરી નથી. ગવાહોની હાજરી તો ઈજાબો કબૂલની મજલિસમાં જરૂરી છે કે તેના વગર નિકાહ સહીહ નહી થાય. ઈજાઝત વખતે તેમનું હોવું જરૂરી નથી. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૯૮) પરંતુ તે વખતે ગવાહોનું હોવું બહેતર છે કે એ પછી જો છોકરી એ વાતનો ઈન્કાર કરી દે કે મેં નિકાહની ઈજાઝત નથી આપી, તો એ બે ગવાહોથી તેનો દાવો રદ થઈ જશે. એટલે એ વખતે બે ગવાહોને સાથે લઈ જવા બહેતર છે. (ફિકહે ઈસ્લામી : ૯ / ૬૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નિકાહની મજલિસમાં બુટ પહેરીને દુલ્હાની હાજરી

**સવાલ (૨૦૪૨) :** ઘણી જગ્યાએ જોવામાં આવે છે કે નિકાહ પઢાવતી વખતે પણ દુલ્હો બુટ પહેરીને હોય, તો શું બુટ પહેરવાની હાલતમાં તેનો નિકાહ સહીહ થઈ જાય છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બુટ પહેરીને નિકાહ પઢાવવા જાઈઝ છે. તેમાં કોઈ વાંધો નથી, નિકાહ થઈ જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જબરદસ્તી કરવામાં આવતા નિકાહનો શરઈ હુકમ

**સવાલ (૨૦૪૩) :** એક છોકરો એક છોકરીને તેના ઘરેથી ઉઠાવીને લઈ ગયો, પછી તે એ છોકરીને પોતાના ઘરે લઈ જઈને જબરદસ્તી તેની સાથે નિકાહ પઢી લીધા. નિકાહ છોકરાના બે નાના ભાઈઓને સાથે રાખીને તેને ગવાહ અને વકીલ બનાવીને કરી લીધા છે તો આ નિકાહ શરઈ રીતે કેવા છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ સહીહ થવામાં ઈજાબો કબૂલ જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૯) બંનેમાંથી કોઈ એક દા.ત. છોકરો બે સમજદાર બાલિગ ગવાહોની હાજરીમાં એ કહે કે મેં ફલાણી (ઝેનબ) સાથે નિકાહ કર્યા, પછી ઝેનબે કહયું કે મેં આ નિકાહને કબૂલ કર્યા, અથવા છોકરીનો વકીલ બે સમજદાર બાલિગ ગવાહોની હાજરીમાં એવું કહે કે મેં છોકરી તરફથી આ નિકાહને કબૂલ કર્યા, તો નિકાહ સહીહ

થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૧)

ખુત્બો નિકાહમાં સુન્નત છે, જરૂરી નથી. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૮) એટલે છોકરાના બંને ભાઈઓ સમજદાર અને બાલિગ હોય અને તેઓ ખરેખર ગવાહ બન્યા હોય, તો નિકાહ દુરૂસ્ત થઈ જશે અને જો તે નાબાલિગ હોય તો નિકાહ દુરૂસ્ત નહીં થાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) જબરદસ્તી નિકાહનો હુકમ

**સવાલ (૨૦૪૪) :** જો કોઈ વ્યકિતને મજબૂર કરવામાં આવે કે નિકાહ કરી લો નહીં તો મારવામાં આવશે, તો આ રીતે નિકાહ સહીહ ગણાશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહના ઈન્કાર પર, છોકરીવાળાઓ તરફથી મારપીટના ડરથી નિકાહ કરી લીધા, તો આ નિકાહ સહીહ થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તબ્લીગી ઈજતિમામાં નિકાહ કરવા અને રૂખ્સતી વખતે રીત – રિવાજ પ્રમાણે ખૂબ ખર્ચ કરવો

## (૧૨) દીનદારી અને અખ્લાક પર માત્ર નજર કરી, માલ જોઈને નિકાહ કરવા

**સવાલ (૨૦૪૫) :** ઘણા લોકો તબ્લીગી ઈજતિમામાં પોતાના છોકરાના નિકાહ કરે છે, પછી જયારે રૂખ્સતીનો વખત આવે છે, તો ખુબ જ એહતિમામથી દાવત કરે છે અને ખુબ રૂપિયા ખર્ચ કરે છે. તેમની ડબલ નીતિ શરીઅતમાં શું હુકમ રાખે છે, આ રીતે આજકાલ જોવામાં આવે છે કે અમુક લોકો દીનદારી અને અખ્લાક પર માત્ર નજર કરીને છોકરીની શાદી માટે એવા છોકરાને પસંદ કરે છે જે ઘરેણા અને કપડા વધુ પ્રમાણમાં આપતો હોય. અમુક વખતે તેની માંગ પણ કરવામાં આવે છે. અમુક વખતે એ જ વિચારમાં અને વર્ષો સુધી પોતાની છોકરીને લોકો ઘરમાં બેસાડી રાખે છે અને માલદાર જમાઈ નથી મળતો, એટલે શાદી કરતા નથી. શરીઅતમાં તેનો શું હુકમ છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ માટે શરીઅતમાં ઘણી સહુલતો અને આસાનીઓ છે, બે ગવાહોની હાજરીમાં દુલ્હો અને દુલ્હન ઈજાબો કબૂલ કરી લે, નિકાહ થઈ જાય છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૯,૨૧,૨૨) તેમાં ખુત્બો સુન્નત છે એવી રીતે મસ્જિદમાં નિકાહ થાય અને લોકો ભેગા થાય, એ પણ સુન્નત છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૮) તેમજ વલીમાની દાવત પણ સુન્નત છે, (ઉમ્દતુલ કારી : ૨૦ / ૧૫૩)

શાદીને કારણે મર્દ પર મહેર વાજિબ થાય છે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૨૮૮) પરંતુ તે પણ ઘણી સામાન્ય, હનફી મસ્લક પ્રમાણે ઓછામાં ઓછી મહેર માત્ર ચાંદીના દસ દિરહમ છે. તેની પોણા ત્રણ તોલા ચાંદી થાય છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૧૦) અથવા કૌટુંબિક રીવાજ પ્રમાણે જે વાલી નક્કી કરે, તે અદા કરવી જરૂરી છે.

હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : સૌથી બરકતવાળો નિકાહ તે છે, જેમાં ખર્ચ ઓછો હોય.

(શુઅબુલ ઈમાન : ૮ / ૫૦૧, હદીસ નં.૬૧૪૬)

રસૂલુલ્લાહ (સલ.) ના જમાનામાં નિકાહ એટલો આસાન અને સહેલો હતો કે જાતે આપ (સલ.) ને ખબર આપવામાં આવતી ન હતી અને સહાબા (રદિ.) નિકાહ કરી લેતા હતા. તેના ઘણાં ઉદાહરણો છે, માત્ર બે ઉદાહરણો હદીસથી નકલ કરવામાં આવે છે.

(૧) હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.) રસૂલુલ્લાહ (સલ.) ની મજલિસમાં આવ્યા, તો તેમની ઉપર કંઈક કેસરનો અસર હતો, આપ (સલ.) એ સવાલ કર્યો કે આ શું છે ? તો એમણે જવાબ આપ્યો કે હે અલ્લાહના રસૂલ (સલ.) ! મેં શાદી કરી છે. તો આપ (સલ.) એ ફરમાવ્યું : વલીમો કરો, ભલે એક બકરી હોય.

(બુખારી : ૨ / ૭૭૪, હદીસ નં. ૫૧૫૩)

(૨) હઝરત જાબિર (રદિ.) નો નિકાહ એટલો આસાન અને સાદો હતો કે રસૂલુલ્લાહ (સલ.) ને પણ તેની ખબર ન થઈ. (બુખારી : ૨ / ૮૦૮, હદીસ નં. ૫૩૬૭)

જયારે આજે લોકો સાદગીનો દાવો કરીને દરેક પ્રકારના રીત રિવાજો અપનાવી રહયા છે. તબ્લીગી ઈજતિમામાં શાદી કરી લીધી, પછી બે ચાર મહિના પછી રૂખ્સતી વખતે ખૂબ જ ધામધુમથી દાવત કરી રહયા છે અને રીત રિવાજોમાં

ખર્ચ કરી રહયા છે, તો પછી સાદગી કયાં રહી ? આ તો લોકોને ધોકો આપવો છે, જો અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે, તો છોકરાવાળાઓએ વલીમાની દાવત કરવી સુન્નત છે, તેમાં વધુ ખર્ચ ન કરવો જોઈએ. રસૂલુલ્લાહ (સલ.) નો વલીમો જુઓ :

હઝરત સફિય્યહ (રદિ.) ના વલીમાના મોકા પર રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જેની પાસે ખાવાની કોઈ વસ્તુ હોય, તે લઈ આવે. સહાબા (રદિ.)માંથી અમુક ઘી લાવ્યા, અમુક પનીર લાવ્યા અને અમુક ખજુર, તે મિશ્રણ કરીને હૈસ (જે એક પ્રકારનો હલવો) બનાવવામાં આવ્યો. આ વલીમો હતો.

(બુખારી : ૧ / ૫૪, હદીસ નં. ૩૭૧)

અને અમુક પત્નીઓના નિકાહમાં આપ (સલ.) એ બે મુદ અને બે રતલ જવથી વલીમો કર્યો હતો. (બુખારી : ૨ / ૭૭૭, હદીસ નં. ૫૧૭૨)

હઝરત ઝૈનબ (રદિ.) ના વલીમામાં ગોશ્ત હતો, પરંતુ એ પણ મામુલી દાવત હતી. ( બુખારી : ૧ / ૫૪, હદીસ નં.૫૧૭૧)

આજે જે વલીમાના નામ પર ખર્ચ કરવામાં આવે છે અને શાદીના મોકા પર છોકરીવાળા, છોકરાવાળાઓ પાસેથી મહેમાનોને ખવડાવવા માટે રૂપિયા લે છે. આ શરીઅતથી સાબિત નથી.

શાદી માટે છોકરીની દીની અને અખ્લાકી હાલત જોવામાં આવશે. જે વિશે આપ (સલ.) નું ફરમાન છે કે શાદીના કારણો : માલ, ખાનદાન, ખુબસુરતી અને દીનદારી છે, તો તમે દીનદાર છોકરીથી નિકાહ કરો. (બુખારી : ૨ / ૭૬૨ , હદીસ નં. ૫૦૯૦) છોકરો હોય કે છોકરી, દીનદાર અને અખ્લાક જોઈને નિકાહ કરવામાં આવે.

દીનદારીને બદલે ઘરેણા અને કપડા વગેરે જોઈને શાદી કરવી ઈસ્લામી તાલીમની વિરુદ્ધ છે અને માંગવું પણ જાઈઝ નથી. હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૧૬૭) શાદી પછી ખવડાવવા, પીવડાવવાની અને કપડા વગેરેની જવાબદારી પતિની છે, તે અદા કરશે. શાદીથી પહેલા તેની માંગણી કરવી બિલ્કુલ જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૪) અને એ ઈચ્છાને લીધે છોકરીને બેસાડી રાખવી હરામ છે. જો છોકરી ગુનાહમાં સંડોવાશે તો પિતા પણ ગુનેહગાર થશે. (શુઅબુલ ઈમાન : ૧૧ / ૧૩૭, હદીસ નં. ૮૨૯૯) એટલે રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે જયારે છોકરીનો

પયગામ આવે, તો તેની શાદી કરાવી દો, નહીં તો મોટો ફિત્નો પેદા થશે.

(તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૪)

માટે શાદી પહેલા વર્ણન કરેલી ચીજોની માંગણી કરવી અને છોકરાને તેની ઉપર મજબુર કરવો હરામ છે. ઘણી વખતે છોકરાનો પિતા મજબુરીમાં કરજ અથવા વ્યાજ પર રૂપિયા લાવીને આપે છે અને તેનું કારણ છોકરીનો પિતા બને છે, જાહેર છે કે આ કામ હરામ છે.

માટે ઈજતિમામાં શાદી કર્યા પછી સાદગીથી ૧૫– ૨૦ નજીકના રિશ્તેદારોને બોલાવીને રૂખ્સતી કરવી જોઈએ. અને છોકરો પોતાની હેસિયત પ્રમાણે વલિમો કરે. બસ આ સુન્નત તરીકો છે અને તેમાં બરકત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તબ્લીગી ઈજતિમામાં નિકાહની મજલિસ રાખવી

**સવાલ (૨૦૪૬) :** નિકાહ માટે કઈ મજલિસ એટલે કઈ જગ્યા મસ્નૂન છે ?

આજકાલ જે સાદગી અને બરકતના નામ પર, પોતાને ત્યાં અથવા બીજા ગામમાં થનારા ઈજતિમામાં નિકાહ કરે છે, જેમાં દુલ્હાને, ગવાહોને અને વકીલ વગેરેને ઓળખવો પડે છે, જયાં બીજા પણ ઘણાં નિકાહ થાય છે. આવું સાદગી અને બરકત સમજીને કરવામાં આવે છે, તો શું કુર્આન અને હદીસની રોશનીમાં વર્ણન કરેલો રિવાજ સાબિત છે કે નહીં ? કયાંક આ બિદઅત તો નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ અને ઝિનામાં ફરક એ છે કે નિકાહ જાહેરમાં લોકોની સામે થાય છે, એટલે જયાં વધુ પ્રચાર થતો હોય, એવી જગ્યાએ નિકાહની મજલિસ રાખવી બહેતર છે. એટલે મસ્જિદમાં રાખવામાં આવે છે અને મસ્જિદમાં નિકાહ કરવો બહેતર છે.

(તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૯)

જો તેથી તબ્લીગી ઈજતિમામાં અમુક લોકો નિકાહ રાખતા હોય અને તબ્લીગી ઈજતિમામાં નિકાહને જરૂરી ન સમજતા હોય તો તબ્લીગી ઈજતિમામાં નિકાહ કરવા જાઈઝ છે, બિદઅત નથી.

જોકે તબ્લીગી ઈજતિમામાં નિકાહ ખ્વાનીને સવાબનું કામ સમજવામાં આવતું નથી, બલકે બિચારા ગરીબ તો એટલા માટે ત્યાં નિકાહ કરાવે છે કે નકામા ખર્ચથી બચી જાય. દા.ત. શાદીના મોકા પર આવનારા રિશ્તેદારો માટે મંડપની

વ્યવસ્થા કરવી, ખાવા – પીવા અને બેસવાનો બંદોબસ્ત કરવો વગેરે.

અને દીની ગૈરત રાખનારા માલદાર, ત્યાં એટલા માટે નિકાહને પસંદ કરે છે કે દીની મજલિસની બકરત પણ પ્રાપ્ત થઈ જશે અને રીત રિવાજોથી બચવું પણ આસાન થઈ જશે. અને આ બંને મકસદ શરીઅતમાં જરૂરી છે. ટુંકમાં તબ્લીગી ઈજતિમામાં નિકાહથી જાહેરાત પણ થઈ જાય છે અને રીત રિવાજોથી પણ હિફાઝત થઈ જાય છે તેમજ ત્યાં નિકાહને એવો જરૂરી પણ સમજવામાં આવતો નથી કે જો બીજી જગ્યાએ નિકાહ કરવામાં આવે તો નિકાહ જ નહીં થાય. એટલે ઈજતિમામાં નિકાહ વખાણવા લાયક છે, કોઈ બિદઅત નથી. હાં, જો કોઈ સાબિત વગરની વસ્તુને દીન સમજીને, સવાબની પ્રાપ્તિ માટે અંજામ આપવી બિદઅત છે જે આ અંતિમ સુરતમાં પણ જોવા મળતી નથી.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૬૦,૫૬૧)

અલ્લામા અનવર શાહ કશ્મીરી (રહ.) એ ફૈઝુલ બારીમાં લખ્યું છે કે અમલ મખ્યિત માટે સુન્નતની વિરુદ્ધ, સવાબ સમજીને કરવામાં આવે છે એ બિદઅત છે, અને શાદીમાં જે કામ નિય્યત વગર કરવામાં આવે છે તેને રીત રિવાજ કહીશું, ન બિદઅત, માટે જો નિય્યત સહીહ હોય, તો ઈજતિમામાં નિકાહ કરવા જાઈઝ છે. (શર્હે તિરમિઝી : ૪ / ૧૩૫, હદીસ નં. ૨૬૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) કોઈ મુસ્લિમ જમાતે શાદી વગેરે વિશે સખત અને અન્યાયી કાનુન ઘડવા

**સવાલ (૨૦૪૭) :** અમારે ત્યાં અમારી બિરાદરીની એક મોટી જમાત છે, જે પટ્ટી મુસ્લિમ જમાતના નામથી ઓળખાય છે, એ જમાત તરફથી પોતાના ઘણાં નિયમો છે. એ નિયમોના પાલન માટે એક કમિટી બનાવવામાં આવી છે. શાદી, મૃત્યુ વગેરેના મોકાઓ પર આ કમિટી એ નિયમો લાગુ પાડે છે.

એ નિયમોમાંથી એક કાનૂન એ છે કે જો કોઈ મુસલમાન મર્દ કોઈ નવ મુસ્લિમ ઓરતથી નિકાહ કરે છે, તો એ નિકાહમાં એ નવમુસ્લિમ ઓરત પર જમાત તરફથી ઘણી પાબંદીઓ લગાવવામાં આવે છે, તેના નિકાહમાં ઓરતો હાજરી આપતી નથી અને બીજી ઓરતને પણ એ નવમુસ્લિમ ઓરતની મુલાકાતથી રોકવામાં આવે છે અને શાદીના રજીસ્ટર્ડમાં તેનું નામ પણ લખવામાં આવતું નથી જો તેની કોઈ અવલાદ પેદા થાય છે તો તેનું નામ પણ લખવામાં આવતું નથી અને

તેની સાથે જાણે બાયકોટ જેવો વ્યવહાર કરવામાં આવે છે. અને તેને શાદી વગેરેમાં દાવત પણ આપવામાં આવતી નથી, તેમજ તેના છોકરાથી શાદી માટે પણ કોઈ તૈયાર નથી થતું, એ કાનૂનોને લીધે બિરાદરીમાં ઘણા મર્દો અને ઓરતો શાદી વગર દફન થઈ ગયા, તો આ પ્રમાણે સખત કાનૂનો બનાવવા દુરુસ્ત છે ? જવાબ આપી મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા નિયમો ઈસ્લામી કાનૂનની વિરુદ્ધ છે, નવમુસ્લિમ ઓરત પર આટલી પાબંદીઓ લગાવવી જાઈઝ નથી, ઈમાન લાવ્યા પછી તેને એ બધા હકો મળે છે, જે એક મુસલમાન ઓરતને મળે છે. (સુનને સઈદ બિન મન્સૂર : ૨ / ૨૨૩ હદીસ નં. ૨૪૭૯) એટલા માટે એ નવમુસ્લિમ ઓરતને બીજી મુસલમાન ઓરતો સાથે ખાવા – પીવામાં હાજર રહેવાથી રોકવી ન જોઈએ. તેમાં તેની બેઈજ્જતી છે અને આ શરતો બીજી બિન મુસ્લિમ ઓરતોને ઈમાનમાં દાખલ થવાથી રોકશે, એટલે જાઈઝ નથી. આપ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો : અરબીને બિન અરબી પર અને બિન અરબીને અરબી પર કોઈ ફઝીલત હાસિલ નથી. તમારામાં સૌથી બહેતર વ્યકિત એ છે જે સૌથી વધારે પરહેજગાર હોય.

(મુસ્નદે અહમદ : ૩૮ / ૪૭૪, હદીસ નં. ૨૩૪૮૯)

જો તે નવમુસ્લિમ ઓરત પરહેજગાર હોય, તો કુટુંબની એક હજાર ઓરતોથી બહેતર છે જે દીનથી દૂર છે. માટે વર્ણન કરેલા કાનૂનો બનાવવા જાઈઝ નથી, અને મુસલમાનના વિર્યથી પેદા થનારું બાળક મુસલમાન છે. શાદી અને બીજા ખુશીના મોકા પર તેને દાવત ન આપવી ઈસ્લામી તાલીમની વિરુદ્ધ છે.

નિકાહ સહીહ થવા માટે બે ગવાહો હોવા જરૂરી છે, ખુત્બો સુન્નત છે, એટલે જો કોઈ નવમુસ્લિમ છોકરો અને છોકરી બે ગવાહો સામે નિકાહ કરી લે, તો નિકાહ થઈ જશે. રજીસ્ટરમાં નામ નોંધાવવું જરૂરી નથી, હા સુન્નત પ્રમાણે ખુત્બો પઢવો અને લોકો સામે નિકાહ કરવો એ સુન્નત તરીકો છે, (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫) માટે વર્ણન કરેલા કાનૂનો શરીઅત વિરુદ્ધ હોવાને લીધે બધાની જવાબદારી છે કે એ કાનૂનોને રદ કરી દે, નહીં તો બધા ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શાદી વિશે વાલિદૈનની નાફરમાની કરવી

સવાલ (૨૦૪૮) : શુ ફરમાવે છે ઉલમાએ કિરામ નીચેના મસ્અલામાં કે શાદી વિશે વાલિદૈનની નાફરમાની કરવાનો ગુનોહ છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારો સવાલ તફસીલ માંગે છે, એટલે જોવામાં આવશે કે નાફરમાની કેમ કરવામાં આવી છે. જો નિકાહમાં માતા – પિતા કોઈ ગેર શરઈ કાર્યો કરવા પર મજબુર કરે છે, તો નાફરમાની કરવા પર ગુનોહ નથી, કારણ કે "لاطاعة لمخلوق في معصية الخالق" અને જેના નિકાહ થઈ રહયા છે, તે કોઈ ગેર શરઈ કાર્ય કરી રહયો છે અને માતા – પિતા મના કરે છે, તો એ સુરતમાં નાફરમાની કરવાનો ગુનોહ થશે. જો પત્નીની પસંદગીમાં મતભેદ છે, તો ઈસ્તિખારો કરીને કોઈ વાત નક્કી કરે અને માતા – પિતાને રાજી કરવાની કોશિશ કરે. (મુસ્નદે અહમદ : ૮ / ૩૩૩, હદીસ નં. ૪૭૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ગર્ભપાત વાદિએ ખફી (ગુપ્ત ખીણ) માં દાખલ છે

સવાલ (૨૦૪૯) : શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે તે ગર્ભ જે હજુ અધુરું હોય અને તેને દવાથી પડાવી દેવામાં આવે, તો શું એ "વાદિએ ખફી" (ગુપ્ત ખીણ) માં દાખલ છે, અને આવું કરવું કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુફતી મુહમ્મદ શફી સાહેબ દેવબંદી (રહ.) એ મઆરિફુલ કુર્આનમાં તફસીરે મઝહરીથી નકલ કર્યુ છે કે બાળકોને કતલ કરવા અથવા જીવતા દફન કરી દેવા, સખત ગુનોહ છે અને મહાન પાપ છે. અને ચાર મહિના પછી કોઈ પણ ગર્ભ પડાવવું આ જ હુકમમાં છે. એટલે કે ચાર મહિના પછી ગર્ભમાં રૂહ પડી જાય છે અને એ જીવતા માનવીના હુકમમાં છે.

આગળ લખે છે : અને ચાર મહિનાથી પહેલા ગર્ભપાત કરવો સખત મજબુરી વગર હરામ છે. પરંતુ પહેલી સુરતના મુકાબલામાં ઓછું. કારણ કે તેમાં કોઈ જીવતા માનવીના કતલનો નિર્દેશ નથી. (મઆરિફુલ કુર્આન : ૮/ ૬૮૨, સુરએ તકવીર)

જો કે આ સ્પષ્ટ કતલનો નિર્દેશ નથી, છતાં ગર્ભપાત આ ખ્યાલથી હોય કે બાદમાં શું ખવડાવીશ, તો અલ્લાહ તઆલાનો વાયદો "وما من دابة في الارض الا على الله رزقها" અને કોઈ પણ પૃથ્વી પર ચાલનાર પ્રાણી એવું નથી જેની રોજી અલ્લાહ

તઆલાના જિમ્મે ન હોય. (સૂરએ હુદ : ૭) ની વિરુદ્ધ છે. બીજી જગ્યાએ ફરમાવ્યું : "ولا تقتلوا اولادكم خشية املاق" અને મોહતાજીની બીકથી પોતાની અવલાદને મારી નાખો નહીં (કારણ કે) અમે જ તેમને પણ તથા તમને પણ રોજી આપીએ છીએ. બેશક તેમને મારી નાખવું બહુ મોટો ગુનોહ છે. (સૂરએ બની ઈસ્રાઈલ : ૩૧) આ ખ્યાલથી કતલ કરવું, ઈમાનની કમજોરીની નિશાની છે, બલકે એવા લોકો માટે ઈમાનથી નીકળી જવાનો ખતરો છે.

બીજી વાત એ છે કે મુસ્લિમ શરીફમાં ૧ / ૪૬૬ રિવાયત છે કે નબીએ કરીમ (સલ.) થી અઝલ (ગર્ભ ન રહે એ માટે જાતીય સમાગમ વખતે પુરુષ દ્વારા યોનિ બહાર કરવામાં આવતું સ્ખલન) વિશે પુછવામાં આવ્યું તો આપ (સલ.) એ તેને વાદિએ ખફી ફરમાવ્યું. (મુસ્લિમ : ૨ / ૧૦૬૭, હદીસ નં. ૧૪૧– ૧૪૪૨) તો જે ગર્ભ રહી ગયો છે તેને જરૂરત વગર પાડવો, તે તો નિશંક વાદિએ ખફીમાં દાખલ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) શું પત્નીને તેની માતાની સામે ગાળ આપવાથી નિકાહમાં કોઈ નુકસાન આવશે ?

**સવાલ (૨૦૫૦) :** એક વ્યકિતએ તેની માતાની સામે જ નિર્લજ્જ ગાળો આપી. (અને આજકાલ આ દરેક કુટુંબમાં આમ થઈ ગયું છે કે જયારે ખેતરથી થાકીને ઘરે આવે છે તો ગુસ્સામાં પત્નીને મા–બહેનની ગાળો આપવાનું શરૂ કરી દે છે.) તો શું આ રીતે ગાળો બોલવાથી નિકાહમાં કોઈ નુકસાન તો નહીં આવે ? કારણ કે ગાળો બોલવી તો હરામ છે, તેમાં કોઈ શંકાની વાત નથી. પરંતુ પત્નીને તેની માતાની સામે જ નિર્લજ્જ ગાળો બોલવી કે તારી માની આવી–તેવી.... અને ખોટી ખોટી ગાળો આપવી, તો તેનાથી નિકાહમાં કોઈ ખામી આવશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે લખ્યું છે કે ગાળો આપવી હરામ છે, માટે પત્નીને માની ગાળો આપવી પણ હરામ છે, તેનાથી પણ વ્યકિત ગુનેહગાર થશે, પરંતુ તેને કારણે નિકાહમાં કોઈ ખામી નહીં આવે. (બુખારી : ૨ / ૮૯૩, હદીસ નં. ૬૦૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) કોર્ટ મેરેજ કર્યા પછી અલગ થવા માટે તલાકની જરૂરત

**સવાલ (૨૦૫૧) :** અમારે ત્યાં બ્રિટિશ સરકારના કાનૂન પ્રમાણે એક છોકરીએ કોર્ટમાં મેરેજ રજીસ્ટર કરાવ્યા, શરીઅત પ્રમાણે નિકાહ કરવાની હજુ સુધી નોબત આવી નથી અને બંને એક સાથે પણ રહેતા નથી, હવે બંને વચ્ચે અલગ થવાની સમસ્યા ઊભી થઈ છે. તો શું અલગ થવા માટે છોકરાથી તલાક લેવી જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મસ્અલો આ છે કે જો જજની સામે બે મુસ્લિમ ગવાહોની હાજરીમાં નિકાહ કરનારાઓએ નિકાહના શબ્દો કહયા હોય એટલે એકે કહયું કે મેં તમારાથી નિકાહ કરી લીધા, અને બીજો કહે કે મેં કબૂલ કરી લીધા. તેને શરીઅતની પરિભાષામાં ઈજાબ અને કબૂલ કહે છે, તો બંનેના નિકાહ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૦)

પૂછેલી સુરતમાં જો બે મુસલમાન ગવાહોની હાજરીમાં નિકાહ થયા છે, તો નિકાહ સહીહ થઈ જશે. નિકાહમાં ખુત્બો અને લોકોનું હાજર રહેવું જરૂરી નથી, સુન્નત છે. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૮)

નિકાહ પછી પત્નીને પતિ પોતાને ત્યાં બોલાવે એ પતિનો હક છે, પતિ જો સહુલત ન હોવાને કારણે અથવા કોઈ મસ્લિહતથી ન બોલાવે તો તેનાથી નિકાહમાં કોઈ ખરાબ અસર નહીં આવે, પરંતુ નિકાહ થઈ ગયા પછી છોકરી અથવા તેનો વાલી પતિને એવું કહી શકે છે કે નિકાહ થઈ ગયા છે. તમે તમારી પત્નીને રહેવાનો જલ્દી બંદોબસ્ત કરો અને તેને પોતાના ઘરે લઈ જાઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(નોંધ : અસલ સવાલનો જવાબ અહીંયા નથી, સવાલ એ છે કે માત્ર કોર્ટ મેરેજ થયા છે. શાદી થઈ નથી અને ન તો છોકરી પતિને ત્યાં રૂખ્સત થઈને ગઈ છે, તો શું અલગ થવા માટે પતિથી તલાક લેવી જરૂરી છે ?

હઝરત મુફતી સાહેબના શરૂઆતના જવાબનો ખુલાસો એ છે કે આ ખ્યાલ ખોટો છે કે કોર્ટ મેરેજમાં દરેક હાલતમાં નિકાહ નથી થતા. જો મુસ્લિમ ગવાહોની હાજરીમાં બંને વચ્ચે ઈજાબ વ કબૂલ થયા છે, ભલે બિન મુસ્લિમ જજની સામે આવું થયું હોય, પરંતુ નિકાહનો રૂકન હોવાથી નિકાહ થઈ જશે.

જવાબનો બીજો ભાગ એ છે કે જયારે નિકાહ થઈ ગયા, તો હવે અલગ થવા માટે તલાક લીધા વગર અથવા ખુલઅ વગર અલગ નહીં થાય. મુજતબા હસન કાસમી)

## (૧૯) જજના અલગ થવાના ફેસલાથી શું તલાક થઈ જશે ?

**સવાલ (૨૦૫૨) :** જો બ્રિટિશ કોર્ટનો જજ બંનેને અલગ થવાનો ફેસલો કરી દે, તો અલગથી તલાકની જરૂરત પડશે, અથવા આ જ ફેસલો કાફી થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરતે તલાકનો દાવો કર્યો હોય અને જજે તલાકનો ફેસલો કરી દીધો હોય, તો તેને કારણે ઓરત નિકાહથી નહીં નીકળે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) નિકાહ પઢાવવાની મજુરી લેવી જાઈઝ છે

**સવાલ (૨૦૫૩) :** અમારે ત્યાં ઈમામ સાહેબ નિકાહ પઢાવવાની મજુરી લે છે, તો આ મજુરી લેવી જાઈઝ છે કે નહીં ? આ ટેકસ તો નહીં થાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ પઢાવવાની જે મજુરી લેવામાં આવે છે, તે ટેકસ નથી, બલકે એ મહેનતાણું અને મજુરી છે, માટે જો ખુશીથી આ મજુરી આપવામાં આવે, તો ઈમામ સાહેબે (આ રકમ) લેવી જાઈઝ છે, પરંતુ નિકાહથી પહેલા આ મજુરી નક્કી કરી લેવી જોઈએ. (અલ મુહીતુલ બુરહાની : ૮ / ૬૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) નસબંધીનું ઓપરેશન કરાવવું

## (૨૨) બીજી શાદીની ઈજાઝત કયારે ?

## (૨૩) સંભોગ વખતે ઓરત જરા પણ શોખ ન દાખવે તો ?

**સવાલ (૨૦૫૪) :** શાદીના ૧૩ વર્ષમાં મારી પત્નીને ચાર વખતે ગર્ભ રહયો હતો. તેમાં બે ગર્ભ મુદત પહેલા જ પડી ગયા હતા અને ગર્ભના આઠમાં મહિને બાળક અધુરુ પેદા થઈને મરી ગયું હતું અને બીજા બે ગર્ભ અલ્લાહના ફઝલથી સહીહ રહયા અને તેનાથી એક છોકરો અને એક છોકરી પેદા થઈ. મારી પત્નીની હાલત ખૂબ જ કમજોર છે. ખાસ કરીને ગર્ભ પછી તો બિલ્કુલ કમજોર થઈ જાય છે,

સંભોગમાં તેને બિલ્કુલ શોખ નથી, લાંબી મુદત થઈ જાય છે, છતાં કોઈ ઉત્સાહ બતાવતી નથી, સંભોગ વખતે એવું લાગે છે કે એક મૃત શરીર પડેલું છે, જયારે કે મને ખૂબ જ ઈચ્છા થાય છે, પરંતુ તેની આ હાલત જોઈને મોટે ભાગે રોકાય જાઉં છું, અને પોતાની ઈચ્છાને દબાવીને કડવો ઘુંટડો પી જાઉ છું, મેં તેને અનેક વખતે કહયું કે તને કોઈ તકલીફ હોય તો બતાવ ? પરંતુ એ કહે છે કે મને કોઈ પ્રકારની તકલીફ નથી, મેં આ વિશે અનેક ડોકટરોને પણ બતાવી, પરંતુ કોઈ પરિણામ ન આવ્યું.

હવે જયારે કે તેને પાંચમો ગર્ભ પણ રહી ગયો છે, તે કહે છે કે આ ગર્ભ પછી મને નસબંધીનું ઓપરેશન કરાવવું છે, જેથી હવે ગર્ભનો કોઈ સવાલ ન રહે અને મને વધારે તકલીફ ન પડે અને એ કાર્ય દરમિયાન કોઈ ટેન્શન પણ ન રહે, હું તેને મના કરું છું કે ઈસ્લામમાં ઓપરેશનની પરવાનગી નથી. એ કહે છે કે મારા તરફથી બીજી શાદીની ઈજાઝત છે પરંતુ છતાં મને ઓપરેશન કરાવવું છે. તો એવી હાલતમાં મારે શું કરવું જોઈએ ? શું હું તેને ઓપરેશનની ઈજાઝત આપી દઉં અથવા તેની ઈજાઝતથી બીજી શાદી કરી લઉં ? જયારે મને ખબર છે કે બીજી શાદી કર્યા પછી મારે ઘણી પરેશાનીઓનો સામનો કરવો પડશે. ઘણી પરેશાનીમાં છું આપ મને જે પણ શરઈ મશવરો આપશો તેની ઉપર ઈન્શાઅલ્લાહ અમલ કરીશ.

મારા અમુક મિત્રોનું કહેવું છે કે મારી પત્નીની વર્ણન કરેલી હાલત જીન અથવા જાદુને કારણે પણ હોઈ શકે છે, જયારે કે હું એ બધી વસ્તુઓને વધુ માનતો નથી, તો આપનાથી વિનંતી છે કે તેના માટે કોઈ આમિલ અથવા બાપુ વગેરે પાસે ઈલાજ કરાવી શકું છું અને તાવીઝ વગેરે બનાવીને તેને પીવડાવી શકું છું ? શરીઅત આ વિશે શું કહે છે ? વહેલી તકે જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે શરતોમાં વર્ણન કરેલ ઓપરેશનની ઈજાઝત છે એ અહીંયા જોવા મળતું નથી, માટે ઓરત માટે આ ઓપરેશન કરાવવું જાઈઝ નહીં થાય અને જો આપ ઈજાઝત આપશો તો આપ ગુનેહગાર થશો, આજના યુગમાં આ ખ્યાલ કે "બાળક ન જોઈએ, મોજ મજા કરીને બસ જીવન પુરુ કરી લો" આમ રિવાજ થતો જાય છે, આ તેનું પરિણામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૭૫)

આપ બીજી શાદી કરી શકો છો, તેમાં ઓરતથી ઈજાઝત લેવાની પણ જરૂરત

નથી આ તો શરીઅતે આપેલો હક છે. (સૂરએ નિસાઅ : ૩, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૬૬) પરંતુ જો બીજી શાદી કરવાની હાલતમાં કોઈ એક પત્ની પર પણ જુલ્મ થવાનો અંદેશો હોય અને પોતાનો મિજાજ જોઈને એ ખ્યાલ હોય કે બંનેમાં બરાબર ન્યાય નહીં થઈ શકે, તો બીજી શાદી કરવી જાઈઝ ન થશે. તેમજ એ વિચારવું જોઈએ કે બીજી શાદી કર્યા પછી એ ઓરત પણ એક બે બાળકોનો જન્મ આપીને એવું કહેવા લાગશે કે મને બાળકો નથી જોઈતા, તો શું આપ ત્રીજી શાદી કરશો, માટે દરેક વાતમાં ઓરતનું માનવું ન જોઈએ, અને તેના કથન પ્રમાણે ન ચાલવું જોઈએ.

(ફયઝુલ કદીર શર્હે જામિઉસ્સગીર : ૪ / ૨૬૨)

આપે લખ્યું છે કે ઓરત સંભોગ કરવામાં કોઈ શોખ બતાવતી નથી અને ડોકટરોને બતાવવા છતાં કોઈ ફાયદો દેખાતો નથી, તો અમુક ઓરતોની એ તબીયત હોય છે કે તે જલ્દી તેની ઉપર રાજી થતી નથી, કયારેક કમજોરી, કયારેક ઈચ્છા ન હોવી, (જે ખાસ કરીને બાળકોના જન્મથી થાય છે.) કયારેક કોઈ બિમારીને કારણે, તો કયારેક ઓરતના નખરાને કારણે આ ચીજ થાય છે અને આ છેલ્લી વસ્તુ કોઈ ઓરતમાં ઓછી હોય છે તો કોઈ ઓરતમાં વધારે હોય છે. માટે આ વાતોનો ખ્યાલ રાખીને પગલુ ભરવામાં આવે. જો તમને અનુભવથી એવું લાગતુ હોય કે કોઈ જીન વગેરેનો અસર છે, તો દીનદાર આલિમથી જે તાવીઝનું કામ જાણતો હોય, અમલ કરાવી શકો છો, તેમાં કોઈ વાંધો નથી, અલબત્ત સાધુ વગેરે પાસે, જે શિર્કિયા અને કુફ્રિયા અમલ કરે છે, ન જવું જોઈએ. ખાસ કરીને કુફ્ર અને શિર્કના શબ્દો જાતે દર્દીને પણ બોલવા પડે છે, અથવા એવો કોઈ અમલ કરવો પડતો હોય, તો તેમની પાસે જવું અને અમલ કરાવવો બિલ્કુલ હરામ છે. તેમજ ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. (અબૂદાવૂદ : ૨ / ૫૪૦, હદીસ નં. ૩૮૬૮, ફતાવા હિન્દિય્યહ : ૫ ⁄ ૩૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) નસબંધીનું ઓપરેશન ખૂબ જ મજબૂરી વગર જાઈઝ નથી

**સવાલ (૨૦૫૫) :** એક વ્યકિતના ૫–૬ બાળકો છે અને તેની પત્નીને જયારે પણ ગર્ભ રહે છે તો સખત બિમાર થઈ જાય છે અને ઘણી તકલીફ પડે છે અને આખરી વખતમાં તો દવાખાનામાં દાખલ થવું પડે છે. તેમાં ખર્ચ પણ ઘણો થાય છે, પતિમાં વધુ ખર્ચ કરવાની શકિત નથી, તો એવી સુરતમાં નસબંધીનું ઓપરેશન કરી શકાય

છે કે નહીં ? શરીઅતમાં તેની ઈજાઝત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સામાન્ય બિમારીને લીધે નસબંધીનું ઓપરેશન કરાવવું જાઈઝ નથી. જયારે જાનનો ખતરો હોય અથવા કોઈ અંગ ખરાબ થવાનો ખતરો હોય અથવા કોઈ એવી ભયંકર બિમારી લાગી જવાનો ખતરો હોય, જેનાથી વર્ષો સુધી સ્વસ્થ ન થઈ શકાય, તો વર્ણન કરેલ ઓપરેશન જાઈઝ છે.

(મુજલ્લતુલ મજમઅ અલ ફિકહી : ૭૪૮)

યાદ રહે કે અવલાદ અલ્લાહ તઆલાની રહમત છે, રસૂલુલ્લાહ (સલ.) કયામતના દિવસે વધુ ઉમ્મત હોવા પર ગર્વ કરશે. (નસાઈ : ૬ / ૬૫, હદીસ નં. ૩૨૨૭) અને નેક અવલાદ દુનિયામાં આવશે, તો સદકએ જારિયહ બનશે. (મુસ્લિમ ૨ / ૪૧, હદીસ નં. ૧૪ – ૧૬૩૧) માટે સામાન્ય બહાનાઓને લીધે દુનિયા ઓપરેશન તરફ જે વધી રહી છે, તેનાથી બચવાની જરૂરત છે. " શું ખવડાવીશું ? શું પહેરાવીશું ?" નું રટણ કરનારાઓનું ઈમાન કમજોર છે, તેમણે ફરી કમિલો પઢવાની જરૂરત છે. (હઝરત મુફતી સાહેબ એક ફતવાના જવાબમાં લખે છે : રહી વાત ફરી નિકાહ પઢવાની, જો તેને ગુનોહ સમજીને આ કામ (દા.ત. વુઝૂ વગર નમાઝ પઢવી) કર્યુ છે. તો ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. નહીં તો નિકાહ ફરી પઢવો પડશે. અલ્લામા શામી (રહ.) લખે છે કે આજના જમાનામાં જયાં અજ્ઞાનતામાં એવા એવા શબ્દો બોલાય જાય છે, જે કુફ્ર છે, અને બોલનારને ખબર પણ નથી કે હું શું બોલી રહયો છું, તો એવા લોકો માટે  મુસ્તહબ એ છે કે નિકાહ દોહરાવતા રહે.) (ફતાવા ફલાહિય્યહ : ૧ / ૩૦૭) ફકત  અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) નસબંધીવાળા ઈમામની ઈમામતનો હુકમ

**સવાલ (૨૦૫૬) :** આપને એ વાતનું જ્ઞાન હશે કે આજથી બે મહિના પહેલા અમારા રાજય રાજસ્થાનમાં ભારત સરકાર તરફથી કુટુંબ નિયોજન 'નસંબધી' વિશે ખુબ જ જબરદસ્તી અને જુલ્મથી કામ લેવામાં આવી રહયું હતું, અહીં સુધી કે અમારી મસ્જિદના ઈમામ સાહેબની પણ જબરદસ્તી નસબંધી કરવામાં આવી. હવે અમારી બાજુના લોકો એવું કહે છે કે એવા ઈમામ સાહેબ પાછળ ન નમાઝ દુરૂસ્ત થાય છે અને ન ઈદૈન અને ન નમાઝે જનાઝા અને ન તેમના હાથનું ઝબહ હલાલ છે. કેટલાક લોકોનું કહેવું છે કે આ હીજડાના હુકમમાં આવી ગયા, તો શું આ બધી વાતો

સહીહ છે ? તેનો સંતોષકારક જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જે ઈમામો પર જુલ્મ કરવામાં આવ્યો છે અને તેમને જબરદસ્તી પકડીને નસબંધી કરવામાં આવી છે, એવા બધા ઈમામ, અને તેમના સિવાય એ ઉલમાએ કિરામ જેમની નસબંધી કરવામાં આવી છે, તે હીજડાના હુકમમાં નથી, કારણ કે તેમ ણે પોતાની ખુશીથી નસબંધી કરાવી નથી, હીજડો તેને કહે છે જે ઓરતો જેવા કપડા પહેરે, વાતચીતમાં અને બોલવા – ચાલવામાં ઓરતોની નકલ કરે, કારણ કે એ લોકો જેમની નસબંધી કરવામાં આવી છે, આ પ્રકારના બિલ્કુલ કામો કરતા નથી. એટલે તેમને હીજડા કહેવા દુરુસ્ત નથી. (ઉમ્દતુલ કારી : ૫ / ૨૩૩)

એવા લોકો તો આપણી જેમ મદદ અને હમદર્દીના હકદાર છે, કારણ કે હુકૂમતે તેમની ઉપર જુલ્મ કર્યો છે. (બુખારી : ૧ / ૩૩૦, હદીસ નં. ૨૪૪૪) માટે તેમની પાછળ નમાઝ પઢવી જાઈઝ છે, તેમની ઈમામત સહીહ છે, તેમની ઈમામતમાં કોઈ ખરાબી નહીં આવે, તેમના હાથે ઝબહ કરેલું જાનવર પણ હલાલ છે અને એવા મઝલૂમ ઈમામોને હીજડા કહેવા જાઈઝ નથી. (સૂરએ હુજૂરાત : ૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي هريرة رضي الله عنه عن النبي صلى الله عليه وسلم قال : " تنكح المرأة لأربع : لمالها ، ولحسبها ، وجمالها ، ولدينها ، فاظفر بذات الدين ، تربت يداك " .( صحيح البخارى : ٢ / ٧٦٢، رقم الحديث : ٥٠٩٠ ، كتاب النكاح ، باب الاكتفاء فى الدين ، ط : البدر- ديوبند،صحيح مسلم : ١/ ٤٧٤، رقم الحديث : ٥٣ -(١٤٦٦) ، كتاب النكاح ، باب استحباب نكاح ذات الد بين ، ل : ديوبند )

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) હુઝૂર (સલ.) નો ઈર્શાદ નકલ ફરમાવે છે, ઓરતથી શાદીના ચાર કારણો છે : (૧) ખુબસુરતી (૨) ઊંચુ ખાનદાન (૩) માલદારી (૪) દીનદારી, પછી આપ (સલ.) એ ફરમાવ્યું : તમે દીનદાર ઓરત સાથે નિકાહ કરીને કામિયાબી મેળવો, જો એવું નહી કરે તો બાદમાં પસ્તાવો થશે. (બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦, મુસ્લિમ : ૧ / ૪૭૪, હદીસ નં. ૫૩ – ૧૪૬૬)

# નિકાહનો પયગામ, નેક પત્નીની પસંદગી વગેરે

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# નિકાહનો પયગામ, નેક પત્નીની પસંદગી વગેરે

## (૧) નિકાહ માટે ઓરતની પસંદગીમાં સૌથી મહત્વની વાત

**સવાલ (૨૦૫૭) :** શાદી માટે કઈ ઓરત પસંદ કરવી જોઈએ ? ખુબસુરત, ઊંચુ ખાનદાન, માલદાર અથવા દીનદાર ? મશ્વરો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હદીસ શરીફની રોશનીમાં મારો મશવરો એ છે કે જે ઓરત દીનદાર, ઈલ્મે દીન હાસિલ કરેલી હોય અને નમાઝની પાબંદ હોય તેની સાથે નિકાહ કરવામાં આવે, રસૂલુલ્લાહ (સલ.) નો ઈરશાદ છે, ઓરતથી શાદી ચાર કારણોને લીધે થાય છે. (૧) ખુબસુરતી (૨) ઊંચુ ખાનદાન (૩) માલદારી (૪) દીનદારી, આપ (સલ.) એ ફરમાવ્યું : તમે દીનદાર ઓરત સાથે નિકાહ કરો.

(બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦, મુસ્લિમ : ૧ / ૪૭૪, હદીસ નં. ૫૩ – ૧૪૬૬)

કારણ કે દીનદારી સિવાય બીજી ત્રણે વસ્તુઓ નષ્ટ થનારી છે, ખુબસુરતી હમેંશા રહેવાની નથી. માલ સવારે આવે છે અને સાંજે જતો રહે છે. જે લખપતિ છે તે મિનિટોમાં ફકીર બનતા નજર આવે છે. (સૂરએ આલિ ઈમરાન : ૧૪૦) અને ઊંચુ ખાનદાન ગર્વની વસ્તુ નથી, આ તો માત્ર ઓળખ માટે છે. અલ્લાહ તઆલાની નજીક ઈજ્જતદાર એ છે જે તેનાથી ડરતો હોય, તકવો અને પરહેજગારી અપનાવે.

કુર્આને પાકમાં છે :

يَآ أَيُّهَا النَّاسُ إِنَّا خَلَقْنٰكُمْ مِّنْ ذَكَرٍ وَّأُنْثٰى وَجَعَلْنٰكُمْ شُعُوْبًا وَّقَبَآئِلَ لِتَعَارَفُوْا ۚ إِنَّ أَكْرَمَكُمْ
عِنْدَ اللّٰهِ أَتْقٰكُمْ ۚ إِنَّ اللّٰهَ عَلِيْمٌ خَبِيْرٌ ﴿١٣﴾

**તર્જુમો :** હે લોકો ! બેશક અમે તમને એક પુરુષ અને એક જ સ્ત્રી (આદમ – હવ્વા અલૈ.)થી પેદા કર્યા અને અમે તમારી અનેક કૌમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એકબીજાને ઓળખી શકો. બેશક અલ્લાહને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે જે વધુ પરહેજગાર હોય, બેશક અલ્લાહ તઆલા વધુ ખબર રાખનાર છે.

(સૂરએ હુજૂરાત : ૧૩)

માટે નિકાહમાં ઓરતની પસંદગી માટે સૌથી મહત્વની બાબત જો કોઈ છે

તો તે દીનદારી છે, એટલે અમારો મશ્વરો છે કે નેક દીનદાર ઓરતથી જ નિકાહ કરવામાં આવે, ભલે એ માસી અને મામાની છોકરી હોય અથવા કોઈ અન્ય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નિકાહથી પહેલા પત્ર દ્વારા સંબંધનો હુકમ

સવાલ (૨૦૫૮) : શું નિકાહથી પહેલા મર્દ – ઓરતે પત્ર દ્વારા સંબંધ રાખવો સુન્નત છે કે નહીં ? તેના વિશે શરીઅતનો શું હુકમ છે ? અથવા આ માત્ર એક રિવાજ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાદીથી પહેલા ઓરતને જોવી જાઈઝ છે, પરંતુ પત્રવ્યવહાર દ્વારા ફિતનાનો ખતરો છે. તેમજ આધુનિક યુગના ફાસિક અને ફાજિર લોકોનો આ તરીકો છે, માટે તેનાથી બચવું જરૂરી છે. (અબૂદાવૂદ : ૫૫૯, હદીસ નં. ૪૦૩૧, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) શાદી માટે કેવી ઓરત પસંદ કરવી જોઈએ ?

સવાલ (૨૦૫૯): શાદી માટે કેવી ઓરત બહેતર છે ? પરદાની પાબંદ અથવા બજારમાં પરદા વગર ફરનારી ?

શું શાદીના મામલામાં રિવાજની પાબંદી જરૂરી છે ? જો માતા – પિતા આગ્રહ કરે, તો શું તેમની વાત માનવી જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દીનદાર અને શરીઅતની પાબંદ ઓરત સાથે જો આપ નિકાહ કરશો તો એ વાત વધારે બહેતર અને સુખદ જીવનમાં મદદરૂપ બનશે.

(બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં.૫૦૯૦)

શાદી અથવા જિંદગીના કોઈ પણ મામલામાં જો આપના માતા – પિતા આપને ગુનાહના કામ પર તૈયાર કરે, તો તમારા માટે જાઈઝ નથી કે તેમની વાત માનો, બલકે જરૂરી છે કે આ મામલામાં તેમના હુકમનો ઈન્કાર કરવામાં આવે. આપ (સલ.)નો ઈર્શાદ છે કે બંદાની ફરમાબરદારીમાં જો ખુદાની નાફરમાની થતી હોય, તો એવી સુરતમાં બંદાની ફરમાબરદારી કરવી જાઈઝ નથી. (તિરમિઝી : ૧ / ૩૦૦, હદીસ નં. ૧૭૦૭, અહમદ : ૨ / ૩૩૩, હદીસ નં. ૧૦૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નિકાહ પહેલા આવેલા ફોટાનું શું કરવામાં આવે ?

**સવાલ (૨૦૬૦) :** નિકાહથી પહેલા મર્દ અથવા ઓરત બંનેમાંથી કોઈ એક, બીજાનું ફોટુ જુએ તો જોઈ લીધા પછી એ ફોટાનું શું કરે, શું ફોટો ફાડી નાંખે ?

**જવાબ :** હામિદંવ્‌ વ મુસલ્લિયંવ્‌ વ મુસલ્લિમા

જોયા પછી ફોટો રાખવો જાઈઝ નથી, ફાડી નાંખે, એ જ બહેતર છ.

(અબૂદાવુદ : ૧ / ૨૮૪, હદીસ નં. ૨૦૮૨)

(બહેતર એ છે કે ફોટો પરત કરી દે, મુફતી શબ્બીર અહમદ કાસમી લખે છે : છોકરો, છોકરી જેમનો શાદીનો ઈરાદો હોય, શરઈ રીતે શાદી કરવાની નિય્યતથી એક બીજાને જોવા જાઈઝ છે. પરંતુ સામ સામે બેસીને મોડે સુધી હસી મજાકની વાતો કરવી જાઈઝ નથી, અને જો પ્રત્યક્ષ રીતે જોવાની શકલ ન થાય અને એક બીજાના ફોટા જોયા પછી સંતોષ થઈ જાય તો એક બીજાના ફોટા જોવાની પણ ગુંજાઈશ છે, માત્ર શરત એ છે કે જોયા પછી જેનો ફોટો હોય, તેને પરત કરી દે અથવા પોતાની પાસે સાચવી રાખે કે કોઈ અપરિચિત વ્યકિત ન જોઈ શકે.) (ફતાવા કાસિમિય્યહ : ૧૨ / ૫૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) માતા-પિતાની મરજી વિરુદ્ધ પ્રેમિકાને મુસલમાન બનાવીને નિકાહ કરવા

**સવાલ (૨૦૬૧) :** હું એક સ્કુલમાં શિક્ષક છું, ભણવાના જમાનામાં મને પોતાની સાથે અભ્યાસ કરતી એક હિંદુ છોકરી સાથે પ્રેમ થઈ ગયો હતો, તે છોકરી હમણાં એક સ્કુલમાં શિક્ષિકા છે. હવે હું એ છોકરીથી નિકાહ કરવા માંગું છું, તે પણ તૈયાર છે અને મુસલમાન બનવાનો ઈરાદો જાહેર કર્યો છે, પરંતુ મારા માતા – પિતા મનાઈ કરે છે, અને કહે છે કે તુ એ છોકરી સાથે બિલ્કુલ નિકાહ નહીં કરી શકે, નહીં તો અમારા કુટુંબની આબરૂનું શું થશે ? તો હવે સવાલ એ છે કે જો માતા – પિતાનું કહેવું ન માનીને, તેની સાથે શાદી કરી લઉં, તો શું હું ગુનેહગાર થઈશ ? અથવા મને એ છોકરીની સાથે શાદી કરવા પર તેને મુસલમાન બનાવવાનો સવાબ મળશે ?

**જવાબ :** હામિદંવ્‌ વ મુસલ્લિયંવ્‌ વ મુસલ્લિમા

દીની અને દુન્યવી બંને રીતે તમારા માટે ભલાઈ એમાં છે કે આપ કોઈ દીનદાર, નેક મુસલમાન છોકરીથી નિકાહ કરો, કારણ કે છોકરી જયારે દીનદાર

હશે તો અવલાદની પરવરિશ પણ તે પ્રમાણે કરશે. (મુસ્લિમ : ૧ / ૪૭૫, હદીસ નં. ૬૪– ૧૪૬૭) રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે, ઓરતથી શાદી ચાર કારણોને લીધે થાય છે. (૧) ખુબસુરતી (૨) ઊંચુ ખાનદાન (૩) માલદારી (૪) દીનદારી તમે દીનદાર ઓરત સાથે નિકાહ કરીને કામિયાબી મેળવો.

(બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦)

માટે વર્ણન કરેલી બિન મુસ્લિમ ઓરતથી નિકાહ કરવા બહેતર નથી. આ સિલસિલામાં વધુ સંતોષ માટે મારી કિતાબ "મુસલમાન ઓરત"નું વાંચન કરો. ઈન્શાઅલ્લાહ દિલને સંતોષ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નિકાહનો સુન્નત તરીકો અને ફાતિમી મહેર

**સવાલ (૨૦૬૨) :** નિકાહનો સુન્નત તરીકો શું છે ? અને હઝરત ફાતિમા (રદિ.) ની મહેર કેટલી હતી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહનો સુન્નત તરીકો એ છે કે પહેલા છોકરો છોકરીને બરાબર જોઈ લે અને આ જોવું મુસ્તહબ છે. (મુસ્લિમ : ૧ / ૪૫૬, હદીસ નં. ૭૪–૧૪૨૪,રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૭૦) અને વાલીની જવાબદારી છે કે તે પોતાના છોકરા અથવા છોકરીની શાદી કોઈ દીનદારથી કરાવે. (બુખારી ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦)

પછી જયારે નિકાહ કરવાના હોય, તો જે પણ મહિનો કે દિવસ હોય, પોતાની સહુલત પ્રમાણે નક્કી કરી લે (એટલે કોઈ મહિના અને દિવસને મનહુસ ન સમજે) (કવાઈદુલ ફિકહ : ૧૨૪) હઝરત આઈશા (રદિ.) ફરમાવે છે કે મારો નિકાહ શવ્વાલમાં થયો અને મારી રૂખ્સતી શવ્વાલમાં થઈ અને હું રસૂલુલ્લાહ (સલ.) ને ઘણી પ્રિય હતી. (મુસ્લિમ : ૧/ ૪૫૬, હદીસ નં. ૭૩ –૧૪૨૩)

માટે જયારે મહિનો અને દિવસમાં સહમતિ થઈ જાય, નિકાહ કરી લેવામાં આવે. કોઈ મહિનો અને દિવસને ખરાબ ન સમજવામાં આવે. ખરાબી અને નહુસત તો વ્યકિતના બુરા આમાલને લીધે આવે છે.

શાદી નક્કી થવા પર શરબતના નામ પર ઠંડુ અથવા કોલ્ડીક વગેરેનો સુબૂત શરીઅતમાં નથી, એવી રીતે દહેજમાં છોકરાના પિતા પાસે ઘરેણા, કપડા વગેરે માંગવું પણ જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૪૨૪)

પતિના ઘરે ગયા પછી પતિ પર ઓરતનો ખર્ચ વગેરેની જવાબદારી આવે છે.

તે પહેલા તેની ઉપર કોઈ જવાબદારી આવતી નથી. પછી તેની ઉપર જીદ અને હઠધર્મી કરવી કે આટલું જોઈએ. બિલ્કુલ જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

એવી રીતે મહેમાનોને ખવડાવવા માટે રૂપિયા માંગવા પણ જાઈઝ નથી અને છોકરીવાળા તરફથી ૧૦–૧૫ જેટલા મહેમાનોને દાવત આપવામાં આવી હોય, તો તેનાથી વધારે મહેમાનોને લઈ જવા છોકરા વાળા માટે જાઈઝ નથી.

(અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮, બહરુર્રાઈક : ૫ / ૪૪)

નિકાહની મજલિસમાં મસ્નૂન ખુત્બા પછી છોકરીનો વાલી પિતા, દાદા વગેરે છોકરીથી ઈજાઝત લઈને તેના તરફથી કબૂલ કરી લે, આ બહેતર છે. નિકાહની મજલિસ મસ્જિદમાં હોય એ મુસ્તહબ છે અને છોકરા અને છોકરી અથવા બંનેના વકીલ અથવા અસીલ અને વકીલ બે ગવાહોની હાજરીમાં ઈજાબો કબૂલ કરી લે, આ નિકાહની અસલ અને બુનિયાદ છે અને ખુત્બો પઢવો મસ્નૂન છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૯,૧૦)

ફાતિમી મહેરની મિકદાર ૫૦૦ દિરહમ છે, જે તોલાના હિસાબે ૧૩૧ તોલા ચાંદી થાય છે અને એક હિસાબે ૧૨૭.૫૦ તોલા પણ થાય છે. (અવઝાને શરઈય્યહ : ૧૦, જવાહિરુલ ફિકહ : ૧ / ૪૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બીજા સાથે મંગણી કરેલી સાથે નિકાહ કરવા

સવાલ (૨૦૬૩) : મારી પત્નીનું મૃત્યુ થઈ ગયું છે, મારા રિશ્તેદાર ખાસ કરીને મારા સસરા જનાબ અહમદભાઈ મને મજબુર કરી રહયા છે કે હું મારી પત્નીની બહેન એટલે પોતાની સારી રાબિયા સાથે નિકાહ કરી લઉં. મુશ્કેલી એ છે કે એક વ્યકિતથી તેની મંગણી પણ થઈ ગઈ છે અને ભારતમાં તેના પાસપોર્ટની કામગીરી ચાલું છે. એવામાં હું તેનાથી નિકાહ કરી લઉં. તો શું મને ગુનોહ થશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે :

لايخطب أحدكم على خطبة أخيه

એટલે તમારામાંથી કોઈ વ્યકિત પોતાના નિકાહનો પયગામ, પોતાના કોઈ મુસલમાન ભાઈના પયગામ પર ન મોકલે. (બુખારી : ૨ / ૭૭૨, હદીસ નં. ૫૧૪૨)

તેનો મતલબ એ છે કે જો કોઈ છોકરાએ પોતાના નિકાહનો પયગામ કોઈ છોકરીને મોકલ્યો છે અને છોકરીના રિશ્તેદારોએ તેને કબૂલ અને મંજુર કરી લીધો,

તો હવે કોઈ વ્યકિત માટે ત્યાં પોતાના નિકાહનો પયગામ મોકલવો દુરુસ્ત નથી.

(નવવી શર્હે મુસ્લિમ : ૯ / ૧૯૮)

પંરતુ જો છોકરી પાસે નિકાહનો પયગામ આવ્યો અને તેના રિશ્તેદારોએ કબૂલ ન કર્યો, તો બીજા વ્યકિતએ પોતાનો પયગામ મોકલવામાં કોઈ વાંધો નથી. હઝરત ફાતિમા (રદિ.) નામની એક સહાબી ઓરતને હઝરત મુઆવિયા (રદિ.) અને હઝરત અબૂ જહમ (રદિ.) એ નિકાહનો પયગામ મોકલ્યો હતો. પરંતુ તેમણે કોઈ નિર્ણય લીધો ન હતો, પછી તે હઝરત નબીએ કરીમ (સલ.) પાસે મશવરો લેવા માટે આવી, તો આપ (સલ.) એ હઝરત ઉસામા (રદિ.) સાથે તેમના નિકાહનો મશવરો આપ્યો. (ફત્હુલ મુલ્હિમ : ૩ / ૪૫૬)

હવે એક શકલ એ છે કે છોકરીના પિતા જનાબ અહમદભાઈ અને છોકરી રાબિયા, પહેલા ફુરસદમાં મંગણી તોડી નાંખે અને તમારી સાથે નિકાહ માટે તૈયાર થઈ જાય અને એ છોકરાનો, છોકરીના પાસપોર્ટ બનાવવાનો અથવા વીઝા વગેરે લેવામાં જે ખર્ચ થાય, એ છોકરીના પિતા તેને અદા કરી દે. ત્યાર પછી આપ શાદી કરી શકો છો, તેમાં કોઈ વાંધો નથી. પરંતુ છોકરી અથવા તેના માતા – પિતા નક્કી કરેલી મંગણીને કારણ વગર તોડી દેશે, તો તેઓ ગુનેહગાર થશે અને યોગ્ય કારણે તોડવામાં કોઈ ગુનોહ નહીં થાય અને છોકરીને યોગ્ય કારણે પોતાની મંગણી તોડવાનો શરઈ હક છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ومن ذلك ما يبعثه إليها قبل الزفاف في الأعياد والمواسم من نحو ثياب و حلي، وكذا ما يعطيها من ذلك أو من دراهم أو دنانيرصبيحة ليلة العرس ويسمى في العرف صبحة فإن كل ذلك تعورف في زماننا كونه هدية .

**તર્જુમો :** એમાંથી જ એક એ પણ છે કે (મંગેતર) ને શાદી પહેલા ઈદ તહેવાર પર કપડાં અને ઘરેણાં (આભુષણો) મોકલવા તેમજ રૂપિયા – પૈસા (દિરહમ – દીનાર) સુહાગરાત પછી સવારે આપવું જેને રિવાજ પ્રમાણે 'સવાર્યુ'' કહેવાય છે, જેને આપણા જમાનામાં હદિયો કહેવાય છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૩)

# શાદીના રીત રિવાજો

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# શાદીના રીત રિવાજો

## (૧) શાદીમાં હલ્દીની રસમ

**સવાલ (૨૦૬૪) :** અમારે ત્યાં શાદીના ચાર પાંચ દિવસ પહેલા દુલ્હનને હલ્દી લગાવવામાં આવે છે અને તેના હાથ પર પ્યાલા જેવી કોઈ વસ્તુ બાંધવામાં આવે છે. આ મોકા પર એક મહેફિલ ભરવામાં આવે છે, તેમાં નવયુવાન છોકરીઓ આવીને ગીતો ગાય છે, અને બીજી પણ અનેક રસમો અદા કરવામાં આવે છે, તો શું ઈસ્લામમાં આ બધુ જાઈઝ છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં બયાન કરેલી એ તમામ રસમો, જે શાદીથી પહેલા કરવામાં આવે છે, છોડવા લાયક છે. આ હિંદુઓના રિવાજો છે, તેની ઈસ્લામ ઈજાઝત આપતો નથી. મુસલમાનો માટે આ બધા કામો હરામ છે. તેનાથી બચવું જરૂરી છે. (સૂરએ અહઝાબ : ૨૧, અબૂદાવુદ : ૨ / ૬૩૫, હદીસ નં. ૪૬૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મંગણી તુટવા પર મંગણી વખતે આપવામાં આવેલી વસ્તુઓ પરત કરવાનો હુકમ

**સવાલ (૨૦૬૫) :** અમારે ત્યાં છોકરીની મંગણી વખતે કંઈક રકમ છોકરાવાળાઓ તરફથી આપવાની શરત લગાવવામાં આવે છે. તો એ રીતે એક વ્યકિતએ ૩૦૦ રૂપિયા આપ્યા છે, હવે મંગણી તુટી ગઈ છે, તો એ રૂપિયા આપનારાને પરત કરવા જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી રકમ આપનારો કયા હેતુથી આપે છે ? જો છોકરીને હદિયા રૂપે આપે છે, તો એ છોકરી (કબજા પછી) તેની માલિક બની ગઈ.

(મજમઉલ અન્હુર : ૨ / ૩૫૩)

હવે આપનાર તરફથી એ હદિયાની માંગણી કરવી મકરૂહે તહરીમી છે. (ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૮૫, બદાઈઉસ્સનાઈઅ : ૬ / ૧૩૨) અને જો આપનાર એ

છોકરીનો રિશ્તેદાર હોય, દા.ત. છોકરાનો પિતા એ છોકરીના મામા અથવા કાકા હોય, તો પછી એ હદિયાને માંગવું જાઈઝ નથી. (મજમઉલ અન્હુર : ૨ / ૩૫૩)

અને જો આ રકમ કરજરૂપે આપવામાં આવે છે, તો પછી તેની માંગણી કરવી સહીહ છે. (પરંતુ આ પ્રસંગે આપવામાં આવતી રકમ કરજ રૂપે આપવામાં આવતી નથી) છોકરીએ એ રકમ પરત કરવી જરૂરી છે અને જો આપતી વખતે સ્પષ્ટતા ન હોય, તો તેમાં માહોલનો એતેબાર થશે. માહોલ પ્રમાણે એ રકમ જે હેતુથી આપવામાં આવતી હોય, તેનો હુકમ લાગુ પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૨૭)

પરંતુ જો હદિયો હોવા છતાં સામેથી ખૂબ જ તકાઝો હોય અને છોકરી આપવા પર મજબૂર હોય, તો તેના માટે આપવામાં કોઈ વાંધો નથી, એટલે તેની ઉપર કોઈ ગુનોહ નહીં લાગે, વબાલ લેનાર પર આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) નિકાહ વખતે હદિયો અને ભેટ આપવી

**સવાલ (૨૦૬૬) :** નિકાહ વખતે રિશ્તેદાર છોકરી (દુલ્હન) ને રૂપિયા અને વાસણો હદિયામાં આપે છે, તો તેનું લેવું જાઈઝ છે કે નહીં ? છોકરીની સહેલીઓ પણ હદિયો આપે છે અને આ એક રિવાજ બની ગયો છે જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાદી ખુશીનો પયગામ લઈને આવે છે, નવું ઘર આબાદ થાય છે, એ પ્રસંગે રિશ્તેદાર અથવા સહેલીઓ તરફથી જો છોકરીને હદિયો અને ભેટ આપવામાં આવે, તો તેમાં કોઈ વાંધો નથી, તેની ગુંજાઈશ છે. (અલ અદબુલ મુફરદ : ૨૦૮, હદીસ નં. ૫૯૪, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૩)

પરંતુ બદલાની નિય્યતથી આપવું, જો કે આજે લોકોમાં રિવાજ થઈ ગયો છે કે જે કંઈ આપવામાં આવે છે તે લખવામાં આવે છે અને જયારે તેનો વખત આવે છે તો આપવું પડે છે, અને તેને જરૂરી સમજવામાં આવે છે બલકે જો ગુંજાઈશ ન હોય તો કરજ લઈને આપવામાં આવે છે, શરીઅતમાં આ પ્રકારના રિવાજની ગુંજાઈશ નથી. (બુખારી : ૧ / ૩૫૨, હદીસ નં. ૨૫૮૯)

(તેમાં બીજી પણ અનેક ખરાબીઓ છે, દા.ત. જેને આપવામાં આવ્યું, જો તેને પરત ન કર્યું તો ટીકા ટિપ્પણી અને અમુક મજલિસમાં મહેણા પણ મારવામાં આવે

છે, જેની બુરાઈથી કોઈ ઈન્કાર કરી શકતુ નથી. (મુજતબા હસન કાસમી)

હા, જો આમ જ મદદ રૂપે હદિયો આપવામાં આવે અને વર્ણન કરેલા રિવાજ પ્રમાણે ન હોય, તો તેમાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે

## (૪) નિકાહથી પહેલા દુલ્હાને કલિમા પઢાવવા

**સવાલ (૨૦૬૭) :** અમારે ત્યાં નિકાહ પઢાવતા પહેલા પાંચ કલિમા પઢાવવા જરૂરી સમજવામાં આવે છે. મોટા ભાગના લોકોનો અકીદો છે કે તેના વગર નિકાહ થતા નથી, જો આ કલિમા પઢાવવામાં ન આવે તો ફિત્નાનો ખતરો છે, આ સિલસિલામાં શરીઅત શું કહે છે ? અમારા ઘરે એક અઠવાડિયા પછી નિકાહ થવાનો છે. એટલે જલ્દી જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ સહીહ થવા માટે મુસલમાન હોવું જરૂરી છે, જો કે આજનો જમાનો ખૂબ જ અજ્ઞાનતાનો જમાનો છે. લોકો વાત વાતમાં કુફ્રિયા અને શિર્કિયા શબ્દો બોલી નાંખે છે અને તેમને તેની પરવા પણ હોતી નથી. એટલા માટે નિકાહથી પહેલા બે ત્રણ જિમ્મેદારોની સામે ઈમાને મુજમલ, ઈમાને મુફસ્સલ અને પાંચે કલિમાત પઢાવી લેવા જોઈએ. ખાસ કરીને જેના વિશે એ માલૂમ હોય કે તેનો અકીદો ખરાબ થઈ ગયો છે. તેની સાથે જરૂર આવું કરવું જોઈએ. એ સાવચેતી માટે દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે આજના જમાનામાં દર અઠવાડિયે બે ગવાહોની હાજરીમાં નિકાહ દુરૂસ્ત કરી લેવો બહેતર છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૨)

પરંતુ નિકાહની મજલિસમાં કલિમા પઢાવવા અને તેને નિકાહ માટે જરૂરી અને શરત સમજવી, જાઈઝ નથી, બિલ્કુલ ખોટો અકીદો છે. (કિફાયતુલ મુફ્તી : ૫ / ૧૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નિકાહ વખતે પતિ તરફથી પત્નીને આપવામાં આવેલો હદિયો કોની માલિકી ગણાશે ?

**સવાલ (૨૦૬૮) :** અમારે ત્યાં શાદીના રિવાજ પ્રમાણે નિકાહ વખતે, છોકરાવાળા તરફથી છોકરીને રોકડ રકમ અને ઘરેણા વગેરે આપવામાં આવે છે અથવા માત્ર રોકડ રકમ આપવામાં આવે છે, તેનાથી છોકરી માટે કપડા અને ઘરેણા બનાવવામાં આવે છે, તો એ કપડા અને ઘરેણા પર માલિકી કોની ગણાશે ? આ મસ્અલો ત્યારે

ઉભો થાય છે જયારે પરસ્પર ઝઘડો થવાથી તલાકની નોબત આવે છે, તો શું છોકરાવાળા પોતાના આપેલા રોકડ રૂપિયા અથવા ઘરેણાં છોકરીવાળાઓ પાસેથી પરત માંગી શકે છે કે નહીં ? આ વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં વર્ણન કરેલા રિવાજને જો નિકાહ માટે જરૂરી સમજવામાં આવે તો આ ખોટું છે, એવી રીતે કોઈ પણ શરત વગર પરસ્પર જે કંઈ હદિયો આપવામાં આવે, તે સહીહ છે. (મુઅત્તા : ૫ / ૧૩૩૪, હદીસ નં. ૩૩૬૮ / ૬૯૪)

પરંતુ છોકરાવાળા રિવાજ પ્રમાણે પોતાની ખુશીથી આપી રહયા છે, તો જાઈઝ છે. રહયો એ વસ્તુઓ પર માલિકીના અધિકારનો મસ્અલો, તો તેનો આધાર દરેક જગ્યાના માહોલ પ્રમાણે હશે. માટે જયાં વર્ણન કરેલી વસ્તુઓ છોકરા તરફથી હદિયા રૂપે આપવામાં આવતી હોય ત્યાં પરત માંગવાનો હક ન રહેશે અને જો દહેજ રૂપે શાદીથી પહેલા રિવાજ પ્રમાણે આપવામાં આવ્યું છે અને સમાજમાં તેને છોકરાની જ માલિકી સમજવામાં આવે છે, તો છોકરાવાળા તેને પરત માંગી શકે છે, સવાલમાં વર્ણન કરેલા કપડા અને ઘરેણા છોકરાવાળાના ગણાશે, માટે છોકરા વાળાઓને તલાકની સુરતમાં એ વસ્તુઓની માંગણી કરવાનો હક છે, તેમજ છોકરીવાળાઓએ જે કંઈ આપ્યુ હોય, તે પણ પરત માંગી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) નિકાહમાં આપવામાં આવેલા ઘરેણા પર સસરાએ કબજો કરી લેવો

**સવાલ (૨૦૬૯) :** મારા પતિનું મૃત્યુ થઈ ગયું છે, અને મને નિકાહ વખતે જે ઘરેણાં મળ્યા હતા, અથવા મારા પતિએ મને પોતાની જિંદગીમાં જે ઘરેણા આપ્યા હતા, તે બધા જ મારા સસરા પાસે છે, હવે મારા સસરા એ ઘરેણા આપવાની ના પાડે છે, અને કહે છે કે તેની ઉપર તમારો કોઈ હક નથી. અને અમે તમને નહીં આપીએ. જયારે કે મારી બે છોકરીઓ પણ છે, તો આપથી વિનંતી છે કે શરીઅતમાં તેનો શું હુકમ છે ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો સસરાએ (શાદીના મોકાથી ઘરેણા) આપતી વખતે, આપને માલિક

બનાવી દીધા હતા અને તમને કબજો આપી દીધો હતો એટલે કે તે માત્ર વાપરવા માટે આપવામાં આવ્યા ન હતા, તો આપ એ ઘરેણાના માલિક છો. સસરા માટે એ લેવા જાઈઝ નથી, હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૨૭) જો માત્ર વાપરવા માટે એ ઘરેણા આપ્યા હતા અને તેના વાસ્તવિક માલિક સસરા જ છે, તો તેમના માટે લેવા જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૨૭)

એવી રીતે જે ઘરેણા તમને તમારા પતિએ પોતાની જિંદગીમાં આપ્યા હતા, જો આપને તેના માલિક બનાવી દીધા હતા, તો એ તમારા છે, અને જો માલિક ન બનાવી હતી, તો આપના પતિના મૃત્યુ પછી આપને આઠમો અને બંને છોકરીઓને ૨ / ૩ મળશે. બાકી માલ મરહૂમના માતા – પિતાને મળશે. એ પ્રમાણે તેમના કુલ માલના સત્તાવીસ ભાગ થશે. ત્રણ હિસ્સા ઓરત એટલે તમને મળશે અને આઠ આઠ હિસ્સા બે છોકરીઓને મળશે અને ચાર ચાર હિસ્સા માતા અને પિતાને મળશે. પતિના મૃત્યુ પછી જે પણ મિલકત હશે, તેની વહેંચણીનો આ જ તરીકો રહેશે એટલે ઓરતને આઠમો હિસ્સો, બે છોકરીઓને ૨ / ૩ અને બાકી તેના માતા – પિતાને મળશે. (જો કોઈનું મૃત્યુ થઈ જાય અને વારસદારોમાં પત્ની, બે છોકરીઓ, માતા – પિતા હોય, તો અસલ મસ્અલો ૨૪ થી બનશે અને ૨૭ થી ઔલ (વારસા વહેંચણીની પરિભાષામાં ઔલનો મતલબ એ થાય છે કે જયારે મસ્અલામાં નક્કી કરેલ સંખ્યા જવિલફુરૂજ (જે સગાઓના ભાગો કુર્આને નક્કી કરેલ છે તેમ)ના ભાગો તેમને આપવામાં ભાગ ઓછા પડે ત્યારે મસ્અલાની સંખ્યાને ઓછા પડતા ભાગો જેટલો વધારી દેવામાં આવે તેને ઔલ કહેવામાં આવે છે.) હશે. પત્નીને કુલ મિલકત એટલે ૨૭ માંથી ૩ હિસ્સા, માતા અને પિતાને ૨૭ માંથી ચાર ચાર હિસ્સા અને બંને છોકરીઓને આઠ આઠ એટલે કુલ ૧૬ હિસ્સા મળશે. આ મસ્અલો ફરાઈઝમાં "મસ્અલએ મિમ્બરિય્યહ" થી પ્રખ્યાત છે. (મુજતબા હસન કાસમી) પરંતુ છોકરીઓનો જે હિસ્સો છે. તે છોકરીઓના કાકા અથવા દાદા અથવા ગામના બે–ચાર વ્યકિતઓને વાલી બનાવીને તેમની પાસે મુકી દેવામાં આવે. જેથી તે બરબાદ ન થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સંભોગ વખતે વાતચીત કરવી

સવાલ (૨૦૭૦) : શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે.....

એક કિતાબમાં જોવામાં આવ્યું કે "પુરૂષે પોતાની પત્ની સાથે સંભોગ કરતી

વખતે વાતચીત કરવી મકરૂહે તહરીમી છે. શું આ સહીહ છે ? અથવા બહેતર અને અપ્રિયનો મસ્અલો છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સંભોગ કરતી વખતે વધારે વાત કરવાની મનાઈ કરવામાં આવી છે, એક હદીસ શરીફમાં છે : لا تكثروا الكلام એટલે (સંભોગ વખતે) વધારે વાતચીત ન કરો, પરંતુ જરૂરી વાતચીત દા.ત. સંભોગ પર ઉત્સાહ વધારનારી અથવા સ્ખલન વિશે એક બીજાથી પૂછવામાં કોઈ વાંધો નથી. (શર્હે કબીર : ૮ / ૧૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) તલાક પછી ઓરતે પોતાના એ સામાનની માંગણી કરવી જે તેને હદિયા રૂપે આપવામાં આવ્યો હતો

સવાલ (૨૦૭૧) : ઓરતને જે સામાન પોતાના ભાઈઓ, બહેનો અથવા રિશ્તેદારો તરફથી હદિયા રૂપે આપવામાં આવ્યો હતો, તેને તે પોતાના પતિના ઘરે રાખતી હતી, તો શું તલાક પછી એ સામાનને પરત માંગી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ બધો સામાન જે ઓરતને તેના રિશ્તેદારો તરફથી હદિયા રૂપે મળ્યો હતો, ઓરત તેની માલિક છે, માટે પતિના જિમ્મે જરૂરી છે કે તે પરત કરી દે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાકની સુરતમાં ઘરેણા વગેરેનો માલિક પતિ અને પત્નીમાંથી કોણ ગણાશે ?

સવાલ (૨૦૭૨) : પતિ – પત્ની વચ્ચે અઢી વર્ષથી વધારે એવો સમય પસાર થયો છે કે બંને વચ્ચે કોઈ પ્રકારનો સંબંધ ન રહયો, પરંતુ હજુ સુધી તલાક નથી થઈ, તો શાદીના મોકા પર આપવામાં આવેલા ઘરેણા વગેરેનો માલિક કોણ હશે ? છેલ્લા દોઢ વર્ષથી પતિ તરફથી ભરણપોષણ રૂપે કંઈ આપવામાં આવ્યું નથી તેમજ અઢી વર્ષથી પતિ – પત્ની વચ્ચે કોઈ સંબંધ પણ રહયો નથી, તો આ સુરતમાં પત્ની માટે ઈદ્દત ભરવી જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાદીના મોકા પર ઘરેણા જો છોકરીના પિતા તરફથી આપવામાં આવ્યા છે,

તો એ ઘરેણા પર છોકરીઓ હક રહેશે. તેમજ દહેજ વગેરેનો જે સામાન છોકરીને તેના પિતાના ઘરેથી આપ્યો હોય, તેના ઉપર પણ છોકરીનો હક રહેશે. માટે તલાકની સુરતમાં છોકરીને હક છે કે તે પોતાનો સામાન લઈ જાય.

ભેટ જેના તરફથી આપવામાં આવી હોય, તે એનો હકદાર છે, જો છોકરીને તેના માતા – પિતાના ઘરવાળાઓએ આપી છે, તો છોકરી તેની માલિક રહેશે અને પતિના રિશ્તેદારો તરફથી આપવામાં આવી છે, તો તલાકની સુરતમાં તેઓ તેના માલિક રહેશે, છોકરીને તેમનું આપવું હંગામી ગણાશે, છોકરી તેની માલિક નહીં ગણાય, તેમજ જો પતિ તરફથી શાદીના મોકા પર જે ઘરેણા આપવામાં આવ્યા છે, તો એ ઘરેણા પર પતિની માલિકી રહેશે. (બદાઈઉસ્સનાઈઅ : ૬ / ૨૧૬)

જો કોઈ વિસ્તારના માહોલ પ્રમાણે શાદીથી પહેલા મંગણી વખતે પતિ તરફથી પત્નીને ઘરેણા બનાવવા માટે કંઈક રોકડ રકમ આપવામાં આવી હોય, તો પતિને હક છે કે તલાકની સુરતમાં તે પોતાની રકમ પરત લઈ લે.

(રદ્દુલ મુહતાર : ૩ / ૧૫૬)

જો દોઢ વર્ષ પસાર થઈ ગયા છતાં પતિ તરફથી કોઈ ભરણપોષણ આપવામાં આવ્યું નથી અને પત્નીએ માંગણી પણ કરી નથી, તો વીતી ગયેલા વર્ષોનું ભરણપોષણ તે માંગી શકતી નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૭)

પતિ – પત્ની વચ્ચે એક વખતે એકાંત થઈ ગયા પછી જયારે પણ તલાક થાય, તો ઈદ્દત વાજિબ થશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّهٰتُكُمْ وَبَنٰتُكُمْ وَاَخَوٰتُكُمْ وَعَمّٰتُكُمْ وَخٰلٰتُكُمْ وَبَنٰتُ الْاَخِ وَبَنٰتُ
الْاُخْتِ وَاُمَّهٰتُكُمُ الّٰتِيْٓ اَرْضَعْنَكُمْ وَاَخَوٰتُكُمْ مِّنَ الرَّضَاعَةِ وَاُمَّهٰتُ نِسَآئِكُمْ وَ
رَبَآئِبُكُمُ الّٰتِيْ فِيْ حُجُوْرِكُمْ مِّنْ نِّسَآئِكُمُ الّٰتِيْ دَخَلْتُمْ بِهِنَّ فَاِنْ لَّمْ تَكُوْنُوْا دَخَلْتُمْ
بِهِنَّ فَلَا جُنَاحَ عَلَيْكُمْ وَحَلَآئِلُ اَبْنَآئِكُمُ الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ وَاَنْ تَجْمَعُوْا بَيْنَ
الْاُخْتَيْنِ اِلَّا مَا قَدْ سَلَفَ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿٢٣﴾

**તર્જુમો :** તમારી માઓ, દીકરીઓ, બહેનો, ફોઇઓ, માસીઓ, ભત્રીજીઓ અને ભાણજીઓ તમારા ઉપર હરામ કરવામાં આવી છે. અને જે માએ તમને ધવડાવ્યા છે તે તથા દૂધ બહેનો તથા તમારી સાસુઓ તેમજ તમારી જે ઓરતો સાથે તમે સમાગમ કરી ચૂક્યા છો તે ઓરતોની આગલા ઘરની છોકરીઓ, જે તમારી દેખરેખમાં છે; (તે પણ હરામ છે.) પણ જો તમે તેણીઓથી સોહબત નથી કરી તો (તેણીઓની છોકરીઓ સાથે પરણવામાં) તમને કંઇ ગુનોહ નથી અને તમારા વંશના છોકરાઓની વહુઓ તેમજ તમે બે બહેનોને એકઠી કરો (તો તે પણ હરામ છે); પરંતુ (આ હુકમ પહેલાં) જે થઇ ચૂક્યું (તે માફ છે). બેશક, અલ્લાહ અતિ માફી આપનાર (અને) મહા દયા કરનાર છે.

(સૂરએ નિસાઅ : ૨૩)

# મહરમનું બયાન

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# મહરમનું બયાન

## (૧) પત્નીની બહેનથી નિકાહ કરવા

**સવાલ (૨૦૭૩) :** મારા મિત્રની ઉમર ૩૦ વર્ષની છે, બે બાળકોનો પિતા છે, તે પોતાની પત્નીની બહેનથી નિકાહ કરવા ઈચ્છે છે, તેની ઉપર તેની પત્ની અને બહેન બંને રાજી છે, તો શરીઅતમાં પત્નીની બહેનથી નિકાહ કરવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્નીની બહેનથી (જયાં સુધી પત્ની નિકાહ અથવા ઈદ્દતમાં હોય) નિકાહ કરવા હરામ છે. નિકાહ ન થશે. કુર્આને પાકમાં છે : وان تجمعوا بين الاختين તેમજ તમે બે બહેનોને એકઠી કરો, (તો તે પણ હરામ છે.) (સૂરએ નિસાઅ : ૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) પત્નીના મૃત્યુ પછી તેની ભત્રીજીથી નિકાહ કરવા

**સવાલ (૨૦૭૪) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે એક વ્યકિતએ એક ઓરત સાથે નિકાહ કર્યા, પછી એ ઓરતનું મૃત્યુ થઈ ગયું, તો શું એ વ્યકિત પોતાની એ મરહુમા પત્નીની સગી ભત્રીજીથી નિકાહ કરી શકે છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે. અલ્લાહ તઆલા તમારી છત્રછાયાને લાંબી ફરમાવે અને ઈલ્મો અમલમાં બરકત નસીબ ફરમાવે અને આપના ફૈઝને મખ્લૂકમાં ખુબ આમ ફરમાવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં નિકાહ કરવા જાઈઝ છે, તેમાં કોઈ વાંધો નથી, ફોઈની જિંદગીમાં, જયારે કે તેનાથી નિકાહ હોય, તેની ભત્રીજીને નિકાહમાં લાવવી હરામ છે, ફોઈ અને ભત્રીજી, માસી અને ભાણી, બંનેને એક સાથે પત્ની બનાવીને રાખવી હરામ છે, પરંતુ જયારે ફોઈનું મૃત્યુ થઈ જાય અથવા તેમને તલાક આપી દેવામાં આવે તો ત્યાર પછી તેની ભત્રીજી સાથે નિકાહ કરવા જાઈઝ છે, (સૂરએ નિસાઅ : ૨૪, બુખારી : ૨ / ૭૬૬, હદીસ નં. ૫૧૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ફોઈ અને ભત્રીજીને નિકાહમાં સાથે રાખવી

સવાલ (૨૦૭૫) : ઝેદ પોતાની પત્નીની ભત્રીજીથી શાદી કરવા માગે છે, તેની પત્ની અને ભત્રીજી બંને તેની પત્ની બની રહેવા ખુશ છે. હનફી, શાફિઈ, માલિકી, હંબલી, અથવા કોઈ પણ મસ્લક પ્રમાણે તે પોતાની આ ઈચ્છાને શરઈ અને કાનૂની દ્રષ્ટિએ પુરી કરી શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફોઈ અને ભત્રીજી બંનેને એક સાથે પત્ની બનાવીને રાખવા જાઈઝ નથી. જો ફોઈ ઈદ્દતમાં હોય અને ભત્રીજીથી નિકાહ કરે, આ પણ હરામ છે. ન નિકાહમાં અને ન ઈદ્દતમાં, કોઈ પણ રીતે સાથે જાઈઝ નથી.

(બુખારી : ૨ / ૭૬૬, હદીસ નં. ૫૧૦૯)

નિયમ એ છે કે જે બે ઓરતો એવી હોય કે તેમાંથી એકને પુરુષ (મર્દ) માની લેવામાં આવે અને બીજીને ઓરતના હુકમમાં રાખે, તો તેમના એક બીજા સાથે નિકાહ હરામ છે, તેમને નિકાહમાં સાથે કરવી એટલે એક જ વખતમાં બંનેને પત્ની બનાવવી જાઈઝ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૨)

સવાલની સૂરતમાં ફોઈને પુરુષ નકકી કરે તો કાકા ભત્રીજીના નિકાહની સૂરત બને છે, જે હરામ છે અને ભત્રીજીને પુરુષ નકકી કરે, તો ભત્રીજીનું ફોઈથી નિકાહ કરવા લાઝિમ આવે છે, આ પણ હરામ છે, એટલે ફોઈ અને ભત્રીજીને એક સાથે નિકાહમાં લાવવા, તેના માટે જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) બહેનની શોકની પૌત્રીથી નિકાહ જાઈઝ છે.

સવાલ (૨૦૭૬) : શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે પોતાની બહેનની શોકની પૌત્રીથી નિકાહ જાઈઝ છે કે નહીં ? દા.ત. ખાલિદની સગી બહેન જુબેદા છે, તેની શોક મરયમ છે અને મરયમના પેટથી એક છોકરો છે અને એ છોકરાની એક છોકરી છે, તેનું નામ શમીમા છે, જે જાહેરમાં ખાલિદની નવાસી છે, તો હવે ખાલિદનો નિકાહ શમીમાથી દુરુસ્ત છે કે નહીં તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ખાલિદનો નિકાહ શમીમાથી જાઈઝ છે. ફુકહાએ કિરામે

કુર્આન અને હદીસની રોશનીમાં જે રિશ્તા હરામ લખ્યા છે તેમાંથી કોઈ રિશ્તો અહીંયા હરામ નથી, બહેનની શોક હોવાથી ખાલિદ સાથે ન તો નસબી રિશ્તો છે, ન દુધનો રિશ્તો અને ન તો હુરમતે મુસાહરતનો, માટે નિકાહના હરામ હોવાના જે ત્રણ કારણો હોય શકે છે, અહીંયા તેમાંથી એક પણ જોવા મળતું નથી, માટે નિકાહ દુરુસ્ત છે. (સૂરએ નિસાઅ : ૨૪, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

નોંધ : ઈન્સાનોમાં સંબંધો અને મહરમ રિશ્તેદારો બે પ્રકારના હોય છે, (૧) નસબ અને લોહીનો રિશ્તો અને (૨) સુસરાલી રિશ્તો આ સુસરાલી રિશ્તાને "મુસાહરત" કહેવાય છે, દા.ત. સાસુ, સસરા અને તેમના ઉસૂલ અને ફુરૂઅ અને પત્નીની છોકરી, પતિનો છોકરો વગેરે આ રિશ્તેદારોથી હુરમતને "હુરમતે મુસાહરત" કહેવામાં આવે છે. (સુસરાલી રિશ્તો એટલે "સુસરાલી રિશ્તેદારી" ભલે પતિ તરફથી હોય કે પત્ની તરફથી હોય. (અનુવાદક)

## (૫) પત્નીના મૃત્યુ પછી સાળીની છોકરીથી નિકાહ કરવા

**સવાલ (૨૦૭૭) :** પોતાની સાળીની છોકરીથી નિકાહ દુરુસ્ત છે કે નહીં,જયારે કે પત્ની મૃત્યુ પામી હોય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્નીના મૃત્યુ પાછી સાળીથી નિકાહ જાઈઝ છે, તો સાળીની છોકરીથી પણ નિકાહ જાઈઝ છે. નિકાહ થઈ શકે છે, (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૩/૩૨) પરંતુ મઆઝલ્લાહ સાળીથી ઝિના કર્યા હોય, અથવા ઝિનાના કારણો થયા હોય, તો સાળીની છોકરીથી નિકાહ જાઈઝ નથી, કારણ કે ઝીના કરાવનાર ઓરતના ઉસૂલ અને ફુરુઅ (ઉપરના અને નીચેના રિશ્તેદારો) ઝિના કરનાર પર હરામ છે. (બહરુર્રાઈક : ૩ / ૧૦૫, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ૩/૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) માતા શરીક માસી સાથે નિકાહનો હુકમ

**સવાલ (૨૦૭૮) :** ઝૈદના નિકાહ ઝેનબ નામની એક ઓરત સાથે થયા છે. ઝેનબના પેટથી એક છોકરી પેદા થઈ, તેનું નામ મરયમ છે, ઝેદે કેટલાક દિવસો પછી ઝેનબને તલાક આપી દીધી. તલાક પછી ઝેનબના નિકાહ ઉમરથી થયા પછી ઉમરના નિકાહમાં આવનારી ઝેનબથી એક છોકરી પેદા થઈ, (તેનું નામ ફાતિમા

છે) ત્યાર પછી મરયમના નિકાહ તેના પિતા બકર સાથે કરી દીધા તેને ત્યાં એક છોકરો પેદા થયો. તેનું નામ ખાલિદ છે. તો હવે સવાલ એ છે કે બકરનો છોકરો ખાલિદ બીજા પતિ ઉપરની છોકરી (ફાતિમા) સાથે નિકાહ કરી શકે છે. અથવા નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ખાલિદના નિકાહ ઉમરની સગી છોકરી (ફાતિમા) સાથે જાઈઝ નથી, કારણ કે આ છોકરી (ફાતિમા)ખાલિદ માટે માતા શરીક (એટલે માતા એક હોય અને પિતા અલગ અલગ હોય) માસી થઈ (કારણ કે ખાલિદની માતા મરયમ અને એ છોકરી ફાતિમા પરસ્પર સાવકી બહેનો છે.) હા જો ઉમરની છોકરી (ફાતિમા) બીજાના પેટની હોત તો નિકાહ જાઈઝ થાત. (સૂરએ નિસાઅ : ૨૩, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) દૂધ શરીક માસી સાથે નિકાહ જાઈઝ નથી

**સવાલ (૨૦૭૯) :** અમે બે બહેનો છે, મારું નામ રાબિયા અને મારી બહેનનું નામ આયશા છે, મારી છોકરીને મારી વાલિદાએ બાળપણમાં દૂધ પીવડાવ્યું હતું, શું મારી છોકરીની શાદી મારી બહેન આયશાના છોકરા સાથે જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં રાબિયાની છોકરીની શાદી આયશાના છોકરા સાથે હરામ છે, ભલે બંને રિશ્તેદારીમાં માસીના ભાઈ – બહેન છે, પરંતુ દુધ પીવડાવવાની તફસીલને કારણે રાબિયાની છોકરી, નાની અમ્માનું દુધ પીવાને કારણે, આયશાના છોકરાની દુધ શરીક માસી (તેની માતાની દુધ શરીક બહેન) થશે અને દુધ શરીક માસીથી નિકાહ જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) એક વ્યકિત કેટલી વખતે શાદી કરી શકે છે ?

**સવાલ (૨૦૮૦):** એક વ્યકિતએ ચારથી પાંચ વખતે શાદી કરી અને હજુ પણ તે શાદી કરવા માંગે છે તો ઈસ્લામમાં એક વ્યકિત કેટલી વખતે શાદી કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો અનેક ઓરતોના હક્કો અદા કરવાની શકિત હોય, તો એક વ્યકિત જેટલી વખતે શાદી કરવા માંગે, નિકાહ કરી શકે છે. પરંતુ એક સાથે ચારથી વધારે ઓરતોને સાથે નિકાહમાં રાખી શકતો નથી, ચારથી વધુ ઓરતોને રાખવી જાઈઝ

નથી. (સૂરએ નિસાઅ : ૩, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૯) એવી રીતે કોઈ અનેક ઓરતનોથી નિકાહ કરવાની સુરતમાં બધાના બરાબર હક અદા કરવાની શકિત ધરાવતો ન હોય, તો પણ અનેક નિકાહ ન કરે, નહીં તો ગુનેહગાર થશે. (અબૂ દાવુદ : ૧ / ૨૯૦, હદીસ નં. ૨૧૩૩, ઈબ્ને માજહ : ૧ / ૧૪૧, હદીસ નં. ૧૯૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) હૈઝ – માસિકના દિવસોમાં નિકાહ દુરુસ્ત છે

**સવાલ (૨૦૮૧) :** હૈઝ – માસિક દરમિયાન નિકાહ કરવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહની શરતો જોવામાં આવતી હોય તો નિકાહ દુરુસ્ત થઈ જશે ભલે છોકરીના માસિકના દિવસો જ કેમ ન ચાલતા હોય, પરંતુ જયાં સુધી માસિકથી પાક ન થશે, સંભોગ હલાલ ન થશે. (મરાકિયુલ ફલાહ : ૬૨) (હૈઝ અને નિફાસમાં નિકાહ મના નથી. પરંતુ બહેતર એ છે કે એવી હાલતમાં પહેલી વખત રૂખ્સતી ન કરવામાં આવે એટલે પતિના ઘરે ન મોકલવામાં આવે, (મુજતબા હસન કાસ્મી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) એક વ્યકિત એક સાથે ચાર ઓરતોને પોતાના નિકાહમાં રાખી શકે છે

**સવાલ (૨૦૮૨) :** એક વ્યકિતએ ચારથી પાંચ વખતે નિકાહ કર્યા છે, હવે એ વ્યકિત ફરીથી નિકાહ કરવા માંગે છે, તો ઈસ્લામમાં એક વ્યકિત કેટલી વખતે નિકાહ કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી ઓરતના હકો અદા કરવાની શકિત હોય, નિકાહ કરી શકે છે. પરંતુ એક સાથે ચારથી વધારે ઓરતોને નિકાહમાં રાખવી જાઈઝ નથી. (સૂરએ નિસાઅ : ૩, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૯) અને એકથી વધારે નિકાહ કરવાનો હુકમ પણ ત્યારે છે, જયારે કે પત્નીઓમાં સમાનતા અને બરાબરી રાખવાનો વિશ્વાસ હોય, નહીં તો એવા વ્યકિત વિશે હદીસે પાકમાં સખત વઈદ છે, જે એક પત્નીની મુહબ્બતમાં એવો ગિરફતાર થઈ જાય કે બીજી પત્નીના પાયાના હકો પણ અદા ન કરતો હોય, જેમકે આજકાલ બીજી શાદી કરનારાઓની હાલત છે.

(અબૂદાવુદ : ૧ / ૨૯૦, હદીસ નં. ૨૧૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સાળી સાથે ઝિનાનો હુકમ

સવાલ (૨૦૮૩) :એક વ્યકિતએ પોતાની સાળી સાથે ઝિના કર્યો, તો તેની પત્ની નિકાહમાં બાકી રહેશે અથવા તેના નિકાહથી નીકળી જશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સાળી સાથે ઝિના કરવાથી, તેની પત્ની તેની ઉપર હરામ નહીં થાય. તેના નિકાહ પર કોઈ અસર નહીં પડે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) સાળી સાથે ઝિના કરવાથી નિકાહ તુટી જતો નથી

સવાલ (૨૦૮૪) : (૧) એક વ્યકિતએ પોતાની સગી સાળી સાથે ઝિના કર્યા તો શું પત્નીથી નિકાહ બાકી રહેશે કે તુટી જશે ? જો બાકી રહે તો ઠીક અને જો તુટી જાય તો એ સુરતમાં શું હુકમ છે, માત્ર નિકાહ ફરી પઢવા કાફી છે ? અથવા હલાલો પણ જરૂરી છે ? અને જો નિકાહ કાફી છે, તો શું નિકાહ ઈદ્દત દરમિયાન કરે અથવા ઈદ્દત પછી ?

(૨) એવી રીતે સસરા પોતાના સગા છોકરાની પત્ની સાથે ઝિના કરે, તો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સાળી સાથે ઝિના કરવાથી નિકાહ તુટી જતા નથી અને પત્ની કાયદેસર પતિની પત્ની રહે છે, પરંતુ આ કાર્ય ગુનોહ છે, તેનાથી બચવું જરૂરી છે.

પરંતુ મુસ્તહબ છે કે જેનાથી ઝિના કર્યો છે, તેને હૈઝ આવી જાય, ત્યાર પછી પતિ પોતાની પત્ની (ઝિના કરાવનારની બહેન) થી સંભોગ કરે.

(૨) જો સસરા પોતાના છોકરાની પત્ની સાથે ઝિના કરે અથવા શહવત સાથે સ્પર્શ કરે, અથવા શહવત સાથે ચુંબન કરે, તો ઓરત છોકરા પર હરામ થઈ જાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૪) માટે પૂછેલી સૂરતમાં જો ઓરત દાવો કરે અને પતિ તેનો ઈકરાર કરી લે, તો ઓરત હમેશાં માટે તેની ઉપર હરામ થઈ જાય છે, હવે પતિ માટે જરૂરી છે કે તે ઓરતને તલાક આપી દે, જેથી તે બીજી જગ્યાએ નિકાહ કરી લે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૭) અને જો પતિ માનવા માટે

તૈયાર ન થાય અને મનાઈ કરે કે મારા પિતાએ એવું કંઈ કર્યુ નથી અને ઓરત પોતાના દાવામાં સાચી હોય કે સસરાએ તેની સાથે હરામ કામ કર્યુ છે, તો ઓરત પતિને પોતાની જાત પર કુદરત ન આપે, નહીં તો ગુનેહગાર થશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૪)

પરંતુ જયાં સુધી તેનો પતિ તલાક ન આપે, અથવા ઓરત મહેર માફ કરીને તલાક ન લઈ લે, ત્યાં સુધી તે બીજા સાથે નિકાહ કરી શકતી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) બહેન જેવા નામવાળી ઓરતથી નિકાહ કરવા

**સવાલ (૨૦૮૫) :** મેં પોતાની શાદી માટે જે છોકરીને જોઈ છે, તેનું નામ એ જ છે જે મારી બહેનનું નામ છે, એટલે મારી બહેનનું નામ પણ રૂખ્સાના છે અને એ છોકરીનું નામ પણ રૂખ્સાના છે, બંને નામોમાં સમાનતા હોવાને કારણે હું જાતે તેની સાથે નિકાહ કરવાનો ફેસલો નથી કરી શકતો કે શું કરું ? હું પરેશાનીમાં છું, તો મારે શું કરવું જોઈએ ? શું હું એ છોકરીનું નામ બદલાવી દઉં, પછી તેની સાથે શાદી કરું અથવા એ જ નામ સાથે તેનાથી નિકાહ કરી લઉં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની આવનારી પત્ની અને બહેનના નામમાં સમાનતા હોવાને કારણે આપના નિકાહ પર કોઈ અસર નહીં પડે. આપ (સલ.) ની એક પુત્રીનું નામ ઝેનબ હતું અને એક પત્નીનું નામ પણ ઝેનબ હતું. (અસદુલ ગાબહ : ૭ / ૧૩૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) હલાલા માટે દેવરથી નિકાહ કરવા

**સવાલ (૨૦૮૬) :** ઝોહરા પોતાના પહેલા પતિ અબ્દુલ ગફુર સાથે નિકાહ કરવા ચાહે છે, જેને તેણે તલાક આપી હતી, તેના માટે હલાલાની જરૂરત છે. સવાલ એ છે કે ઝોહરા પોતાના દેવર સાથે નિકાહ કરી શકે છે કે નહીં ? જો તેની સાથે નિકાહ કરશે અને તે સંભોગ પછી તલાક આપી દેશે, તો એ પહેલા પતિ માટે હલાલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત પોતાના દેવર સાથે નિકાહ કરી શકે છે અને તેનો હલાલો દુરુસ્ત થશે. (સૂરએ નિસાઅ : ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) પરણિત સ્ત્રી જો ઝિના કરે, તો તેને તલાક આપવી જરૂરી છે કે નથી ?

સવાલ (૨૦૮૭) : (૧) પરણિત ઓરત જો કોઈ અપરિચિત પુરુષથી ઝિના કરે તો શું તેનો નિકાહ તુટી જશે ? અને એવી ઓરતને તલાક આપવી જરૂરી છે કે નહીં ?

(૨) વર્ણન કરેલી ઝિનાકારે પોતાના બનેવી સાથે ઝિના કર્યા છે, તો તેને કારણે એ ઓરતની બહેનના નિકાહ પર કોઈ અસર પડશે કે નહી ?

(૩) જો વર્ણન કરેલી ઓરત પોતાના બનેવી સાથે રહેવા માંગે, તો શું તેના નિકાહ તેની સાથે થઈ શકે છે ? અને એ સૂરતમાં ઈદ્દત ગુજારવી જરૂરી થશે કે નહી?

(૪) જો વર્ણન કરેલી ઓરત પોતાના પતિની સાથે જ રહેવા માંગે, તો નિકાહ ફરી પઢવા જરૂરી છે કે નહીં ? માત્ર ઈદ્દત કાફી થશે કે નહી ?

(૫) વર્ણન કરેલી ઓરત જો કોઈ બીજા પુરુષ સાથે નિકાહ કરવા ચાહે, તો તેના માટે ઈદ્દત ભરવી જરૂરી છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલો અમલ કરવા માટે હોય છે, માત્ર જાણકારી માટે નહીં અને રસૂલુલ્લાહ (સલ.) એ આ પ્રકારના સવાલોને પસંદ કર્યા નથી. હદીસની કિતાબોમાં આ બાબતે સ્પષ્ટતા નકલ કરી છે. (સૂરએ માઈદહ : ૧૦૧, તફસીરે ઉસ્માની : ૧ / ૩૮૨, બુખારી : ૧ / ૩૨૪, હદીસ નં. ૨૪૦૮)

(૧) ઓરત ઝિનામાં જાતે ફસાઈ જાય અથવા કોઈ પુરુષને મજબૂર કરીને ઝિના કરાવે, તેનો પોતાના પતિથી નિકાહ નહીં તુટે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪) પરંતુ જો ઝિના કોઈ ઓરતની આદત બની ગઈ હોય અને સમજાવવાથી અને નસીહત કરવા છતાં ન માને, તો તેને તલાક આપવી જરૂરી છે. પરંતુ આ હુકમ પણ ત્યારે છે જયારે કે નિકાહ વગર રહેવામાં એ ઓરતથી ઝિનામાં ફસાવવાનો અંદેશો ન હોય, જો વધુ ઝિનામાં ફસાવવાનો અંદેશો હોય, તો પતિને જોઈએ કે તેને તલાક ન આપે અને સમજાવવાની અને સુધારવાની બધી કોશિશ કરતો રહે.

(નસાઈ : ૬ /૧૭૦, હદીસ નં. ૩૪૬૫)

(૨) બનેવીને પોતાની સાળીથી ઝિના કરવાથી, તેની ઉપર પોતાની પત્ની હરામ નહીં થાય, અને નિકાહ બાકી રહેશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪)

(૩) જો ઝિનાકાર ઓરત પોતાના પતિ સાથે નિકાહમાં રહેવા માંગે તો તેના નિકાહ બાકી રહેશે. ઝિના કરવાથી નિકાહ નહીં તુટે, માટે એ નિકાહ ફરી પઢયા વગર પોતાના પતિ સાથે રહી શકે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪)

(૪) જો ઝિના કરાવનારી ઓરત ઝિના કરનાર પોતાના બનેવી સાથે નિકાહ કરવા માંગે, તો તેના માટે જરૂરી છે કે પહેલા તેનો પતિ તેને તલાક આપી દે, જો એ તલાક આપવાની મનાઈ કરે, તો તેના નિકાહ પોતાના બનેવી સાથે જાઈઝ નથી, જો પતિ તલાક આપવા માટે તૈયાર હોય, તો તલાક પછી જયારે ઈદ્દત પુરી થઈ જાય, ત્યાર પછી તે નિકાહ કરી શકે છે. (જોકે તે હજુ પોતાના પતિના નિકાહમાં છે અને કોઈની પત્નીથી નિકાહ કરવા જાઈઝ નથી જયાં સુધી એ તલાક ન આપી દે અને ઈદ્દત પુરી ન થઈ જાય.) (સૂરએ નિસાઅ : ૨૪, તફસીરે મઝહરી : ૨૨ / ૬૪)

(૫) વર્ણન કરેલી ઓરત જોકે પોતાના પતિના નિકાહમાં છે, માટે જયારે નિકાહ બાકી છે, તો તેના નિકાહ કોઈ અન્ય સાથે શકય જ નથી, જયાં સુધી પતિ તેને તલાક ન આપી દે, કોઈ પણ પુરુષ સાથે તે નિકાહ કરી શકતી નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦)

નોંધ : અપરણિત સ્ત્રી જો ઝિના કરી લે, તો તેના નિકાહ ઝિનાકાર અથવા તેના સિવાય કોઈ પણ પુરુષથી થઈ શકે છે, પરંતુ જો તે ઝિનાને કારણે ગર્ભવતી થઈ જાય, તો નિકાહ કરનારાએ સંભોગ કરવો જાઈઝ નથી, પરંતુ જો એ જ પુરુષથી શાદી કરે, જેનાથી ગર્ભ રહયો છે, તો ઝિના કરનાર પતિ સંભોગ કરી શકે છે. (ફત્હુલ કદીર : ૩ / ૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) તલાકવાળી અથવા વિધવા ઓરતે પહેલા પતિના ભાઈથી નિકાહ કરવા

સવાલ (૨૦૮૮) : એક ઓરતને તલાક થઈ ગઈ અથવા ઓરત વિધવા થઈ ગઈ, તો શું ઓરત પોતાના પહેલા પતિના ભાઈથી નિકાહ કરી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જેઠ, દિયર સાથે શાદી કરવી જાઈઝ છે, જો હરામ હોવાનું કોઈ કારણ ન હોય. વર્ણન કરેલી ઓરત તેની દુધ શરીક બહેન ન હોય તો જાઈઝ છે, ભાઈની સાથે નિકાહ કરવા એ બતાવે છે કે વર્ણન કરેલી ઓરતની સાથે રિશ્તેદાર મહરમનું કોઈ કારણ નથી. જેઠ હવાથી નિકાહ હરામ થતા નથી, માટે શાદી કરવી જાઈઝ છે,

શરત એ છે કે નિકાહ હરામ હોવાનું બીજું કોઈ કારણ ન હોય. (સૂરએ નિસાઅ : ૨૪, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૫૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) દુધ પીવડાવવાની ઉમર કયાં સુધી છે ?

**સવાલ (૨૦૮૯) :** મારા છોકરાની ઉમર નવેમ્બર ૧૯૯૧માં એક વર્ષ અને ત્રણ મહિનાની થઈ છે, તો હવે એ શરીઅત પ્રમાણે કેટલી મુદત સુધી દુધ પીવડાવવાનો હકદાર રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળકને માતાનું અથવા અન્ય ઓરતનું દુધ પીવડાવવાની મુદત બે વર્ષ છે, બે વર્ષ પુરા થતા દુધ પીવડાવવાનું બંધ કરી દે, પરંતુ જો બાળક કમજોર છે, જેને દુધ સિવાય બીજો કોઈ ખોરાક હજમ થતો નથી, તો અઢી વર્ષ સુધી પણ દુધ પીવડાવવું જાઈઝ છે. (સૂરએ બકરહ : ૨૩૩, આલમગીરી : ૧ / ૩૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) પત્નીના સ્તન મોંઢામાં લેવા

**સવાલ (૨૦૯૦) :** હઝરત મુફતી સાહેબ (દા.બ.) સવાલ એ છે કે શું પતિ પત્નીના સ્તન મોઢામાં લઈ શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સંભોગથી પહેલા પત્ની સાથે એવી હરકત કરવી, જેનાથી તેની અંદર જોશ પેદા થઈ જાય અને સંભોગ માટે સંપૂર્ણ તૈયાર થઈ જાય, આ શરીઅતમાં ઈચ્છનીય છે, કારણ કે પુરુષની તબીઅતમાં ગરમી અને સ્ત્રીના સ્વભાવમાં ઠંડક હોય છે, તેને કારણે ઓરતને શહવત થોડીવાર પછી પેદા થાય છે, અને ઓરત જયારે સંપૂર્ણ તૈયાર હશે, તો જ પુરુષ તેની ઈચ્છા પુરી કરી શકશે. નહીં તો પરિણામ એ આવશે કે પુરુષ ફારિગ થઈ ગયો અને ઓરતનો જોશ બાકી રહેશે, માટે જો દુધવાળી ઓરત ન હોય, તો તેના સ્તન મોઢામાં લેવામાં કોઈ વાંધો નથી, જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૨૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) મુસ્લિમ ઓરતે ખ્રિસ્તી સાથે નિકાહ કરવા અને પતિના મૃત્યુ પછી ઈસ્લામમાં દાખલ થવું

**સવાલ (૨૦૯૧) :** એક મુસલમાન ઓરતે ખ્રિસ્તી પુરુષ સાથે નિકાહ કર્યા, તેનાથી

બે–ત્રણ અવલાદ પણ મોટી ઉમરની છે અને તે બધી ખ્રિસ્તી છે. હવે જયારે કે તેના પતિનું મૃત્યુ થઈ ગયું છે, અને ઓરતની ઉમર પણ ૧૦૦ વર્ષની છે, તે પોતાના આ કાર્ય પર ખુબ જ પસ્તાવો કરે છે અને કલિમો પઢીને ઈસ્લામમાં દાખલ થઈ ગઈ છે, તેને કુર્આનની ઘણી સુરતો પણ મોઢે યાદ છે, તો તેનું ઈસ્લામ કબૂલ કરવું સહીહ છે કે નહીં ? જો મૃત્યુ થઈ જાય, તો તેનું કફન – દફન ઈસ્લામી તરીકા પ્રમાણે કરવામાં આવશે કે નહીં ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મુસલમાન ઓરતનું ખ્રિસ્તી, યહૂદી અથવા બિન મુસ્લિમ સાથે નિકાહ કરવા જાઈઝ નથી. આ નિકાહ સહીહ ન થશે. ઝિનાનો ગુનોહ સતત રહેશે. (સૂરએ બકરહ : ૨૨૧, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૭૧, ૨૭૨) અને જો તેને હલાલ સમજીને નિકાહ કર્યા હશે. તો ઈસ્લામથી પણ નીકળી જશે અને ધર્મ વિમુખ થઈ જશે.

(સૂરએ માઈદહ : ૮૭, અકીદતુત્તહાવી : ૨૧)

પરંતુ જો માતા મુસલમાન છે, તો નાબાલિગ અવલાદ (આ નિયમ પ્રમાણે બાળક માતા અને પિતામાંથી જેનો ધર્મ સારો હોય, તેના તાબે હોય છે.) માતાને તાબે રહીને બધી અવલાદ મુસલમાન ગણાશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૯૬)

પછી જયારે ઓરતે ઈસ્લામમાં દાખલ થવાનું એલાન કર્યુ છે અને કલિમો પઢે છે, તો પાછલા ગુનાહોથી તોબા કરીને કલિમએ તય્યિબહ અને કલિમએ શહાદત પઢી લેશે અને તેની માફીનો યકીન અને એકરાર કરશે, તો ઈસ્લામમાં દાખલ થઈ જશે અને તેનું આ ઈસ્લામ વિશ્વાસ પાત્ર હશે અને મૃત્યુ થઈ જાય તો ઈસ્લામી તરીકા પ્રમાણે તેનું કફન –દફન કરવામાં આવશે. (સૂરએ આલિ ઈમરાન : ૮૯, બહરુર્રાઈક : ૫ / ૧૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) છોકરીને મુસલમાન બનાવીને નિકાહ કર્યા, પછી તેને દેવી – દેવતાઓની પુજા કરી તો.... ?

**સવાલ (૨૦૯૨) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે.... મેં એક બિન મુસ્લિમ છોકરીને મુસલમાન બનાવીને તેનાથી એવી રીતે નિકાહ કર્યા કે બે ગવાહોની રૂબરુ અમે એક બીજાથી કહયું : "મેં પોતાની જાત તમને આપી" પછી અમે બંને પતિ પત્નીની જેમ રહેતા હતા, પરંતુ એ છોકરીએ પોતાના કુટુંબને અને

સમાજને ખુશ કરવા માટે હિંદુ ધર્મ પ્રમાણે દેવી દેવતાઓની પૂજા કરી, તો એવી હાલતમાં જયારે એ સ્ત્રી મારા નિકાહમાં ન રહી, તો ફરી નિકાહમાં રાખવા માટે મારે શું કરવું જોઈએ ? તે પોતાની ભૂલનો સ્વીકાર કરે છે અને કુફ્ર અને શિર્કથી તોબા કરવા માંગે છે, અને ફરી મારાથી નિકાહ કરવા માંગે છે, તો હવે અમારે શું કરવું જોઈએ ? શરીઅતના કાનૂન પ્રમાણે જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં એ ઓરત તમારા નિકાહથી નીકળી ગઈ છે, કારણ કે તેને દેવી દેવતાઓની પૂજા કરી છે. (દુર્રે મુખ્તાર : ૩ / ૧૯૩, બહરૂર્રાઈક : ૩ / ૨૩૦) હવે ફરી તે રાજી ખુશીથી ઈસ્લામ કબૂલ કરે, એટલે જબાનથી તેનો એકરાર કરે અને પોતાનો અકીદો દુરુસ્ત કરી લે અને તે ઈમાને મુજમલ અને ઈમાને મુફસ્સલ અને પાંચ કલિમા પઢીને તેના અર્થ પર યકીન કરી લે તો ઈમાનમાં દાખલ થઈ જશે.

(બહરુર્રાઈક : ૫ / ૧૩૮, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૪ / ૨૨૬)

અને ઈમાનમાં દાખલ થયા પછી સુન્નત તરીકા પ્રમાણે જે નિકાહ કરવામાં આવે છે, એવી રીતે નિકાહ પઢી લેવામાં આવે, તો એ તમારા નિકાહમાં આવી જશે. યાદ રહે કે સુન્નત તરીકા પ્રમાણે નિકાહ કરવામાં આવે કે તેમાં બરકત છે અને નિકાહને જાહેરમાં કરવા સુન્નત છે. એટલે કોઈ નમાઝ પછી મસ્જિદમાં નિકાહ કરવા જોઈએ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) પતિના મુસલમાન થયા પછી પત્ની પણ મુસલમાન થઈ ગઈ, તો તેમના નિકાહનો શું હુકમ છે ?

સવાલ (૨૦૯૩) : દહેગામમાં એક વ્યકિત પોતાની ખુશીથી મુસલમાન થયો, તેના પંદર દિવસ પછી તેની પત્ની પણ પોતાની ખુશીથી મુસલમાન થઈ. તો શું એ બંનેને ફરીથી નવેસરના નિકાહ પઢવા પડશે અને પહેલા નિકાહની ઈદ્દત ભરવી પડશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં પત્ની પોતાના પતિના નિકાહમાં બાકી રહેશે. ઈદ્દત ભરવા અને નવા નિકાહની કોઈ જરૂરત નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૮૮, ૧૮૯, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૧૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) શિયા છોકરાનો સુન્ની છોકરી સાથે નિકાહ કરવાનો શરઈ હુકમ

**સવાલ (૨૦૯૪) :** મારો એક મિત્ર છે, તેનું નામ શરીફ છે, તે શિયા છે, તેનો ઈરાદો સુન્ની મુસ્લિમ જમાતની કોઈ છોકરીથી શાદી કરવાનો છે, તો શું તે સુન્ની મુસ્લિમ છોકરીથી પોતાનો નિકાહ કરી શકે છે ? આ વિશે યોગ્ય માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શિયા પંથમાં લગભગ ૧૬ –૧૭ ફિરકા છે, તેમના અકીદા અલગ અલગ છે. તેમાંથી ઘણાનો અકીદો કુર્આન અને હદીસની વિરુદ્ધ છે. તેમાંથી ઘણાં કુર્આની આયતોનો ઈન્કાર કરવાને કારણે તેઓ મુસલમાન નથી. દા.ત. તે લોકો હઝરત આઈશા (રદિ.) પર (નઉઝુબિલ્લાહ) ઝિનાનો આક્ષેપ લગાવે છે.

(હાશિયા અકીદતુત્તહાવી : ૯,૧૦)

એટલે જો તેઓ હઝરાતે શયખૈન (રદિ.) ને બુરૂ ભલુ કહેતા હોય અને મા આઈશા (રદિ.) પર આક્ષેપ લગાવતા હોય, તો તેનો કોઈ સુન્ની મુસ્લિમ છોકરીથી નિકાહ બિલ્કુલ જાઈઝ નથી. (સૂરએ બકરહ : ૨૨૧, બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) શિયાથી નિકાહ પછી અલગ થવા માટે શું કરે ?

**સવાલ (૨૦૯૫) :** એક વ્યકિતની ઉમર ૪૦ વર્ષની છે, અને તેની શાદી એક ૧૪ વર્ષની નવયુવાન છોકરી સાથે થઈ છે. શાદીને એક વર્ષ થયું, તે છોકરી પાંચ મહિના પોતાના પતિને ત્યાં રહી અને હવે સાત મહિનાથી પોતાના પિતાના ઘરે છે, ન તેનો પતિ તેને બોલાવે છે અને ન તો તલાક આપે છે અને છોકરી કહે છે કે મને મારા પતિના ઘરે મોકલશો તો હું આત્મહત્યા કરી લઈશ, અસલમાં તેનો પતિ શિયા પંથનો છે અને છોકરી એહલે સુન્નત વલ જમાતની છે, હવે એ છોકરીની શાદી એહલે સુન્નત વલ જમાતના એક છોકરા સાથે કરવા માગીએ છીએ, એ શિયા છોકરાથી અલગ થવા માટે શરીઅતમાં કઈ સુરત બતાવવામાં આવી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે છોકરીની શાદી શિયા ધર્મના માનનારા સાથે કરી છે,તો જાણવું

જોઈએ કે રાફઝી શિયા વિશે ઉલમાએ કિરામમાં મતભેદ છે. કેટલાક ઉલમા તેમને કાફિર કહે છે, અને કેટલાક ફાસિક અને ફાજિર કહે છે, તો જે ઉલમા કાફિર કહે છે તેમના મત પ્રમાણે તો નિકાહ થયા જ નથી. તો જયારે ઈચ્છે ઈદત પછી એ છોકરીથી નવી શાદી કરી શકે છે, અને જે ઉલમાના મતે રાફઝી શિયા ફાસિક અને ફાજિર છે, કાફિર નથી, તો તેમના મત પ્રમાણે નિકાહ સહી થઈ ગયા. બીજા નિકાહ કરવાની જરૂરત નથી.

આપના માટે એક સુરત એ પણ છે કે પતિને રાજી કરી તલાક અપાવી દો, જેથી હુકૂમતના કાનૂનની વિરુદ્ધ ન થાય અને તમે પોતાના વિસ્તારના ઉલમાએ કિરામથી પૂછી લો કે તમારા ત્યાંના શિયા કયો અકીદો રાખે છે, કારણ કે શિયામાં ઘણાં પંથો છે અને તેમના હુકમો અલગ અલગ છે. જો એવો અકીદો સાબિત થઈ જાય, જે કુફ્ર છે, તો નિકાહ જ સહીહ થયા નથી. ટુંકમાં પોતાના વિસ્તારના ઉલમાએ કિરામથી પૂછીને તે પ્રમાણે અમલ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) લોટીયા (શિયા) ઓરતથી નિકાહ કરવા અને એ નિકાહમાં ગવાહ બનવું જાઈઝ છે કે નહી ?

સવાલ (૨૦૯૬) : એક મુસલમાને એક શિયા ઓરતથી શાદી કરી પછી વલીમો પણ કર્યો, તો શું એવી ઓરતથી નિકાહ સહીહ થશે ? અને એ નિકાહમાં ગવાહ બનનારા માટે શું હુકમ છે ? અને જો નિકાહ સહીહ નહીં થાય તો વલીમાનો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

'લોટિયા' જમાતને અરબીમાં શિયા કહે છે, તેમાં લગભગ ૧૬ અથવા ૧૭ ફિરકા છે, તેમાંથી મોટાભાગના ફિરકા એવા છે, જે પોતાના ખોટા અકીદામાં અતિરેક કરનારા છે, તેથી તે બિન ઈસ્લામી ફિરકા ગણાય છે. એ ફિરકાઓમાંથી કેટલાકનો અકીદો છે કે કુર્આને પાકના કુલ ૪૦ પારા હતા, તેમાંથી દસ પારા બકરી ખાઈ ગઈ, કેટલાક ફિરકા કુર્આને પાકમાં ફેરફાર થઈ ગયું એવું માને છે. અમુક હઝરત અલી (રદિ.) ની ખુદાઈમાં માને છે અને અમુક તેમને નબી માને છે અને કહે છે કે હઝરત જિબ્રઈલ (અલૈ.)થી નઉઝુબિલ્લાહ વહી લઈને આવવામાં ભુલ થઈ અને તેઓ હઝરત અલી (રદિ.)ને બદલે હઝરત મુહમ્મદ (સલ.) પાસે પહોંચી

ગયા. હઝરત આઈશા (રદિ.) પર આક્ષેપ લગાવે છે. હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ને હક છીનનાર કહે છે અને કહે છે કે તેમણે હઝરત અલી (રદિ.) પાસેથી ખિલાફત છીનવી લીધી અને જાતે તેની ઉપર કબજો મેળવી લીધો, માટે તેમની જો જમાત આ પ્રકારનો અકીદો રાખે છે, તો તે ઈમાનથી નીકળી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૬૪) અને જયારે ઈમાન નથી તો તેની સાથે નિકાહ પણ જાઈઝ નથી, એ નિકાહમાં ગવાહ બનવા પણ જાઈઝ નથી અને જયારે નિકાહ સહીહ નથી તો વલીમો પણ સહીહ નહીં થાય. જો મસ્અલો માલુમ ન હોવાને કારણે કોઈ ગવાહ બની ગયો તો તોબા અને ઈસ્તિગ્ફાર કરી લે અને નિકાહ કરનારાને કહી દે કે વર્ણન કરેલ નિકાહ સહીહ નથી અને નિકાહ કરનારા પુરુષને જોઈએ કે વહેલી તકે એ ઓરતથી અલગ થઈ જાય.

બીજી સુરત એ છે કે એ ઓરતથી કહેવામાં આવે કે તે પોતાના ખોટા અકીદાથી તૌબા ઈસ્તિગ્ફાર કરી લે, પછી જયારે તે તૌબા ઈસ્તિગ્ફાર કરીને પાંચે કલિમાત પઢીને ઈમાને મુજમલ અને મુફસ્સલ પઢીને સાચા દિલથી સ્વીકાર કરી લે, અને એકરાર કરે તો તેનું ઈસ્લામ સહીહ થશે પછી બીજી વખતે નિકાહ પઢવામાં આવે. (સૂરએ બકરહ : ૨૨૧)

શિયા પંથના એ ફિરકા જેમના દિન વિશે અકીદા સહીહ છે, માત્ર હઝરત અલી (રદિ.) ને હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.) થી અફઝલ માને છે. તો તેમનો ઈસ્લામ માન્ય છે તેમનાથી નિકાહ જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૬૪, આપકે માસઈલ ઔર ઉનકા હલ : ૬/ ૧૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) શિયા ઓરતથી નિકાહ કરવા

**સવાલ (૨૦૯૭) :** મારો ભાઈ સુન્ની મુસલમાન હતો, તેણે એક શિયા ઓરતથી નિકાહ કર્યા હતા. હમણાં મારા ભાઈનું મૃત્યુ થઈ ગયું છે અને એ ઓરત પોતાના શિયા ધર્મ પર કાયમ છે. તો શરીઅતમાં એવી શિયા ઓરતથી નિકાહ કરવા જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહના જાઈઝ અને નાજાઈઝ હોવાનો આધાર એ ઓરતના અકીદા પર

છે, એટલા માટે કે શિયામાં ઘણાં ફિરકા છે, તેમાંથી કેટલાક ધર્મમાં અતિરેક કરે છે અને કેટલાક અતિરેક કરતા નથી. જો એ ઓરતનો અકીદો હઝરત અલી (રદિ.) ને ખુદા માનવાનો હોય અથવા એ અકીદો રાખતી હોય કે હઝરત જિબ્રઈલ (અલૈ.) થી વહી લઈને આવવામાં ભુલ થઈ ગઈ કે વહી હઝરત અલી (રદિ.) પાસે લાવવાને બદલે હઝરત મુહમ્મદ (સલ.) પાસે લઈને પહોંચી ગયા, અથવા તે હઝરત આઈશા (રદિ.) ની શાનમાં ખુસ્તાખી કરે છે તો તે ઈસ્લામથી નીકળી જશે અને આ બધા અકાઈદમાં જરૂરી દીનનો ઈન્કાર કરવાથી ઉલમાએ કિરામે તેમને કાફિર કહયા છે. એવા શિયાઓ સાથે નિકાહ જાઈઝ નથી. જો પૂછેલી સૂરતમાં એ ઓરતના અકાઈદ પણ એવા હોય, તો તેની સાથે આપના ભાઈના નિકાહ દુરુસ્ત નથી, અને જો એ પ્રકારનો કોઈ અકીદો ન હોય તો નિકાહ દુરુસ્ત થશે. જોકે આ પ્રકારના નિકાહ કરવા યોગ્ય નથી. જો કરી લીધા તો દુરુસ્ત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) મુસલમાને ખ્રિસ્તી ઓરતથી નિકાહ કરવા

**સવાલ (૨૦૯૮) :** અમારે ત્યાં ઘણાં મુસલમાનો, ખ્રિસ્તી ઓરતો સાથે નિકાહ કરે છે, જયારે કે મારુ માનવું છે આ નિકાહ સહીહ નહીં હોય, આ વિશે કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ખ્રિસ્તી ઓરત જે હઝરત ઈસા (અલૈ.)ને નબી માનતી હોય અને બાઈબલને આસ્માની કિતાબ માનતી હોય, એટલે કે દરેક રીતે પોતાના ખ્રિસ્તી ધર્મ પર કાયમ હોય, ભલે તે હઝરત ઈસા (અલૈ.) ને ખુદા માનતી હોય, ઈસ્લામી દેશોમાં એવી ખ્રિસ્તી ઓરતથી નિકાહ કરવા જાઈઝ છે. અલબત્ત યોગ્ય નથી, મકરૂહે તહરીમી છે.

બિન ઈસ્લામી દેશો (દારૂલ હર્બ) માં એવી ઓરતોથી નિકાહ કરવા જાઈઝ નથી, એટલા માટે કે બિન ઈસ્લામી માહોલમાં બિન ઈસ્લામી તરીકા પર પરવરિશ થવાથી અવલાદનું ઈસ્લામ પર કાયમ રહેવું મુશ્કેલ છે. જો આ ખતરો ન હોય તો નિકાહ જાઈઝ છે. જો કે યોગ્ય નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૫)

આજના યુગમાં અમેરિકા જેવા દેશોમાં જયારે કે મુસલમાન માતા – પિતાની અવલાદની દીની તરબિયત ખૂબ જ મુશ્કેલ રીતે થાય છે. તો બિન મુસ્લિમ

અવલાદની શી હાલત હશે ? તેમજ વધુમાં કે એ દેશના કાયદા પણ એવા છે કે તરબિયત માટે પત્ની અથવા બાળકો પર કોઈ પ્રકારની પાબંદી પણ લગાવી શકાતી નથી. એટલે ત્યાંની ખ્રિસ્તી ઓરતોથી મુસલમાને શાદી ન કરવી જોઈએ.

અને વર્ણન કરેલ હુકમ તો ત્યારે છે જયારે કે તે ઓરત પોતાના ખ્રિસ્તી ધર્મ પર કાયમ હોય અને આજે તો ખ્રિસ્તી ઓરતો તો મોટે ભાગે બેદીન અને નાસ્તિક હોય છે. એટલે પણ બચવું જરૂરી છે. (સૂરએ માઈદહ : ૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) કોઈના નિકાહમાં હોવા છતાં ઓરતે બીજી જગ્યાએ નિકાહ કરવા

સવાલ (૨૦૯૯) : એક છોકરીના નિકાહ થયા, નિકાહ પછી તે પોતાના પતિ સાથે આઠ દિવસ સુધી રહી, પછી કહેવા લાગી કે મને આની સાથે નથી રહેવું, એ તો શરાબી અને જુગારી છે, જયારે કે એ છોકરીએ પોતાની ખુશીથી તે છોકરાથી શાદી કરી હતી.

છોકરાના માતા – પિતા કહે છે કે અમારો છોકરો બિલ્કુલ એવો નથી. તેને દારૂ પીતા અથવા જુગાર રમતા કોઈએ જોયો નથી, આ તેની ઉપર આક્ષેપ છે. પરંતુ છોકરીના માતા – પિતા છોકરીની શાદી બીજી જગ્યાએ કરવા માંગે છે, તો શું પહેલો નિકાહ ખતમ કર્યા વગર બીજી જગ્યાએ તેનો નિકાહ કરી શકાય છે ? શરીઅતમાં તેની ઈજાઝત છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે વ્યકિત સાથે તે છોકરીના નિકાહ થયા છે, તે જયાં સુધી તલાક ન આપી દે અથવા ખુલઅ (ઓરતનું મહેર માફ કરીને તલાક લઈ લેવી) ન કરાવી લેવામાં આવે. એ છોકરીનો બીજી જગ્યાએ નિકાહ જાઈઝ નથી, ભલે એ નિકાહ કરે અથવા તેના માતા – પિતા, ટુંકમાં પહેલો નિકાહ ખતમ કરવો, પછી ઈદ્દત ભરવી જરૂરી છે. તે પહેલા બીજા નિકાહ સહીહ નથી. (અહકામુલ કુર્આન : ૩ / ૮૦,૮૧, સૂરએ નિસાઅ : ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) પાગલની પત્નીના તલાક પહેલા બીજા વ્યકિતથી નિકાહ કરવા

સવાલ (૨૧૦૦): એક છોકરો જેની ઉમર ૨૬ વર્ષ છે. તે એક પરણિત ઓરતથી

પ્રેમ કરે છે, ઓરત પણ તેનાથી પ્રેમ કરે છે. એ ઓરતનો પતિ પાગલ છે. ઓરત તેની સાથે રહેવા માંગતી નથી, બલકે પોતાના પ્રેમીથી નિકાહ કરવા માંગે છે, તો તેના નિકાહ થઈ શકે છે કે નહીં ? જયારે કે એ ઓરતનો પતિ તેની ઉપર રાજી નથી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી પતિથી તલાક ન લઈ લે અથવા ખુલઅ ન કરાવે, ઓરતે પોતાના પ્રેમી સાથે નિકાહ કરવા જાઈઝ નથી, જો પતિ પાગલ છે અને તેની સાથે નિભાવની કોઈ શકલ નથી. તો શરઈ પંચાયતથી રજૂઆત કરીને તલાક મેળવી શકાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) પરણિત ઓરતથી નિકાહ

સવાલ (૨૧૦૧) : એક વ્યકિતએ એક ઓરત સાથે નિકાહ કર્યા, નિકાહ પછી માલૂમ થયું કે એ ઓરતનો બીજી જગ્યાએ નિકાહ થઈ ચુકયો છે અને તેનો પતિ મોજૂદ છે એટલે એ બીજા નિકાહ વખતે તે પરણિત હતી, તો તેનો આ નિકાહ થયો કે નહીં ? અને નિકાહ પઢાવનારા વકીલ અને ગવાહોને જયારે તેની જાણકારી હોય, છતાં પણ તેઓએ એ ઓરતના આ બીજા નિકાહ કરાવ્યા તો શરીઅતમાં તે ગુનેહગાર થશે કે નહીં ? શરીઅતમાં આ વિશે શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પરણિત ઓરતના પહેલા પતિની તલાક વગર બીજા નિકાહ થઈ શકતા નથી. જો આવું કર્યુ , તો નિકાહ અમાન્ય રહેશે અને તે ઓરત પહેલા પતિની જ પત્ની રહેશે. (જયાં સુધી તે તલાક ન આપે અથવા મૃત્યુ ન પામે)

(અહકામુલ કુર્આન : ૩ / ૮૦,૮૧, સૂરએ નિસાઅ : ૨૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦)

વકીલ, ગવાહો અને જેમણે આ નિકાહ કરાવ્યા છે, અને પઢાવ્યા છે, બધા ગુનેહગાર થશે, શરત એ છે કે માલૂમ હોય કે એ ઓરતના પહેલા નિકાહ થયેલા છે અને કોઈ તલાક કે જુદાઈ થયેલી નથી અને ન તો પતિનું મૃત્યુ થયું છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) કોઈ ઓરતનો બીજો નિકાહ કરાવવો, જયારે કે તે પહેલાથી એક નવ મુસ્લિમ ખ્રિસ્તીના નિકાહમાં હોય.

સવાલ (૨૧૦૨) : જર્મનીનો એક યુરોપીયન છોકરો "જોનિસ્બરી"માં આવ્યો અને

તેણે જુબેદા નામની અકે મુસલમાન છોકરીથી નિકાહ કર્યા, યાદ રહે કે આ છોકરો પહેલા ખ્રિસ્તી હતો. કમિલો પઢીને ઈમાનમાં દાખલ થયો, પછી તેનાથી નિકાહ કર્યા, નિકાહ કર્યા પછી એ છોકરીને તે જર્મની લઈ ગયો. પરંતુ ત્યાં લઈ જઈને તેને ખૂબ જ તકલીફ અને દુ:ખ આપવા લાગ્યો, જાતે કંઈ નોકરી કરતો ન હતો અને પત્નીને નોકરી કરવા મોકલતો હતો. સુવ્વરનું ગોશ્ત રંધાવતો હતો અને વાત વાતમાં મારપીટ કરતો હતો. પછી તે જર્મનીથી ઈંગ્લેન્ડ પોતાની પત્નીને લઈને ગયો. ત્યાં પણ તેની આ જ હાલત રહી. જુબેદાએ પોતાની માતાને ફોન દ્વારા આ બધી હકીકત બતાવી તો તેની માતાએ ટિકિટ મોકલી અને તે ત્યાંથી જોનિસ્બરી આવી ગઈ.

અહીંયા આવ્યા પછી તેને છોકરીઓની એક હોસ્ટેલમાં કામ કરવાનું શરૂ કર્યુ. જે ગાડીથી તે આવતી – જતી હતી, તેના ડ્રાઈવર ઈબ્રાહીમથી તેનો સંબંધ બંધાયો અને બંને એકબીજાના દિલમાં પ્યાર અનુભવવા લાગ્યા. છેવટે બંનેએ પરસ્પર નિકાહ કરી લીધા.

જયારે ઈબ્રાહીમની માતાને તેની જાણ થઈ અને એ પણ ખબર પડી કે એ છોકરીના પહેલા નિકાહ થઈ ચુકયા છે અને તેને તલાક પણ આપી નથી, તો એ ઘણાં પરેશાન થયા કે બંનેના પરસ્પર નિકાહ દુરુસ્ત થયા કે નહીં ? સવાલ એ છે કે શું એ છોકરીના ઈબ્રાહીમ નામના છોકરાથી નિકાહ દુરુસ્ત થયા ? અને જયાં સુધી પહેલા પતિથી તલાકનો મસ્અલો છે, તો ત્યાં કોઈ શરઈ પંચાયત પણ નથી કે તેના દ્વારા તલાક મેળવવામાં આવે. માટે આ સિલસિલામાં આપ અમને માર્ગદર્શન આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સુરતમાં જયારે ખ્રિસ્તી છોકરો કલિમો પઢીને મુસલમાન થયો, તો તેના મુસલમાન થવામાં કોઈ શંકા નથી રહી. માટે જુબેદાથી તેના નિકાહ સહીહ ગણાશે. (બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૭૧, ૨૭૨) તે જયાં સુધી તલાક આપતો નથી અથવા તેનાથી ખુલઅ થતો નથી. ત્યાં સુધી જુબેદાના ઈબ્રાહીમ સાથે નિકાહ થશે નહીં.

પતિનું મારપીટ કરવું, પત્નીથી નોકરી કરાવવી અને સુવ્વરનું ગોશ્ત રંધાવવું, આ બધા ગુનાહના કામો છે, પરંતુ તેનાથી તે ઈસ્લામથી નીકળી જતો નથી કે તેના નિકાહ તુટી જાય. પરંતુ છોકરીને એ વાતનો અધિકાર હતો કે તે શરઈ પંચાયત અથવા ઉલમાએ કિરામની જમાત સામે પોતાનો મસ્અલો રજૂ કરતી. પતિના

જુલ્મને અને ભરણપોષણ ખર્ચ ન આપવાને પરસ્પર મધ્યસ્થીથી સાબિત કરતા અને શરઈ કાનૂન પ્રમાણે નિકાહથી અલગ થવાની દરખ્વાસ્ત કરતા, પરંતુ તેની ઉપર અમલ કરવામાં આવ્યો નથી.

હવે જુબેદા માટે સવાલના અમુક ઈશારા પ્રમાણે માત્ર એ હલ નીકળી શકે છે, કે છોકરાનું ઈમાન લાવ્યા પછી ખરેખર તેને કોઈ ઈસ્લામ વિરુદ્ધ કાર્ય કર્યુ છે, અથવા જોકે તે પહેલા ખ્રિસ્તી હતો, એટલે કદાચ ઈમાન લાવ્યા પછી પણ ખ્રિસ્તીઓના ચર્ચમાં જઈને તેમના રિવાજ પ્રમાણે બંદગી કરી હોય, જો ખરેખર તેણે આવું કર્યુ હોય, તો તે ઈમાનથી નીકળી જશે અને વિધર્મી બની જશે, તેને કારણે તેના નિકાહ તુટી જશે, માત્ર આ સુરતમાં તે ઈદ્દત પછી બીજા નિકાહ કરી શકે છે. (દુરરુલ હુક્કામ : ૧ / ૩૫૪, અલ મબ્સૂત : ૫ /૫૦) પરંતુ આ સુરત કાલ્પનિક છે એવી ધારણા છે.

નોંધ : માટે જુબેદા અલ્લાહનો ડર રાખીને આપના ગામ અથવા મહોલ્લાના ઈમામ સાહેબ સામે સહીહ હકીકત બયાન કરે, જો ખરેખર તેના (ખ્રિસ્તી) પતિએ કોઈ એવો અમલ કર્યો હતો, જેને કારણે તે ઈસ્લામથી નીકળી ગયો અને તેનો બીજો નિકાહ ઈબ્રાહીમ સાથે ઈદ્દત પછી કર્યા હશે, તો સહીહ ગણાશે, નહીં તો આ નિકાહ દુરુસ્ત ગણાશે નહીં. (તફસીર ઈબ્ને કસીર : ૧ / ૬૦૬, સૂરએ બકરહ : ૨૨૮)

ઉલમાએ કિરામની જમાત અથવા મુસલમાનોની કોઈ કમિટી પાસે જે નિકાહથી જુદાઈ વગેરેના મામલાઓ કરતી હોય, ઓરત દરખ્વાસ્ત કરે, તે પોતાની કાર્યવાહી પછી નિકાહ તોડી શકે છે, તે સિવાય એ છોકરી પાસે કોઈ વિકલ્પ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) પરણિતે નિકાહ છતાં બીજા નિકાહ કર્યા પછી પહેલા પતિનું મૃત્યુ થઈ ગયું

**સવાલ (૨૧૦૩) :** અમારે ત્યાં બનાવ એવો બન્યો કે એક વ્યકિતએ જે ઓરતથી નિકાહ કર્યો છે, તેનો પહેલો પતિ મૌજૂદ છે, અને પતિએ તે ઓરતને તલાક પણ આપી નથી, તે ઓરત તેનાથી અલગ થઈને જતી રહી હતી અને દસ વર્ષ સુધી પોતાના એ પહેલા પતિથી અલગ રહી અને નોકરી કરીને પોતાનું ગુજરાન ચલાવતી રહી, હવે તેને બીજા પુરુષ સાથે નિકાહ કર્યા, તો આ નિકાહ સહીહ થયા કે નહીં ? અને હવે જયારે કે આ ઓરતને બીજા પતિથી ગર્ભ પણ છે અને પહેલો પતિ મૃત્યુ

પામી ચુકયો છે, તો આ વિશે શરઈ હુકમ શું છે ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પરણિત ઓરતનો જયારે પતિ મોજૂદ હોય અને તેણે તલાક ન આપી હોય, તો એ ઓરતના બીજી જગ્યાએ નિકાહ કરવા સહીહ થતા નથી. ભલે તે પોતાના પતિથી અલગ થઈને ૨૦ અથવા ૨૫ વર્ષ અથવા તેનાથી વધારે મુદત સુધી એકલું જીવન ગુજારે, બીજો વ્યકિત તેનાથી નિકાહ કરશે તો નિકાહ થશે નહીં.

પૂછેલી સૂરતમાં ઓરતે જે બીજા પુરુષ સાથે નિકાહનું નાટક કર્યુ છે, તે હરામ છે. કુર્આને કરીમમાં પારા નં. ૫ ની પહેલી આયતમાં પરણિત ઓરતની સાથે નિકાહ કરવા હરામ છે. (સૂરએ નિસાઅ : ૨૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૦) માટે જો કોઈ આ હરામ કામને હલાલ સમજીને કરશે તો ઈમાનથી નીકળી જશે.

(શર્હે ફિકહે અકબર : ૭૧, અકીદતુત્તહાવી : ૨૧)

અને પુછેલી સૂરતમાં હવે જયારે કે પતિનું મૃત્યુ થઈ ગયું છે, તો મૃત્યુની ઈદત ગુજર્યા પછી તે જેનાથી ચાહે નિકાહ કરી શકે છે.

(સૂરએ બકરહ : ૨૩૪, અલ મુહીતુલ બુરહાની : ૩ / ૪૫૮)

ઈદત વિશે તફસીલ એ છે કે બીજા પુરુષ સાથે તેના નિકાહ સહીહ ન હોવાથી ઝિનાનો હુકમ લાગશે અને આ ગર્ભ ઝિનાનો ગણાશે. એટલે તેની ઈદત ચાર મહિના અને દસ દિવસની થશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૨૦) જયારે આટલા દિવસ પસાર થઈ જાય, તો તે પુરુષ સાથે જેનાથી નાજાઈઝ નિકાહ કર્યા હતા, ફરીથી નિકાહ કરી શકે છે, કારણ કે ગર્ભ એ જ પુરુષનું છે, તેનો બંને એકરાર કરે છે, પરંતુ એ ઝિનાકાર સિવાય ઓરત કોઈ બીજાથી નિકાહ કરવા માંગે તો ગર્ભની હાલતમાં તેના નિકાહ સહીહ નહી થાય.

(જો ગર્ભની હાલતમાં તેને એ ઝિનાકાર સાથે નિકાહ કર્યા તો એ ઝિના કરનારો જે હવે શરઈ રીતે પતિ બની ગયો છે) તેનાથી સંભોગ કરી શકે છે. પરંતુ જો તેને ગર્ભની હાલતમાં કોઈ બીજાથી નિકાહ કર્યા તો જો કે ચાર મહિના અને દસ દિવસ પસાર થઈ જવાને કારણે તેની ઈદત પુરી થઈ ગઈ છે, એટલે નિકાહ તો સહીહ થઈ જશે પરંતુ પતિને સંભોગની ઈજાઝત નહી મળે, અહીં સુધી કે ગર્ભ નીકળી જાય. હઝરત મુફતી સાહેબે નિકાહને નાજાઈઝ કહયા છે, તે કથન ઈમામ

અબૂયુસૂફ (રહ.) નું છે. બીજા અહનાફનું કથન નથી.) (ફત્હુલ કદીર : ૩ / ૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) જે ઓરત પોતાના પતિને છોડીને ફરાર થઈ જાય, તેને દાંપત્ય જીવનમાં ફરી લાવવી

**સવાલ (૨૧૦૪) :** એક મુસ્લિમ ઓરત છે, જે પરણિત છે અને તેના અનેક બાળકો છે, તે પોતાના પતિને છોડીને કોઈ બીજા સાથે ભાગી ગઈ છે. ત્યાર પછી હવે તેનો પતિ એ ઓરતને પરત લાવીને તેની સાથે બીજી વખત પોતાનું ઘર આબાદ કરવા માંગે છે, શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જવાબ મૌજૂદ નથી.

(નિકાહનો રિશ્તો ત્રણ બુનિયાદી વસ્તુઓથી ખતમ થઈ જાય છે. (૧) પતિ તલાક આપી દે. (૨) કોઈ એવી બાબત પેશ આવે કે પતિ – પત્ની એક બીજા માટે હરામ થઈ જાય (૩) પતિ – પત્નીમાંથી કોઈ એકનું મૃત્યુ થઈ જાય. પૂછેલી સુરતમાં આ ત્રણે સુરતોંમાથી કોઈ સુરત પેશ આવી નથી. ન તો પતિએ તલાક આપી છે. ન તો હરામના કોઈ કારણો જોવા મળે છે અને ન તો કોઈનું મૃત્યુ થયું છે, એટલે એ ઓરત કાયદેસર રીતે પતિના નિકાહમાં છે. જો પતિ ઈચ્છે, કે તેને લાવીને બીજી વખતે પોતાનું ઘર વસાવે, તો તેમાં કોઈ વાંધો નથી, પરંતુ ઓરતથી મહાન પાપ થયું છે એટલે તેની ઉપર તૌબા ઈસ્તિગફાર કરે અને માફી માંગીને પારદર્શક જીવન ગુજારવાનો પાકો ઈરાદો કરે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) બીજાની પરણિત ઓરતથી શાદી કરવી જાઇઝ નથી

**સવાલ (૨૧૦૫) :** એક ઓરતે એક પુરુષ સાથે નિકાહ કર્યા, પછી એક મહિના બાદ ખબર પડી કે ઓરત બીજાના નિકાહમાં છે. તો શું વર્ણન કરેલો નિકાહ સહીહ થશે ? તેમજ નિકાહ પઢાવનારા ઈમામ સાહેબ, વકીલ અને ગવાહ ગુનેહગાર થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરત કોઈના નિકાહમાં હોય, તો તેના બીજા પુરૂષ સાથે નિકાહ નહીં

થાય. રદબાતલ થશે. તે ઓરત પહેલા પતિની પત્ની છે, જે લોકોએ નિકાહ પઢાવ્યા, પઢયા, વકીલ અને ગવાહ બન્યા, બધા ગુનેહગાર થશે જો ખબર હોય કે આ ઓરત પરણિત છે. હા, જો ખબર ન હોય, તો પછી તેઓ ગુનેહગાર નહીં થાય. માટે વર્ણન કરેલી ઓરતે પહેલા પતિના ઘરે રહેવું જરૂરી છે. (અહકામુલ કુર્આન : ૩ / ૮૦,૮૧, સૂરએ નિસાઅ : ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) પરણિત ઓરતે બીજાથી નિકાહ કરવા

**સવાલ (૨૧૦૬) :** ખદીજાની શાદી ઈસ્માઈલ સાથે માર્ચ ૧૯૫૮માં થઈ હતી અને તલાક થઈ નથી. હવે તે કહી રહી છે મેં મારી જાત બીજાને આપી દીધી છે. એવી સુરતમાં શરીઅતમાં શું હુકમ છે ? શું તેના નિકાહ એ બીજા વ્યકિત સાથે દુરુસ્ત માનવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતમાં અમુક ઓરતો સાથે નિકાહ હરામ છે, જો તેમનાથી નિકાહ કરવામાં આવે, તો પણ તે અમાન્ય ગણાશે, બલકે તે રદબાતલ થશે. તેમાંથી એક ઓરત એ છે, જે કોઈના નિકાહમાં હોય, તો બીજાથી શાદી કરી શકતી નથી. ખદીજા જોકે ઈસ્માઈલના નિકાહમાં છે, એટલે બીજા કોઈથી તેની શાદી થઈ શકતી નથી. જો તે કોઈથી નિકાહ કરી લે તો તે હરામ અને અમાન્ય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) ઈદ્દત ગુજાર્યા વગર નિકાહ કરવા

**સવાલ (૨૧૦૭) :** એક વ્યકિતની છોકરીને તેના પતિએ ત્રણ તલાક આપી દીધી, તો બીજા જ દિવસે છોકરીના પિતાએ તેની બીજી જગ્યાએ શાદી કરાવી દીધી, શું આ નિકાહ સહીહ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકવાળી ઓરતે ઈદ્દત ગુજારવી જરૂરી છે, ઈદ્દત ગુજાર્યા વગર નિકાહ કરવા અને કરાવવા હરામ છે.

બીજા પતિ માટે જરૂરી છે કે ઓરતને તરત જ અલગ કરી દે. તેનાથી સંભોગ ઝિના ગણાશે, જો છોકરીનો પિતા એવું કહેતો હોય કે નિકાહ હલાલ થઈ ગયા છે, તો આ શરીઅતના હુકમનો ઈન્કાર કરવા બરાબર છે. કારણ કે આ હુકમ કુર્આને પાકથી સાબિત છે.

وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ قُرُوْٓءٍ

(સૂરએ બકરહ : ૨૨૮, મજમઉલ અન્હુરઃ ૧/ ૪૬૪) અને શરીઅતના હુકમનો ઈન્કાર કુફ્ર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) ઝિના કરનારના પતિ અને પુત્રના નિકાહ ઝિના કરાવનારી સાથે જાઈઝ નથી

**સવાલ (૨૧૦૮) :** એક ઓરત નિર્લજ્જ છે, તે એક નવયુવાન છોકરાથી ઝિના કરી બેઠી, હવે એ નવયુવાન છોકરાનો પિતા તેના ચક્કરમાં આવી ગયો છે, જયારે કે એ વ્યકિત ખૂબ જ દીનદાર, નમાઝ, રોઝા અને કુર્આનની તિલાવતનો પાબંદ છે અને અખ્લાકી છે, તો તેના એ ઝિના કરનારી ઓરતથી નિકાહ કરવા ચારે મસ્લકમાં યોગ્ય છે કે નહીં ? તેમજ એ ઓરત ત્રણ છોકરાઓની માતા છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં એ ઝિના કરનાર ઓરત, ઝિના કરનારના પિતાથી નિકાહ કરી શકતી નથી. હનફી મસ્લકમાં તેની ઈજાઝત નથી. બલકે એ છોકરાના પિતાથી પણ જો તેના નાજાઈઝ સંબંધો હોય, તો એ છોકરાથી પણ તેના નિકાહ જાઈઝ નથી. કારણ કે ઝિના કરનાર મર્દના ઉસૂલ અને ફુરુઅ (ઉપરના અને નીચેના રિશ્તેદારો દા.ત. ઉસૂલ : બાપ–મા, દાદા–દાદી, નાના–નાની વગેરે અને ફુરૂઅ એટલે પુત્ર, પૌત્ર, પરપૌત્ર, પૌત્રી, પર પૌત્રી, નવાસો, નવાસી વગેરે) ઝિનાકાર ઓરત પર અને ઝિનાકાર ઓરતના ઉસૂલ અને ફુરુઅ (ઉસૂલ : બાપ–મા, દાદા–દાદી, નાના–નાની વગેરે અને ફુરૂઅ એટલે પુત્ર, પૌત્ર, પરપૌત્ર, પુત્રી, પૌત્રી, પરપૌત્રી વગેરે) ઝિના કરનાર મર્દ પર હરામ થઈ જાય છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૨)

(અલબત્ત ઈમામ શાફિઅ (રહ.) ની નજીક પિતાનું છોકરાની ઝિનાકાર ઓરતથી નિકાહ જાઈઝ હશે. કારણ કે તેમના નજીક ઝિનાથી હુરમતે મુસાહરત સાબિત થતી નથી. ઈમામ માલિક (રહ.) ની પણ આ જ એક રિવાયત છે. (અલ મુહઝ્ઝલ : ૨ / ૪૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) સસરા અને વહુનો એક બનાવ અને એ બનાવનો સુબૂત

**સવાલ (૨૧૦૯) :** એક ઓરતને તેના સસરાએ બુરા ઈરાદાથી ઘેરી લીધી ઓરત

પાસે છટકવાનો કોઈ રસ્તો ન હતો, તેણે બચવાની કોશિશ કરી, જયારે સસરા તેની નજીક આવ્યા તો તેણે એક ધક્કો માર્યો, તેનાથી તેમનો ચશ્મો દૂર પડી ગયો, જયારે તેઓ આ ચશ્મો લેવા ગયા તો ઓરત મોકો જોઈને ત્યાંથી નાસી ગઈ, તો શું આ હાલતમાં હુરમતે મુસાહરત સાબિત થશે ? સસરા આ બનાવનો ઈન્કાર કરે છે, પરંતુ ઓરત કહે છે કે આ બિલ્કુલ સાચી વાત છે, કોઈ ગવાહ પણ નથી, તો શું હુકમ લાગુ પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસલકમાં ઝિના અને ઝિનાના કારણો જેમકે ઓરતને શહવત સાથે એવી રીતે પકડવી કે બદનની ગરમી તેને માલૂમ પડે હુરમતે મુસાહરત સાબિત કરી દે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૫) તેનાથી બંનેના ઉસૂલ અને ફુરૂઅ એક બીજા પર હરામ થઈ જાય છે, તેથી જો સસરાએ પોતાની વહુ સાથે આવું કર્યુ છે તો વહુ પર સસરાનો છોકરો હરામ થઈ જાય છે. (બહરુર્રાઈક : ૩ / ૧૦૮)

પરંતુ સવાલની સુરતમાં જયારે કે સૌથી પહેલા ઓરતે ધક્કો માર્યો છે, અને સસરાના હાથ તેની ઉપર (શહવત સાથે) પડયા નથી, તો ઓરત પોતાના પતિ પર હરામ નહીં થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૩૬)

જયાં સુધી આ બનાવની હકીકતની વાત છે તો પતિ આ વિશે શું કહે છે ? જો બનાવ બનવા અને હુરમતે મુસાહરતનો એકરાર કરે છે, તો તેના માટે જરૂરી છે કે ઓરતને તલાક આપી દે અને અલગ કરી દે, તેથી તે ઈદત ગુજારીને બીજા નિકાહ કરી શકે. (ફત્હુલ કદીર : ૩ / ૨૨૨) અને જો પતિ તેનો ઈન્કાર કરે છે તો ઓરત માટે ગવાહો પેશ કરવા જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૪) જો ગવાહ હાજર ન હોય, તો ઓરત સાથે જે બનાવ બન્યો છે, જો તે બિલ્કુલ સહીહ હોય અને તેની સચ્ચાઈનો પત્નીને સંપૂર્ણ યકીન હોય, તો તેને જોઈએ કે હવે પતિથી અલગ રહે, તેને પોતાની સાથે સંભોગ કરવા ન દે, એવી સુરતમાં સંભોગ કરાવવો હરામ છે, (અને જયાં સુધી શકય હોય, તેનાથી તલાક લઈને અલગ થઈ જાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) જો ઓરત દાવો કરે કે તેને સસરાએ શહવત સાથે હાથ લગાવ્યા છે, તો ?

**સવાલ (૨૧૧૦) :** ઝૈદની પત્નીનું કહેવું છે કે ઝૈદના પિતાએ તે (ઝૈદની પત્ની) નો

શહવતથી હાથ પકડી લીધો અને તેની સાથે જબરદસ્તી કરી, પરંતુ તે કોઈ રીતે તેની ચુંગલમાંથી બચી ગઈ, તો શરઈ દ્રષ્ટિએ ઝૈદના નિકાહ તુટી ગયા છે, એટલે ઝૈદની પત્ની, ઝૈદ પર હરામ થઈ ગઈ છે, તેમ છતાં ઝૈદ પોતાની પત્નીને છોડવા માંગતો નથી, તે ઈમામત પણ કરાવે છે, તો શું તેની ઈમામત દુરુસ્ત છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઝૈદની પત્નીનું કહેવું છે કે તેના સસરાએ તેનો શહવતથી હાથ પકડયો અને જબરદસ્તી કરી, પરંતુ તે જાન બચાવીને નાસી ગઈ. તો આ બે હાલતમાંથી એક થશે કે પતિ તેની વાત માનશે અથવા નહીં, જો સત્ય માને છે, તો ઓરત ઝૈદ પર હરામ થઈ ગઈ, હવે ઝૈદ ઓરતને તલાક આપી દે, ત્યાર પછી ઈદ્દત પુરી થયા પછી તે બીજા પુરુષથી શાદી કરી શકે છે, અને જો પતિ માનતો નથી તો તેનો મતલબ એ છે કે ઓરત બહાના બનાવે છે અને પતિથી અલગ થવા માગે છે, એટલે આ દાવો કરે છે, તો હવે પતિ જયારે સત્ય માનતો નથી, તો ઓરત પતિ પર હરામ નહીં થાય.

પરંતુ જો ઓરતને ખરેખર તેના સસરાએ પકડી છે, તો પછી પતિને પોતાની નજીક ન આવવા દે, તેને પોતાની જાત પર કુદરત ન આપે, નહીં તો ઓરત ગુનેહગાર થશે. તેમજ જયારે પતિ સાચું માનતો નથી અને ઓરત પાસે ગવાહ નથી, તો ઝૈદની ઈમામત સહીહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) છોકરીથી ઝિના કરવા પર હુરમતે મુસાહરત

**સવાલ (૨૧૧૧) :** એક વ્યકિતએ પોતાની સગી છોકરીથી ઝિના કર્યા, તો શું હુકમ છે ? શું તેની પત્ની તેના નિકાહમાં રહેશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

છોકરી સાથે ઝિના કરવાથી પત્ની તેની ઉપર હરામ થઈ ગઈ, (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૩૨) અને તેને તલાક આપવી જરૂરી છે. જો તલાક નહીં આપે તો ગુનેહગાર થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૭)

(હઝરત મુફતી સાહેબ (રહ.) એ તેને અલગ કરવા વિશે ઈશારો કરતા ફરમાવ્યું કે 'તેને તલાક આપવી જરૂરી છે નહીં તો ગુનેહગાર થશે" એટલે તલાક આપ્યા વગર જો સંભોગ કરશે તો આ સંભોગ ઝિનામાં દાખલ નહીં થાય અને તેના દ્વારા પેદા થતું બાળક હરામનું નહીં કહેવાય. પરંતુ એ કામ હરામ કહેવાશે, આ એવું

છે જેમકે હૈઝની હાલતમાં સંભોગ કરવો કે અસલ હુકમ પ્રમાણે હરામ છે, પરંતુ એવી હાલતમાં સંભોગ કરવો હરામ નહીં કહેવાય.)

પત્ની સાથે કોઈ પણ પ્રકારનો શારીરિક સંબંધ રાખવો હરામ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) છોકરાએ પોતાની સાવકી માતા સાથે અને પિતાએ પોતાની વહુ સાથે ઝિના કર્યા, તો શું હુકમ છે ?

**સવાલ (૨૧૧૨) :** (૧) એક વ્યકિત પોતાની પત્ની સાથે ૩૦ વર્ષથી રહે છે, એક છોકરી અને ચાર છોકરા છે, પહેલી ઓરતથી ત્રણ છોકરીઓ છે એ ત્રણેની શાદી થયેલી છે, છોકરાની શાદી વખતે માતાને છોકરી પસંદ ન હતી એટલે એ છોકરાએ શાદી પછી તલાક લખીને એક વ્યકિત પાસે ગવાહની હેસીયતથી સહી કરવા કાગળ મોકલ્યો, એ વ્યકિતએ એ કાગળ ફાડી નાંખ્યો.

(૨) તે હમેંશા એ બોલ્યા કરતો હતો કે મારી પાસે મહેરના રૂપિયા આવી જાય, મહેર આપીને તને તલાક આપી દઈશ.

(૩) પતિ બહાર નોકરી કરે છે, પત્ની ખેતરમાં કામ કરે છે, નાના બાળકો સ્કુલ જાય છે, પતિએ પોતાના મોટા છોકરા સાથે ઝિનાનો આક્ષેપ લગાવ્યો.

(૪) છોકરાની શાદી થઈ, પત્ની સાથે કયાંક રહેતો હતો. નોકરીમાંથી છુટો થઈ ગયો, તો પિતાના ઘરે રહેવા આવ્યો, એક દિવસે મોકો જોઈને પિતાએ પુત્રની પત્ની સાથે જબરદસ્તી ઝિના કર્યા અને પોતાની પત્નીથી ઝઘડવા લાગ્યો, અમુક દિવસો પછી છોકરાની માતાને શંકા થઈ, તેણે તપાસ કરી, તો હકીકત માલૂમ થઈ ગઈ, માતાએ છોકરાને કહયું કે પત્નીને અહીંયાથી લઈ જા. છોકરાએ કહયું કેમ લઈ જઉં ? તેના જવાબમાં છોકરાને પણ જાણ થઈ, તો તેણે પોતાની પત્નીને ખૂબ મારી, પછી એ છોકરો ગામ છોડીને જતો રહયો અને એક વ્યકિતથી પત્નીને કહેવડાવ્યું કે મારા ઘરેથી જતી રહે. મેં તલાક આપી દીધી છે. પત્નીએ કહયું કે મહેર આપીશ તો ઘરેથી જઈશ, તેના જવાબમાં પતિએ કહયું કે મહેર માંગીશ તો કાપી નાંખીશ. એવી સુરતમાં ઓરતને તલાક થઈ કે નહીં ? મહેરના ૨૫૦ રૂપિયા માટે તે દાવો કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) આપે લખ્યું કે તલાકનો કાગળ ગવાહે ફાડી નાખ્યો, તેનાથી કોઈ ફરક

પડતો નથી, જયારે પતિ એકરાર કરે છે કે તેને તલાક લખી છે, તો કાગળમાં જે તલાક લખી હતી, તે પડી ગઈ. (કવાઈદુલ ફિકહ : ૧૨૦) જો તલાકે બાઈન અથવા મુગલ્લઝા આપી છે, તો ઓરત પાસે જવું જાઈઝ નથી, ઓરતને જેવી ખબર પહોંચે, પતિને પોતાની પાસે ન આવવા દે. જો એક તલાકે રજઈ આપી છે તો રુજૂઅ કરી શકે છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

(૨) છોકરાનું એવું કહેવું કે "જો મહેરના રૂપિયાનો બંદોબસ્ત થઈ ગયો તો મહેર આપી દઈશ અને તલાક આપી દઈશ" એવું કહેવાથી તલાક થશે નહીં,

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૪, ફત્હુલ કદીર : ૪ / ૮૨, ૮૩)

(૩) જો છોકરાએ પિતાની પત્ની (સાવકી માતા) થી ઝિના કર્યો તો પિતા માટે હરામ થઈ જશે. જો ગવાહોથી સાબિત થઈ જાય અથવા પિતા તેનો એકરાર કરી લે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૮, બહરુર્રાઈક : ૩ /૧૦૭)

(૪) જો છોકરાની પત્નીથી છોકરાના પિતાએ ઝિના કર્યા છે, તો એ ઓરત છોકરા પર હમેંશા માટે હરામ થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૮, બહરુર્રાઈક : ૩ / ૧૦૭) જયાં સુધી છોકરો તલાક નહીં આપે, તેના નિકાહમાં ગણવામાં આવશે.

(૫) છોકરાએ જયારે પોતાની પત્નીને કહેવડાવ્યું કે મારા ઘરેથી નીકળી જા, મેં તલાક આપી દીધી છે, તો તેને તલાક થઈ ગઈ, ઈદ્દત પછી એ ઓરત કોઈ બીજાથી શાદી કરી શકે છે અને એ ઓરત ૨૫૦ રૂપિયા મહેરના માગી શકે છે, આ તેનો હક છે, ન આપે તો દાવો કરીને વસુલ કરી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) હુરમતે મુસાહરત ખતમ થવાની કોઈ સુરત નથી

**સવાલ (૨૧૧૩):** એક વ્યકિતએ પોતાના છોકરાની પત્નીને શહવતની નજરે જોઈ અને હાથ લગાવ્યો, અથવા તેની સાથે ઝિના કર્યો, તો શરીઅત પ્રમાણે તે ઓરત એ છોકરાના નિકાહમાં હવે બાકી રહી કે નહીં ? અથવા તેને ફરીથી નિકાહ કરવા પડશે? વિસ્તૃત જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરાની પત્નીને શવહતથી જોઈ હોય, તો એ (છોકરાની પત્ની) પોતાના પતિ માટે હરામ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૩) પરંતુ

છોકરાની પત્નીને શહવતથી પકડી, ચુંબન કર્યુ, અથવા દબાવી અથવા ઝિના કર્યો તો છોકરા માટે તેની પત્ની હરામ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૪) હવે હલાલ થવાની કોઈ સુરત નથી, જો છોકરાની પત્ની એકરાર કરે છે અને પતિએ આ વાત માની લીધી, તો છોકરા પર હમેંશા માટે પત્ની હરામ થઈ જશે.

(બહરુર્રાઈક : ૩ / ૧૦૭)

છોકરો તલાક આપી દે અથવા એવું કહે છે કે મેં તને છોડી દીધી હવે તે ઈદ્દત પુરી કરીને બીજા નિકાહ કરી લે, જો પતિ તલાક આપતો નથી (તો ઓરત માટે જરૂરી છે કે તે પતિને પોતાની ઉપર સંભોગ માટે કુદરત ન આપે, નહીં તો ઓરત ગુનેહગાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૪) અને એવી કોઈ શકલ નથી કે આ ઓરત હવે છોકરા માટે હલાલ થઈ જાય. (કારણ કે હુરમત કાયમી છે ન કે હંગામી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) ઝિના કરનારના છોકરાએ ઝિના કરાવનારી ઓરતની છોકરી સાથે નિકાહ કરવા

**સવાલ (૨૧૧૪) :** ઝૈદનો એક ઓરત સાથે નાજાઈઝ સંબંધ હતો એટલે તે તેનાથી ઝિના કરતો હતો, પરંતુ એ ઝિના કરાવનારી ઓરતથી તેની કોઈ અવલાદ થઈ ન હતી, હવે ઝૈદે બીજી ઓરતથી નિકાહ કરી લીધા અને તેનાથી એક છોકરો પેદા થયો. બીજી બાજુ એ ઝિના કરાવનારી ઓરતે પણ બીજા પુરુષ સાથે નિકાહ કરી લીધા અને તેને એ પુરુષથી એક છોકરી પેદા થઈ. તો હવે સવાલ એ છે કે ઝૈદના છોકરાના વર્ણન કરેલી ઓરતની છોકરીથી નિકાહ શરીઅતમાં જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ ઝિના કરનાર અને ઝિના કરાવનારની અવલાદના પરસ્પર એક બીજાથી નિકાહ કરવા જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૨, બહરુર્રાઈક : ૩ / ૧૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) પિતાનું પોતાની સાત વર્ષની છોકરીના બદન પર હાથ ફેરવવાનો શરઈ હુકમ

**સવાલ (૨૧૧૫) :** એક વ્યકિત પોતાની પત્ની સાથે સુઈ રહયો હતો, ઊંઘમાં તેને પોતાની સાત વર્ષની છોકરીના બદન પર પોતાનો હાથ ફેરવ્યો અને તેના જાગતા

તરત જ પોતાનો હાથ તેના બદન પરથી હટાવી લીધો, તો તેની પત્ની તેની ઉપર હરામ થશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જયારે છોકરીની ઉંમર સાત વર્ષની છે, તો શહવત સાથે પણ હાથ ફેરવવાથી પત્ની પોતાના પતિ પર હરામ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૫)

પરંતુ જો છોકરીની ઉંમર નવ વર્ષની હશે અને શહવત સાથે તેના બદન પર હાથ ફેરવ્યો હશે, ભલે જાણી જોઈને હોય અથવા ભૂલથી, બંને હાલતોમાં પત્ની તેના પતિ પર હરામ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૪, રદ્દુલ મુહતાર અલ દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) પતિનો હાથ ભૂલથી પત્નીને બદલે પોતાની છોકરી પર પડી ગયો

**સવાલ (૨૧૧૬) :** એક વ્યકિત રાતમાં પોતાની પત્ની સાથે સંભોગ કરવા ઉઠયો, પરંતુ ભુલથી પત્નીને બદલે પોતાની છોકરી પર હાથ પડી ગયો, માલૂમ થતા તરત જ પોતાનો હાથ ત્યાંથી હટાવી લીધો, પરંતુ એ વખતમાં છોકરીના બદનની ગરમી અનુભવી ચુકયો હતો, તો હવે પત્ની તેના માટે હલાલ રહેશે અથવા હરામ થઈ જશે? જો હરામ થઈ ગઈ તો તેના જાઈઝ થવાની કોઈ સુરત છે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જયારે પતિએ ઉઠીને સ્પર્શ કર્યો, જો તે વખતે છોકરીના બદન પર કોઈ મોટુ કપડું હતું, તેનાથી તેના બદનની ગરમીનો એહસાસ ન થયો હોય, અથવા સ્પર્શ કરતી વખતે તેને સ્ખલન પણ થઈ ગયુ તો હુરમતે મુસાહરત સાબિત નહીં થાય. શામીમાં લખ્યું છે.

ای ولو بحائل ـــ الخ فلو کان مانعا لا تثبت الحرمة

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૨)

આલમગીરીમાં લખ્યું છે.

ثم المس إنمايوجب حرمة المصاهرة إذا لم يكن بينهما ثوب ، أما إذا كان بينهما ثوب فإن كان صفيقا لا يجد الماس حرارة الممسوس لا تثبت

حرمة المصاهرة ، وإن انتشرت الته بذلك ، وإن كان رقيقابحيث تصل
حرارة الممسوس إلى يده تثبت ، كذافي الذخيرة (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૫)

પરંતુ જો છોકરીએ કોઈ કપડુ પહેર્યુ નથી અથવા કપડું તો પહેર્યુ છે, પરંતુ એ કપડું એટલુ બારિક છે કે તેનાથી છોકરીના બદનની ગરમી મેહસૂસ થાય છે તો હુરમતે મુસાહરત સાબિત થઈ જાય છે, અને છોકરીના વાલિદા તેના પિતા માટે હમેંશા માટે હરામ થઈ જશે. આ સ્પર્શ કરવો, ભલે જાણીજોઈને હોય કે ભૂલથી નિકાહ ફરી પઢવા માટે અને જાઈઝ થવા માટેની કોઈ શકલ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૪)

પૂછેલી સૂરતમાં ઓરત પોતાના પતિ માટે હરામ થઈ ગઈ છે. પતિ માટે વાજિબ છે કે તેને તલાક આપીને, પોતાના નિકાહથી અલગ કરી દે, જેથી ઓરત તલાકની ઈદ્દત ગુજારીને બીજો નિકાહ કરી શકે. પતિ જયાં સુધી તેને તલાક નહીં આપે, તેના માટે બીજા નિકાહ કરવા જાઈઝ નથી.

(માત્ર હુરમતે મુસાહરતના સુબૂતથી ઓરતના નિકાહ રદ થતા નથી, બલકે ત્યાર પછી અલગ થવું જરૂરી છે, એટલે પતિ તલાક આપી દે અથવા એવું કહે કે મેં તને છોડી દીધી, ત્યાર પછી ઓરત ઈદ્દત પુરી કરીને બીજી જગ્યાએ શાદી કરી શકે છે. અલગ થયા વગર અથવા કાઝી વગર, ભલે લાંબી મુદત પસાર થઈ જાય, નિકાહ રદ નહીં થાય એટલે એ ઓરત બીજી જગ્યાએ શાદી કરવાને લાયક (જાઈઝ) નથી, પરંતુ એ ઓરતથી સંભોગ કરવો પતિ માટે હલાલ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) બિન મુસ્લિમ સાથે ફરાર થઈ જનારીના નિકાહનો હુકમ

**સવાલ (૨૧૧૭) :** એક વ્યકિતએ પોતાની પત્નીના ચાર – પાંચ બાળકોના જન્મ પછી નસબંધીનું ઓપરેશન કરાવી દીધું, હવે તે કોઈ હિંદુ સાથે નાસી ગઈ અને તેની પાસે ૬ –૭ મહિના રહી, જયારે તેના પિતા અને ભાઈ તેને લેવા ગયા, તો આવી અને અઠવાડિયું ઘરે રહી, ત્યાર પછી એ પોતાના પતિના ઘરે જતી રહી, શરઈ રીતે તેની ઉપર કયો હુકમ લાગુ પડશે ? શું ફરીથી નિકાહ પઢવા પડશે ?

એ ઓરતનો પિતા ઘણી વખતે ઈમામ સાહેબની ગેરહાજરીમાં ઈમામત પણ કરાવે છે, તો તેની પાછળ નમાઝનો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી ઓરતનું કોઈ હિંદુ સાથે નાસી જવું અને ૬ – ૭ મહિના તેની સાથે રહીને હરામ કાર્ય કરવું ખૂબ જ મોટો ગુનોહ છે, હદીસ શરીફમાં ઝિનાની ખૂબ જ નિંદા કરવામાં આવી છે. એક રિવાયતમાં છે કે ઝિના કરનાર જયારે ઝિના કરે છે, તે વખતે તેનું ઈમાન તેના દિલથી નીકળી જાય છે.

(બુખારી :૧/૩૩૬, હદીસ નં. ૨૪૭૫, અલ મિન્હાજ : ૧ / ૪૨)

પરંતુ આ તે ઓરતનો વ્યકિતગત અમલ છે, તેનાથી તેના માતા – પિતા ગુનેહગાર થશે નહીં. (સૂરએ ફાતિર : ૧૮)

જો પિતા ઈમામતને લાયક છે, તો કોઈ પણ વાંધા વગર તેની ઈમામત જાઈઝ છે. શરીઅતમાં કોઈ કોઈના ગુનાહનો બોજ નહીં ઉઠાવે અને ન કોઈના ખોટા કામનો જિમ્મેદાર છે.

ઓરત હિંદુના ઘરે ૬ – ૭ મહિના રહી, જો તેને ઈસ્લામની વિરુદ્ધ કોઈ કામ નથી કર્યુ તો તે ફરી નિકાહ પઢયા વગર પોતાના પતિના નિકાહમાં રહી શકે છે. એટલા માટે કે ઝિના માટે કોઈ ઈદ્દત નથી. (દુરરુલ હુક્કામ : ૧ / ૩૫૪) પરંતુ ગુનાહનું કામ કર્યુ છે એટલે તૌબા ઈસ્તિગ્ફાર કરે. બહેતર એ છે કે કલિમો પઢાવીને ફરી નિકાહ પઢાવી લે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૨) વધારે કોઈ વસ્તુની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) પુરુષ સાથે સમાગમ કરવાથી હુરમતે મુસાહરત સાબિત થશે કે નહીં ?

**સવાલ (૨૧૧૮) :** ઝૈદ અને ખાલિદે પરસ્પર સમાગમ કર્યુ, હવે ઝૈદની છોકરી ખાલિદના છોકરાથી નિકાહ કરવા માંગે છે, તો શું આ નિકાહ સહીહ થશે ? અથવા હુરમતે મુસાહરત થશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ઝૈદની છોકરીના નિકાહ ખાલિદના છોકરા સાથે જાઈઝ છે. સમાગમને કારણે હુરમતે મુસાહરત (સમાગમને લીધે હરામ) સાબિત નહીં થાય.

(સૂરએ નિસાઅ : ૨૪)

આ જ કાર્ય જો ઓરતથી કરવામાં આવ્યું તો તેનાથી પણ હુરમતે મુસાહરત સાબિત થતી નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૪,૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن ابن عباس أن النبي صلى الله عليه وسلم قال : الأيم أحق بنفسها من وليها والبكر تستأذن في نفسها ، وإذنها صماتها ؟ قال : نعم .

(الصحيح لمسلم : ١/ ٤٥٥ رقم الحديث : ٦٦- (١٤٢١) ، كتاب النكاح ، باب استئذان الثيب في النكاح بالنطق والبكر بالسكوت ، ط: ديوبند)

**તર્જુમો :** હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) બયાન કરે છે કે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : વિધવા પોતાના નિકાહમાં પોતાના વાલીથી વધારે હક રાખે છે અને કુમારીથી તેના નિકાહ માટે ઈજાઝત લેવામાં આવે અને ઈજાઝત તેના ચુપ રહેવામાં છે. (મુસ્લિમ : ૧ / ૪૫૫, હદીસ નં. ૬૬– ૧૪૨૧)

# વાલી અને જીવનસાથીનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# વાલી અને જીવનસાથીનું બયાન

## (૧) પારણાંમાં કરેલા નિકાહ દુરુસ્ત છે.

**સવાલ (૨૧૧૯) :** એક બાળક અને બાળકી બંને જયારે પારણાંમાં હતા. એક વડીલે બંનેના નિકાહ તેમના પિતાની ખુશીથી કરાવી દીધા અને એ નિકાહ છોકરાના પિતાએ જ પઢાવ્યા હતા. છોકરી જયારે મોટી થઈ, તો પોતાના સાસરીયામાં મોકલી દેવામાં આવી. સવાલ એ છે કે વર્ણન કરેલા નિકાહ સહીહ થયા કે નહીં ? જો સહીહ નથી, તો છોકરીએ હમણાં સુધી એ છોકરા સાથે જે દિવસો વિતાવ્યા છે, તે વિશે શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે વડીલ લખ્યું છે, શરીઅતમાં તેને વાલી કહે છે, નિકાહમાં પિતા અને દાદાને વાલીનો દરજ્જો પ્રાપ્ત છે. એટલે એ બંને (પહેલા પિતા પછી દાદા એટલે પિતા ન હોય તો દાદા) ને નાબાલિગના નિકાહ પર એવા વાલીપણાનો અધિકાર પ્રાપ્ત છે કે જો છોકરો અથવા છોકરી મનાઈ પણ કરી દે, તો પણ તેમનો કરેલો નિકાહ દુરુસ્ત અને સહીહ બલકે જરૂરી થશે. જો છોકરી ૬–૭ વર્ષની હોય અને છોકરો ૧૦–૧૧ વર્ષનો હોય અને પિતા અથવા દાદા જયાં નિકાહ કરી રહયા છે, તે વખતે એ મના કરી દે અથવા મોટા થયા પછી પિતા અથવા દાદા દ્વારા કરેલા નિકાહને રદ કરી દે, તો રદ થશે નહીં. માટે પિતા –દાદા દ્વારા બાળપણમાં કરાયેલ નિકાહ બાલિગ થતા પહેલા અને બાલિગ થયા પછી રદ કરી શકાતા નથી, હા જો પિતા અથવા દાદા સિવાય કોઈ અન્ય જેમકે કાકા અથવા કાકાના છોકરાઓએ નિકાહ કરાવ્યા તો બાલિગ થયા પછી છોકરો અથવા છોકરીને તેમના દ્વારા કરાયેલા નિકાહ કેટલીક શરતો સાથે રદ કરવાનો અધિકાર છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૩૧૫, બહરુર્રાઈક : ૩ / ૧૨૬)

માટે સવાલની સુરતમાં જયારે પિતાએ જ પોતાની ખુશીથી નિકાહ કરાવ્યા છે, અને નિકાહ પણ પઢાવ્યા છે તો એ સહીહ છે, તેમાં કોઈ પ્રકારની શંકાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) અકલમંદ બાલિગ છોકરી નિકાહ વિશે પોતાની જાતની જાતે માલિક છે.

**સવાલ (૨૧૨૦) :** અમારા ગામમાં એક બનાવ બન્યો કે એક ૧૮ વર્ષની છોકરીના નિકાહ પોતાની ફોઈના છોકરા સાથે થયા. નિકાહ પછી છોકરીને છોકરો પસંદ ન આવ્યો અને કંઈક સાસરી પક્ષે ઝઘડો થયો. તેને કારણે તેને તલાક થઈ ગઈ. તલાક પછી ગામમાં એક વ્યકિત જેની ત્રણ – ત્રણ વખતે શાદી થઈ ચુકી છે. તેને પોતાની બે પત્નીઓને તલાક આપી છે અને એક પત્ની અત્યારે તેના નિકાહમાં છે અને તેની અનેક અવલાદ પણ છે. તેને એ છોકરી પર જાદુ કરીને પોતાની સાથે કરી લીધી અને છોકરી તેની સાથે નિકાહ કરવા તૈયાર થઈ ગઈ. છોકરીના માતા – પિતા અને કુટુંબિજનોએ બધાએ એ નિકાહની મનાઈ કરી બલકે આખા ગામે એ નિકાહનો વિરોધ કર્યો અને ગામના મોલવી સાહેબોને પણ નિકાહ પઢાવવાથી મનાઈ કરી, પરંતુ એક મોલવી સાહેબે કોઈની વાત ન માનીને નિકાહ પઢાવી દીધા. તો હવે સવાલ એ છે કે એ મોલવી સાહેબે જે નિકાહ પઢાવ્યા છે, જયારે કે તેમને એ નિકાહ ન પઢાવવા માટે કમિટીવાળાઓએ પણ મનાઈ કરી હતી અને છોકરીના માતા –પિતાએ પણ રોકયા હતા, તો એ નિકાહ થયા કે નહીં ? અને મોલવી સાહેબે આ જે નિકાહ પઢાવ્યા, તે શરીઅત પ્રમાણે સહીહ છે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

અકલમંદ બાલિગ છોકરીએ પોતાની મરજી પ્રમાણે જીવનસાથી સાથે નિકાહ કરવા જાઈઝ છે, તેને આ હક શરીઅત પ્રમાણે પ્રાપ્ત થયેલ છે. કુર્આને પાકમાં છે :

وَإِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ أَجَلَهُنَّ فَلَا تَعْضُلُوهُنَّ أَنْ يَنْكِحْنَ أَزْوَاجَهُنَّ إِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوفِ ۗ ذٰلِكَ يُوعَظُ بِهِ مَنْ كَانَ مِنْكُمْ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْآخِرِ ۗ ذٰلِكُمْ أَزْكٰى لَكُمْ وَأَطْهَرُ ۗ وَاللّٰهُ يَعْلَمُ وَأَنْتُمْ لَا تَعْلَمُونَ ﴿٢٣٢﴾

**તર્જુમો :** અને જયારે તમે પોતાની સ્ત્રીઓને તલાક આપો, પછી તેણીઓ પોતાની ઈદ્દત પણ પૂરી કરી લે તો હવે તેણીઓને પોતાના (આગલા) પતિ સાથે નિકાહ કરવાથી અટકાવો નહીં, જયારે કે તેઓ પરસ્પર કાયદા પ્રમાણે રાજી થઈ જાય, આ હુકમ વડે તે માણસને બોધ આપવામાં આવે છે કે જે તમારામાંથી અલ્લાહ તથા

કિયામત પર ઈમાન રાખે છે, આ બોધ ગ્રહણ કરવામાં તમારા માટે ઘણી સ્વચ્છતા અને બહુ પવિત્રતા છે અને (એની મસ્લિહત) અલ્લાહ જાણે છે પણ તમે જાણતા નથી. (સૂરએ બકરહ : ૨૩૨)

રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે, બાલિગ છોકરી પોતાની જાત માટે વાલીના મુકાબલામાં જાતે વધુ હકદાર છે. (મુસ્લિમ : ૧ / ૪૫૫, હદીસ નં. ૬૬–૧૪૨૧)

માટે અકલમંદ બાલિગ છોકરી પોતાની મરજીથી નિકાહ કરી શકે છે.

સવાલની સુરતમાં ઈમામ સાહેબે જે નિકાહ પઢાવ્યા છે, (જો પોતાની ખુશીથી છે, તો તેમનો નિકાહ પઢાવવો) જાઈઝ છે. તેમને કોઈ ગુનોહ કર્યો નથી અને તેઓ ગુનેહગાર થશે નહીં. બલકે સુન્નત પ્રમાણે ખુત્બો પઢવાથી અને જાહેરમાં નિકાહ પઢવાથી તેઓ સવાબના હકદાર બનશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) છોકરાની શાદીમાં પિતાએ મદદ ન કરવી ગુનાહનું કારણ છે ?

**સવાલ (૨૧૨૧) :** (૧) મારી પત્ની વ્યભિચારી હતી એટલે મેં તેને તલાક આપી દીધી, હવે હું બીજી શાદી કરવા માંગુ છું, પરંતુ માતા –પિતા તેમાં સાથ સહકાર આપી રહયા નથી, અને હાલત એ છે કે ફિતનામાં પડવાનો ખતરો છે, તો એવી સુરતમાં જો ફિતનામાં પડી ગયો, તો માતા – પિતા ગુનેહગાર થશે કે નહીં ?

(૨) જો માતા – પિતાએ પોતાના મતલબથી એટલે તેમના ખાવા – પીવાનો કોઈ બંદોબસ્ત ન હતો એટલે એક છોકરી સાથે જબરદસ્તી નિકાહ કરાવી દીધા જયારે કે મને એ છોકરી પસંદ ન હતી, તો એવા સ્વાર્થી માતા – પિતા પર શરઈ દ્રષ્ટિએ કોઈ હુકમ લાગુ પડશે કે નહીં ? અને એવી સુરતમાં પણ મારા માટે માતા – પિતાના હકો અદા કરવા જરૂરી છે ? તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) આપના લખવા પ્રમાણે ઓરત વ્યભિચારી હતી તો જો તેના વ્યભિચારને આપે પોતાની આંખોથી જોયો છે, અથવા તેની ઉપર ગવાહી હોય, પછી આપે તલાક આપી છે, તો ગુનોહ નથી અને તેને કારણે માતા–પિતા જો નારાજ છે તો એ તેમની ભૂલ છે. (સૂરએ તલાક : ૧ ,ફિકહે ઈસ્લામી : ૭ / ૩૪૪,૩૪૫)

હવે જો શાદી માટે તમારી શકિત ન હોય અને માતા–પિતા જો શકિતશાળી છે, તો પિતાના જિમ્મે અવલાદની શાદી કરાવવી અને તેમાં ખર્ચ વગેરે કરીને મદદ કરવી જરૂરી છે એવી હાલતમાં જો પિતા શાદીનો ખર્ચ નથી આપતા અને શાદીમાં કોઈ પ્રકારની મદદ કરતા નથી અને જો અવલાદ ગુનાહમાં ફસાય ગઈ, તો તેઓ ગુનેહગાર થશે અને તેનો ગુનોહ પિતાના માથા પર રહેશે. (શુઅબુલ ઈમાન : ૧૧ / ૧૩૭, હદીસ નં. ૮૨૯૯) અને શાદી કરાવવાનો મતલબ એ છે કે મહેર અને જરૂરી ખર્ચ આપે, તેનાથી વધુ એટલે ફુઝૂલખર્ચી માટે રકમ આપવી સહીહ નથી.

(૨) આપે જે કંઈ લખ્યું છે કે માતા – પિતાએ પોતાના સ્વાર્થ ખાતર નિકાહ કરાવ્યા અને તેમને સ્વાર્થી કહયા છે, તો એ માતા – પિતા પર આક્ષેપ અને જુલ્મ છે. કારણ કે હદીસ શરીફમાં છે કે અવલાદની જાત અને તેના માલ પર માતા –પિતાનો પુરો હક સાબિત છે. (ઈબ્ને માજહ : ૨ / ૧૬૫, હદીસ નં. ૨૨૯૧) માટે પહેલા તમે માતા – પિતાથી માફી માંગો.

અને જયાં સુધી જબરદસ્તી નિકાહની વાત છે, તો જયાં સુધી આપ કબૂલ ન કરો, નિકાહ થશે નહીં અને તમારા ખ્યાલ પ્રમાણે માતા –પિતાનો જે જુલ્મ નજર આવી રહયો છે, તો તેનાથી માતા – પિતાના હકો છુટી જતા નથી, માતા – પિતાના હકો અદા કરવા ખૂબ જ જરૂરી છે. બલકે હદીસ શરીફ પ્રમાણે માતા –પિતા ભલે જુલ્મ કરે, તેમના હકો અદા કરવા જરૂરી છે, નહીં તો વ્યકિત ગુનેહગાર થશે અને પોતાની દુનિયા અને આખિરત બરબાદ કરશે.

બીજી બાજુ માતા –પિતાએ પણ પોતાની અવલાદની ભાવનાઓનો ખ્યાલ રાખવો જરૂરી છે, અને શાદી પછી પતિ પર પત્નીના હકો અદા કરવા જરૂરી બને છે. માટે માતા –પિતાનું પોતાની અવલાદને શાદી કરવાથી રોકવો તેમજ પત્નીના હકો અદા કરવાથી મનાઈ કરવી હરામ છે. (મુસન્નફે અબ્દુર્રઝ્ઝાક : ૨ / ૩૮૩, હદીસ નં. ૩૭૮૮, તિરમિઝી : ૧/૩૦૦, હદીસ નં.૧૭૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શાદીને લાયક અવલાદની શાદી ન કરાવવી અને પોતાની હજ કરવી

**સવાલ (૨૧૨૨) :** એક વ્યકિત માલદાર છે અને તે મને નસીહત કરે છે કે હું મારા છોકરાની શાદી કરાવી દઉં. વધુ દિવસો સુધી તેને અપરણિત ન રાખું, પરંતુ તે પોતાના છોકરાની શાદી કરાવતો નથી, હાલાંકે તેનો છોકરો શાદીને લાયક થઈ ગયો

છે, અને તે તેની શાદી કરાવવાની શકિત ધરાવે છે, અલ્લાહ તઆલાએ તેને ઘણો માલ આપ્યો છે, પરંતુ તેમ છતાં તે એની શાદી કરાવતો નથી. તો એ વ્યકિત માટે શરીઅતમાં શું હુકમ છે ? તેમજ જે બીજાને નસીહત કરતો ફરે કે તમે પોતાની અવલાદની શાદી કરાવો અને જાતે પોતાની અવલાદની શાદી ન કરાવે, તો શું એવા વ્યકિત માટે આ પ્રકારની નસીહત કરવી જાઈઝ છે ? અને છોકરાની શાદી કરાવ્યા વગર જો તે હજમાં જતો રહે, તો તેની હજ અદા થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હજ એક અલગથી ઈબાદત છે, એવી રીતે કોઈને કોઈ દીની વાત બતાવવી પણ એક અલગ ઈબાદત છે. અને કોઈને સીધો રસ્તો બતાવવો ભલે તે ગુનેહગાર કેમ ન હોય, પરંતુ તે બીજાને સીધો રસ્તો બતાવી શકે છે. બંને કામોનો સવાબ તેને મળી જશે. (ઈબ્ને કષીર : ૧ / ૨૪૭, સૂરએ બકરહ : ૪૪)

પરંતુ સહુલત અને શકિત હોવાની હાલતમાં શરીઅતના હુકમ પ્રમાણે પિતા પર પોતાની અવલાદના નિકાહ કરાવવા જરૂરી છે. (તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૪) પરંતુ છોકરા અથવા છોકરી વાળા સમાજના રીત રીવાજ પ્રમાણે વધુ ખર્ચની માંગણી કરે અને એ મજબુરીને કારણે જો પિતા પોતાના છોકરાના નિકાહ ન કરાવતો હોય, તો તે ગુનેહગાર થશે નહીં.

પિતા પર પોતાની અવલાદના જે હકો જરૂરી છે. તેમાંથી એક હક એ પણ છે કે પિતા પોતાની અવલાદના નિકાહ કરાવે. પરંતુ જો છોકરો કમાતો હોય અને તેની પાસે એટલો માલ હોય કે તે જાતે પોતાની શાદી અને નિકાહ જાતે કરી શકે છે, તો પિતા પર તેના નિકાહ કરાવવા વાજિબ નથી. માટે જો છોકરા પાસે માલ ન હોય તો પિતા તેને જરૂરી ખર્ચ આપીને તેના નિકાહ કરાવી દે. શાદી કરાવ્યા પછી અકલમંદ બાલિગ છોકરા માટે પિતા પર કોઈ હક બાકી રહેશે નહીં. તે જાતે કમાય અને મહેનત મજુરી કરીને પોતાની પત્નીની બધી જરૂરીયાતો પુરી કરશે. આજકાલ આપના સમાજમાં પિતા જે પોતાની અવલાદનો ખર્ચ ઉઠાવે છે, તે તેનું એહસાન છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નિકાહ અને કબૂલ કરવાનો સહીહ તરીકો

**સવાલ (૨૧૨૩) :** નિકાહમાં છોકરા અને છોકરીને સામ સામે બેસાડીને મંજૂરી – કબૂલાત કરાવવામાં આવે છે, તો નિકાહમાં સહીહ તરીકો શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અકલમંદ અને બાલિગ છોકરો અને છોકરી બંને સામ સામે બેસીને આમ મજલિસમાં નિકાહ કરે, તો તેમનો નિકાહ થઈ જશે કારણ કે સમજદાર બાલિગ છોકરી જયારે પોતાના નિકાહ પોતાની ખુશીથી કરી રહી છે તો તેના પિતા તેના નિકાહને રોકી શકતો નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૪)

પરંતુ જો કોઈ છોકરી નિકાહ માટે પરદા વગર આમ મજલિસમાં આવે છે, તો તે ગુનેહગાર થશે. એટલા માટે બહેતર અને મુસ્તહબ એ છે કે તે પોતાના નિકાહ માટે પોતાના પિતા, દાદા અથવા ભાઈ અથવા કોઈ રિશ્તેદારને વકીલ બનાવી દે. (મિશ્કાતુલ મસાબિહ : ૩૧૩૦, મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૦૬૦,૨૦૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) વાલિદૈનની ફરમાબરદારીમાં પોતાની પત્નીને તલાક આપી દેવી

**સવાલ (૨૧૨૪) :** મારા એક પુત્ર માટે તેના મોટા ભાઈએ, જે ઈંગ્લેન્ડમાં રહે છે, ત્યાંની એક સ્થાયી છોકરી સાથે અમે વાલિદૈન અને પુત્રની ખુશીથી રિશ્તો નક્કી કર્યો, ત્યાર પછી કાનૂની કાર્યવાહી શરૂ કરવામાં આવી, જે ત્યાં પહોંચવા માટે કરવામાં આવે છે.

ત્યાર પછી એક બાલિગ છોકરી પોતાના ભાઈ સાથે અહીંયા ગામમાં આવી, તે છોકરીને તેના પિતાએ પોતાના રિશ્તેદાર છોકરા સાથે શાદી કરવા માટે અહીંયા વતન મોકલી. (યાદ રહે કે એ છોકરીની માતા હબશી છે.) અહીંયા તેના રિશ્તેદાર છોકરાએ એ છોકરી સાથે શાદી કરવાનો ઈન્કાર કરી દીધો. પછી અમુક લોકોની કોશિશથી નજીકના ગામમાં એ છોકરીની શાદી નક્કી થઈ અને રીત રિવાજ પ્રમાણે મંગણી પણ કરી દેવામાં આવી.

ત્યાર પછી અચાનક એક દિવસે મારો પુત્ર અને તે છોકરી બંને ઘરેથી ફરાર થઈ ગયા અને અઠવાડિયા –દસ દિવસ પછી ગામમાં આવ્યા. તેમના કહેવા પ્રમાણે બંનેએ કોર્ટ મેરેજ અને નિકાહ કરી લીધા છે.

પુત્રની આ નિર્લજ્જ હરકતથી બધા કુટુંબિજનોને ખૂબ જ આઘાત લાગ્યો અને છોકરીના કુટુંબિજનોથી પણ સંબંધ બગડી ગયો, જેની સાથે તેનો રિશ્તો નકકી કર્યો હતો. ખૂબ જ આઘાત લાગ્યો કે થોડા દિવસોમાં મને હાર્ટ એટેક એટલે કે

હૃદયના હુમલાની બિમારીમાં વધારો થઈ ગયો અને એ જ હાલતમાં હજુ હું પથારીમાં છું.

મારા રિશ્તેદારોએ પુત્રને સમજાવ્યો કે તારા માતા – પિતા આ શાદીથી ખુબ જ નારાજ છે, અને તેઓ ઈચ્છે છે કે તુ એ છોકરીને તલાક આપી દે અને પોતાના માતા – પિતાની ખિદમતમાં જા અને માતા – પિતાની નારાજગીનું એક કારણ એ પણ છે કે તારી પત્ની, લોકોના કહેવા પ્રમાણે પોતાના વતનમાં કોઈ કાફિર સાથે ફરાર થઈ ગઈ હતી. ખૂબ જ મુશ્કેલીથી તેના પિતાએ ત્યાંથી છોડાવીને અહીંયા મોકલી દીધી છે.

વર્ણન કરેલી હાલતમાં તેને પોતાના ઘરે જયાં મારી જવાન છોકરીઓ પણ છે, કેવી રીતે રાખી શકું છું, તેનો અસર છોકરીઓ પર કેવો પડશે ? વગેરે કારણોને લીધે તે છોકરીને હું પોતાના ઘરમાં નથી રાખી શકતો. માટે હું તમને હુકમ આપું છું કે તેને તલાક આપી દે, લાખ કોશિશ છતાં પુત્ર ન માન્યો, તેનો મતલબ એ થયો કે પુત્રે પોતાના કમજોર અને વૃદ્ધ માતા –પિતાને છોડવાનું તો પસંદ કર્યુ પરંતુ ઓરતને તલાક આપીને પોતાની પત્નીમાંથી અલગ ન કરી.

આવી હાલતમાં લગભગ ચાર મહિના પસાર થઈ ગયા, હવે પુત્ર માતા – પિતાથી ઓરતને એ શરત પર છોડવા પર રાજી થયો કે જો ફલાણાં મુફતી સાહેબ આ ફતવો આપે કે માતા – પિતાની ફરમાંબરદારી માટે પુત્ર પર પોતાની પત્નીને તલાક આપવી જરૂરી છે, તો હું તેને તલાક આપી શકું છું , આ સુરત પણ એટલા માટે પેદા થઈ કે શાદી પછી મેં પુત્ર માટે ઘરના દરવાજા હમેંશા માટે બંધ કરી દીધા. તે પોતાની પત્નીના ઘરે રહે છે, પહેલા તો કંઈક મજુરી કરતો હતો અને હવે તો બેકાર આવારા ફરે છે અને ગરીબીની હાલતમાં તેને એ વાત જાહેર કરી કે એક મુફતી સાહેબ જેમનો સંબંધ છોકરીના પિતા અને કાકા સાથે સારો છે. તેમણે પુત્રને તલાક આપવાની મનાઈ કરી, ત્યાર પછી પુત્રએ માતા – પિતાની ખિદમત અને તેમની ફરમાબરદારી એ શરત પર મંજુર કરી કે જો ફલાણાં મુફતી સાહેબ આ ફતવો આપે કે માતા – પિતાના હુકમનું પાલન કરવું જરૂરી છે, તો હું તેને તલાક આપી શકું છું, અને માતા –પિતાની ખિદમત કરી શકું છું પછી એ મુફતી સાહેબથી સંક્ષેપમાં ફતવો પૂછયો કે માતા –પિતા જો પોતાના પુત્રની કરેલી શાદીથી નારાજ હોય અને પુત્રને તલાક આપવાનો હુકમ કરે તો પુત્ર માટે પોતાના માતા – પિતાના

હુકમનું પાલન કરવું જરૂરી છે ? એ મુફતી સાહેબે એક લાંબો જવાબ લખી આપ્યો કે નિકાહ થઈ ગયા છે અને ઓરત પણ ગર્ભવતી છે. (આ ગર્ભવતી હોવાની ખબર મુફતી સાહેબ કયાંથી લાવ્યા, ખબર નથી) એવી હાલતમાં એ પુત્રએ તલાક આપવી જરૂરી નથી વગેરે. હવે આ ફતવો કેટલાક ઉલમા માટે ચર્ચાનો વિષય બન્યો છે. કેટલાક ઉલમા મુફતી સાહેબના સમર્થનમાં અને કેટલાક તેમના વિરોધમાં છે. વિરોધીઓનું કહેવું છે કે આ ફતવો રિઆયત પર આધારિત છે અને અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ના હુકમની વિરુદ્ધ છે. ઘણી હદીસોમાં જેમાં માતા – પિતાની ફરમાંબરદારી જરૂરી છે, જો મુફતીયાને કિરામ માતા – પિતાની વિરુદ્ધ આ પ્રકારના ફતવા આપતા રહયા, તો ભવિષ્યમાં અવલાદ માટે પોતાના માતા–પિતાની વિરુદ્ધ બગાવત કરવાનો માર્ગ ખુલી જશે. જવાબમાં મુફતી સાહેબે એ પણ લખ્યું છે કે પેદા થનારા બાળકને નુકસાન થશે અને તલાક આપ્યા પછી પણ ભવિષ્યમાં આ બંને ઝિનાના ગુનાહમાં સંડોવાય જશે. એટલે માતા–પિતાની ફરમાંબરદારી જરૂરી નથી. વિરોધીઓનું કહેવું છે કે આ બધું બેકાર છે.

ટૂંકમાં એવી હાલતમાં પુત્રએ પોતાના માતા – પિતાની ફરમાંબરદારી અને તેમના હુકમનું પાલન કરવા પોતાની પત્નીને તલાક આપવી જરૂરી છે કે નહીં ? જવાબ આપીને મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) કોર્ટ મેરેજ (કાનૂની નિકાહ) વખતે શું બે મુસ્લિમ ગવાહો હાજર હતા ? જો બે મુસ્લિમ ગવાહ હતા, તો વર્ણન કરેલો નિકાહ દુરુસ્ત છે, નહીં તો નિકાહ સહીહ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫)

(૨) આપની સાંભળેલી વાતો પર છોકરી પર ફરારનો હુકમ લગાવવો આક્ષેપ છે, આ તમારા માટે જાઈઝ નથી. (મુસ્લિમ ૨ / ૩૨૨, હદીસ નં. ૭૦–૨૫૮૯)

(૩) ઝિના કરનારી ઓરત સાથે જો શાદી કરી લીધી અને તેને તલાક આપ્યા પછી જો પતિને ઝિનામાં ફસાવવાનો ખતરો છે, તો તલાક આપવી જરૂરી નથી. હકીકત તો છોકરો બતાવી શકે છે, મુફતી સાહેબ તો માત્ર મસ્અલો બતાવશે.

(તલાક આપવી અને ન આપવાના સિલસિલામાં માતા – પિતાની વાત માનવી મુસ્તહબના દરજામાં છે. જયારે ઝિનાથી બચવું વાજિબ અને જરૂરી છે.. મુસ્તહબ હુકમને કરવો અને વાજિબને છોડી દેવો જાઈઝ નથી. એટલે જો માતા –

પિતાની વાત માનીને તલાક આપવાની સુરતમાં ઝિનામાં ફસાવવાનો ખતરો હોય, તો તલાક આપવી દુરુસ્ત નથી.)

(૪) જયારે છોકરાને ચિંતા નથી તો માતા –પિતાને કેમ ચિંતા છે ? અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى (સૂરએ ફાતિર : ૧૮૫)

لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ (સૂરએ બકરહ : ૨૮૬)

(૫) કોઈ ખાસ મુફતીના જવાબ પર વિશ્વાસ છે, તો મારા જવાબ પર કોણ અમલ કરશે, તેની એ જ હાલત થશે જે જનાબે લખ્યું છે.

(૬) પૂછેલી સુરતમાં ઉલમાએ કિરામ વાદ વિવાદ કરી રહયા છે, વાલિદ સાહેબ પુત્રને તલાક આપવાનો હુકમ આપી રહયા છે, જો આ હુકમ કોઈ એવા હુકમને લીધે હોય, જે ઓરતમાં ખરાબીની સુરતમાં મોજુદ હોય, તો છોકરા માટે પિતાના હુકમનું પાલન કરવું જરૂરી છે. હઝરત ઉમર (રદિ.) એ પોતાના પુત્ર હઝરત અબ્દુલ્લાહ (રદિ.) ને પોતાની પત્નીને તલાક આપવાનો હુકમ આપ્યો હતો. માટે છોકરો પિતાના હુકમ પર અમલ કરે.

(૭) ઉમ્મતની ખરાબી એ છે કે મુફતી સાહેબથી મળીને મસ્અલો હલ કરાવવા માંગતી નથી. બલકે વાદ વિવાદ અને ચર્ચાનો વિષય બનાવે છે.

(૮) મુફતીઓ માત્ર શરઈ મસ્અલા બતાવશે. માતા – પિતાનો પક્ષ નહીં લે, જો મસ્અલો તેમની વિરુદ્ધ હોય.

(૯) જમાના પ્રમાણે માતા – પિતા પોતાની અવલાદની કેળવણી કરતા નથી અને વખત પર તેમની શાદી કરાવતા નથી, તો તેનું પરિણામ એ આવે છે કે અવલાદ વૃદ્ધ થઈ જાય છે અને દુનિયા ઝિનાથી ભરાઈ જાય છે. એટલે અવલાદ બાલિગ થતા જ તેમની શાદીની ફિકર કરવી જોઈએ. બાલિગ છોકરીને પોતાની શાદી જાતે કરવાનો શરીઅતે હક આપ્યો છે. જો પિતા ચુક કરે છે તો તેને પોતાનો હક પ્રાપ્ત કરવો જોઈએ.

(૧૦) જો ઝિનાનો ખતરો હોય તો તલાક પર મજબૂર ન કરવામાં આવે અને પિતાનો હુકમ માનવો જરૂરી નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) સમજદાર બાલિગ છોકરીના વાલીની પરવાનગી વગર નિકાહ કરવા

**સવાલ (૨૧૨૫) :** સમજદાર બાલિગ છોકરી પોતાના પિતાની પરવાનગી વગર નિકાહ કરવા માંગે તો નિકાહ કરી શકે છે કે નહીં ?

હનફી મસ્લકમાં આઝાદ, સમજદાર, બાલિગ છોકરી જાતે, પોતાના વાલીની ઈજાઝત વગર નિકાહ કરવા માંગે તો નિકાહ કરી શકે છે, (સૂરએ બકરહ : ૨૩૨, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૫) અને વાલી માટે જાઈઝ નથી કે તે સમજદાર બાલિગને ભલે તે કુંવારી હોય કે પરણિત, તેની ઈજાઝત વગર નિકાહ કરાવે, જો વાલીએ સમજદાર બાલિગ છોકરીના નિકાહ તેની મરજી વગર કરાવ્યા, તો એ સુરતમાં સહીહ થશે જયારે કે તે જાતે ઈજાઝત આપે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૭)

પરંતુ છોકરી માટે યોગ્ય છે કે પિતા અથવા દાદાના મશવરાથી નિકાહ કરે. એટલા માટે કે માતા – પિતા જે મસ્લિહતોને જાણે છે, છોકરીને તેનો અનુભવ ઓછો હોય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૧)

ખુલાસો એ છે કે છોકરી સમજદાર બાલિગ જાતે નિકાહ કરે અથવા કોઈને વકીલ બનાવે. વાલી (પિતા – દાદા) ની ઈજાઝત વગર, તો પણ નિકાહ થઈ જશે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ઓરતનું એકરારનામું અને પુરુષનું તેનો વકીલ બની જવું

**સવાલ ( ૨૧૨૬) :** શું ઓરત પોતાના પ્રેમીને પોતાની જાત અર્પણ કરવાનું એકરાર નામુ આપે (એટલે એવું લખાણ લખે કે હું ફલાણી, મારી જાતમાં વપરાશ કરવાનો ફલાણાને અધિકાર આપું છું કે તે મારા નિકાહ પોતાની સાથે કરાવી દે. ) તો તેનાથી તે તેના તરફથી વકીલ બની જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સમજદાર બાલિગ છોકરી જે લખાણ લખશે અથવા કહેશે તે પ્રમાણે હુકમ લાગશે (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ /૫૫) જો વકાલતના શબ્દો લખશે તો છોકરો વકીલ બની જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૯૪) હવે તે બે ગવાહો સામે કહેશે કે ફલાણી છોકરીએ મારાથી નિકાહ કરાવવા મને વકીલ બનાવ્યો છે, તો હું એ

છોકરીથી નિકાહ કરું છું, તો તેનાથી તેના નિકાહ થઈ જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નિકાહ માટે બે ગવાહ જરૂરી છે

**સવાલ (૨૧૨૭) :** આ કરારને વાંચીને સંભળાવવા માટે કેટલા ગવાહ હોવા જરૂરી છે, જેનાથી નિકાહ થઈ જાય અને તેમાં ખામી પેદા ન થઈ જાય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બે ગવાહોનું હોવું જરૂરી છે, ગવાહ વગર નિકાહ નહીં થાય. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૪૬૫, અલ મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) લેખિત એકરારનામું જ કાફી છે, મોઢાથી એકરાર જરૂરી નથી

**સવાલ (૨૧૨૮) :** શું નિકાહ માટે લેખિત એકરારનામુ જ કાફી છે અથવા જબાનથી એકરાર પણ જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

લેખિત એકરારનામુ પણ કાફી છે, જબાનથી કહેવું જરૂરી નથી, પરંતુ ઓરત તરફથી જે લખાણ છે તેની ઉપર બે ગવાહ હોય તો સારુ, કારણ કે છોકરી જો મનાઈ કરી દે કે આ લખાણ મારું નથી તો પતિથી કહેવામાં આવશે કે ગવાહ રજુ કરો. જો ગવાહોથી ઓરતનું લખાણ સાબિત નહીં થાય, તો નિકાહનો હુકમ લગાવવામાં આવશે નહીં. એટલા માટે જે એકરારનામુ છે તેની ઉપર બે ગવાહ હોય, તો બહેતર છે. (ફિકહે ઈસ્લામી : ૭ / ૨૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) છોકરાનું વકાલતનામું ગવાહોની રૂબરૂ વાંચવું અને તેનાથી નિકાહ થઈ જવા

**સવાલ (૨૧૨૯) :** શું છોકરો, છોકરી તરફથી વકીલ બનીને ગવાહો સામે તે એકરારનામુ જે છોકરીએ લખીને આપ્યું હતું, તે વાંચીને સંભળાવે, તો નિકાહ દુરુસ્ત થશે કે નહીં ? યાદ રહે કે છોકરી મોઢાથી તે એકરાર પણ કરી રહી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો છોકરીએ કરારમાં હકારાત્મક અંદાજમાં એ લખ્યું હોય કે હું તમને વકીલ

બનાવું છું કે મારા નિકાહ તમારી સાથે કરી દો અથવા પોતાની જાત અર્પણ કરવાનું એલાન કરું છું કે મેં મારી જાત તમને અર્પણ કરી દીધી. આપ મારા નિકાહ તમારી જાતથી કરાવી દો અને એવી સુરતમાં છોકરો તેને બે ગવાહોની સામે વાંચીને સંભળાવે અને કહે કે મને નિકાહ મંજુર છે, તો તેનાથી નિકાહ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) શેખ, સુન્ની વહોરામાં કોણ અફઝલ છે ?

**સવાલ (૨૧૩૦) :** હું શેખ બિરાદરીથી છું અને સુન્ની વહોરાની છોકરીથી શાદી કરવા માંગુ છું, મારા પિતાનું મૃત્યુ થઈ ગયું છે, તો શું મને કુટુંબના કોઈ વાલીની ઈજાઝત લેવી પડશે ? શરીઅત પ્રમાણે નિકાહ થશે કે નહીં ? શરીઅત પ્રમાણે કયું કુટુંબ અફઝલ છે ? શેખ અથવા સુન્ની વહોરા ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ સમજદાર બાલિગ છો, માટે તમને શરીઅત પ્રમાણે પોતાની મરજીથી નિકાહ કરવાની કોઈ મનાઈ કરી શકતું નથી, કારણ કે વાલીને બાલિગ છોકરા પર વાલીપણાનો અધિકાર નથી, એવી રીતે રિશ્તો નકકી કરવામાં એટલે છોકરાને શાદી કરવા પર કોઈ જબરદસ્તી કરી શકતું નથી, કારણ કે નિકાહ કરનારો બાલિગ અને સમજદાર છે. માટે કોઈ પણ કુટુંબમાં નિકાહ કરવાનો તેને હક છે અને શાદી પછી તલાકનો હક પતિને છે, જો તે સમજે કે મેં ખોટી જગ્યાએ શાદી કરી છે, ખોટી લાઈનમાં ફસાઈ ગયો છું, તો તે પોતાના અધિકારનો ઉપયોગ કરીને છુટકારો મેળવી શકે છે અને ઓરતને તલાકનો હક નથી ભલે તેને જાતે નિકાહ કરવાનો હક છે, પરંતુ જો તે યોગ્ય જગ્યાએ શાદી ન કરે, તો વાલીને નિકાહ રદ કરવાનો અધિકાર મળશે, જયારે પુરુષ માટે આ હુકમ નથી. કુર્આન પાકમાં છે.

يَآيُّهَا النَّاسُ إِنَّا خَلَقْنٰكُمْ مِّنْ ذَكَرٍ وَّأُنْثٰى وَجَعَلْنٰكُمْ شُعُوْبًا وَّقَبَآئِلَ لِتَعَارَفُوْا ۚ إِنَّ أَكْرَمَكُمْ عِنْدَ اللّٰهِ أَتْقٰكُمْ ۚ إِنَّ اللّٰهَ عَلِيْمٌ خَبِيْرٌ ﴿١٣﴾

હે લોકો ! બેશક, અમે તમને એક પુરુષ અને એક સ્ત્રી (આદમ – હવ્વા અલૈ.) થી પેદા કર્યા અને અમે તમારી અનેક કોમો અને કુટુંબો બનાવ્યા કે જેથી તમે એક બીજાને ઓળખી શકો. બેશક અલ્લાહને ત્યાં તમારામાંથી તે જ વધુ માનવંત છે

જે વધુ પરહેઝગાર હોય, બેશક અલ્લાહ બધુ ખબર રાખનાર છે.

(સૂરએ હુજૂરાત : ૧૩)

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : કાળાને ગોરા પર કોઈ ફઝીલત નથી, એવી રીતે ગોરાને કાળા પર કોઈ ફઝીલત નથી. આરબને બિન આરબ પર અને બિન આરબને આરબ પર કોઈ ફઝીલત નથી. ફઝીલત પરહેજગાર અને તકવાની બુનિયાદ પર હોય છે. (મુસ્નદે અહમદ : ૩૮ / ૪૭૪, હદીસ નં. ૨૩૪૮૯)

માટે સુન્ની શેખ વગેરે કોઈ કોઈનાથી શ્રેષ્ઠ નથી. (અલમબ્સૂત : ૫ / ૨૨–૨૪) અને આરબ સિવાય જો કંઈ જોવામાં આવે છે, તે વ્યવસાય છે. કેટલીક જાતિઓને બીજી જાતિઓથી નિમ્ન ગણવામાં આવે છે અને કેટલીકને ઉચ્ચ ગણવામાં આવે છે. દા.ત. કપડાના વેપારીની છોકરી કસાઈના છોકરા સાથે નાસી ગઈ, તો કપડાના વેપારી માટે જાતિ સમકક્ષ નથી. માટે નિકાહ રદ કરવાનો અધિકાર મળશે. (દુર્રે મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૩ / ૮૮–૯૦) એવી રીતે શેખ મુગલ પણ સમાન જાતિ નથી ફઝીલતનું કારણ નથી. બધા બરાબર છે. માટે આપ જયાં ઈચ્છો ત્યાં નિકાહ કરી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) "સય્યિદ છોકરીના નિકાહ બિન સય્યિદ સાથે બરબાદીનું કારણ છે." આ વાત દુરુસ્ત નથી

## (૧૪) શાદીના દિવસે પતિએ એક હાથમાં ગુલદસ્તો (ફૂલોનો હાર) પકડવો

**સવાલ (૨૧૩૧) :** (૧) લોકોમાં મશહુર છે કે "કોઈ વ્યકિત સય્યિદ ખાનદાનની છોકરી સાથે શાદી કરે અને જાતે સય્યિદ ન હોય, તો આ છોકરી માટે બરબાદીનું પહેલું કારણ છે, " સવાલ એ છે કે તેની હકીકત શું છે ?

(૨) શાદીના દિવસે પતિ પોતાના હાથમાં ગુલદસ્તો રાખે છે, તો શું આ જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) વર્ણન કરેલી વાત કોઈ કિતાબમાં લખેલી નથી, લોકોની મનઘડત છે, જે ગલત છે, બલકે સય્યિદ ખાનદાનની છોકરી જે કુટુંબમાં હશે, તે કબીલો અને કુટુંબ

ખુશકિસ્મત હશે. રસૂલુલ્લાહ (સલ.) ની નવાસી (સય્યિદ ખાનદાનથી સંબંધ રાખનારી છોકરી) જે કુટુંબમા હશે, તે ખાનદાન માટે બરકતનું કારણ હશે.

એટલા માટે હઝરત ઉમર (રદિ.) એ વધુ ઉમર હોવા છતાં હઝરત અલી (રદિ.)ની છોકરી, જે હઝરત ફાતિમા (રદિ.)ના પેટથી હતી, તેનાથી શાદી કરી હતી. માટે જે લોકો બરબાદીનું કારણ સમજે છે, તે જાતે ગલતી પર છે.

(સુનને કુબરા : ૭ / ૧૦૧, હદીસ નં. ૧૩૩૯૩, ફઝાઈલે સહાબા (રદિ.) ૨ / ૬૨૫)

હા, છોકરી વાલીની ઈજાઝત વગર આંતર જ્ઞાતિમાં નિકાહ કરી લે, તો અમુક વખતે આ કાર્ય પિતા, દાદા વગેરે માટે શરમજનક સમજવામાં આવે છે. એટલા માટે શરીઅતે તેમને આંતરજ્ઞાતિમાં ઈજાઝત વગર કરેલા નિકાહને રદ કરવાનો અધિકાર આપ્યો છે. પરંતુ આ અધિકાર માત્ર સય્યિદો માટે નથી. બલકે તેનો અધિકાર તો બીજી જાતિના લોકોને પણ આપવામાં આવ્યો છે. દા.ત. વેપારીની છોકરી હજામ અથવા કસાઈના છોકરા સાથે નિકાહ કરી લે, તો (વેપારી) પિતાને નિકાહ રદ કરવાનો અધિકાર પ્રાપ્ત છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬,૬૭)

(૨) ખુશીના મોકા પર એવા કામો કરવામાં આવે છે, એટલે ખુશી જાહેર કરવાનો આ એક તરીકો છે, આ રીત રિવાજમાંથી છે. એટલે તેની ગુંજાઈશ છે, બહેતર નથી. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : બહેતર નિકાહ એ છે જેમાં ખર્ચ ઓછો હોય, ફુઝૂલખર્ચીથી બચવું ખૂબ જ જરૂરી છે. (શુઅબુલ ઈમાન : ૮ / ૫૦૧, હદીસ નં. ૬૧૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ટેલિગ્રામ દ્વારા નિકાહ

**સવાલ (૨૧૩૨) :** મારો એક ભાઈ ટેલિગ્રામ દ્વારા નિકાહ કરવા માંગે છે, તો એ તેના દ્વારા નિકાહ કરી શકે છે કે નહીં ?

છોકરીની ઉંમર ૨૦ વર્ષની છે અને છોકરાની ઉંમર૩૦ વર્ષની છે તો શું આ બંનેના વાલીની ઈજાઝત જરૂરી છે ?

શું છોકરી પોતાની તરફથી બીજાને વકીલ બનાવી શકે છે ?

છોકરી ભારતમાં છે અને છોકરો બીજા દેશમાં છે, તો બંનેના નિકાહ પઢાવવાનો તરીકો કયો હશે ? ગવાહ અને વકીલ વિશે પણ માર્ગદર્શન આપશો,

છોકરીના કયા શબ્દથી નિકાહ પઢાવે ? કે તેનાથી છોકરીને ગવાહો ઓળખી

લે.

ટેલિગ્રામ કરતી વખતે ગવાહો અને વકીલની સહીને કેવી રીતે ટેલિગ્રામ કરવામાં આવે ?

ટેલિગ્રામ મળ્યા પછી છોકરો કેટલા દિવસ પછી વિદેશમાં નિકાહ કરશે અને તેમાં કેટલા વ્યકિતઓની હાજરી જરૂરી છે ?

છોકરીના ટેલિગ્રામ પછી છોકરાએ નિકાહની કાર્યવાહી પૂરી કરી દીધી તો શું એ વાતની જાણકારી છોકરીને આપવી જરૂરી છે કે નિકાહ થઈ ગયા અને ફલાંણા ફલાણાંની હાજરીમાં થયા ?

છોકરીનો વાલી ન હોવાની હાલતમાં છોકરી બીજાને વાલી બનાવી શકે છે ?

છોકરો હજના અરકાન પૂરા કર્યા પછી અથવા એહરામની હાલતમાં હજના ખાસ દિવસોમાં નિકાહ કરી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરી હોય કે છોકરો, બાલિગ થયા પછી, નિકાહ માટે વાલીની ઈજાઝત લેવી તેના માટે જરૂરી નથી, વાલીની ઈજાઝત વગર નિકાહ કરી શકે છે, પરંતુ જો છોકરી પોતાનાથી નિમ્ન કુટુંબમાં નિકાહ કરશે, તો વાલીને કાનૂન પ્રમાણે નિકાહ રદ કરવાનો અધિકાર મળશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૧) અને જો તે પોતાના બરાબર અથવા ઉચ્ચ કુટુંબમાં નિકાહ કરશે, તો વાલીને નિકાહ રદ કરવાનો અધિકાર નહીં મળે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૯૦) ઓરત બાલિગ થયા પછી પોતાની મરજીથી શાદી કરી શકે છે. પરંતુ વાલીની ઈજાઝત અને તેમની દેખરેખમાં હોય, તો બહેતર છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૫)

છોકરીને જયારે શાદી કરવાનો હક છે, તો વકીલ બનાવવાનો પણ હક હશે, પરંતુ છોકરી જયારે કોઈને વકીલ બનાવે, તે વખતે વકીલને જોઈએ કે તે તેની ઉપર બે વ્યકિતઓને ગવાહ બનાવી લે કે ફલાણી છોકરીએ મને નિકાહ કરાવવાનો હક આપ્યો છે, તેથી બાદમાં જો ઝઘડો થાય તો પછી વકીલ અને પતિ વચ્ચે ગવાહો મદદરૂપ બની શકે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૯૪)

છોકરી ભારતમાં કરમાલીથી જિદ્દહમાં નિકાહ કરવા માંગે છે, તો છોકરી એક કાગળ પર લખી દે અથવા કોઈ અન્ય લખી દે અને છોકરી એ લખાણને સંપૂર્ણ વાંચ્યા પછી સમજીને સહી કરી દે. દા.ત. " હું જેનબ અબ્દુલ્લાહ પટેલ, રહેવાસી

કરમાલી – રવિદ્રા વાયા પાનોલી, તાલુકા અંકલેશ્વર, જિલ્લો ભરૂચ પોતાના નિકાહ રવિદ્રા ગામના રહેવાસી અબ્દુર્રહમાન બિન મુસા પટેલ (હાલ જિદ્દહ) ની સાથે કરવા માંગે છે, તેથી નિકાહ વિશે ફલાણાં બિન ફલાણાને રહેવાસી .......ને વકીલ બનાવું છું કે તેઓ મારા નિકાહ અબ્દુર્રહમાન સાથે કરાવી દે, મહેરની રકમ ૨૧૦૦ રૂપિયા ભારતીય રહેશે. આ લખાણ પર સહી કરે, ત્યાર પછી આ કાગળને જિદ્દહ વકીલ પાસે મોકલી દે.

હવે એ વ્યકિત છોકરી (જેનબ અબ્દુલ્લાહ પટેલ)નો વકીલ બની ગયો, હવે નિકાહ પઢાવનારો અબ્દુર્રહમાન બિન મુસાથી કહેશે કે જેનબ અબ્દુલ્લાહ પટેલના વકીલે પોતાની વકાલતથી જેનબ અબ્દુલ્લાહ પટેલને પત્ની બનાવીને અબ્દુર્રહમાન મુસા પટેલના નિકાહમાં આપી, શું તમે તેને કબૂલ કરી ? પતિ કબિલ્તુ અથવા મેં કબૂલ કરી અથવા મેં તેને પત્ની બનાવીને કબૂલ કરી એવા શબ્દો કહેશે. યાદ રહે કે આ બધી કાર્યવાહી બે ગવાહોની સામે કરવામાં આવશે તો નિકાહ થશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૨ / ૨૩૧)

નિકાહ પઢાવનારો, પહેલા જેનબના વકીલથી ઈજાઝત લે, પછી દુલ્હાથી તેના નિકાહ પઢાવે, નિકાહ પઢાવતી વખતે છોકરી, જે નિકાહની મજલિસમાં હાજર નથી, તેનું સંપૂર્ણ નામ તેના પિતાનું નામ લે. એવી રીતે ગવાહો તેને બરાબર સાંભળી શકે. યાદ રહે કે નિકાહ સહીહ થવા માટે છોકરીનો વકીલ દુલ્હો અને બે ગવાહોનું હોવું જરૂરી છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૨, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫)

વર્ણન કરેલા લખાણ પ્રમાણે જો વકીલ બનાવ્યો છે, વખત નકકી કર્યો નથી, એટલે નિકાહનો કોઈ વખત નકકી થશે નહીં. જયારે પણ વકીલ નિકાહ પઢાવે, દુરુસ્ત છે, હા જો છોકરી લખે કે જયારે કાગળ મળે તે દિવસથી દસ દિવસની અંદર નિકાહની કાર્યવાહી પૂર્ણ થવી જોઈએ. એટલે નિકાહ કરાવી દેવા, તો આ શરતી વકાલત થશે કે છોકરીએ કાગળ મળ્યા પછી દસ દિવસ સુધી વકીલ બનાવ્યો છે.

ટેલિગ્રામમાં રૂપિયા બરબાદ કરવાની જરૂરત નથી. રજિસ્ટર પોસ્ટથી પત્ર રવાના કરી દેવામાં આવે. જો શકય હોય તો પત્ર લખીને ગ્રામ પંચાયતનો સહી સિક્કો કરાવી દેવો.

નિકાહ પછી, છોકરીને બતાવી દેવામાં આવે કે નિકાહ થઈ ગયા છે. પરંતુ

નિકાહના સહીહ થવા માટે ખબર આપવી જરૂરી નથી.

જો છોકરીનો કોઈ વાલી ન હોય, તો કોઈ જાણકારને વાલી બનાવવામાં આવે.

હનફી મસ્લકમાં એહરામની હાલતમાં, હજના દિવસોમાં નિકાહ તો સહીહ છે, પરંતુ બહેતર નથી.

(જો કે આ મસ્અલામાં ઈમામોમાં મતભેદ છે, એટલા માટે એવી સૂરત અપનાવવામાં આવે, જેનાથી બધા ઈમામોના મસ્લક પ્રમાણે નિકાહ દુરુસ્ત થઈ જાય. મતભેદથી દૂર રહેવું બહેતર છે એટલે એહરામ બાંધેલો ન હોય ત્યારે નિકાહ કરે. જેથી બધા ઈમામોના મસ્લક પ્રમાણે નિકાહ થઈ જાય.) (બદાઈઉસ્સનાઈઅ : ૧ / ૨૪૮, હદીસ નં. ૧૮૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) બાલિગ છોકરી બીજી જાતિમાં પોતાના નિકાહ કરી લે તો ?

**સવાલ (૨૧૩૩) :** સાડા સોળ વર્ષની વહોરા સમાજની એક છોકરીએ પઠાણ જાતિના એક છોકરાથી જેની ઉમર ૨૧ વર્ષ હતી. પોતાની ખુશીથી નિકાહ કરીને માતા – પિતાનું ઘર છોડીને નાસી ગઈ હતી અને તેના માતા –પિતા નારાજ હતા તેમ છતાં તેને નિકાહ કરી લીધા. હવે એ છોકરો તલાક આપતો નથી. તો તેના નિકાહ વાલી કોઈ રીતે તોડી શકે છે ? તેનો તરીકો બતાવવામાં આવે, કારણ કે છોકરો પઠાણ જાતિનો છે, માટે આંતર જાતિમાં લગ્ન થયા છે. તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બુદ્ધિશાળી, બાલિગ, આઝાદ છોકરી પોતાની જ્ઞાતિમાં માતા –પિતાની ઈજાઝત વગર નિકાહ કરી લે, તો નિકાહ થઈ જશે. પરંતુ જો આંતર જ્ઞાતિમાં નિકાહ કરે તો અમુક ઉલમાના મતે નિકાહ નહીં થાય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬,૫૭)

કારણ કે જો નિકાહને દુરુસ્ત ગણવામાં આવે તો જો કે નિકાહને રદ કરાવવા માટે ખૂબ જ પરેશાની ઉઠાવવી પડે છે, એટલા માટે વાલી રિશ્તાથી સંમત ન હોવા છતાં રદ કરાવવાથી ગભરાય છે, જો એ નિકાહને જાઈઝ ગણવામાં આવે તો વાલીનો હક પાયમાલ થાય છે. એટલે નિકાહ દુરુસ્ત હોવાનો હુકમ લગાવવામાં

નહીં આવે. જો સવાલમાં વર્ણન કરેલી વાતો દુરુસ્ત છે અને એ વાત પણ દુરુસ્ત હોય કે વહોરા કુટુંબ અને ખાન કુટુંબ બરાબર નથી, તો પહેલેથી જ નિકાહ સહીહ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) માતા – પિતાની પસંદ કરેલી છોકરી જો છોકરાને પસંદ ન હોય તો શું કરે ?

**સવાલ (૨૧૩૪) :** એક વ્યકિતની શાદી તેના માતા – પિતાએ છોકરી બતાવ્યા વગર કરાવી દીધી, શાદી પછી જયારે છોકરાએ છોકરીને જોઈ, તો તેને છોકરી પસંદ ન આવી અને તેનાથી મુહબ્બત ન થઈ શકી, પરંતુ તે પોતાના માતા – પિતાની ઈજ્જત માટે કઈ ન બોલ્યો. પરંતુ તેનું દિલ પરેશાન અને ગમગીન રહે છે. આજે શાદી થયે આઠ વર્ષ થઈ ગયા અને તેના પેટથી બે છોકરા પણ છે, પરંતુ પત્નીથી કોઈ મુહબ્બત અને સંબંધ નથી, તે હમેંશા ગમગીન રહે છે અને તેનો એ ઓરતને રાખવાનો બિલકુલ ઈરાદો નથી, એટલે શાદીનો જે હેતુ છે કે પરસ્પર મુહબ્બત વધે અને દિલ સંતોષી રહે, આ બિલ્કુલ પ્રાપ્ત થતું નથી, રાત – દિવસ વિચારી વિચારીને તેની તબીયત પર અસર પડે છે અને રાત્રે સારી રીતે ઉંઘ પણ આવતી નથી. એટલે તેનો ઈરાદો તલાક આપવાનો છે. પરંતુ માતા– પિતાને લીધે મના કરે છે અને જો માતા –પિતાને રાજી કરવા તલાક ન આપે, તો વર્ણન કરેલી તકલીફ વેઠવી પડે છે, હઝરતથી ખૂબ જ અદબ સાથે વિનંતી છે કે એવો વ્યકિત શરીઅત પ્રમાણે શું કરે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શાદીનો એક મકસદ બાળકો પેદા કરવાનો પણ છે, રસૂલુલ્લાહ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો કે વધુ બાળકો પેદા કરનારી અને વધુ મુહબ્બત કરનારી ઓરતથી નિકાહ કરો કે કયામતના દિવસ હું મારી ઉમ્મતના વધારા પર ગર્વ કરીશ.

(અબૂ દાવૂદ : ૧ / ૨૮૦, હદીસ નં. ૨૦૫૦)

આપની પત્નીમાં આ બંને વાતો છે. આપ તેનાથી નફરત કરો છો તેમ છતાં એ તમારી પાસે હાજર છે.

ઓરતથી નિકાહ કરવામાં તેની દીનદારી અને પવિત્રતાને ધ્યાનમાં રાખવી જોઈએ, રસૂલુલ્લાહ (સલ.) એ શાદીની જે બુનિયાદો બતાવી છે. તેમાં સૌથી પહેલા ઓરતમાં દીનદારીની બુનિયાદ બતાવી છે. (બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦) માટે

જો વર્ણન કરેલી વાત તમારી પત્નીમાં હોય, એટલે તે દીનદાર હોય, તો તેની સાથે જીવન ગુજારી ઘરને આબાદ રાખો અને મુહબ્બત સાથે દિવસો પસાર કરો.

અલ્લાહ તઆલા ફરમાવે છે :

عَسٰى اَنْ تَكْرَهُوْا شَيْئًا فَهُوَ خَيْرٌ لَّكُمْ

માટે તમારા વડીલોએ તમારા માટે જે છોકરી પસંદ કરી છે, તે તમારી ભલાઈ માટે જ છે.

તેમ છતાં જો કોઈ રીતે ઓરત તરફ તમારુ દિલ ન લાગતુ હોય, જે તમારી પત્ની છે અને તમારામાં બીજી પત્નીથી નિકાહ કરવાની શકિત છે. તો શરીઅતમાં એ વાતની ઈજાઝત છે કે આપ બીજી શાદી કરી લો, શરત એ છે કે હાલની પત્નીના તમામ હકો અને આવનારી પત્નીના તમામ હકો અદા કરવાની તાકત હોય. અને એ વાતનો તમને વિશ્વાસ હોય કે હું બીજી શાદી કર્યા પછી પત્નીમાં ન્યાય અને બરાબરી કરી શકીશ, જો આવું છે તો તો માતા – પિતાને રાજી કરીને બીજી શાદી કરી લો. શરીઅતે શરતો સાથે તેની ઈજાઝત આપી છે. (સૂરએ નિસાઅ : ૩ ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) નાબાલિગ છોકરા અને છોકરીના નિકાહ

**સવાલ (૨૧૩૫) :** એક છોકરો અને એક છોકરીના નિકાહ તેમના બાળપણમાં જ કરી દેવામાં આવ્યા. તો હવે તેમના બાલિગ થયા પછી શું બીજા નિકાહ કરવા પડશે? તેમજ બાલિગ થયા પછી જો તેઓ પોતાના નિકાહ તોડી નાંખવા માંગે, તો તેમને પોતાના નિકાહ તોડવાની ઈજાઝત છે કે નહીં ? જો તેમને તોડવાનો અધિકાર છે, તો પછી ઓરતની મહેરનું શું થશે ? આપવી પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ નાબાલિગ છોકરો અને છોકરીના નિકાહ તેમના વડીલોએ નિકાહની શરતોને ધ્યાનમાં રાખીને કર્યા છે, તો નિકાહ સહી થઈ જશે. બાલિગ થયા પછી બીજી વખતે નિકાહ પઢાવવાની જરૂરત નથી. વાલીએ પોતાની જવાબદારીથી જે નિકાહ પઢાવ્યા છે, તે સહીહ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૫)

હાં, જો પિતા, દાદા, સિવાય કોઈ બીજા રિશ્તેદારે પોતાના વાલીપણા હેઠળ નિકાહ કરાવ્યા છે, તો બાલિગ થયા પછી એ બાળકોને પોતાના નિકાહ તોડવાનો

અધિકાર છે, બાલિગ થયા પછી તરત જ બે ગવાહોની હાજરીમાં એવું કહે કે અમને આ નિકાહ મંજૂર નથી, એટલે છોકરીને રાત્રે માસિક આવ્યું તો તે એ જ વખતે બે ગવાહોની સામે એ કહે કે મને હમણાં માસિક આવ્યું છે, એટલે હું બાલિગ થઈ ગઈ છું, અને બાલિગને મળનારા અધિકારનો ઉપયોગ કરીને કહું છું કે મને આ નિકાહ મંજુર નથી. આપ લોકો તેની ઉપર ગવાહ રહો.

ત્યાર પછી કાઝીની સામે તે એ દાવો કરે અને કાઝી ન હોવાની સ્થિતિમાં શરઈ પંચાયતમાં પોતાનો દાવો રજૂ કરે, જો ત્યાંથી નિકાહથી છુટા થવાનું લખાણ મળી જાય, તો નિકાહ રદ થઈ જશે અને બીજા નિકાહ કરી શકે છે.

(ખુલાસતુલ ફતાવા : ૨ / ૨૫, બહરુર્રાઈક : ૩ / ૧૨૮)

તેમજ બાલિગ થતા જ જો તેને પોતાના નિકાહ રદ કરવાનો દાવો કર્યો છે, તો નિકાહ સહીહ હોવાને લીધે પતિના જિમ્મે અડધી મહેર પત્નીને આપવી વાજિબ થશે. (ખુલાસતુલ ફતાવા : ૨ / ૨૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૭) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઈમાન કબૂલ કરનારી ઓરતથી નિકાહ કરવા પર માતા – પિતાની નારાજગી

**સવાલ (૨૧૩૬) :** મને એક છોકરીથી પ્રેમ થઈ ગયો છે અને અમે બંને શાદી કરવા તૈયાર અને ખુશ છીએ, બલકે છોકરી તો અહીંયા સુધી કહે છે કે જો મારા નિકાહ તારી સાથે ન થયા તો હું આત્મહત્યા કરીને મરી જઈશ. છોકરી હિંદુ છે પરંતુ તે ઈસ્લામ કબૂલ કરવા તૈયાર છે, પરંતુ એ નિકાહથી મારા અને તેના કુટુંબિજનો બિલ્કુલ રાજી નથી, મારા પિતાની ગામમાં ખૂબ જ ઈજ્જત છે એટલે ગામના લોકો પણ નથી ઈચ્છતા કે હું એ છોકરી સાથે નિકાહ કરું. એટલા માટે અમારા બંનેનો ઈરાદો છે કે અમે નાસીને નિકાહ કરી લઈએ. તો આ વિશે તમારાથી મશ્વરો માંગીએ છીએ કે અમે શું કરીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ પણ મુસલમાનની સામે જયારે કોઈ બિન મુસ્લિમ પુરૂષ અથવા ઓરત પોતાની ખુશીથી આ ઈરાદો જાહેર કરે કે હું ઈસ્લામ કબૂલ કરવા માંગુ છું, તો એ મુસલમાનની ફરજ છે કે તે જ વખતે તેને કલિમએ તૌહીદ અને શહાદતની તાલીમ આપે. તેમાં વિલંબ કરવાથી મુસલમાન ગુનેહગાર થશે.

(અબૂ દાવૂદ : ૧ / ૫૧, હદીસ નં. ૩૫૫)

માટે જો એ છોકરી સાચા દિલથી ઈસ્લામ કબૂલ કરી રહી છે, તો તેને મુસલમાન સમજવામાં આવે.

પછી નિકાહ વિશે તફસીલ એ છે કે પુરુષ જો બાલિગ છે, તો તેના નિકાહ માટે માતા – પિતાની ખુશી શરત નથી, તેમની ખુશી વગર પણ નિકાહ દુરુસ્ત છે. પરંતુ અવલાદ હોવાને લીધે ફરમાબરદારીનો તકાદો એ છે કે નિકાહ જેવા અગત્યના મામલામાં માતા – પિતાનો મશ્વરો લેવામાં આવે. તેમને નારાજ ન કરવામાં આવે. પરંતુ તેમની ખુશી વગર નિકાહ દુરુસ્ત થઈ જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૮)

પૂછેલી સુરતમાં જો બિન મુસ્લિમ છોકરી સાથે તમારા નાજાઈઝ સંબંધો છે, અને હવે પછી પણ એ જ ઈરાદો છે, પરંતુ લોકોના ભયને લીધે નિકાહ કરી રહયા છો, તેમજ એ છોકરી પણ પોતાના નિકાહ માટે જ ઈસ્લામ કબૂલ કરી રહી છે અને તેને દીનથી કોઈ લગાવ નથી, તો આવા સ્વાર્થને લીધે નિકાહ કરવા મકરૂહ છે, હદીસ શરીફમાં એવા નિકાહને પસંદ કરવામાં આવ્યા નથી.

(બુખારી : ૧ / ૨, હદીસ નં. ૧)

માટે તમે માતા–પિતાની ખુશીની સાથે ગુનાહથી બચવા માટે નિકાહ કરો, નાસીને નિકાહ ન કરો, પરંતુ જો છોકરીએ ઈસ્લામ કબૂલ કરી લીધું છે અને બંનેએ નિકાહ કરી લીધા છે તો નિકાહ દુરુસ્ત થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي سلمة بن عبد الرحمن ، أنه قال : سألت عائشة زوج النبي صلى الله عليه وسلم : كم كان صداق رسول الله صلى الله عليه وسلم؟ قالت : كان صداقه لأزواجه ثنتي عشرة أوقية ونشا ، قالت : أتدري ما النش ؟ قال : قلت : لا ، قالت : نصف أوقية فتلك خمسمائة درهم ، فهذا صداق رسول الله صلى الله عليه وسلم لأزواجه .

(الصحيح لسلما :١/ ٣٥٨)، رقم الحديث : ٧٨ ( ١٤٢٦ ) ، كتاب النكاح ، باب الصداق ، وجواز كونه ... :ط: ديوند، سنن ابي داود : ١/ ٢٨٧، رقم الحديث : ٢١٠٥ ، كتاب النكاح ، باب الصداق، ط: ديوبند * سنن النسائي : ٦/ ١١٢، رقم الحديث : ٣٣٤٧ ، كتاب الدم المعالى الأصدقة معتز عبد الفتاح أبو غدة ، ط : مكتب المطبوعات الإسلامية – حلب )

**તર્જુમો :** હઝરત અબૂ સલમા (રદિ.) એ હઝરત આઈશા (રદિ.) થી પૂછયું કે રસૂલુલ્લાહ (સલ.) ની પત્નીઓની મહેર કેટલી હતી ? તેમણે ફરમાવ્યું બાર ઔકિયા અને એક નશ. પછી તેમણે પૂછયું જાણો છો, નશ શું છે ? મેં અરજ કરી કે ના. તેમણે કહયું અડધો ઔકિયો, આ કુલ ૫૦૦ દિરહમ થાય છે. આ મહેર હતી રસૂલુલ્લાહ (સલ.) ની પત્નીઓ માટે.

(મુસ્લિમ : ૧ / ૪૫૮, હદીસ નં. ૭૮, નસાઈ : ૬/ ૧૧૬, ૩૩૪૭)

# મહેરનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# મહેરનું બયાન

## (૧) ફાતિમી મહેર

**સવાલ (૨૧૩૭) :** ફાતિમી મહેર, આજના હિસાબે કેટલી થાય છે ? ઓછામાં ઓછી મહેર કેટલી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સાડા બાવન ઔકિયા ચાંદી ફાતિમી મહેર છે. જેના પાંચસો દિરહમ થાય છે અને પાંચસો દિરહમના એક સો ત્રીસ (૧૩૦) તોલા ચાંદી થાય છે. એ હિસાબથી જો ૩૦ રૂપિયા તોલા ચાંદી હોય, તો ૧૦૦ તોલાના ૩૦૦૦ રૂપિયા અને ૩૦ તોલાના ૯૦૦ રૂપિયા કુલ ૩૯૦૦ રૂપિયા ફાતિમી મહેર થશે. (મુસ્લિમ : ૧ / ૪૫૮, હદીસ નં. ૭૮– ૧૪૨૬, તિરમિઝી : ૧ / ૨૧૧, હદીસ નં. ૧૧૧૪)

મહેરનું ઓછામાં ઓછુ પ્રમાણ દસ દિરહમ છે. હદીસ શરીફમાં છે.

لامهر أقل من عشرة دراهم

અને દસ દિરહમ પોણા ત્રણ તોલા ચાંદી થાય છે, માટે તેનાથી ઓછી મહેર દુરુસ્ત નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૦૧)

**નોંધ :** એક તોલો બાર ગ્રામનો હોય છે, તો એ હિસાબે ૧૩૦ તોલાની ૧૫૬૦ ગ્રામ ચાંદી થઈ, (હઝરત મુફતી સાહેબે સાવચેતી માટે આ પ્રમાણ લખ્યું છે. બાકી ખરુ વજન દોઢ કિલો, ૩૦ ગ્રામ નવસો મી.ગ્રામ ચાંદી છે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) મહેરની ઓછામાં ઓછી અને વધુમાં વધુ મિકદાર

**સવાલ (૨૧૩૮) :** અમારે ત્યાં નિકાહમાં રોકડી મહેર ૨૭ રૂપિયા ૫૦ પૈસા કમિટી તરફથી નક્કી છે, ઘણા લોકોનું કહેવું છે કે આટલી (ઓછી) મહેર શરીઅત પ્રમાણે કાફી નથી, આ ખૂબ જ ઓછી છે, તો સવાલ એ છે કે શરીઅતમાં ઓછામાં ઓછી અને વધારેમાં વધારે કેટલી મહેર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દસ દિરહમથી ઓછી મહેર નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૦૧)

દસ દિરહમનું વજન બે તોલા અગિયાર માશા છે. એટલે લગભગ ૩૧ ગ્રામ ચાંદી છે માટે ૩૧ ગ્રામ ચાંદીની જે રકમ બનતી હશે, તે ઓછામાં ઓછી મહેર છે.

ચાંદીની કિંમત ઓછી વધારે થતી રહે છે. એટલે કોઈ નિશ્ચિત રકમ બયાન કરી શકાતી નથી, આજે લગભગ ૧૭ અથવા ૧૮ રૂપિયા તોલા ચાંદી હશે, તો ઓછામાં ઓછી મહેર ૪૫ રૂપિયા બનશે, માટે જે લોકો સાડા સત્તાવીસ રૂપિયાને ઓછી મહેર બતાવે છે. તેઓ સહીહ કહે છે, કમિટીવાળાઓને જોઈએ કે મશવરો કરીને ચાંદીનો ભાવ કાઢીને (ઓછામાં ઓછી) ૫૧ થી ૬૧ રૂપિયા સુધીની મહેર નક્કી કરી લે.

જે લોકોએ પાછલા મહિનાઓમાં શાદી કરી છે અને ઓછી મહેર અદા કરી હશે, તો જે કમી રહી ગઈ હશે, તેની ભરપાઈ કરવી અને વધારે મહેર આપવી જરૂરી હશે.

ફાતિમી મહેરની મિકદાર ૫૦૦ દિરહમ છે, જે ૧૪૫ તોલા થાય છે એટલે દોઢ કિલો ૩૧ ગ્રામ.

જો શકિત હોય તો ફાતિમી મહેર નક્કી કરવી બહેતર છે, વધુમાં વધુ મહેરની કોઈ હદ નકકી નથી, પાંચ લાખ અને દસ લાખ પણ મહેર નક્કી કરવી જાઈઝ છે. પરંતુ બહેતર નથી. (તિરમિઝી : ૧ / ૨૧૧, હદીસ નં. ૧૧૧૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ફાતિમી મહેર અને ઓછામાં ઓછી મહેરની મિકદાર

**સવાલ (૨૧૩૯) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે આજના જમાનામાં ફાતિમી મહેર કેટલી હોવી જોઈએ ? કારણ કે આજકાલ ઘણી લાંબી મુદતથી ફાતિમી મહેરમાં માત્ર એકસો સાડા સત્તાવીસ (૧૨૭.૫૦) રૂપિયા જ રાખવામાં આવે છે અને તે પણ ઉધાર તો ફાતિમી મહેરની મિકદાર કેટલી છે ? અને તેને રોકડ આપવી બહેતર છે કે ઉધાર ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફાતિમી મહેર ૫૦૦ દિરહમ છે. તેના એક હિસાબથી ૧૨૭.૫૦ તોલા ચાંદી થાય છે અને એક હિસાબથી ૧૩૧ તોલા ચાંદી થાય છે. એક તોલો ૧૨ ગ્રામનો હોય છે. માટે ૧૩૧ તોલા ચાંદીના ૧૫૭૭ ગ્રામ ચાંદી થશે અને આ જ ફાતિમી મહેર છે.

જો એક તોલા ચાંદીની કિંમત ૪૦ રૂપિયા હશે. તો ફાતિમી મહેર ૫૨૫૦ રૂપિયા થશે. આજથી લગભગ પચાસ વર્ષ પહેલા એક તોલા ચાંદી અને સરકારનો રૂપિયો બંનેની કિંમત બરાબર હતી તો તે વખતે ૧૨૭.૫૦ રૂપિયા એટલા જ તોલા ચાંદી બરાબર હતા. અને આ મિકદાર એક હિસાબ પ્રમાણે ફાતિમી મહેર હતી. પરંતુ રૂપિયાની કિંમત ઘટતી ગઈ અને સોના – ચાંદીનું મુલ્ય વધ્યું, તો પછી વર્ણન કરેલી રકમ ફાતિમી મહેર ન રહી. માટે જે લોકોને અલ્લાહ તઆલાએ માલ આપ્યો છે, તેમના માટે ઉપર લખેલી તફસીલ પ્રમાણે ફાતિમી મહેર આપવી બહેતર છે.

હનફી મસ્લકમાં ઓછામાં ઓછી મહેર દસ દિરહમ છે, તેના પોણા ત્રણ તોલા ચાંદી થાય છે, તો એ પ્રમાણે આજના જમાનામાં એક તોલાના ૪૦ રૂપિયાના હિસાબથી ૧૧૦ રૂપિયા ઓછામાં ઓછી મહેર થશે.

માટે મહેરમાં વધારો કરવા વિશે તમારો ખ્યાલ સહીહ છે, મહેરમાં વધારો કરવો જોઈએ અને મહેર ઓરતનો હક છે, શકિત પ્રમાણે નક્કી કરીને રોકડ આપવી બહેતર છે. જો કોઈનો મહેર અદા કરવાનો ઈરાદો ન હોય, તો પત્નીથી સંભોગ (તેના માટે) ઝિનાના હુકમમાં ગણાશે. (મુસ્નદે અહમદ : ૩૧ / ૨૬૦, હદીસ નં. ૧૮૯૩૨) માટે નકદ મહેર અદા કરવા માટે કરજ લેવું પણ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) મહેરની મિકદાર અને દસ દિરહમના કેટલા તોલા?

**સવાલ (૨૧૪૦) :** આજના જમાનામાં કેટલા રૂપિયા આપવાથી શરઈ મહેર અદા થઈ જશે અને દસ દિરહમના કેટલા તોલા ચાંદી થાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દસ દિરહમ પોણા ત્રણ તોલા ચાંદી થશે. દસ રૂપિયાની એક તોલા ચાંદી હોય, તો પોણા ત્રણ તોલા ચાંદીના ઓછામાં ઓછા સાડા સત્તાવીસ રૂપિયા થશે. ફાતિમી મહેર ૫૦૦ દિરહમ છે. એટલે ચાંદીના હિસાબથી ૧૩૧ તોલા ૩ ગ્રામ ચાંદી થશે, માટે જો માલદાર વ્યકિત હોય તો તેના માટે ફાતિમી મહેર આપવી બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) છોકરીના મૃત્યુ પછી માતા – પિતાએ દહેજની પરત માંગણી કરવી

**સવાલ (૨૧૪૧) :** ઝૈદની પત્નીનું મૃત્યુ થઈ ગયું છે. તેનો એક છોકરો હતો. તે પણ

મૃત્યુ પામી ગયો છે. ઝૈદની પત્નીને, તેની માતા વગેરે એટલે ઝૈદના સાસરી પક્ષે દહેજમાં કેટલાક ઘરેણા અને સામાન આપ્યો હતો. તેની હવે માંગણી કરી રહયા છે. તો તેમની માંગણી કરવી શરીઅતમાં દુરુસ્ત છે ? મરહૂમના વારસદારોમાં પતિ, માતા અને બહેન છે. શરીઅત પ્રમાણે જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરીના માતા પિતાએ દહેજમાં જે કંઈ સામાન અને ઘરેણા આપ્યા છે, જો તેમણે આ બધો સામાન છોકરીને માલિક બનાવીને આપ્યો છે અને તેની ઉપર કબજો પણ આપી દીધો છે. તો તેની માલિક તે છોકરી (ઝૈદની પત્ની) થઈ ગઈ. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૨, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૬,૧૫૭) શરીઅત પ્રમાણે તેને બક્ષિસ કહે છે અને બક્ષિસનો હુકમ એ છે કે કબજો મેળવનારો તેનો માલિક બની જાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૭૪) માટે ઝૈદના સાસરી પક્ષવાળાઓ એ સંપૂર્ણ દહેજની માંગણી કરવી દુરુસ્ત નથી. વારસામાં જેટલો હિસ્સો થશે. તેની માંગણી દુરુસ્ત થશે.

પૂછેલી સૂરતમાં છોકરીના મૃત્યુ પછી તેના માલમાં શરીઅત પ્રમાણે વારસાઈ લાગુ પડશે અને વારસદારોમાં પતિ, માતા અને બહેન છે. તો વારસો એ પ્રકારે વહેંચાશે કે કફન – દફન, કરજ અને વસિય્યત પછી તેના માલના આઠ ભાગ થશે. તેમાંથી ત્રણ ભાગ પતિના, ત્રણ ભાગ બહેનને અને બે ભાગ માતાને મળશે. (ફતાવા તાતારખાનિયહ : ૨૦ / ૨૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઓરતના મૃત્યુ પછી તેની મહેરનો શરઈ હુકમ

**સવાલ (૨૧૪૨) :** એક વ્યકિતની પત્ની બિમારીની હાલતમાં મૃત્યુ પામી, નિકાહ પછી તેની મહેર ૧૨૫ રૂપિયા નક્કી કરવામાં આવી હતી. પરંતુ પતિએ તેની મહેર રોકડમાં અદા ન કરી અને તે હજુ સુધી તેના જિમ્મે વાજિબ છે. તો હવે એ મહેરને અદા કરવા માટે એ વ્યકિતએ શું કરવું જોઈએ ? મહેરની એ રકમને કોઈ મસ્જિદ અને મદ્રસામાં આપી દેવામાં આવે અથવા કોઈ ગરીબને અથવા એ ઓરતના ઘરવાળાઓને ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહેર ઓરતનો વાજિબ હક છે, તે અદા ન કર્યો તો પતિ પર એ હક કરજ રૂપે બાકી રહી ગયો, માટે પત્નીના જે વારસદારો હશે એટલે તેમની અવલાદ,

તેમના માતા – પિતા અને જાતે પતિ વગેરે, તેમને વારસા વહેંચણીના નિયમો પ્રમાણે હિસ્સો મળશે. એ વારસદારોની ઈજાઝત વગર કોઈ મસ્જિદ અને મદ્રસામાં અથવા કોઈ ગરીબને આપવા જાઈઝ નથી. એટલે પતિની ફરજ છે કે તે મહેરનું કરજ ઓરતના વારસદારોને આપી દે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૦૭, ફતાવા તાતારખાનિયહ : ૪ / ૨૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) માલદાર વ્યકિત માટે ફાતિમી મહેર મુસ્તહબ છે

**સવાલ (૨૧૪૩) :** પ્રસ્તાવના : થોડી મુદ્દત પહેલા એક છોકરીના નિકાહ થયા. જેમાં તેની મહેર ફાતિમી મહેર નક્કી થઈ એટલે ૧૩૧ તોલા અને ૩ ગ્રામ ચાંદી નક્કી થઈ અને તે હમણાં સુધી ઉધાર છે, મેં એ મહેર વિશે પ્રશ્ન કર્યો કારણ કે અમારે ત્યાં આજ સુધી ૧૨૭ રૂપિયા મહેરના નક્કી કરવામાં આવતા હતા અને તે પણ ઉધાર.

તો તેના જવાબમાં એક હાફિઝ સાહેબ અને છોકરીના ભાઈએ મારાથી કહયું કે ફાતિમી મહેર સુન્નત છે. આજના હિસાબે ફાતિમી મહેર ૬૫૦૦ રૂપિયા થાય છે.

મેં એક આલિમથી તે વિશે પૂછયું, તો તેમણે જવાબ આપતા કહયું કે મારા વાંચનમાં હમણા સુધી આ વાત નથી આવી કે ફાતિમી મહેરની આજના જમાનામાં કેટલી કિમત છે ?

આજના જમાનામાં ૧૨૭ રૂપિયા સામાન્ય ગણાય છે. એટલે મેં મજલિસ ભરીને મહેરમાં કંઈક વધારો કરવાનો ઈરાદો કર્યો છે. તેના માટે નીચેના સવાલોના જવાબો જોઈએ છે.

શું ફાતિમી મહેર નક્કી કરવી સુન્નત છે ?

બીબી ફાતિમા (રદિ.) ની મહેર ફાતિમી હતી ?

શું આપ (સલ.) ની પુત્રી હઝરત ફાતિમા (રદિ.) ની મહેર ખરેખર આટલી બધી હતી ?

મોંઘવારીના આ જમાનામાં વધારેમાં વધારે કેટલી અને ઓછામાં ઓછી કેટલી મહેર હોવી જોઈએ ?

અમારે ત્યાં દુલ્હા માટે ખાવાનું અલગથી રાંધવામાં આવે છે અને તેની સાથે તેના મિત્રો લગભગ ૨૦ થી ૩૦ જેટલા જમવા માટે બેસે છે, દુલ્હાનું જે જમવાનું રાંધવામાં આવે છે, મારા હિસાબે તેનો ખર્ચ ૩૦૦ થી ૩૫૦ રૂપિયા સુધી થઈ જાય

છે, આ ખર્ચ છોકરીવાળા ઉઠાવે છે.

આ મોકા પર આમ દાવત હોય છે. તેમાં લોકો સામાન્ય જમવાનું ખાય છે અને દુલ્હા સાથે જે બેસે છે, તે વી.આઈ. પી. ખાવાનું હોય છે. તો આ રીતે એક જ દાવતમાં બે ભાગ કરીને બંનેને અલગ અલગ જમવાનું ખવડાવવું કેવું છે ?

શું વર્ણન કરેલ ખર્ચ ફુઝૂલખર્ચીમાં દાખલ છે ? અને ફુઝૂલખર્ચ કરનારા માટે શું ગુનોહ છે ?

વર્ણન કરેલો ખર્ચ રોકવા માટે છોકરીવાળાને કહેવામાં આવ્યું, તો તેમણે કહયું કે છોકરાવાળા નહીં માને. તેમજ બાદમાં છોકરીને સાસરી પક્ષ તરફથી સખત શબ્દો સાંભળવા ન પડે. એટલા માટે અમે આટલો ખર્ચ કરીએ છીએ. એટલે તેઓ મજબૂર થઈને આવું કરે છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ ધર્મ કયામત સુધી બાકી રહેશે, ઈસ્લામના અનુયાયીઓ માલદાર, ગરીબ, રાજા, પ્રજા, શેઠ, નોકર બધા હશે અને નિકાહ પણ કયામત સુધી બાકી રહેશે અને જન્નતમાં પણ બાકી રહેશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩/૩)

એટલે મહેર માટે શરીઅતે એટલો આસાન રસ્તો બતાવ્યો છે કે દરેક ક્ષેત્રથી સંબંધ રાખનારો વ્યકિત આસાનીથી અદા કરી શકે. કુર્આને કરીમમાં જે ઓરતોથી નિકાહ કરવા હરામ છે તેની યાદી પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું :

وَ اُحِلَّ لَكُمْ مَّا وَرَآءَ ذٰلِكُمْ اَنْ تَبْتَغُوْا بِاَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ ۭ فَمَا

اسْتَمْتَعْتُمْ بِهٖ مِنْهُنَّ فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ فَرِيْضَةً ۭ وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا تَرٰضَيْتُمْ بِهٖ مِنْۢ بَعْدِ

الْفَرِيْضَةِ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٢٤﴾

અને તેણીઓ સિવાય બીજી બધી સ્ત્રીઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે એ શરતે કે તમે પોતાનો માલ (મહેર) ને બદલે (નિકાહ કરી) તેણીઓને પત્ની બનાવવા તલબ કરો, ન કે કામવાસના પૂર્ણ કરવા અર્થે. ફરી તે સ્ત્રીઓમાંથી (નિકાહ પછી ) જેણીને તમે કામમાં લાવ્યા તેણીને મહેર આપો જે નક્કી કરવામાં આવી છે અને મહેર નકકી કર્યા પછી પણ જેટલા પર તમે (પતિ–પત્ની) રાજી થઈ જાઓ તેમાં તમને કંઈ ગુનોહ નથી. બેશક અલ્લાહ બહુ જાણનાર અને હિકમત વાળો છે. (સૂરએ નિસાઅ : ૨૪)

બીજી જગ્યાએ ફરમાવ્યું :

وَّاٰتَيْتُمْ اِحْدٰهُنَّ قِنْطَارًا فَلَا تَاْخُذُوْا مِنْهُ شَيْـًٔا

અને તે એકને ઘણો માલ (મહેરમાં) આપી ચુકયા છે, તો તેમાંથી કંઈ પણ પાછું ન લો. (સૂરએ નિસાઅ : ૨૦)

કુર્આને કરીમની આ આયતમાં શબ્દ "કિન્તાર – قنطار" વપરાયો છે, તેનો અર્થ "ઘણો માલ" તફસીરની કિતાબોમાં આવે છે. એટલે દસ હજાર દિરહમ, અઢી હજાર ચાંદીના દિરહમ વગેરે (તફસીર ઈબ્ને કષીર : ૨ / ૧૯, ૨૧)

જયારે ઈરાન, સિરીયા, યમન વગેરે વિજયી બન્યા, તો વધુ માલને લીધે આ પ્રકારની રકમ મહેર રૂપે નક્કી થવા લાગી, તો તેની ઉપર હઝરત ઉમર (રદિ.) એ એક ખુત્બો આપ્યો કે મહેર વધુ નકકી ન કરો. તો કોઈ ઓરતે ઉપર વર્ણન કરેલી આયત પઢી, તેનો મતલબ એ હતો કે એ ઉમર (રદિ.) ! મહેરને કુર્આને કરીમમાં قنطار (કિન્તાર) થી વર્ણન કર્યુ છે. તેનો અર્થ એ થયો કે મહેરના વધારામાં કોઈ વાંધો નથી, પછી આપ કોણ છો. તેના વધારા પર રોકટોક કરનારા તેના પરિણામે હઝરત ઉમર (રદિ.) જે હુકમ લગાવવા માંગતા હતા તેનાથી રોકાય ગયા.

(તફસીર ઈબ્ને કષીર : ૨ / ૨૪૩–૨૪૪)

પરંતુ હદીસોની કિતાબોમાં હઝરત ઉમર (રદિ.) નું આ ફરમાન બયાન કરેલું છે કે ખબરદાર ઓરતોની મહેર વધારે નકકી ન કરો, જો વધારે નકકી કરવી દુનિયામાં ઈજ્જતનું કારણ હોત અથવા પરહેજગારીનું કારણ હોત, તો અલ્લાહ અને તેના રસૂલ (સલ.) તેના વધારે હકદાર હતા કે તેઓ વધારેમાં વધારે મહેર નકકી કરતા, પરંતુ મારી જાણ પ્રમાણે રસૂલુલ્લાહ (સલ.) એ જે ઓરતો સાથે નિકાહ કર્યા, અથવા પોતાની છોકરીઓના નિકાહ કરાવ્યા, તેમાં સાડા બાર અવકિયા ચાંદીથી વધારે મહેર ન હતી. (તિરમિઝી : ૧ / ૨૧૧, હદીસ નં.૧૧૧૪)

એક અવકિયા ૪૦ દિરહમનો થાય છે, તો સાડા બાર અવકિયાના ૫૦૦ દિરહમ થયા (માત્ર આપ સલ.ની પવિત્ર પત્ની હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) ની મહેર ૧૩૧ તોલા અને ૩ ગ્રામ ચાંદી હતી.) જે આજના હિસાબથી એક કિલો ૬૦૦ ગ્રામ ચાંદી થાય છે. હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફ અલી થાનવી (રહ.) એ ૧૩૫ તોલા ચાંદીનો હિસાબ લગાવ્યો છે, હિસાબ પ્રમાણે એકસો સાડા સત્તાવીસ તોલા થાય છે . તે ઈ.સ. ૧૯૩૫ થી ૧૯૩૭ સુધીની વાત છે. તે વખતે

એક તોલો ચાંદી એક રૂપિયામાં મળતી હતી. એટલે ફાતિમી મહેર નક્કી કરવાનો રિવાજ હતો. તેની કિંમત એ વખતે સાડા સત્તાવીસ તોલા ચાંદી થતી હતી.

પછી ઈ.સ. ૧૯૪૩ માં એક તોલા ચાંદીનો ભાવ એક રૂપિયો અને પાંચ પૈસાથી લઈને એક રૂપિયો અને આઠ પૈસા સુધી થયો. અને સમયની સાથે સાથે ચાંદીની કિંમત બદલાતી અને વધતી રહી, પરંતુ મહેર પેટે જે રકમ રિવાજ રૂપે આવી ગઈ હતી આજ સુધી એ જ ચાલતી આવી છે, તેની તરફ ધ્યાન આપવામાં ન આવ્યું, એટલે એકસો સાડા સત્તાવીસ રૂપિયાની મિકદારને વધારવી જોઈએ.

આજના ૧૩૧ તોલા ચાંદી એટલે એક કિલો ૬૦૦ ગ્રામ ચાંદીની કિંમત જે હશે, એ રકમને ફાતિમી મહેર કહેવામાં આવશે.

યાદ રહે કે મહેરની કોઈ મિકદાર નક્કી નથી. લાખ – બે લાખ જે ઈચ્છે નક્કી કરે, પરંતુ હઝરત ઉમર (રદિ.) ના કથન પ્રમાણે વધારે મહેર નક્કી કરવી તકવા, પરહેજગારી અને અલ્લાહને ત્યાં કબૂલિયતનું કારણ નથી.

(સૂરએ નિસાઅ : ૨૦)

ગરીબો અને મોહતાજોની સ્થિતિને ધ્યાનમાં રાખીને આપ (સલ.) એ ફરમાવ્યું : لامهر اقل من عشرة دراهم કે દસ દિરહમથી ઓછી મહેર નથી. તેની મિકદાર આજના હિસાબે અઢી તોલા અને તેનાથી કંઈક વધારે ચાંદી થાય છે અને અંગ્રેજી ગ્રામ પ્રમાણે ૩૨ ગ્રામ ચાંદી થાય છે. તેની કિંમત ૧૦૦ જેટલી છે, ચાંદીની કિંમત વધ–ઘટ થતા તેની કિંમત પણ બદલાતી રહેશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૦૧)

અબૂદાવૂદ , નસાઈ, ઈબ્ને માજહમાં હઝરત ઉમર (રદિ.) થી નકલ કરે છે કે રસૂલુલ્લાહ(સલ.) એ તમામ પત્નીઓની ૫૦૦ દિરહમ મહેર નક્કી કરી હતી. પરંતુ રસૂલુલ્લાહ (સલ.) ની પવિત્ર પત્ની હઝરત ઉમ્મે હબીબા (રદિ.)ની મહેર જાતે નજ્જાશી બાદશાહે ચાર હજાર દિરહમ રસૂલુલ્લાહ તરફથી આપી અને વકીલ બનીને નિકાહ પઢાવ્યા. એટલે ૧૦૦૦ તોલા ચાંદીના ૪૫ હજાર રૂપિયા મહેર થઈ, ભાવ વધ – ઘટ થતા તેમાં વધારો – ઘટાડો પણ થઈ શકે છે.

વધુમાં વધુ તેની કોઈ હદ નક્કી નથી અને ઓછામાં ઓછી ૩૨ ગ્રામ ચાંદી છે. કોઈ વ્યકિત મિત્રોના આગ્રહ પર અથવા રિવાજ પ્રમાણે દાવત કરે, હાલાંકે એ દાવત માટે તે દિલથી રાજી ન હોય, એવી દાવત ખાવાથી બચવું જોઈએ.

રસૂલુલ્લાહ (સલ.) એ મોમિનનો માલ તેની ખુશી વગર ખાવાથી મના ફરમાવ્યો છે. આવું માત્ર રિવાજને કારણે થાય છે. જે છોડવા પાત્ર છે.

(અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮)

મહેમાન વિશે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું :

ومن كان يؤمن بالله واليوم الآخر فليكرم ضيفه

જે વ્યકિત અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખતો હોય, તેને જોઈએ કે મહેમાનોની ઈજ્જત કરે. (બુખારી : ૨ / ૮૮૯, હદીસ નં. ૬૦૧૮)

એક રિવાયતમાં મહેમાની એક દિવસ અને એક રાતની છે. બીજી રિવાયતમાં ત્રણ દિવસ અને ત્રણ રાત છે. (મુસ્લિમ : ૨ / ૮૦, હદીસ નં. ૧૪–૪૮)

મતલબ એ છે કે એક દિવસ અને એક રાત પોતાની શકિત પ્રમાણે સારું રાંધીને ખવડાવવું અને બાકી બે દિવસ રહે તો તમે જે ખાતા હોય તે ખવડાવો અને ત્રણ દિવસ પછી ખવડાવવા પર તો રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે સદકહ ખૈરાતનો સવાબ મળશે.

માટે જો દુલ્હો સાસરીયા પક્ષને ૨૫/૩૦ માણસોની મહેમાની કરવા પર મજબુર કરે અને ન કરવા પર ઓરતને મહેણા મારે, તો એવી દાવત ખાવી તેના માટે જાઈઝ નથી. હરામ છે. કારણ કે સાસરીયા પક્ષવાળા છોકરીને મહેણા ટોણા સંભળાવવાથી બચાવવા, મજબુર થઈને મહેમાની કરે છે અને સાસરીયા પક્ષવાળા ઓની શકિત દાળ–ચાવલ અને જરદો ખવડાવવાની છે. અને દુલ્હા અને તેના મિત્રો માટે મજબુરીમાં કરજ લેવું પડે છે. આવા મોકા પર ઘણાં લોકો વ્યાજ પર કરજ લઈને પણ મહેમાની કરે છે આ પણ જાઈઝ નથી.

એવી રીતે દુલ્હા અને તેના મિત્રોને ખવડાવતી વખતે છોકરીઓ ભેગી થઈને, નિર્લજ્જતાથી જે ફિત્નાનો માહોલ તૈયાર કરે છે. આ બધા ગુનાહના કામો હોવાને કારણે હરામ છે.

ગામવાળાઓએ ઉપર વર્ણન કરેલ રિવાજને બદલીને, એવી વ્યવસ્થા કરવી જોઈએ કે દુલ્હો પણ લોકો સાથે ખાય –પી લે.

એવી રીતે દુલ્હો અને તેના મિત્રો હંસી મઝાક અને રેડિયો વગેરેમાં મશગુલ બનીને નમાઝથી ગાફિલ થાય છે. તેને પણ સુધારવાની જરૂરત છે. ગામના વડીલોએ એ કાનૂન બનાવવો જોઈએ કે જે દુલ્હો ઝોહરની નમાઝ પઢશે, તેના નિકાહમાં

હાજરી આપીશું, નહીં તો ગામવાળા બધા જતા રહેશે આશા છે કે ગ્રામ પંચાયત આ તરફ ધ્યાન આપીને શરીઅત પ્રમાણે ફેસલો કરીને નિકાહની બરકતોથી ફાયદો ઉઠાવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) નિકાહથી પહેલા મહેરની રકમ ગુપ્ત રાખવી

**સવાલ (૨૧૪૪) :** મારા નિકાહ ૧૫ / ૧૨ / ૧૯૮૪માં થયા હતા, અને તે દિવસે અમારી ઘાંચી બિરાદરીમાં સમુહ લગ્નનો પ્રોગ્રામ હતો, તે સમુહ લગ્નમાં ૧૯૪ દુલ્હા હતા, અમારી ઘાંચી બિરાદરીએ પોતાની છોકરીઓની મહેર કેટલી નક્કી કરવી એ દુલ્હાના માતા – પિતાને બતાવ્યું ન હતું, શાદીથી પહેલા મારા મોટા ભાઈ મારી થનારી પત્નીની મહેર વિશે પૂછવા માટે તેના માતા – પિતા પાસે ગયા પરંતુ છોકરીના માતા – પિતાએ મહેર વિશે કોઈ જવાબ આપ્યો નહીં અને જવાબ આપ્યો કે મહેર કોણ આપે છે, એવું મારા ભાઈએ મને આવીને બતાવ્યું, નિકાહ વખતે દુલ્હાઓને મસ્જિદમાં લઈ ગયા અને તેમના માતા – પિતા અને તેમના રિશ્તેદારોને બહાર જ છોડી દીધા અને દુલ્હાઓથી પાંચ – પાંચ હજાર રૂપિયા મહેર પેટે નકકી કરાવી લીધા જયારે કે તેના પહેલા ઈ.સ. ૧૯૭૯ માં સમુહ લગ્નમાં માત્ર ૪૪ રૂપિયા મહેરના નકકી કર્યા હતા. સમુહ લગ્ન કરાવનારા આ રીતે ધોકો આપે છે અને લોકો સાથે ખયાનત કરીને તેમને પરેશાન કરે છે. હવે સવાલ એ છે કે એ નિકાહ કરનારાઓએ મહેર અદા કરવી છે તો કેટલી મહેર અદા કરે ?

બીજી વાત એ છે કે મારા નિકાહ ૧૫ / ૧૨ / ૧૯૮૪ ના રોજ થયા હતા. પરંતુ મારી પત્ની ૧૧ / ૦૮ / ૧૯૮૫ ના રોજ અલ્લાહ તઆલાની રહમતમાં પહોંચી ગઈ અને તે મારી પાસે માત્ર ત્રણ મહિના જ રહી. બાકી જેમાં તેની તબીયત સારી ન હતી અટલે પોતાના માતા – પિતાને ત્યાં રહી.

મેં તેને મહેરની કોઈ રકમ આપી ન હતી. હવે મને પોતાના જિમ્મેથી એ કરજ અદા કરવા માટે શું કરવું જોઈએ ? મહેરમાં કેટલી રકમ અદા કરું ? કયાં અદા કરું ? અને કેવી રીતે અદા કરુ ? એ બધા સવાલોના જવાબો તફસીલથી આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે તમે પોતાની ખુશીથી પાંચ હજાર રૂપિયા મહેરના કબૂલ કરી લીધા, તો તમારે પોતાની મહેરના પાંચ હજાર રૂપિયા જ અદા કરવા

પડશે. તેમાં ઓછા કરવા જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૯)

તમે તમારા સવાલમાં એવું લખ્યું છે કે "સમુહ લગ્ન કરાવનારા આ રીતે ધોકો આપે છે અને લોકોની સાથે ખયાનતનો મામલો કરીને તેમને પરેશાન કરે છે."

તેનો જવાબ એ છે કે જયારે આપે પોતાની ખુશીથી એ રકમને કબુલ કરી લીધી, તો ધોકાનો કોઈ સવાલ જ પેદા થતો નથી.

પૂછેલી સૂરતમાં જો કે તમારી પત્નીનું મૃત્યુ થઈ ગયું છે અને તેની કોઈ અવલાદ નથી. એટલે તેમાથી ૨૫૦૦ રૂપિયા તમને વારસામાં મળશે, બાકી ૨૫૦૦ રૂપિયા તેના બીજા વારસદારોને મળશે. વારસદારોમાં તમે સવાલમાં કોઈ ઉલ્લેખ કર્યો નથી, એટલે તેના હિસ્સા કરવાથી અશકત છું. (સૂરએ નિસાઅઃ ૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯)પોતાની બહેન અથવા છોકરીના નિકાહના બદલામાં બીજાની બહેન અથવા છોકરીથી નિકાહ કરવા

**સવાલ (૨૧૪૫) :** મેં કોઈ જગ્યાએ આ મસ્અલો વાંચ્યો હતો જો કોઈ વ્યકિત પોતાની બહેન અથવા છોકરીના નિકાહ કોઈ પુરૂષ સાથે એ શરત પર કરે કે તે પણ પોતાની બહેન અથવા છોકરીના નિકાહ તેનાથી કરાવે, તો આ નાજાઈઝ છે, પરંતુ નિકાહ સહીહ થશે. તો શરઈ રીતે તેની હકીકત શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ફુકહાની પરિભાષામાં "નિકાહે સીગાર" કહે છે. અને તેની હકીકત એ છે કે એક બીજાને મહેરમાં કંઈ આપવામાં આવતું નથી. માત્ર એક બીજાની છોકરી અથવા બહેનને જ પરસ્પર એક બીજાની મહેર સમજવામાં આવે છે, તો તેનાથી આપ (સલ.) એ મનાઈ ફરમાવી છે. આ રીતે શરત સાથે નિકાહ કર્યા તો નિકાહ તો સહીહ થઈ જશે પરંતુ એક બીજા માટે મહેરને અદા કરવી જરૂરી છે. (બુખારી : ૨ / ૭૬૬, હદીસ નં. ૫૧૧૨, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૦૫,૧૦૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ગામના વડીલોએ મહેરની મિકદાર વિશે કાનૂન બનાવવો

**સવાલ (૨૧૪૬) :** અમારા ગામ ઈલોલમાં આજથી લગભગ ૧૫ વર્ષ પહેલા

તલાક થયેલી ઓરત માટે તલાક આપનારા મર્દો પાસેથી માલી દંડ લેવામાં આવતો હતો. જે આજે પણ ઘણી જગ્યાએ લેવાય છે, પરંતુ ગામના વડીલોને જયારે મસ્અલો માલૂમ થયો કે આ રીતે પતિ પાસેથી માલી દંડ – રકમ લેવી સહીહ નથી, ત્યાર પછી તેમણે ગામના લોકો માટે નિકાહની મહેર ત્રણ તોલા સોનુ (૩૦ ગ્રામ) નકકી કર્યુ, તેના કેટલાક ફાયદા જોવામાં આવ્યા કે તલાક આપવામાં વિચારવા લાગ્યા અને પતિ – પત્નીના રિશ્તેદારો, ઝઘડા વખતે સમાધાન માટે ગામના વડીલોથી મશવરો કરવા લાગ્યા, તેનાથી ઘણા ઝઘડા દૂર થઈ ગયા, ત્રણ તોલા સોના જેટલી મોટી રકમ મહેરમાં નકકી થવાથી લગ્ન તુટવાને બદલે બાકી રહેવા લાગ્યા, ઉપરાંત તલાકની સુરતમાં ઈદ્દતનો ખર્ચ પણ શામિલ થાય છે. એટલે ઓરતના રિશ્તેદારો તરફથી સરકારી કાનૂન પ્રમાણે બિન શરઈ ઈદ્દત પછીના ખર્ચની માંગણી પણ બંધ થઈ ગઈ. મહેરના વધારાને કારણે એવા અનેક ફાયદાઓ ગામના લોકો અનુભવવા લાગ્યા.

પરંતુ અમુક ઉલમાએ કિરામનું કહેવું છે કે જોકે આ વાત પણ ખોટી નથી કે મહેરની મિકદાર નકકી કરવામાં આવે, પરંતુ એ નકકી કરવાનો હક પતિ – પત્નીના કુટુંબિજનોનો છે. અને બીજી બાજુ કેટલાક જ્ઞાનીઓ અને ગામના વડીલો ફરમાવે છે કે જો આ કાનૂનને ઉઠાવી લેવામાં આવે, તો લોકો નિકાહની મહેર ૩૦૦ થી ૫૦૦ રૂપિયા સુધી જ નકકી કરશે, તેનાથી ઘણા મતભેદો ઉભા થશે. ઉપરોકત મતભેદ ઉલમાએ કિરામમાં છે. મહેરબાની કરીને જવાબ આપવા વિનંતી છે.

નોંધ : ગામમાં મોટા ભાગે મહેર ઉધાર જ રહે છે. તેમજ ગામના જિમ્મેદારો તરફથી રોકડ મહેર માટે કોઈ આગ્રહ કરવામાં આવતો નથી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસ્લક પ્રમાણે મહેરની ઓછામાં ઓછી રકમ ૧૦ દિરહમ છે. વધારેની કોઈ હદ નથી. પરંતુ આપ (સલ.) ની પવિત્ર પત્નીઓ અને આપ (સલ.) ની પુત્રીઓની મહેરની મિકદાર ૪૮૦ દિરહમ હતી. જે એકસો સાડા સત્તાવીસ તોલા ચાંદી જેટલી થાય છે. માટે આ મિકદારમાં મહેર આપવી મુસ્તહબ છે અને ગુજરાતમાં મહેરની મિકદાર વિશે એકસો સાડા સત્તાવીસ રૂપિયાનો જે રિવાજ છે, તે રૂપિયા નહીં પરંતુ એકસો સાડા સત્તાવીસ તોલા ચાંદી હતી, તેને લોકોએ રૂપિયા સમજી લીધા છે માટે આજની બજાર કિંમત પ્રમાણે એક તોલો બાર ગ્રામનો હોય,

તો એક તોલાની કિંમત લગભગ દસ હજાર રૂપિયા હશે અને તે પ્રમાણે એકસો સાડા સત્તાવીસ તોલા ચાંદી અથવા તેની કિંમત હોય તો, તેને ફાતિમી મહેર કહે છે.

ગામના જિમ્મેદારો દિન પ્રતિ દિન તલાકના વધતા જતા પ્રમાણને રોકવાના હેતુથી, તેમજ ઓરતો તરફથી હુકૂમતના બિન ઈસ્લામી કાનૂનના ઉપયોગને રોકવા જો ફાતિમી મહેર નકકી કરી દે, તો જાઈઝ છે. ફતાવા દારૂલ ઉલૂમ ભાગઃ ૮ પેજ નં. ૨૭૮ પર વર્ણન કરેલો લેખ નકલ કરી રહયો છું, તેનાથી ઉલમાએ કિરામને ઈન્શાઅલ્લાહ સંતોષ થઈ જશે.

"વધારે મહેર નકકી કરવી સારુ સમજવામાં આવ્યું નથી. لاتغالوا صدقات النساء

માટે તાબેદારીમાં હુઝૂર (સલ.) ની પુત્રીઓ અને હુઝૂર (સલ.) ની પવિત્ર પત્નીઓ અફઝલ છે. જોકે વધારે પણ જાઈઝ છે. (ફતાવા દારૂલ ઉલૂમ : ૮ / ૨૭૮)

આપના લખવા પ્રમાણે ૩૦ ગ્રામ સોનાની કિંમત લગભગ ૧૫ હજાર રૂપિયા થઈ રહી છે. તો ફાતિમી મહેર પ્રમાણે એક તોલા (બાર ગ્રામ) ની બજાર કિંમત લગભગ ૮૦ રૂપિયા થશે. એ હિસાબથી દસ હજાર રૂપિયાની નજીક ૩૦ ગ્રામ સોનાની કિંમત થશે. માટે તેમાં ઉલમાએ કિરામને શંકા કરવાની જરૂરત નથી.

જો આ રીતે કરવાથી તલાકનું પ્રમાણ ઘટે છે, તો ઉલમાએ કિરામે એવું કહેવું કે મહેર નકકી કરવાનો હક માતા પિતાને છે, સહીહ નથી. પતિ–પત્ની પરસ્પર મહેર નકકી કરવાના હકદાર છે, જો મહેર ઓછી હોય તો ઓરતના પિતા, ભાઈ અથવા કુટુંબના અન્ય સભ્યોને પોતાના કુટુંબની પ્રચલિત મહેરની માંગણી કરવાનો હક છે. જો તેઓ માંગણી ન કરે તો પણ કોમના જિમ્મેદારો પરસ્પર મશ્વરો કરીને ૩૦ ગ્રામ જે મહેરે ફાતિમી છે, મહેર તરીકે નકકી કરી શકે છે, પરંતુ જો કોઈ ઓરત ઓછી મહેર પર પણ નિકાહ કરવા માટે રાજી થઈ જાય તો પછી તલાક થતા પતિથી માલી દંડ લેવો જાઈઝ નથી.

وَاٰتَيْتُمْ اِحْدٰهُنَّ قِنْطَارًا فَلَا تَاْخُذُوْا مِنْهُ شَيْـًٔا

ઉલમાએ કિરામ ઉપરની આયત પર વિચારે 'કિન્તાર"ની તફસીરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ના એક કથન પ્રમાણે ૧૨ હજાર દિરહમ છે, બીજુ કથન એક લાખ ૨૦ હજાર દિનાર છે. ત્રીજુ કથન વ્યકિતની જાનના બદલા પ્રમાણે ૧૦૦ ઊંટ છે. ચોથા કથન પ્રમાણે ૧૨ હજાર અવકિયા ચાંદીનું વર્ણન છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) ની રિવાયતમાં ૧૨૦૦ અવકિયા ચાંદીનું વર્ણન છે. છટ્ઠુ કથન ૮૦

હજાર દિરહમ છે, સાતમું કથન જે હઝરત મુજાહિદ તાબિઈ (રહ.) થી છે, તેમાં ૨૦૦ રતલ ચાંદીનું વર્ણન છે, તેમજ આપ (રહ.) થી જ બીજુ કથન ૭ હજાર દિરહમનું વર્ણન છે. (તફસીર ઈબ્ને કષીર : ૨ / ૧૯–૨૧, સૂ.આલિ ઈમરાન : ૧૪)

ઉલમાએ કિરામ વર્ણન કરેલા કથનોની રોશનીમાં વિચાર કરે, ઉપરાંત કુર્આનમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે જો તમે મહેરમાં વધુ માલ આપ્યો હોય તો પણ તેને (બહાનું બનાવીને) પરત લેવાની કોશિશ ન કરો. તેની વિરુદ્ધ આપણા સમાજની હાલત એ છે કે માલદાર લોકો પણ મહેર ખૂબ જ ઓછી આપે છે. એકસો સાડા સત્તાવીસ રૂપિયા આપતા શરમાતા પણ નથી. તેને કારણે મુસલમાનોમાં તલાકનો ફિતનો દિન પ્રતિ દિન વધતો જાય છે, માટે સુધારણા અને ફિતનાથી બચવા માટે ૩૦ થી ૪૦ ગ્રામ સોનુ પણ મહેરમાં નકકી કરવું જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) નિકાહ પછી મહેર વિશે ઉત્તમ તરીકો કયો છે ?

**સવાલ (૨૧૪૭) :** નિકાહ પછી પત્નીએ પોતાના પતિને મહેર વિશે સંપૂર્ણ અધિકાર આપી દીધો કે શરઈ રીતે જે ફેસલો મહેર માટે ઉત્તમ હોય, તે અપનાવવામાં આવે, એટલે મહેરનો સદકો કરી દેવો અફઝલ છે અથવા તેને માફ કરી દેવું ? હવે પતિ તે બંનેમાંથી કયો વિકલ્પ પસંદ કરશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા ઓરતને મહેર આપીને ઓરતને સંપૂર્ણ માલિક બનાવી દો, પછી જો પતિ ગરીબ હોય, તો પત્ની પતિને મહેરનો માલિક બનાવી દે, તો નફલ સદકો અથવા સિલા રહમી બંનેનો ડબલ સવાબ મળશે. જો પતિ માલદાર છે, તો માતા – પિતા, ભાઈ – બહેન અથવા રિશ્તેદારોમાંથી જે ગરીબ હોય, તેમને આપી દે, તો પણ નફલ સદકો અથવા સિલા રહમીનો સવાબ મળશે. (બુખારીઃ ૧ / ૧૯૭, હદીસ નં. ૧૪૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) પત્નીએ જાતે મહેર માફ કરવી

**સવાલ (૨૧૪૮) :** મારી પત્નીએ આજથી ૩૦ વર્ષ પહેલા પોતાની ખુશીથી પોતાની મહેર માફ કરી દીધી હતી. પરંતુ અમુક ઓરતોએ તેને કહયું કે તારા માફ કરવાથી મહેર માફ ન થશે. તને મહેર લેવી જ પડશે, તો શરઈ રીતે ઓરતે મહેર માફ કરવાથી મહેર માફ થશે કે નહીં ? તફસીલથી જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્ની પોતાની મહેરની હકદાર છે, માટે તેને પોતાનો હક વસૂલ કરવાનો સંપૂર્ણ હક છે. પરંતુ જો કોઈ પત્ની કોઈ પણ બાહય દબાણ વગર પોતાની મહેર પોતાની ખુશીથી માફ કરી દે, તો તેનું માફ કરવું પણ સહીહ છે. સૂરએ નિસાઅમાં અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે.

وَاٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ نِحْلَةً ۚ فَاِنْ طِبْنَ لَكُمْ عَنْ شَيْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوْهُ هَنِيْٓـًٔا مَّرِيْٓـًٔا ﴿۴﴾

અને સ્ત્રીઓને તેણીઓની મહેર ખુશીથી આપ્યા કરો, હા, જો તેણીઓ ખુશીથી તે મહેરમાંથી તમને કંઈ આપે તો તમે તેને રુચતુ – પચતું સમજી ખાઓ.

(સૂરએ નિસાઅ : ૪)

આ આયતથી આ મસ્અલો સાબિત થાય છે જો ઓરત પોતાની મહેર માફ કરી દે, તો માફ થઈ જશે. માટે બીજી ઓરતનું એ કહેવું કે "મહેર માફ નહીં થાય, ખોટું છે. પરંતુ આપણા વિસ્તારમાં મહેર વિશે બીજો એક ખોટો રિવાજ પ્રચલિત છે, અને તે એ છે કે નકકી કરેલી મહેર પતિ તરફથી આપવામાં આવતી નથી, ઓરતે કયારેય સ્પષ્ટ માફ કરી હોતી નથી, પછી જયારે મૃત્યુ થઈ જાય છે તો ઓરત તેના માથા તરફ બેસીને આ શબ્દ બોલે છે કે મેં મહેર માફ કરી દીધી. આ રીતે માફીનો કોઈ અર્થ હોતો નથી, આવી હાલતમાં મહેર પતિના જિમ્મે કરજ પેટે બાકી રહેશે. માટે વારસામાંથી પહેલા તે ઓરતની મહેર આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) મહેરની મિકદાર કેટલી હોવી જોઈએ ?

સવાલ (૨૧૪૯) : અમારા ભાવનગરમાં સુન્ની મુસલમાન ઘણા છે, શહેરના વિવિધ મહોલ્લાઓમાં વિવિધ બિરાદરીના લોકો વસે છે અને દરેક બિરાદરીની છોકરીની મહેર અલગ અલગ હોય છે. માટે કેટલાક લોકો એકસો સાડા સત્તાવીસ રૂપિયા, કેટલાક લોકો ૧૫૧ રૂપિયા અને કેટલા ૨૫૧ રૂપિયા નકકી કરે છે, તો આ વિશે હદીસની રોશનીમાં માર્ગદર્શન આપશો કે મહેરની મિકદાર કેટલી હોવી જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હનફી મસલક પ્રમાણે મહેરની ઓછામાં ઓછી મિકદાર દસ દિરહમ છે, તે પ્રમાણે લગભગ પોણા ત્રણ તોલા ચાંદી (બાર ગ્રામ તોલાના હિસાબથી) થાય છે.

એ પ્રમાણે પોણા ત્રણ તોલા ચાંદીની કિંમત લગભગ ૨૦૦ સાડા સત્તાવીસ રૂપિયા થશે. માટે જો ૨૦૦ સાડા સત્તાવીસ રૂપિયા મહેર પેટે આપવામાં આવે તો તેને ઓછી મહેર નહીં કહેવામાં આવે.

પરંતુ એકસો સાડા સત્તાવીસ રૂપિયા જે લોકોમાં મહેર પ્રચલિત છે, તે બિલ્કુલ ગલત છે. હકીકતમાં મહરે ફાતિમીની મિકદાર ૧૨૭ તોલા ચાંદી થાય છે, પછી લોકોએ તેને રૂપિયામાં બદલી તેને પ્રચલિત કરી નાંખી. માટે ચાંદીની કિંમત વધી જવાથી રોકડ મહેર પણ વધારવાની જરૂરત છે. અને રોકડ અદા કરવી જ બહેતર છે.

જો તલાકના બનાવો વધુ બની રહયા હોય અને તેને રોકવા હોય તો મહરે ફાતિમી નકકી કરવામાં આવે, તેની મિકદાર ૫૦૦ દિરહમ છે. એક હિસાબ પ્રમાણે તેની ૧૨૯ તોલા ચાંદી થાય છે. તેની કિંમત લગભગ ૧૦ અથવા ૧૧ હજાર રૂપિયા જેટલી થાય છે. તેમાં એ શકલ પણ જાઈઝ છે કે અમુક રકમ રોકડ અદા કરે અને બીજી ઉધાર રાખે, પછી તલાકની સુરતમાં બધી મહેર અદા કરવી જરૂરી બનશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) આજના સમયમાં ઓરતની મહેર અને ઈદ્દત ખર્ચ કેટલો છે ?

**સવાલ (૨૧૫૦) :** એક સારા ઘરની છોકરીને તલાક થઈ ગઈ છે, તો શરઈ રીતે આજના હિસાબથી તેની મહેર અને ઈદ્દત ખર્ચ કેટલો આપવો પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહેર એટલી અદા કરવામાં આવશે જે નિકાહ વખતે નકકી કરવામાં આવી હતી. પછી તેની તફસીલ એ છે કે નિકાહ પછી જે ઓરત સાથે પતિએ સંભોગ કર્યા પછી અથવા "ખલવતે સહીહા" (એક ખાસ પ્રકારનું એકાંત) પછી તલાક આપી હોય તો એવી ઓરત સંપૂર્ણ મહેરની હકદાર બનશે અને 'ખલવતે સહીહા" પહેલા તલાક થઈ છે તો તે અડધી મહેરની હકદાર બનશે. જો નિકાહ વખતે કોઈ મહેર નકકી ન થઈ હતી, તો તેણે તેના કુટુંબની સમાન ઉમરવાળી છોકરીઓ જેટલી મહેર આપવામાં આવશે. તે છોકરીઓમાં છોકરીની કાકાની છોકરીઓ અને ફોઈની છોકરીઓને માન્ય ગણવામાં આવશે. જો મહેર કંઈ પણ નકકી ન થઈ હતી અને

"ખલવતે સહીહા" (એક ખાસ પ્રકારનું એકાંત) પહેલા તલાક થઈ છે, તો માત્ર કપડાની એક જોડ આપવામાં આવશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૦૨, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૦૫)

સવાલમાં એ વર્ણન છે કે ઈદ્દતનો કેટલો ખર્ચ આપવામાં આવે ? તો તેનો જવાબ હઝરત મુફતી સાહેબે અનેક વખતે લખ્યો છે, ભરણ પોષણનો ખર્ચ મધ્યમ રહેશે, તેમાં તેની જરૂરિયાતની બધી વસ્તુઓ દાખલ હશે, જો ઓરતને હેઝ આવે છે, તો ત્રણ હેઝ સુધી અને હેઝ આવતું નથી તો ત્રણ મહિના સુધી અને ગર્ભવતી છે તો બાળક થતા સુધીનું ભરણપોષણ વાજિબ થશે. ફકત અલ્લાહ તઅલા વધુ જાણનાર છે.

## (૧૫) મહેર અદા કરવામાં "રિવાજ પ્રમાણે"નો શો અર્થ છે ?

**સવાલ (૨૧૫૧) :** એક વ્યકિત પોતાની પત્નીને તલાક આપવા માંગે છે, પરંતુ મહેરને અદા કરવામાં પતિ – પત્નીના વડીલોમાં મતભેદ થઈ ગયો, ઓરતના વડીલો કહે છે કે નિકાહના સર્ટીફિકેટમાં મહેરના રૂપિયા એકસો સત્તાવીસ અને પચાસ પૈસાથી ચાંદીના સિક્કા છે, એટલા માટે કે સર્ટીફિકેટના શબ્દો "એકસો સાડા સત્તાવીસ રિવાજ પ્રમાણે લખેલું છે, અને છોકરાના વાલીઓ કહે છે કે મતલબ તેનાથી રિવાજ પ્રમાણે કરન્સી નોટ છે. તો સર્ટીફિકેટના શબ્દો એકસો સત્તાવીસ રૂપિયા અને પચાસ પૈસા રિવાજ પ્રમાણે તેનો અર્થ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મહેર વિશે પહેલા બે બાબતો લખું છું, તેનાથી મસ્અલો સમજવામાં આસાની રહેશે.

(૧) પતિ અને પત્ની પોતાની ખુશીથી જે મહેર નક્કી કરે અને વાલી પણ તેની ઉપર એકમત થઈ જાય, તે મહેર નક્કી થઈ જાય છે, બાદમાં છોકરી અને છોકરીનો વાલી તલાક થવાથી અથવા ઘરેલું ઝઘડાથી મહેર વધુ માંગે, તો એ જાઈઝ નથી.

(૨) પતિ અને પત્નીએ મહેર નકકી કર્યા વગર જો નિકાહ કરી લીધા, તો મહરે મિષ્લ વાજિબ થશે એટલે છોકરીના કુટુંબની સમકક્ષ છોકરીઓની જે મહેર હતી તે અદા કરવી પતિના જિમ્મે જરૂરી છે. આ બંને બાબતો પછી જવાબ નીચે

પ્રમાણે છે.

ગુજરાતના મોટા ભાગના લોકો મહેરમાં એકસો સત્તાવીસ રૂપિયા અને પચાસ પૈસા મહેરમાં નકકી કરે છે. અને દરેક તેનો મતલબ એ જ સમજે છે કે રિવાજ પ્રમાણે કરન્સી જે જમાનામાં ચાલે છે, તે સિક્કા રૂપિયા મહેરમાં આપે છે. એટલે પતિ અને તેના વાલીઓનું કહેવું સહીહ છે અને રિવાજ પ્રમાણે કરન્સીના સિક્કા અથવા નોટ દ્વારા રકમ અદા કરવાથી મહેર અદા થઈ જશે, કોઈ વ્યકિત તેનાથી ચાંદીના સિક્કા સમજતો નથી, એટલે ઓરતના વાલીની માંગણી કરવી ગલત છે. "શરીઅતના રિવાજ પ્રમાણે" આ શબ્દો અજ્ઞાનતાના છે. શરીઅત કોઈ રિવાજી ધર્મ નથી. બલકે અકાઈદ, મામલાત, ઈબાદાત, ફરાઈઝ અને વાજિબાતનું નામ છે. પરંતુ અજ્ઞાનતાને કારણે એક સો સત્તાવીસ રૂપિયા અને પચાસ પૈસાને જ શરીઅતનો રિવાજ સમજીને આ પ્રકારના શબ્દો લખે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) મહેર અદા કરવા માટે કયા સમયનો વિશ્વાસ કરવામાં આવે ?

**સવાલ (૨૧૫૨) :** એક વ્યકિતએ લગભગ ૨૫ વર્ષ પહેલા એક ઓરતથી નિકાહ કર્યા હતા અને મહેરમાં ૧૯ મિષકાલ તોલા (અરબનો પ્રચલિત) સોનાના સિક્કા નક્કી થયા હતા અને હવે એ તેને તલાક આપવા માંગે છે, તો એ સોનાનો ભાવ નિકાહ વખતનો ગણાશે કે તલાક વખતનો ? એટલા માટે કે ૨૫ વર્ષમાં સોનાના ભાવમાં અને કિંમતમાં ઘણો વધારો થઈ ગયો છે. જો તે બાકી સોનુ આપવા માગે તો કેટલા તોલા આપે અને કિંમત આપવા માંગે તો કેટલી આપે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ જયારે પત્નીને મહેર આપવા માંગે છે, તો જાહેર છે કે તલાક પહેલા હોય અથવા તલાક પછી, મૃત્યુ પહેલા હોય અથવા મૃત્યુ પછી, પત્નીની માંગ પર અથવા માંગણી વગર, પોતાની જવાબદારી પુરી કરવા માટે, તો જે વખતે નિકાહ કર્યા હતા, તે વખતે સોનું જેટલા રૂપિયે તોલો હતું, તે મિકદારની રકમ અદા કરવી જરૂરી છે.

واختلف فى وقت القيمة فظاهر الرواية أن الاعتبار وقت العقد ولا اعتبار ليوم القبض

فلوكانت قيمته يوم العقد عشرة وصارت يوم التسليم ثمانية فليس لها الاهوولوكان

على عكسه لها العرض المسمى ودرهمان- (બહરુર્રાઈક : ૨ / ૧૪૬)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) પતિએ મહેર વાપરી લીધા પછી ઓરત તલાક પછી મહેરની માંગણી કરે તો

**સવાલ (૨૧૫૩) :** (૧) એક ઓરતના નિકાહ ૯૦૦ રૂપિયા મહેરમાં નકકી થયા, ઓરતના સાસરી પક્ષ તરફથી મહેર રૂપે તેને એક તોલો ઘરેણા અને ૧૫૦ રૂપિયા રોકડા આપવામાં આવ્યા અને કહેવામાં આવ્યું કે આ એક તોલાના ઘરેણા અને ૧૫૦ રૂપિયા રોકડા તને મહેર પેટે આપીએ છીએ. માટે હવે તુ ૭૫૦ રૂપિયાની માંગણી નહીં કરે. ઉપરાંત સાત વર્ષના જીવન દરમિયાન પતિએ એ ઓરતના ઘરેણા અને ૧૫૦ રૂપિયા રોકડા ખર્ચ કરી દીધા અને પત્નીથી એ વાયદો કર્યો કે જયારે માલ આવશે, તો હું આપી દઈશ.

યાદ રહે કે પત્નીએ પોતાની આ મહેર એટલા માટે આપી હતી કે લગ્ન સંબંધો મજબુત રહે, ત્યાર પછી પતિએ ત્રણ તલાક આપી દીધી, હવે ઓરત પોતાની અસલ મહેર ૯૦૦ રૂપિયા રોકડા અથવા સાસરી પક્ષમાંથી આપવામાં આવેલ મહેર એટલે એક તોલાનું ઘરેણું અને ૧૫૦ રૂપિયા રોકડા માંગે, તો આ માંગણી જાઈઝ છે કે નહી ?

(૨) તેમજ ઓરત પોતાના માતા – પિતાના ઘરેથી એક તોલાનું ઘરેણું પોતાના પતિના ઘરે લઈ ગઈ હતી, તે પણ પતિએ ખર્ચ કરી નાંખ્યું છે , તો શું તલાક પછી પત્ની એ ઘરેણાની માંગણી કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સાસરી પક્ષ તરફથી ઓરતને મહેર પેટે જે એક તોલાનું ઘરેણું અને ૧૫૦ રૂપિયા રોકડા આપવામાં આવ્યા છે, ઓરત તેની માલિક થઈ ગઈ. જો પતિએ તેને વેચીને ખર્ચ કરી નાંખ્યો છે, તો પત્નીને માંગણી કરવાનો હક છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૩)

(૨) ઓરત જે ઘરેણા પોતાના માતા – પિતાના ઘરેથી લઈ ગઈ હતી, તેની પણ તે માલિક છે, માટે તે ઘરેણાની પણ માંગણી કરી શકે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن أبي هريرة رضي الله عنه ، أنه كان يقول : شر الطعام طعام الوليمة ، يداعي لها الأغنياء ويترك الفقراء ومن ترك الدعوة فقد عصى الله ورسوله صلى الله عليه وسلم

( صحيح البخاري : ٢ / ٧٧٨، رقم الحديث : ٥١٧٧، كتاب النكاح ، باب من ترك الدعوة فقد عصى الله ورسوله، الصحيح لمسلم : ٤٦٢/١ ، رقم الحديث : ١٠٧ (١٤٣٢ ) ، كتاب النكاح ، باب الأمر بإجابة الداعي إلى دعوة ، ط : ديو بند

**તર્જુમો :** હઝરત અબૂ હુરૈરહ (રદિ.) કહે છે કે સૌથી ખરાબ ખાણું વલીમાનું તે ખાણું છે, જેમાં માલદારોને બોલાવવામાં આવે અને ગરીબોને બોલાવવામાં ન આવે, જે માણસ દાવત સ્વીકારતો નથી તે ખુદા અને રસૂલની નાફરમાની કરે છે. (બુખારી : ૨ / ૭૭૮, હદીસ નં. ૫૧૭૧, મુસ્લિમ : ૧ / ૪૬૨, હદીસ નં. ૧૦૭–૧૪૩૨)

# વલીમાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# વલીમાનું બયાન

## (૧) નિકાહ પછીની દાવત "વલીમો" કહેવાય છે અથવા એકાંત પછીની દાવત ?

**સવાલ (૨૧૫૪) :** નિકાહ પછી તરત જ જે ખાણું ખવડાવવામાં આવે છે, તેને વલીમો કહે છે અથવા દુલ્હનની રૂખ્સતી પછી એક રાત તેની સાથે ગુજાર્યા પછી જે ખવડાવવામાં આવે છે, તેને "વલીમો" કહે છે ? શરીઅતની રોશનીમાં જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ –પત્નીના મેળાપ પછી (એટલે એકાંત પછી) જે દાવત કરવામાં આવે છે, તેને "વલીમો" કહે છે.

(તબરાની : ૪/૧૯૩,હદીસ નં. ૩૯૪૮, ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૩)

આ દાવત સુન્નત છે, ભલે દુલ્હો ખવડાવે અથવા તેના મિત્રો અથવા સંબંધીઓ તેના તરફથી વ્યવસ્થા કરે. (મુસ્લિમ : ૧ / ૪૫૯, હદીસ નં. ૪૮ – ૧૩૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નિકાહ પછી વલીમાની દાવતની મુદ્દત

**સવાલ (૨૧૫૫) :** વલીમાની દાવત શાદી પછી કેટલા દિવસમાં કરવી જોઈએ અને તેનો તરીકો શું છે ? શાદીના બે દિવસ પછી ખવડાવવામાં આવતું ખાણું વલીમો કહેવાશે અથવા નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ પછી પતિ – પત્ની એકાંત માણે અને પતિ – પત્નીના સંબંધો કાયમ કરી લીધા પછી પતિ તરફથી જે ખાણું ખવડાવવામાં આવે છે,તેને "વલીમો" કહે છે અને આ વલીમાની દાવત સુન્નત છે. ખલ્વતે સહીહા (ખાસ પ્રકારનું એકાંત) પછી સવારે અથવા બીજા દિવસે ખવડાવવામાં આવે, તો વલીમો સહીહ થશે.

(ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૩)

બે દિવસ પછી ખવડાવવામાં આવેલું ખાણું વલીમો નહીં કહેવાય (હઝરત

મુફતી સાહેબે ત્રીજા દિવસના ખાણાને વલીમો ગણ્યો નથી, જયારે કે હિન્દિય્યહમાં ત્રીજા દિવસની દાવતને પણ વલીમો જ કહયો છે.)

(વલીમાનો મસ્નૂન તરીકો એ છે કે જે દિવસે પતિ – પત્નીમાં એકાંત થઈ હોય, તેના બીજા દિવસે દાવત કરવી જોઈએ. હઝરત અનસ(રદિ.) ની રિવાયત છે કે જયારે રસૂલુલ્લાહ (સલ.) ના હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) થી નિકાહ થયા, તો બીજા દિવસે આપ (સલ.) એ લોકોને દાવત આપી અને ખાણું ખવડાવ્યું. બીજા દિવસે અથવા ત્રીજા દિવસે પણ ખવડાવવાની ગુંજાઈશ છે. તેનાથી વધારે મોડુ કરવું જોઈએ નહીં. (કિતાબુલ ફતાવા : ૪ / ૪૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) વલીમાની દાવતમાં બિન મુસ્લિમ અને ગરીબોને બોલાવવા

**સવાલ (૨૧૫૬) :** વલીમાની દાવતમાં હાજર રહેનારા માત્ર માલદારો જ હોતા નથી બલકે ગરીબો પણ હોય છે અને બિન મુસ્લિમ પણ હોય છે, તો એ દાવતને વલીમાની દાવત કહી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વલીમાની દાવતમાં પડોસીઓ, મિત્રો અને રિશ્તેદારો વગેરેને બોલાવીને ખાણું ખવડાવવામાં આવે, ભલે તે ગરીબ હોય કે માલદાર. (મુસ્લિમ : ૨ / ૧૮૬, હદીસ નં. ૧૮૬–૨૦૬૩, ફતાવા હિન્દિય્યહ : ૫ / ૩૪૩) પરંતુ દાવતમાં માત્ર માલદારોને બોલાવવામાં આવે અને ગરીબોને ન બોલાવવામાં આવે, તો એવું વલીમાનું ખાણું ખરાબ ખાણું છે, તેનાથી બચવું ખૂબ જ જરૂરી છે.

(બુખારી : ૨ / ૭૭૮, હદીસ નં. ૫૧૭૭)

પડોસી ભલે બિન મુસ્લિમ કેમ ન હોય, તો પણ તેને એ ખાણું ખવડાવવામાં આવે, તેની તફસીલ વિશે અહકરની કિતાબ "મુસલમાન ઓરત ભાગ : ૨" નું વાંચન કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હદિયા – ભેટની ઉમ્મીદ કર્યા વગર વલીમાની દાવતમાં માત્ર માલદારોને બોલાવવા

**સવાલ (૨૧૫૭) :** એક વ્યકિતએ વલીમાની દાવત માત્ર એ નિય્યતથી કરી કે આ ફિતનાના જમાનામાં આકા (સલ.) ની એક સુન્નત જીવતી થઈ જાય, પરંતુ તેને

માત્ર માલદારોને જ ખાવામાં દાવત આપી. પરંતુ તેમનાથી કોઈ પ્રકારનો હદિયો–ભેટ લેવાની કોઈ આશા પણ રાખતો નથી અને જો તે લોકો પોતાની ખુશીથી કોઈ હદિયો વગેરે આપે છે તો પણ તે વ્યકિત પરત કરી દે છે અને કબુલ કરતો નથી. તો આ દાવત વલીમાની દાવત કહેવાશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

વલીમાની દાવતમાં ગરીબોને છોડીને માત્ર માલદારોને દાવત આપવામાં આવે, તો એ વિશે હદીસ શરીફમાં છે કે સૌથી ખરાબ ખાણું વલીમાનું તે ખાણું છે જેમાં માલદારોને બોલાવવામાં આવે અને ગરીબોને ન બોલાવવામાં આવે.

(બુખારી : ૨ / ૭૭૮, હદીસ નં. ૫૧૭૭)

એટલે જે વ્યકિતએ માત્ર માલદારોને જ દાવત આપી અને ગરીબોને દાવત ન આપી, તો તેણે ઘણું ખરાબ કામ કર્યુ. પરંતુ વલીમાની નિય્યત હતી, એટલે સુન્નત પર અમલનો સવાબ મળી જશે. (બુખારી : ૧ /૨, હદીસ નં. ૧)

રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી નિકાહ પછી બે રતલ 'જવ' થી વલીમો ફરમાવ્યો હતો. (બુખારી : ૨ / ૭૭૭, હદીસ નં. ૫૧૭૨)

હઝરત સફિય્યહ (રદિ.) ના વલીમામાં આપ (સલ.) એ હેસ (એક પ્રકારનો હલવો હોય છે, જે ખજુર, ઘી અને પનીરથી બનાવવામાં આવે છે.) ખવડાવ્યો હતો. (બુખારી : ૧ / ૫૪, હદીસ નં. ૩૭૧) અને તે પણ હઝરત ઉમ્મે સુલેમ (રદિ.) એ હદિયામાં મોકલ્યો હતો. (મુસ્લિમ : ૧ / ૪૫૯, હદીસ નં.૮૪– ૧૩૬૫)

ઈમામ નવવી (રહ.) લખે છે કે દુલ્હાના મિત્રો અને રિશ્તેદારો જો તેને વર્ણન કરેલ સુન્નત અદા કરવા માટે પોતાની મદદ પેશ કરે, તો પણ દુલ્હા તરફથી વલીમાની સુન્નત અદા થઈ જશે. (અલ મિન્હાજ શર્હે મુસ્લિમ : ૯ / ૨૨૨)

અલ્લાહ તઆલા લોકોને આ સુન્નત પર અમલ કરવાની તૌફીક અતા ફરમાવે. (આમીન) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن عائشة رضی الله عنها قال قالت رسول الله صلی الله علیه وسلم
أعلنوا هذا النكاح واجعلوه فی المساجد، واضربوا علیه بالدفوف۔

**તર્જુમો :** હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : આ નિકાહનું એલાન કરો, (એટલે નિકાહ જાહેરમાં કરો) અને તેને મસ્જિદમાં કરો અને તેની ઉપર ડફલી વગાડો. (તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૯)

# તલાકના વિવિધ મસાઈલ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# તલાકના વિવિધ મસાઈલ

## (૧) તલાકનો શાબ્દિક અને પારિભાષિક અર્થ

**સવાલ (૨૧૫૮) :** તલાક શબ્દોનો અર્થ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકનો શાબ્દિક અર્થ કેદમાંથી આઝાદ કરવું છે. અને શરીઅતની પરિભાષામાં તલાકનો અર્થ થાય છે : નિકાહના બંધનને તરત અથવા આવતા વખતમાં ઉઠાવી લેવું. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૨૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તલાક આપવી કેવું છે ?

## (૩) પત્નીએ તલાકની માંગણી કરવી

**સવાલ (૨૧૫૯)** (૧) તલાકનો શું હુકમ છે ? તેની ઉપર કયો ગુનોહ છે ? નાનો કે મોટો ?

(૨) નાના બહાના કરીને ઓરત બે–ત્રણ વર્ષ સુધી પોતાના માતા – પિતાના ઘરે પડી રહે છે અને જયારે પતિ તેને લેવા માટે જાય, તો આવવા માટે અને પતિની સાથે પોતાનું ઘર આબાદ કરવા તૈયાર ન હોય, એવી હાલતમાં પતિ તેને ત્રણ તલાક આપીને બીજી જગ્યાએ શાદી કરી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સખત જરૂરત વખતે જો પતિ ઓરતને તલાક આપે તો જાઈઝ છે. અને તેની ઉપર કોઈ ગુનોહ નથી, જરૂરત વગર તલાક આપવા પર સખત વઈદ છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૧૭૭, ૨૧૭૮)

એક રિવાયતમાં છે કે તલાક આપવાથી અલ્લાહ તઆલાનો અર્શ ધ્રુજી જાય છે. (ઉમ્દતુલ કારી : ૨૦ / ૨૨૬)

બીજી બાજુ ઓરતે પણ નાના નાના બહાના બનાવીને પતિથી નારાજ થઈ જવુ અને વર્ષો સુધી પોતાના માતા – પિતાના ઘરે પડી રહેવું કોઈ પણ રીતે જાઈઝ નથી. એવી ઓરત માટે અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની લાનત છે અને તેની

ઉપર જન્નતની ખુશ્બુ હરામ છે જે પોતાના પતિને કારણ વગર નારાજ કરે છે અને તેનાથી નકામો ઝઘડો કરે છે.

(તિરમિઝી : ૧ / ૨૨૬, હદીસ નં. ૧૧૮૭, શુઅબુલ ઈમાન : ૭ / ૪૦૯, હદીસ નં. ૫૨૦૨)

જો પતિએ મજબુર થઈને એવી પત્નીને તલાક આપી દીધી, જે તેની સાથે રહેવા માંગતી નથી અને બીજા નિકાહ કરી લે, તો તેમાં કોઈ વાંધો નથી. અલબત્ત નિકાહના રિશ્તાને ખતમ કરવા માટે ત્રણ તલાક આપવી જરૂરી નથી. બલકે ત્રણ તલાક આપવી ગુનાહનું કામ છે. એટલે બહેતર છે કે માત્ર એક તલાક આપે, જયારે ઓરતની ઈદ્દત પુરી થઈ જશે તો નિકાહનો રિશ્તો તુટી જશે. (ઉમ્દતુલ કારી : ૨૦ / ૨૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જો કોઈ ઓરત પોતાના પતિની વાત ન માને તો ?

**સવાલ (૨૧૬૦) :** એક ઓરત પોતાના પતિને ત્યાં કંઈક એવું કામ કરે છે તેનાથી તેનો પતિ નારાજ છે. પતિએ ઓરતને અનેક વખતે મનાઈ કરી, પરંતુ તે માનવા માટે તૈયાર નથી. એવું લાગે છે કે જો તેને મારવામાં આવે તો પણ તે સુધરશે નહીં, તો એવી ઓરતને સુધારવા માટે કયો તરીકો અપનાવવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા તેને નસીહત કરવામાં આવે, જો ન માને તો પતિ તેને પોતાની પથારીથી અલગ કરી દે. જો ગૈરત હશે તો સુધરી જશે. જો હજું પણ સુધરતી નથી તો પતિ કંઈક સખ્તી કરે, પરંતુ એવું ન મારે કે નિશાન પડી જાય.

وَالّٰتِیْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِی الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ

અને જે સ્ત્રીઓની નાફરમાનીની તમને દહેશત – ડર હોય તો (પ્રથમ) તેણીઓને (નરમીથી) સમજાવો અને (ન માને તો) તેમને પથારીથી અલગ કરી દો અને તે છતાં ન માને તો (સહેજ) મારો. (સૂરએ નિસાઅ : ૩૪)

તેમ છતાં ન માને તો એક તલાકે રજઈ આપી દો. (ફિકહે ઈસ્લામ : ૭ /૩૫૭) તેમાં ઈદ્દતમાં નિકાહ વગર રુજૂઅ કરી શકે છે અને ઈદ્દત પછી નિકાહથી રુજૂઅ કરી શકાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) જો તે ઈદ્દતમાં સુધરી ગઈ, તો રુજૂઅ કરી લે, નહીં તો છોડી દે.

યથાશકિત તલાકથી બચવામાં આવે. રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે

તમામ જાઈઝ કામોમાં અલ્લાહને સૌથી અપ્રિય વસ્તુ તલાક છે.

(અબૂ દાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૧૭૭,૨૧૭૮)

એટલે તલાકનો નંબર સૌથી છેલ્લો છે, જયારે કે તેના વગર કોઈ છુટકારો ન હોય. પરંતુ જો તલાક આપવાથી ઘરની વ્યવસ્થામાં ખલેલ પડવાનો અંદેશો હોય અને ભરપાઈની કોઈ સુરત ન હોય, તો પછી એ ઓરતથી નિભાવ કરી લે અને તલાક ન આપે કે એ સુરતમાં તેની ઉપર કોઈ ગુનોહ નહીં લાગે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નિકાહમાં ઓરતની ખુશી શરત છે, તલાકમાં નહીં, એવું કેમ ?

**સવાલ (૨૧૬૧) :** હઝરત મુફતી સાહેબ ! અસ્સલામુ અલયકુમ વ.વ.

સવાલ એ છે કે જયારે નિકાહનો વખત આવે છે, તો ઓરતથી ઈજાઝત લેવામાં આવે છે પરંતુ જયારે તલાકનો મામલો આવે છે, તો ઓરતને કોઈ પુછતું નથી. બસ પુરુષે તલાકનો શબ્દ બોલી દીધો, ઓરતને તલાક થઈ જાય છે. તેની શું હિકમત છે ? જાહેરમાં ઓરત પર જુલ્મ થાય છે એવું લાગે છે અને ઈસ્લામી તાલીમ પર આંગળી ઉઠાવવાનો બિન મુસ્લિમોને મોકો મળે છે. એટલે હવાલા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એ વાતમાં કોઈ શંકા નથી કે અલ્લાહ તઆલાએ કોઈ પણ હુકમ મસ્લિહત વગર નથી આપ્યો. પરંતુ અલ્લાહ તઆલાની હિકમતોને જાણવી માનવીના બસની વાત નથી. આપણા માટે હુકમ છે કે કોઈ પણ હુકમની હિકમત માલૂમ ન હોવા છતાં તેની ઉપર અમલ કરે, જો કે ઉલમાએ કિરામે દીનની કેટલીક બાબતોને કિતાબોમાં નકલ કરીને તેની અકલી દલીલો રજુ કરી છે. આ વિશે હઝરત મૌલાના અશરફ અલી થાનવી (રહ.) ની કિતાબ "અલ મસાલિહુલ અકલિય્યહ લિલ્ મસાઈલિલ નકલિય્યહ ' અને હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.) ની કિતાબ હુજ્જતુલ્લાહિલ બાલિગહ વાંચવા લાયક છે. અહીંયા તેની કેટલીક હિકમતો લખવામાં આવી છે.

પહેલા એ સમજી લેવું જોઈએ કે નિકાહ પહેલા ઓરત કોઈની માલિકીમાં નથી, માટે કોઈ બીજાને તેની ઉપર માલિક બનાવવા માટે તેનાથી ઈજાઝત લેવી

જરૂરી છે. એટલા માટે નિકાહ પહેલા તેનાથી ઈજાઝત લેવામાં આવે છે, પરંતુ નિકાહ પછી જયારે પતિની મિલકતમાં આવી ગઈ, તો હવે મિલકતમાં પતિને ખર્ચ કરવા માટે ઈજાઝત લેવાની જરૂરત નથી, ઈજાઝત વગર તલાક આપી શકે છે. જુલ્મ તો ત્યારે છે. જયારે وضع الشیء فی غیر محله એટલે فی ملک الغیر હોય

બીજુ એ છે કે નિકાહ એક વચન છે. તેમાં પુરુષ તરફથી ઈસ્લામી મહેર, ભરણપોષણ અને સારી રીતભાત જરૂરી છે. અને ઓરત તરફથી પવિત્રતા, નેક ચાલ ચલગત અને ફરમાબરદારી જરૂરી છે. જેમકે બીજા તમામ કરારો, શરતો તુટી જવાથી કરારભંગ થઈ જાય છે. એવી રીતે નિકાહમાં પણ શરતોનો ભંગ થવાથી નિકાહ તુટી જવો જોઈએ. અલબત્ત એટલો તફાવત છે કે પુરુષ તરફથી શરતોનો ભંગ થવાથી ઓરત જાતે નિકાહમાંથી અલગ થઈ શકતી નથી. બલકે હાકિમ દ્વારા નિકાહ તોડી શકે છે અને આ સત્તાનો અભાવ તેની ફિતરી કમજોરી અને અધુરી બુદ્ધિને કારણે છે, પરંતુ પુરુષ જેમકે સંપૂર્ણ અકલવાળો છે. પોતાની સત્તાથી નિકાહ કરે છે, તો ઓરત તરફથી જયારે શરતોનો ભંગ થાય તો જાતે તલાક આપવાની પણ સત્તા છે. માટે આ કાનૂન ફિતરત પ્રમાણે છે, તેમાં ઓરત પર જુલ્મ સાબિત થતો નથી. (ફિકહે ઈસ્લામી : ૭ / ૩૬૦,૩૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલાકનું એકરારનામું લખવાનો હુકમ

**સવાલ (૨૧૬૨) :** અમારા ગામમાં એક નિકાહ થયા હતા, તે નિકાહને લગભગ એક વર્ષ થવાના છે. છોકરી – છોકરો બંને અમારા ગામના જ રહેવાસી છે. શાદી પછી અમુક મુદત સુધી બંનેમાં સારા સંબંધો રહયા, પરંતુ છેલ્લા ત્રણ મહિનાઓથી તેમની વચ્ચે કોઈ કારણે અણબનાવ પેદા થઈ ગયો, તેથી છોકરી પોતાના પિતાને ત્યાં જતી રહી, છોકરાવાળા તેને બોલાવતા હતા, પરંતુ છોકરી આવવા માંગતી ન હતી અને એ દરમિયાન એક વર્ષ પુરૂ થઈ ગયું.

બંને વચ્ચે સમાધાન કરાવવા એક કમિટી પણ બનાવવામાં આવી. કમિટી સામે છોકરાની વાતોથી એ માલૂમ થયું કે તે છોકરીને તલાક આપવા માંગે છે. માટે એ વાત નકકી થઈ કે છોકરો પોતાની પત્નીને તલાકનામું લખીને આપે. ત્યાર પછી એ કમિટી અને છોકરીના માતા – પિતાની સામે તલાકનામુ લખવાનું શરૂ થયું, લખાણ દરમિયાન પણ તેનાથી પૂછવામાં આવ્યું કે તુ પોતાની પત્નીને તલાક આપવા માંગે છે ? તો છોકરાએ હકારમાં જવાબ આપ્યો, તેના માતા – પિતાએ પણ

સંમતિ દર્શાવી. તલાકનામુ લખાવ્યા પછી લખાવનારાએ કમિટીના ત્રણ ગવાહો સામે છોકરીને બોલાવીને જાતે એ કહેવડાવ્યું કે " હું મારી પત્નીને ત્રણ તલાક આપું છું" છોકરાએ ત્રણ વખતે તલાકના શબ્દો ઉચ્ચાર્યા.

જયારે તલાકનામુ લખાય ગયું અને આ બધી કાર્યવાહી પૂર્ણ થઈ ગઈ, તો કમિટીના બહારના લોકોએ કહયું કે છોકરાથી તલાકના શબ્દો કેમ બોલાવ્યા, તેમજ આ બધી કાર્યવાહીમાં પાપી તલાકનામુ લખનારને સમજવામાં આવે છે. જયારે કે હકીકત એ છે કે તલાકનામુ લખનાર તરફથી છોકરા પર કોઈ જબરદસ્તી ન હતી. છોકરાએ જે તલાકના શબ્દો બોલ્યા છે, લખનારાએ તે જ લખ્યા છે. અમે તો એ માની લીધું કે આ સુરતમાં ઓરતને તલાક લાગી ગઈ. પરંતુ લખતી વખતે છોકરીના કહેવાથી તેના પિતા કહે છે કે " હું ઈદ્દતના ખર્ચને માફ કરું છું, પરંતુ મહેર માફ કરતી નથી. તો પૂછવાનું છે કે તેમાં ગુનોહ કોને થશે અને ઈદ્દત ખર્ચ અને મહેર માફ કરવા વિશે શરીઅતમાં શું હુકમ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સુરતમાં છોકરાના ત્રણ તલાકના શબ્દો બોલવાથી ઓરતને ત્રણ તલાક થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૫)

પતિ – પત્ની વચ્ચે મેળાપ અને સંબંધ પેદા ન થવાને લીધે જો કોઈએ તલાકનામુ લખ્યું છે, તો એ તલાકનામુ લખનારા પર કોઈ ગુનહો નહીં થાય. જે વ્યકિત લખનાર પર ગુનાહનો આક્ષેપ લગાવે છે. તેનો આક્ષેપ દુરુસ્ત નથી.

(ફિકહે ઈસ્લામી : ૭ /૩૫૭)

ઓરત જો પોતાની ખુશીથી મહેર માફ કરે છે, તો તેનો વિશ્વાસ થશે અને મહેર માફ થઈ જશે. તેની ખુશી વગર મહેર માફ કરવાનો કોઈને અધિકાર નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૩, ૩૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તલાકવાળી માતાને ખિદમતને લીધે પોતાના ઘરે રાખવી

**સવાલ (૨૧૬૩) :** ૬૦ અથવા ૭૦ વર્ષના એક વૃદ્ધ વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી. તલાક આપનારો આ વૃદ્ધ પોતાના પરણિત છોકરાઓ સાથે રહે છે, અને એ છોકરાઓની ઉંમર ૨૨ અથવા ૨૫ વર્ષથી વધુ છે, તેમાં બે– ત્રણ નાના બાળકો પણ છે, તલાકવાળી ઓરત હમણાં પોતાના માતા– પિતા ના ઘરે રહે છે. પરંતુ બિમાર હોવાને કારણે તેના છોકરાની ઈચ્છા એ છે કે તેઓ તેને પોતાના

ઘરમાં અલગ રૂમમાં રાખે અને પિતાનો રૂમ પણ અલગ હોય. ઘર ઘણું મોટુ છે, અને તે બંનેને આ રીતે અલગ અલગ રાખવાનો બંદોબસ્ત કરી શકે છે તો એ સુરતમાં છોકરો પોતાની માતાને શરીઅત પ્રમાણે રાખી શકે છે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ત્રણ તલાક આપ્યા પછી એ ઓરત એ વૃદ્ધ માટે બિલ્કુલ અપરિચિત બની ગઈ છે, (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭)

માટે પડદાનો સંપૂર્ણ ખ્યાલ રાખવો જરૂરી છે. જો છોકરો પોતાની માતાની ખિદમત માટે અલગ રૂમ, આવવા જવાનો અલગ રસ્તો, અલગ બાથરૂમ – જાજરાની વ્યવસ્થા કરી શકે છે, અને એક મકાનમાં રહેવાને કારણે વર્ણન કરેલ પુરુષ અને ઓરતને ભેગા થવાની અથવા ગુનાહમાં પડવાનો કોઈ ખતરો ન હોય, તો પુત્ર પોતાની માતાને પોતાના ઘરમાં રાખી શકે છે. (સૂરએ બની ઈસ્રાઈલ : ૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પતિના ત્રણ તલાક આપવાને લીધે ઘરવાળાઓએ તેને બહાર કાઢી નાંખવો

**સવાલ (૨૧૬૪) :** ઝેદે પોતાની પત્નીને એક વર્ષ થયું ત્રણ તલાક આપી છે અને જયારથી તલાક આપી છે. ઓરતે ઝેદના મકાન પર કબજો જમાવ્યો છે, હાલાંકે ઝૈદનું કહેવું છે કે હવે અમે કોઈ પણ રીતે સાથે રહેવા માંગતા નથી, ઝૈદના રિશ્તેદારોએ ઝૈદને તેના તલાક આપવાને કારણે મારપીટ કરીને ઘરેથી કાઢી મુકયો, આવી સ્થિતિમાં ઝેદ શું કરે ? કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ત્રણ તલાક આપ્યા પછી ઈદ્દત પુરી થતા સુધી પત્નીને પતિના ઘરે રહેવાનો હક છે, ઈદ્દત પુરી થયા પછી ઓરતને પતિના ઘરમાં રહેવાનો કોઈ હક નથી. (નસાઈ : ૬ / ૧૯૯, હદીસ નં. ૩૫૨૮) અને જયારે કે ઝૈદ એ ઓરતને ત્રણ તલાક આપી ચુકયો છે. તો ઝૈદના રિશ્તેદારો માટે પણ જાઈઝ નથી કે એ ઓરતને પોતાના ઘરમાં રોકી રાખે, કારણ કે આ ઓરત ઝેદ માટે પરાયી બની ગઈ, તેનાથી પરદો જરૂરી છે. (સૂરએ અહઝાબ : ૩૩, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૪૦૬)

પરંતુ જો ઓરતનો કોઈ સહારો ન હોય, તેના માતા – પિતા , ભાઈ વગેરે

કોઈ નથી એટલે સારા વર્તાવને કારણે ઝેદના રિશ્તેદાર એ ઓરતને પોતાની જિમ્મેદારી પર રાખવા માંગે તો રાખી શકે છે, પરંતુ ઝેદ જિમ્મેદાર નથી, ઘરના સભ્યો ઝેદને ઘરમાં આવવાથી રોકી શકતા નથી.

(ઝેદને તેના ઘરેથી કાઢવાનો કોઈને અધિકાર નથી, કારણ કે એ તેનું ઘર છે, અને કોઈનો માલ અને મકાન તેની ઈજાઝત વગર વાપરવાનો કોઈને હક નથી. ઝેદના મકાન ઉપર કબજો કરી લેવો અને તેના ઘરે ન આવવા દેવો, તેના માલ પર નાહક કબજો છે જે જાઈઝ નથી.) (ફતાવા હિન્દિય્યહ : ૨ / ૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ઓરતે પોતાના પતિથી તલાકની માંગણી કરવી અને પતિએ ધમકાવવી

**સવાલ (૨૧૬૫) :** હઝરત મુફતી સાહેબ મહેરબાની કરીને નીચેના સવાલોના જવાબો આપશો.

(૧) એક ઓરત પોતાના પતિથી એવું કહે છે કે હું ઘરેથી જતી રહીશ, હવે પાછી નહીં આવું, આપ મને તલાક આપી દો અને મારો હિસાબ કરી દો, તેનો શરઈ હુકમ શું છે ?

(૨) ઓરત એવી વાત કરવાની સાથે સાથે પોતાનો કંઈક માલ અને માતા – પિતાએ આપેલા ઘરેણા લઈને જતી રહે છે, તો એવી ઓરતને સમજાવવી કયાં સુધી યોગ્ય છે ?

(૩) ઉપરોકત વાતોથી સમજમાં આવે છે કે તે પતિ પર એક પ્રકારનો દબાવ લાવી રહી છે. તો શું ઓરતે પતિ સાથે આવી વારંવાર વાતો કરવી અને તેની ઉપર તલાક આપવા દબાણ કરવું જાઈઝ છે ?

(૪) તે વારંવાર એ પણ કહે છે કે "હું અમુક વર્ષો મારા માતા પિતાને ઘરે રહી, એ દરમિયાન ઘણી સારી જગ્યાએથી નિકાહના પયગામ આવ્યા, પરંતુ મેં કબૂલ કર્યા નથી, બસ અંતે મળ્યો તો તારા જેવો મળ્યો, " એટલે આ પ્રકારની વાતો કરીને, તે પોતાના પતિથી અણગમો દર્શાવે છે અને પોતાની કિસ્મતને રડે છે, તો તેનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતનો ખુલાસો એ છે કે તે ઓરત પોતાના પતિ સાથે રહીને ખુશ નથી અને તે પોતાના પતિ સાથે રહેવા નથી માંગતી, અલગ રહેવાનું પસંદ કરે છે.

સવાલ એ છે કે તેનું કારણ શું છે ? તેના માટે પતિ–પત્ની તરફથી એક એક વ્યકિતને વકીલ બનાવવામાં આવે. પતિ પોતાની પરેશાની –તકલીફ પોતાના વકીલ સામે બયાન કરે અને ઓરત પોતાની નારાજગીનું કારણ પોતાના વકીલને બતાવે. પછી બંને પક્ષોના સમજદાર લોકો પરસ્પર મશ્વરો કરે અને કોશિશ કરે કે બંને વચ્ચે સમાધાન થઈ જાય, ઈન્શાઅલ્લાહ, જરૂર સહીહ ફેસલા તરફ માર્ગદર્શન મળશે.

કુર્આનમાં છે :

وَإِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوا حَكَمًا مِّنْ أَهْلِهِ وَحَكَمًا مِّنْ أَهْلِهَا إِن يُرِيدَا إِصْلَاحًا

يُوَفِّقِ اللَّهُ بَيْنَهُمَا ۗ إِنَّ اللَّهَ كَانَ عَلِيمًا خَبِيرًا ﴿٣٥﴾

તર્જુમો : અને જો તમને (ઉપરવાળાઓને) તે બંને (પતિ – પત્ની) વચ્ચે (અનિષ્ટ) અણબનાવની દહેશત હોય તો એક (યોગ્ય) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નકકી કરો, જો આ બંને લવાદ (અંતઃકરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે તો અલ્લાહ તે બંને વચ્ચે સુલેહ કરી આપશે, બેશક અલ્લાહ સંપૂર્ણ જ્ઞાનવાળો અને સંપૂર્ણ માહિતીવાળો છે. (સૂરએ નિસાઅ : ૩૫)

પ્રથમ ઓરતને સમજાવવામાં આવે, પછી ન માને તો પતિ તેની સાથે સુવાનું બંધ કરી દે એટલે પથારી અલગ કરી દે પરંતુ ઘર બદલે નહીં, એક જ ઘરમાં અલગ અલગ પલંગ પર સુવે. જો એક બે મહિનામાં ઓરત સુધરી જાય તો સારું, (સૂરએ નિસાઅ : ૩૪) પરંતુ જો તે તલાકની જ માંગણી કરતી રહે, તો તેનાથી કહેવામાં આવે કે હું એ શરત સાથે તલાક આપીશ કે પહેલા મારા આપેલા રૂપિયા અને ફલાણી વસ્તુઓ પરત કરી દે અને તુ મને આટલા રૂપિયા આપ અને ઈદ્દત, ઘર અને ભરણપોષણ વગેરેનો ખર્ચ પણ માફ કરી દે. તેને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૯) એવી હાલતમાં તેની ઉપર એક તલાકે બાઈન થશે.

યાદ રાખો ! તલાક અંતિમ સમયે છે. એટલા માટે અલ્લાહના રસૂલ (સલ.) એ ઈરશાદ ફરમાવ્યો કે અલ્લાહની નજીક જાઈઝ કામોમાં સૌથી વધારે અપ્રિય

તલાક છે.

ان ابغض المباحات عند الله الطلاق

એટલે જો મજબુરીમાં તલાક આપવી પડે, તો તેની ઈજાઝત છે.

પતિને ધમકી આપવી અને એ વિચારવું કે મારા પછી તેના જીવનનું શું થશે, આ વિશે અલ્લાહ તઆલાનું ફરમાન છે.

وَاِنْ يَّتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ۭ وَكَانَ اللّٰهُ وَاسِعًا حَكِيْمًا ﴿١٣٠﴾

અને જો તેઓ બંને છુટા પડી જાય તો અલ્લાહ પોતાની ઉદારતાથી દરેકને (એક બીજાથી) બેપરવા કરી દેશે અને અલ્લાહ ઘણો ઉદાર (અને) તદબીરવાળો છે. (સૂરએ નિસાઅ : ૧૩૦)

એટલે ઓરતને જોઈએ કે પતિને ધમકી આપ્યા વગર સારી રીતે રહેવાની કોશિશ કરે, પરંતુ ઓરત તલાક માંગે, તો તેને મહેર અને ભરણપોષણ માફ કરવાની શરત પર તલાક આપવી પણ જાઈઝ છે, તેને ખુલઅ કહે છે.

(૨) ઓરત માટે પોતાના પતિની ઈજાઝત વગર ઘરથી બહાર નીકળવું હરામ છે.

(૩) اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَاۗءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَھُمْ عَلٰي بَعْضٍ وَّبِمَآ اَنْفَقُوْا مِنْ اَمْوَالِهِمْ

તેનો મતલબ એ છે કે પુરૂષો, ઓરતો માટે સરદાર છે, એટલે ઓરતને એ હક નથી કે તે પોતાના પતિને વારંવાર આ પ્રકારની વાતો કરે.

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જો પતિનું આખુ શરીર પરુથી ભરાય જાય અને ઓરત પોતાની જીભ વડે ચાટી લે, તો પણ ઓરતે પોતાના પતિનો હક અદા કર્યો નથી. (ઈબ્ને અબી શયબહ : ૩ / ૫૫૬, હદીસ નં. ૧૭૧૨૨)

બીજી હદીસમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ફરમાવ્યું : જો ઈસ્લામમાં અલ્લાહને છોડીને કોઈ અન્યને સિજદો કરવો જાઈઝ હોત, તો હું ઓરતને હુકમ આપતો કે તે પોતાના પતિને સિજદો કરે, (તિરમિઝી : ૧ / ૨૧૯, હદીસ નં. ૧૧૫૯)

બીજી હદીસમાં રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : પતિ પોતાની પત્નીને સંભોગ માટે બોલાવે તો તેને પતિની વાત માનવા માટે તરત જ જવું જોઈએ ભલે તે ચુલા પર બેસીને ખાણું બનાવી રહી હોય. (તિરમિઝીઃ ૧ / ૨૧૯, હદીસ નં. ૧૧૬૦)

એટલે ઓરતે વારંવાર આવું કરવું (ધમકી આપવી અને પોતાની નારાજગી જાહેર કરવી) જાઈઝ નથી.

(૪) વર્ણન કરેલી વાત તકદીર સાથે સંબંધ રાખે છે. દરેક મુસલમાનનો અકીદો છે કે માનવીના પેદા થતા પહેલા ભલે તે પુરુષ હોય કે ઓરત તેની જરૂરતની દરેક ચીજ અલ્લાહના જ્ઞાનમાં છે, તે જ લખવામાં આવી છે. તેની તફસીલ હદીસમાં મોજૂદ છે, એટલે ઓરત જે શબ્દો બોલી રહી છે, સહીહ નથી. કારણ કે અલ્લાહ તરફથી તકદીરમાં જે લખાય ગયું છે, તે થઈને રહેશે. દુનિયાની કોઈ તાકત તેને બદલી શકતી નથી. માટે ઓરત સબર કરીને પોતાના પતિ સાથે જીવન પસાર કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن أبي هريرة رضي الله عنه قال : قال رسول الله صلى الله عليه وسلم "

ثلاث جدهن جد، وهزلهن جد : النكاح، والطلاق، والرجعة"

**તર્જુમો :** હઝરત અબૂ હુરયરહ (રદિ.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : ત્રણ ચીજો એવી છે કે તેને ગંભીરતાથી કરવી પણ ગંભીરતા છે અને મજાકમાં કરવી પણ ગંભીરતા છે. નિકાહ, તલાક અને રજઅત (તલાક આપ્યા પછી પત્ની સાથે ફરીથી રુજૂઅ અથવા નિકાહ કરવા.)

(તિરમિઝી : ૧ / ૨૨૫, હદીસ નં. ૧૧૮૪, અબૂ દાવૂદ : ૧ / ૨૯૮, હદીસ નં.૨૧૯૮)

# તલાક થવાનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# તલાક થવાનું બયાન

## (૧) પતિએ બે ગવાહોની હાજરીમાં પોતાની પત્નીને તલાકે અહસન આપવી

**સવાલ (૨૧૬૬) :** અબુબક ઈબ્રાહીમ જસાતના નિકાહ નસીમાબીબી સાથે તા. ૫ મે ૧૯૯૦માં થયા હતા. અબૂબકર ઈબ્રાહીમે કહયું કે મેં બે ગવાહોની હાજરીમાં પોતાની પત્નીને તલાકે અહસન આપી છે, માટે હવે તે પોતાની જાતની માલિક છે. પરંતુ બીજા નિકાહ કરવાથી પહેલા તેના માટે જરૂરી છે કે તે ત્રણ મહિનાની ઈદ્દત ભરે, તો આ વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જયારે કે અબૂબકરે પોતાની પત્ની નસીમાને તલાકે અહસન આપી છે, તો એક તલાક આપ્યા પછી જયાં સુધી ઈદ્દત પુરી થતી નથી, તે બીજી તલાક નહીં આપે. ઈદ્દત પુરી થતા ઓરત નિકાહથી નીકળી જશે. પછી તે બીજા નિકાહ કરી શકે છે. પરંતુ આ ઈદ્દત દરમિયાન અબુબકરને રૂજૂઅ કરવાનો અધિકાર છે. માટે અબૂબકરે જો ઈદ્દત દરમિયાન એવું કહી દીધુ કે હું તલાકથી રૂજૂઅ કરું છું, તો તેની પત્ની નસીમા ફરી વખતે તેના નિકાહમાં આવી જશે. પછી બીજી વખતે તલાક આપ્યા વગર અલગ ન થશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તલાકે રજઈના બે પ્રકાર છે

**સવાલ (૨૧૬૭) :** તલાકે રજઈ આપવાની સુરત કઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફુકહાએ કિરામે તલાકે રજઈના બે પ્રકાર બયાન કર્યા છે (૧) તલાકે રજઈ અહસન (૨) તલાકે રજઈ હસન

(૧) સંભોગ કરેલી ઓરતને પાકીની હાલતમાં એક તલાક આપવી કે હૈઝ બંધ થયા પછી સંભોગ ન કર્યો હોય અને એ ઓરતની ઈદ્દત ખતમ થઈ જતા સુધી તલાક વગર છોડી દેવી. આ તલાકે રજઈ અહસન છે.

(૨) શાદી પછી હજુ સંભોગ કર્યો ન હોય, એવી ઓરતને હૈઝની હાલતમાં તલાક આપવી અને સંભોગ કરેલી ઓરતને દરેક પાકીમાં હૈઝ બંદ થયા પછી એક એક તલાક સંભોગ કર્યા વગર આપવી અને હૈઝ ન આવતું હોય તો ત્રણ મહિનામાં અલગ અલગ એક એક તલાક સંભોગ કર્યા વગર આપવી. આ તલાકે રજઈ હસન છે, તેમાં તલાક આપવાનો પહેલો તરીકો બહેતર છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૧, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૨૩૧, ૨૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઓરતના આ દાવા પર કે "આપે મને છોડી દીધી" પતિનું હા કહેવું

**સવાલ (૨૧૬૮) :** એક વ્યકિતની પત્ની વાત વાતમાં પતિથી કહેતી હતી કે "આપે મને છોડી દીધી" (અલગ કરી દીધી) એક વખતે પતિએ તેના જવાબમાં હા કહી દીધું, તો તેનાથી તલાક પડી ગઈ કે નહીં, જો પડી ગઈ તો કઈ ? તલાકે રજઈ, બાઈન, કે મુગલ્લઝહ ? અને જે પણ તલાક થઈ હોય અને જો બંને નિકાહમાં પાછા રહેવા માંગતા હોય, તો તેનું નિરાકરણ શું છે ? માત્ર રજઅત અથવા માત્ર નિકાહ અથવા હલાલો ? ઉમ્મીદ છે કે જલ્દી જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જો પતિએ ઓરતને ખરેખર છોડી દીધી છે, તો તેના "હા" દ્વારા એકરાર કરવા પર એક તલાકે બાઈન (તલાક આપેલી સ્ત્રી જયારે બીજા પુરુષ સાથે નિકાહ ન કરી લે અને તેની સાથે સહવાસ ન થઈ જાય ત્યાં સુધી પહેલો પુરુષ એની સાથે પુનઃલગ્ન ન કરી શકે.) થશે અને ભૂતકાળમાં તેને છોડી નથી માત્ર ઓરતના ખોટા દાવા પર ગુસ્સામાં આવીને તેને "હું, હા" કહયું છે, તો તેનાથી કોઈ તલાક નહીં પડે. કારણ કે ઓરત ભૂતકાળમાં તલાક આપવાનો ખોટો દાવો કરે છે, માટે તેનાથી કોઈ તલાક નહીં પડે.

(હઝરત મુફતી સાહેબનું આ કહેવું કે ખોટા દાવા પર ગુસ્સામાં આવીને તેને "હું, હા," કહયું છે, તો તેનાથી તલાક નહીં પડે કારણ કે ઓરત ભૂતકાળમાં તલાક આપવાનો ખોટો દાવો કરે છે, આ વિશે યાદ રહે કે જો પતિ જાતે ભૂતકાળમાં તલાક આપવાનો ખોટો એકરાર કરે. દા.ત. એવું કહે કે મેં પોતાની પત્નીને ગયા મહિને

તલાક આપી છે, હલાંકે તે પોતાના એકરારમાં જુઠો છે, છતાં ફુકહાની સમજુતી પ્રમાણે તલાક થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) ટુંકમાં સવાલની સુરતમાં એક તલાકે બાઈન પડી જશે અને જો પતિએ ત્રણની નિય્યત કરી હોય, તો પણ વિશ્વાસ પાત્ર ગણાશે અને ત્રણ તલાક લાગી જશે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) જેની ઉપર નાપાક જીન સવાર હોય, તેની તલાકનો હુકમ

**સવાલ (૨૧૬૯) :** અમારે ત્યાં એક મુસલમાનને નાપાક જીન લાગી ગયો છે. તેને લીધે તે મોટેભાગે પોતાના ઘરવાળાઓથી ઝઘડો કરે છે, હમણાં એ ઘટના બની કે જયારે તે વ્યકિત પર જીનની હાજરી થઈ તો તેણે પોતાની પત્નીને તલાક આપી દીધી, તે વખતે ગવાહ પણ હાજર હતા, તો એવી હાલતમાં તેની પત્ની પર તલાક થઈ કે નહી ? તેનો જવાબ ખૂબ જ જરૂરી છે, જલ્દી આપવા વિનંતી છે.

તે પહેલા ડાભેલમાં એક આમિલ પાસે પણ લઈ ગયા હતા, તેમણે કહયું કે તેને નાપાક જીન છે. ત્યાંથી આવ્યા પછી સાંજે આ તલાકની ઘટના બની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઘણાં લોકો ગુસ્સામાં પત્નીને તલાક આપ્યા પછી પસ્તાય છે, પછી ગમે તે બહાનું કરીને (તલાકનો ઈન્કાર કરીને) પત્નીને નિકાહમાં રાખવાની કોશિશ કરે છે, જે બિલ્કુલ હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩)

પૂછેલી સૂરતમાં જો તે વ્યકિતએ તલાક આપી છે, અને તે જાતે તેનો એકરાર કરે છે, ગવાહોને તેની જાણકારી છે, તો તલાક થઈ ગઈ.

પછી તલાકના શબ્દો કયા છે ? તે પ્રમાણે ફેસલો (જવાબ) હશે. જો માત્ર તલાક કહી અથવા એક તલાક કહી અથવા બે તલાક કહી (એટલે તલાકના સ્પષ્ટ શબ્દો કહયા) તો એ સૂરતમાં રજઈ તલાક પડી ગઈ (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) તલાકના એક પ્રકારમાં જયાં સુધી પત્ની ઈદતમાં હશે, નિકાહ કર્યા વગર તેનાથી રુજૂઅ કરી શકાય છે અને તેને પત્ની બનાવી શકાય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) અને જો ત્રણ તલાક કહી અથવા તલાક, તલાક, તલાક (ત્રણ વખતે) કહયું તો પછી હલાલો જરૂરી છે, તેના વગર તેને પત્ની બનાવી શકતો નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) પિતાને તલાકનો વકીલ બનાવવો

**સવાલ (૨૧૭૦) :** એક વ્યકિતએ બે ગવાહોની સામે આ લખાણ લખ્યું કે હું અસ્લમ યુસૂફ ભૈયાત પોતાની ખુશી અને પુરી અકલથી કોઈ પણ દબાણ વગર પોતાની પત્નીને તલાક આપવાનો હક પોતાના પિતા યુસૂફ ઈબ્રાહીમ ભૈયાતને આપું છું, મારા પિતા મારી પત્નીને જે પણ તલાક આપે, મને મંજૂર છે, પછી આગળ લખ્યું કે હું પોતાની ખુશીથી તલાક આપું છું, હું પોતાની ખુશીથી તલાક આપું છું, હું પોતાની ખુશીથી તલાક આપું છું, તો આ સૂરતમાં તલાક વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં અસ્લમ યુસૂફે પોતાના પિતા યુસૂફને તલાકનો વકીલ બનાવ્યો છે અને આ વકાલત સહીહ છે. યુસૂફ ઈબ્રાહીમ જે પણ તલાક આપશે, તે તલાક થઈ જશે. પરંતુ વકીલ યુસૂફને વિચારીને પગલું ભરવું જોઈએ. ઘરના ઝઘડાને લીધે છોકરાએ પિતાને વકીલ બનાવ્યા છે અને તલાકનો હક આપ્યો છે, તો પિતાએ ખૂબ જ વિચારીને આ હકનો ઉપયોગ કરવો જોઈએ.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૧૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૦૭)

પતિ પોતે તલાક આપે અથવા કોઈને તલાકનો વકીલ બનાવે, દુરુસ્ત છે. પોતાની પત્નીને પણ તલાકનો હક આપી શકે છે.

વકાલત પછી પતિએ આગળ જે લખ્યું છે કે હું પોતાની ખુશીથી તલાક આપું છું " અને ત્રણ વખત લખ્યું છે, પરંતુ કોને તલાક આપે છે તેમાં ઓરતનું નામ અથવા તેની તરફ નિસ્બત નથી, માટે આ શબ્દોથી તલાક નહીં થાય, તલાક થવા માટે ઓરત તરફ નિસ્બત કરવી જરૂરી છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) ઓરતનું નામ બદલીને તલાક આપવી

**સવાલ (૨૧૭૧) :** એક વ્યકિતએ પોતાની પત્નીને માત્ર ડરાવવા માટે એક છોકરીથી જે મુસ્લિમ ન હતી, તેનાથી લખાવ્યું કે ધાબળાના ભૂતને ત્રણ તલાક આપું છું.

હવે આ કાગળ જેમાં આ લખ્યું હતું, છોકરીની માતાને મળ્યો અને તેને આ કાગળ ફાડીને ફેંકી દીધો, છોકરીને બતાવ્યો નહીં, હવે છોકરી પતિ પાસે આવવા

માંગે છે. આ બનાવને લગભગ એક મહિનો થઈ ગયો છે, આ કાગળનો કોઈ પણ ગવાહ નથી, તલાકની ખબર બાદમાં છોકરીને થઈ ગઈ છે, તેનો જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક માટે પતિએ પત્ની તરફ નિસ્બત કરવી જરૂરી છે, નામ લઈને અથવા ઈશારાથી અથવા કોઈ શબ્દથી પત્ની તરફ નિસ્બત થશે તો તલાક થઈ જશે. આપનું લખવું "ધાબળાના ભૂત" આપની પત્નીનું ઉપનામ છે અથવા આપ તેને એ શબ્દોથી યાદ કરતા હતા, તો તલાક થઈ જશે. નહીં તો નહીં. એટલા માટે કે 'ધાબળાના ભૂત" તેનું નામ અથવા ઉપનામ નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૩૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તલાક આપનારાથી દંડ વસૂલ કરવો અથવા બીજી યુક્તિઓ અપનાવવી

**સવાલ (૨૧૭૨) :** (૧) જો ગામ અવથા શહેરની મુસ્લિમ કમિટી તલાક આપનારા પાસેથી ૫ અથવા ૧૦ હજારનો દંડ વસૂલ કરે, હાલાંકે તેનાથી કોઈ પ્રકારનો ઝઘડો અને ફિતનાનો ખતરો ન હોય અને હેતુ માત્ર સમાજમાં વધતી તલાક પર રોક લગાવવાની હોય તો ઈમામ અબૂ યુસૂફ (રહ.) ના મસ્લક પ્રમાણે (કે તેમના નજીક દંડ લેવો જાઈઝ છે.) કોઈ ગુંજાઈશ નીકળી શકે છે કે નહીં ?

(૨) અને જયાં સુધી વર્ણન કરેલ દંડ અદા ન કરવામાં આવે, એ તલાક આપનારા પર કયાંક નિકાહ કરવાની પાબંદી લગાવવી કમિટી તરફથી જાઈઝ છે કે નહીં ? અથવા તેના ઘરના કોઈ પણ સભ્યના નિકાહને કમિટી દંડ વસુલ કરવા માટે રોકી શકે છે ? એટલે આ વિશે માત્ર તલાક આપનારા પર નિકાહની પાબંદી લાવવામાં આવશે અથવા તેના ઘરના કોઈ પણ સભ્ય પર પાબંદી લાગશે ?

(૩) દંડની માંગણી તલાક આપનારથી કરવામાં આવે અથવા તેના પિતાથી? અમારા ત્યાં રિવાજ એ છે કે તલાક આપનારાના પિતાથી દંડ માંગવામાં આવે છે કારણ કે તે ઘરનો વડીલ અને જિમ્મેદાર હોય છે, જો આવું ન કરવામાં આવે તો પરેશાની થાય છે અને તેમાં શંકા નથી કે દંડ વસુલ કરવાથી ઘણાં લોકો તલાક આપવાથી રોકાય જાય છે, જો કોઈ તલાકનો વિચાર કરે છે તો પણ જો કે દંડ એક

શરમની વસ્તુ છે એટલે તેનાથી બચી જાય છે અને જો કોઈ હિંમત કરીને તલાક આપી પણ દે છે તો તેનો દંડ બીજાને માટે બોધ બને છે. તો આ કારણે શું ઈમામ અબૂ યુસૂફ (રહ.) ના મસ્લક પર જે ઘણી ફિકહની કિતાબોમાં અમુક શરતો સાથે મૌજૂદ છે, અમલ ન કરી શકાય ?

(૪) એવી રીતે જો કોઈ ઓરત નિકાહની ઈજાઝત વખતે એ શરત લગાવે કે મેં એક હજાર પર નિકાહ કર્યા અને તે મેં પતિને હદિયો કરી દીધો અને પાંચ હજાર પર નિકાહ કર્યા , જો તે મને તલાક આપે છે એટલે એ શરતથી નિકાહ પર રાજી છું કે મહેર એક હજાર છે અને તે હું માફ કરી દઉં છું અને જો તે મને તલાક આપે છે તો પાંચ હજાર તેના જિમ્મે રહેશે, તો શું તલાક આપવાથી પાંચ હજાર પતિના જિમ્મે જરૂરી રહેશે કે નહીં ? જેમકે હિદાયહ અને બીજી કિતાબોમાં આ રીતે બે બાજુ શરત સાથે નિકાહને સાહિબૈન (રહ.) ના મતે જાઈઝ છે અને શરત પુરી થવા પર બદલો વાજિબ થશે (હિદાયહ : ૩૦૯– ૩૨૭) હા ઉપરોકત મસ્અલામાં શરત إن اقام بها وأخرجها થી સંબંધ ધરાવે છે. એટલે પતિએ પત્નીને શહેરમાં રાખવા અને કાઢવા વિશે છે. જયારે કે મારા સવાલમાં નિકાહમાં હંમેશા રાખવા અને ન રાખવા વિશે શરત છે. બાકી કારણ તો બંનેમાં એક જ છે, જે પણ જવાબ હોય તે આપવા વિનંતી છે.

(૫) શું ઉપરોકત મસ્અલાનો હલ એ થઈ શકે છે કે મહરે ફાતિમીને કમિટી જરૂરી કરી દે અથવા ગામના બધા લોકોને ભેગા કરીને તેની ઉપર એકમત કરી દે. તેનાથી ભવિષ્યમાં તેનો રિવાજ થાય અને તલાકના બનાવો ન બને. કારણ કે મહરે ફાતિમી ૧૩૧ તોલા ૩ ગ્રામ ચાંદીની કિંમત હાલમાં ૪–૫ હજાર રૂપિયા છે, જે મોટી રકમ છે. તેના કારણે તલાકની સંખ્યા ઓછી થઈ શકે છે.

(૬) અથવા મહેર બે તરીકાથી રોકડ અથવા ઉધાર નક્કી કરવામાં આવે અને ઉધાર મહેરની અદાયગી તલાક અથવા મૃત્યુ પર જરૂરી હોય, જેમકે ફિકહની કિતાબોમાં તેની સ્પષ્ટતા કરવામાં આવી છે, પરંતુ યાદ રહે કે છેલ્લી બે સૂરતોમાં લોકો સહમત નથી, કારણ કે તેમાં દરેકને વધારે મહેર આપવી પડે છે અને તેમાં વારસો પણ લાગુ પડે છે. જયારે કે દંડમાં તલાક આપનારા પર સજા આવી પડે છે.

આપ જનાબ પણ આ સિલસિલામાં પોતાના વિચારો બયાન ફરમાવો કે તલાકની સંખ્યા ઘટાડવા માટે કઈ સુરત અપનાવવી જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) હનફી મસ્લકમાં માલી દંડ જાઈઝ નથી. ઈમામ અબૂ યુસૂફ (રહ.) ની નજીક પણ માલી દંડ જાઈઝ નથી, તેમના મતે તફસીલ એ છે કે ૧૦–૧૫ હજાર રૂપિયા (દંડ) લઈને વર્ષ –બે વર્ષ માટે જમાત અથવા કમિટી પોતાની પાસે અમાનત રાખી લે, પછી તેને પરત આપી દે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ /૬૧) બહર અને આલમગીરીના હવાલાથી હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહેબ (રહ.) એ ઉપરોકત મસ્અલાની સ્પષ્ટતા કરી છે.

(માટે આ દંડ લેવો અને તેનો ખર્ચ વર્ણન કરેલ (પંચો, કમિટીએ પોતે વાપરવો, બિરાદરીમાં ખર્ચ કરવો, અલ્લાહ માટે આપવો) અથવા કોઈ બીજા ઉપયોગમાં લેવો જાઈઝ નથી. બલકે જેનાથી લીધો છે, તેને પરત આપવો જરૂરી છે. હાં, એવા લોકોની ચેતવણી અને એવી વાતોને બંધ કરવા માટે એ જાઈઝ છે કે એવા લોકોને પંચાયત અને બિરાદરીમાંથી હાંકી કાંઢે અને જયાં સુધી તે આ કાર્યથી તોબા ન કરે, તેની સાથે સંબંધ ન રાખવામાં આવે. (કિફાયતુલ મુફતી : ૨ / ૨૦૫–૨૦૬)

(૨) તલાક આપવાથી પતિ ફાસિક થતો નથી. (ફિકહે ઈસ્લામી : ૭ / ૩૫૭) એવી રીતે બીજી–ત્રીજી શાદી કરવાથી પણ પતિ ગુનેહગાર નથી થતો (તફસીર ઈબ્ને કષીર : ૨ / ૨૦૯, સૂરએ નિસાઅ : ૩) માટે તેની ઉપર દંડ નાંખવો અથવા બાયકોટ જેવો વ્યવહાર કરવો જાઈઝ નથી. બીજો વ્યકિત ભલે ગામ અથવા મહોલ્લાનો હોય, દરેક વખતે એ જાણી શકતો નથી કે પતિએ તલાક કયા હેતુથી આપી છે ? અને જે હુકમની શરીઅતમાં ઈજાઝત હોય, તેની ઉપર કોઈ સજા લગાવવી જાઈઝ નથી. અને જયારે કોઈ સજા નકકી કરવી પતિ માટે (ઉપર) જાઈઝ નથી. તો તેના ઘરના લોકો અથવા રિશ્તેદારો સાથે વર્ણન કરેલ વર્તાવ કરવો જાઈઝ નથી.

(૩) પતિ હોય કે તેનો પિતા કોઈનાથી દંડ લેવો જાઈઝ નથી, જવાબ નંબર એકમાં તેની સ્પષ્ટા આવી ગઈ છે કે બે અથવા પાંચ વર્ષ માટે રકમ અમાનત લઈને રાખી લે, પછી પરત આપી દે, પરંતુ જવાબ નં. ૨ પ્રમાણે તેની પણ ઈજાઝત હોઈ શકતી નથી.

(૪) ઓરત એવી શરત લગાવે જે તેના વિશે હોય અને તેમાં તેનો ફાયદો હોય, તો ઈમામ અબૂ યુસૂફ (રહ.) અને ઈમામ મુહમ્મદ (રહ.) ની નજીક તેની ઈજાઝત છે. માટે વર્ણન કરેલી શરત જાઈઝ છે, કારણ કે નિકાહ હમેંશા માટે હોય

છે, માટે કરારનામામાં આ શબ્દો લખે : હું ઝેનબ, કાસિમ સાથે નિકાહ કરું છું, ૫૦૧ રૂપિયા રોકડ મહેરના બદલામાં, પરંતુ જો તે મને તલાક આપશે તો દસ હજાર રૂપિયા વસુલ કરીશ (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૨૩)

તેનાથી ઉત્તમ વાત જે ત્રણે ઈમામોની નજીક માન્ય છે આ છે કે ઓરત આ એકરાર કરે કે હું ઝેનબ, કાસિમ સાથે નિકાહ કરું છું ૩૦૧ રૂપિયા રોકડ મહેરના બદલામાં અને ૧૧ હજાર રૂપિયા ઉધાર મહેરના બદલામાં, તો આ સુરત ત્રણે ઈમામોની નજીક જાઈઝ છે. અને તલાકથી ઉધાર મહેર રોકડ (તરત જ અદા કરવી જરૂરી) બની જાય છે.

(૫) ગુજરાતમાં હજુ મહેર ઘણી ઓછી આપવામાં આવે છે, તેને વધારવાની જરૂરત છે, આજથી લગભગ ૫૦ વર્ષ પહેલા એક રૂપિયે એક તોલો ચાંદી આવતી હતી અને આજે ૩૦ થી ૩૫ ટકા ચાંદીની કિંમત વધી ગઈ છે, પરંતુ મહેર પોતાની જગ્યાએ જ છે. માટે મહરે ફાતિમીનો રિવાજ આપીને એક સુન્નત અદા કરવી બહેતર છે. તેની સાથે ઓરતની પરેશાની પણ દૂર થાય.

(હદીસમાં જો કે વધારે મહેરની તરગીબ આપવામાં આવી નથી. પરંતુ આટલી ઓછી મહેર, જે ગુજરાતમાં પ્રચલિત છે, તેનો પણ હુકમ આપવામાં આવ્યો નથી. એટલે હેસિયત પ્રમાણે મહેર હોય અથવા સૌથી બહેતર મહરે ફાતિમી હોય.)

(મુસ્લિમ : ૧ / ૪૫૮, હદીસ નં. ૭૮–૧૪૨૬)

(૬) જે જાઈઝ તરીકો છે, તેની ઉપર તમામ ઉલમા સહમત છે, તેની ઉપર અમલ કરવો બહેતર છે અને તલાક અને મૃત્યુથી તે ઉધાર મહેર રોકડ (તરત જ અદા કરવી વાજિબ) થઈ જશે. પછી જો પતિનું મૃત્યુ થઈ ગયું છે. તો ઓરત શરીઅત પ્રમાણે ગામની કમિટી દ્વારા પોતાની મહેર વસુલ કરશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૯)

નોંધ : તલાકવાળી ઓરતની અવલાદ હોય, તો અવલાદનો ખર્ચ (તેની) આઠ વર્ષની ઉંમર સુધી વસુલ કરશે, એવી રીતે પોતાનો સમય અવલાદની તરબીયતમાં લગાવે છે, તો તેની મહિને મજુરી પણ અલગથી વસુલ કરી શકે છે. શરીઅતમાં તેની ઈજાઝત છે. (સૂરએ બકરહ :૨૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦)

પરંતુ સારા ઘરની ઓરતો ઉપરોકત હક વસુલ ન કરીને પોતાનું નુકસાન ઉઠાવે છે, તેને પણ ચાલું કરવાની જરૂરત છે. તેનાથી પણ આપ લોકો જે સ્કીમ

ચલાવી રહયા છો, તેમાં એક ગણો ફાયદો થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) તલાક આપનારા વ્યકિતથી સંબંધો તોડવા

**સવાલ (૨૧૭૩) :** મજબુરીમાં એક વ્યકિતએ પોતાની પત્નીને તલાક આપી, તેને લીધે તલાક આપનારા વ્યકિતને અને તેના ઘરવાળાઓને, ખાનદાન અને તેની બિરાદરીના લોકોએ પોતાના સમાજ અને બિરાદરીથી બહાર કાઢી નાંખ્યા, અને તેનાથી કોઈ પ્રકારનો સંબંધ રાખતા નથી અને બિરાદરીના લોકોને પણ તેની સાથે ખુશી અને ગમીના મોકા પર કોઈ પ્રકારનો સાથ આપવાથી મનાઈ કરે છે, શું આ યોગ્ય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ પતિ – પત્ની વચ્ચે એક કરાર અને વચન છે, તેમાં પત્ની પોતાની જાતથી ફાયદો ઉઠાવવાની ઈજાઝત સાથે વાયદો કરે છે કે તે કારણ વગર ઝઘડો અને ફસાદ નહીં કરે. પતિના માલમાં ખયાનત નહીં કરે અને પવિત્રતા સાથે જીવન પસાર કરશે અને પતિ કરાર કરે છે કે જો ઓરત પોતાના હકો અને જવાબદારીઓને પૂરી કરશે, તો તે તેના ભરણપોષણ, કપડા, મકાન વગેરે જરૂરતો પુરી કરશે અને જુલ્મ અને અત્યાચાર નહીં કરે.

તેમ છતાં બંનેમાં કોઈ ઝઘડો થઈ જાય તો બંને કોઈને મધ્યસ્થી બનાવીને સમાધાન કરી લે, આ યોગ્ય છે, જો તેનાથી પણ બંનેમાં સમાધાન ન થાય અને ઓરતની ભૂલ હોય તો પતિને જોઈએ કે તે પ્રથમ ઓરત સાથે સુવાનું છોડી દે, તેની પથારી અલગ કરી દે, તેનાથી પણ સમાધાન ન થાય તો તેની એવી રીતે પિટાઈ કરે કે શરીર પર નિશાન ન પડે, તેમ છતાં સુધાર ન થાય તો એક રજઈ તલાક આપીને ઓરતને છોડી દે, (સૂરએ નિસાઅ : ૩૪) જો ઈદતમાં જ સમાધાન થઈ જાય તો બીજી વખતે નિકાહ કર્યા વગર તેને નિકાહમાં લાવી શકે છે.

તલાક આપવામાં પતિ ઉતાવળ ન કરે. એટલા માટે કે રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જાઈઝ કામોમાં સૌથી વધારે અપ્રિય કામ અલ્લાહ તઆલાની નજીક તલાક આપવી છે. (અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં ૨૧૭૮)

પરંતુ જયારે પતિ – પત્નીમાં એક સાથે રહેવાની કોઈ ઉમ્મીદ ન હોય, અને સાથે રહેવાથી એક બીજાના હકો પાયમાલ થતા હોય, તો એવી હાલતમાં શરીઅતે

પુરૂષને અધિકાર આપ્યો છે કે તે ઓરતને તલાક આપે. કુર્આને પાક અને હદીસે પાકમાં જરૂરત વખતે તલાક આપવાની ઈજાઝત છે, તો એક જાઈઝ કામ પર અમલ કરવાથી બિરાદરીથી સંબંધ તોડવો હરામ છે, કુર્આન અને હદીસના અહકામમાં ફેરફાર કરવો છે. જે હરામ છે. એવી રીતે બીજી શાદી કરવા પર પાબંદી લગાવવી અથવા કોઈ સજા આપવી પણ હરામ છે. માલી સજા આપવી પણ હનફી મસલકમાં જાઈઝ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાક આપવી કેવું છે ?

**સવાલ (૨૧૭૪) :** તલાક આપવી જાઈઝ છે, ના જાઈઝ છે, હલાલ છે અથવા હરામ છે ? આ કેવા પ્રકારનો ગુનોહ છે ? નાનો કે મોટો ? જો પતિ – પત્ની પોતાની ખુશીથી અલગ થાય તો તેઓ ગુનેહગાર થશે ? જો કોઈ ભૂલને કારણે દા.ત. બંને વચ્ચે પ્રેમ અને દિલી સંબંધ બાકી ન રહે, અથવા વારંવાર ઝઘડો થતો હોય અથવા ઓરત નાના નાના બહાના બનાવીને પોતાના માતા – પિતાને ઘરે બે ત્રણ વર્ષ પડી રહેતી હોય, એવી હાલતમાં પતિ તેનાથી મુકિત મેળવવા ત્રણ તલાક આપે તો પતિ ગુનેહગાર થશે ? તલાક આપનારા પાસેથી કમિટીના લોકો પોતાની મનમાની પ્રમાણે કાયદો બનાવીને પતિથી દંડ વસુલ કરે અને પતિને બીજા નિકાહ કરવાથી રોકે અને તેના બાળકોને તલાકવાળી ઓરત પાસે રાખવા પર અને તેના ભરણપોષણ આપવા પર મજબુર કરે, આ વિશે પતિ કેટલો જવાબદાર રહેશે ? અને કિમટીના લોકો આ વિશે કેટલા જિમ્મેદાર છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા જવાબમાં તેની તફસીલ આવી ગઈ છે, જરૂરત વખતે અહકર જાતે આવી જશે. જો કમિટીના સભ્યો ગલતી પર છે. તો તેમની સુધારણા જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તલાકમાં ખાસ વખત અને ગવાહ જરૂરી નથી

**સવાલ (૨૧૭૫) :** મારી છોકરીને તેના પતિએ રાત્રે બાર વાગે ત્રણ તલાક આપીને અમારા ઘરે રવાના કરી દીધી, તો તલાક થઈ કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પતિ દિવસે આપે કે રાત્રે, ગવાહ હાજર હોય કે ન હોય, જે પણ

તલાક આપશે લાગી જશે, (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૮) પૂછેલી સુરતમાં છોકરીને ત્રણ તલાક આપવામાં આવી છે, તે લાગી ગઈ. હવે તે પોતાના પતિ પર હલાલા વગર હલાલ નહીં થાય. (સૂરએ બકરહ : ૨૩૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) મેં છોડી દીધી અથવા છોડી દઈશ, એમાં મતભેદ અને તેનો હુકમ

**સવાલ (૨૧૭૬) :** મુહતરમ હઝરત મુફતી સાહેબ ! સલામ બાદ અરજ છે કે અમારા ભત્રીજાનો તેની પત્ની સાથે એક બનાવ બન્યો, તેની હકીકત આ છે કે તેની પત્ની ઘણી મુદતથી તેના પિતાને ઘરે બેસેલી છે, બોલાવ્યા છતાં પણ આવતી નથી, તો પરમ દિવસે ભત્રીજાએ લગભગ આઠ વાગે પોતાની નાની બહેન સાથે એ કહેવડાવ્યું કે જુબેદાને જઈને એવું કહી દે કે જો તુ ૧૦ વાગ્યા સુધીમાં નહીં આવે, તો મેં તને છોડી દીધી, આ વાતનો એકરાર તેણે ઈસ્માઈલ કયાત અને તેની પત્ની સામે આ જ શબ્દોથી કર્યો, પરંતુ તેની માતા અને તેની બે બાલિગ બહેનોનું કહેવું છે, જે તે વખતે પાસે હતી કે તેને આ શબ્દો કહયા હતા જો ૧૦ વાગ્યા સુધીમાં નહીં આવે તો હું છોડી દઈશ.

હવે મારો ભત્રીજો પણ કહી રહયો છે કે મેં આ જ શબ્દો કહયા હતા. પરંતુ ત્યાર પછીના શબ્દો કે "જો નહીં આવે તો દુઃખી થશે" તેમાં બે બહેનોમાં મતભેદ છે, એકનું કહેવું છે કે આ શબ્દો પણ કહયા હતા, જયારે બીજી કહે છે કે મેં આ શબ્દો સાંભળ્યા નથી.

ખુલાસો એ છે કે આ વાતમાં બધા એકમત છે કે પતિએ આ કહયું હતું કે જો તુ ૧૦ વાગ્યા સુધીમાં નહીં આવે તો હું છોડી દઈશ, પરંતુ આનાથી પહેલા ઈસ્માઈલ કયાત સાહેબ અને તેમની પત્નીની સામે આ કહયું હતું " નહીં આવે તો મેં છોડી દીધી," એવી રીતે બે બહેનોમાં બીજા વાકયમાં "દુઃખી થઈશ" એ વિશે પણ મતભેદ છે. તો એવી હાલતમાં શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે ? તલાક થઈ કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મેં આપનો તફસીલી પત્ર વાંચ્યો. એ બંનેને વાંચ્યા પછી એ જાહેર થાય છે કે પતિ કહે છે કે ૧૦ વાગ્યા સુધી તુ નહીં આવે તો હું છોડી દઈશ, તો તેમાં પતિનો એકરાર, એવી રીતે નાની છોકરી અને તેની બે બહેનોની ગવાહીથી તલાક નહીં થાય.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૧૯)

પરંતુ પતિએ ઈસ્માઈલ કયાત સાહેબ અને તેમની પત્ની સામે એ શબ્દોમાં એકરાર કર્યો હતો કે મેં કહયું હતું " જો તુ ૧૦ વાગ્યા સુધી નહીં આવે તો મેં તને છોડી દીધી" પરંતુ હવે તેના ઈન્કાર પર બે ગવાહોમાં બે પુરૂષો અથવા એક પુરૂષ અને બે ઓરતોથી નિસાબ પુરો થતો નથી. એટલે તલાક નહીં થાય.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૪૬૫)

જોકે પતિએ અલ્લાહનો ડર રાખીને સાચી હકીકત બયાન કરી દેવી જોઈએ.

(સૂરએ હજ : ૩૦)

જો ખરેખર પતિએ કહયું હોય કે " જો તુ ૧૦ વાગ્યા સુધી નહીં આવે તો મેં તને છોડી દીધી." આ શબ્દોથી એ તલાક બાઈન લાગી ગઈ.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૩૫)

પતિ – પત્ની બે ગવાહો સામે બીજી વખતે નિકાહ પઢી લેશે, તો નિકાહ થઈ જશે, તેમાં હલાલાની જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૭) (માટે બીજી વખતે નિકાહ કરી લેવા બહેતર છે, તેનાથી કે સત્યને છુપાવીને ઝિનામાં સંડોવાય જાય) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) તલાક વિશે ગવાહોની ગવાહી ભિન્ન હોય તો શું હુકમ છે ?

**સવાલ (૨૧૭૭) :** મારા ભાઈ યુસૂફ નગદીનો ઝઘડો તેના સાળા હનીફ હસન ચિનારા સાથે થયો, મારો આ ભાઈ નીચે પડી ગયો, તો તેણે ગુસ્સામાં હનીફની બહેનને એટલે પોતાની પત્નીને તલાક આપી દીધી. પરંતુ તલાકની સંખ્યા અને તેના શબ્દોમાં મતભેદ છે.

(૧) તેની પત્ની મરયમનું કહેવું છે કે મેં આ સાંભળ્યું : " તારી બહેનને તલાક"

(૨) હનીફ હસન ચિનારા : "મેં તલાક વિશે સાંભળ્યું હતું, પરંતુ આ ઘટના વખતે ઘણાં ગુસ્સામાં હતો, એટલે તેને આ શબ્દો કહયા હતા, તે મને યાદ નથી."

(૩) હમીદ મુહમ્મદ ચિનારા : મેં સાંભળ્યું હતું " આઈ ડિવોર્સ યુ" આ શબ્દો મેં એક વખતે સાંભળ્યા અને ઝઘડાને રોકવામાં હું મશ્ગુલ હતો. એટલે કેટલા વખતે તેણે આ શબ્દો કહયા હતા, તે મને ખબર નથી.

(૪) હવ્વા બીબી હનીફ ચિનારાઃ મેં સાંભળ્યું હતું " તારી બહેનને તલાક આપી, તલાક.

(૫) ઈબ્રાહીમ ચિનારા : "મેં સાંભળ્યું, તારી બહેનને તલાક આપી, આ બે વખતે કહયું" પછી તલાકના શબ્દો કહીને તે ટેલિફોન કરવા જતો રહયો.

(૬) હસન નગદી : તેણે એવું કહયું કે "આઈ ડિવોર્સ યુ, ગેટ આઉટ"

તો આ સુરતમાં કેટલી અને કઈ તલાક પડી, તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

યાદ રહે કે મારા ભાઈએ આ તલાક દિલથી આપી નથી, બલકે ગુસ્સામાં આપીને, માત્ર ઓરતના ભાઈને દુર કરવા આવું કહયું હતું, પત્નીને તલાક આપવાનો કોઈ ઈરાદો ન હતો, બંને પતિ – પત્નીનો સંબંધ ઘણો સારો છે, તેઓ ખુશીથી જીવન પસાર કરી રહયા છે, તેમના બાળકો પણ છે. તેઓ પોતાના બાળકોને બરબાદ કરીને અલગ જીવન પસાર કરવા માંગતા નથી. માટે ઉમ્મીદ છે કે સંતોષકારક જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા એ જાણી લો કે તલાક સામાન્ય રીતે ગુસ્સામાં જ આપવામાં આવે છે, રાજી ખુશીથી કોઈ આપતું નથી, અને શરીઅતમાં જે શબ્દો તલાક માટે વપરાય છે, જયારે ઓરતને સંબોધીને અથવા તેની તરફ નિસ્બત કરીને પતિ કહેશે, તો તલાક લાગી જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૮) ભલે મજાકમાં કહે અથવા ગંભીરતાથી અને એ શબ્દોનો બોલવાનો ઈરાદો હોય કે ન હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩) રસૂલુલ્લાહ (સલ.)નું ફરમાન છે. ત્રણ ચીજો એવી છે કે તેની ગંભીરતામાં પણ ગંભીરતા છે અને મજાકમાં પણ ગંભીરતા છે અને એ ત્રણ ચીજો આ છે (૧) નિકાહ (૨) તલાક (૩) રજઅત (તલાક આપ્યા પછી પત્ની સાથે ફરીથી રુજુઅ કરવું અથવા નિકાહ કરવા)

عن أبي هريرة رضي الله عنه – قال : قال رسول الله صلى الله عليه وسلم
: " ثلاث جدهن جد وهزلهن جد: النكاح والطلاق ، و الرجعة " .

(તિરમિઝી : ૧ / ૨૨૫, હદીસ નં ૧૧૮૪)

માટે પત્ની, એવી રીતે પતિ અને બનેવી અલ્લાહ તઆલાનો ડર રાખીને

સત્ય હકીકતનો એકરાર કરે, જો કોઈ સત્ય હકીકત જાણવા છતાં છુપાવે, તો તે સખત ગુનેહગાર થશે. ગવાહ પણ સત્ય હકીકત બયાન કરે, નહીં તો તેઓ પણ ગુનેહગાર થશે. (સૂરએ હજ : ૩૦, સૂરએ બકરહ : ૨૮૩)

પુછેલા સવાલમાં જે કંઈ લખ્યું છે તેના અનુસંધાનમાં આ હુકમ હશે કે ગવાહ નંબર ૧,૪ અને ૬ની ગવાહી પ્રમાણે મરયમ બીબીને બે તલાકે બાઈન પડી જશે. તેમાં ફરી નિકાહ કરીને બંને પતિ – પત્ની બનીને પાછા રહી શકે છે (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ગવાહ નંબર પાંચ ના બયાન પ્રમાણે ત્રણ તલાક થાય છે. પરંતુ તેની સાથે કોઈ ગવાહ નથી, એટલે તેની ગવાહી પર ત્રણ તલાકનો હુકમ લાગશે નહીં. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૪૬૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) પતિના એકરાર પર કોર્ટની તલાકનો હુકમ, જ્યારે કે બાદમાં તે ઈન્કાર કરે

**સવાલ (૨૧૭૮) :** મારા પતિએ કોર્ટમાં મને પોતાના નિકાહમાંથી અલગ કરવાનો દાવો કર્યો હતો કે મને મારી પત્નીને અલગ કરવી છે, (તલાક આપવી છે.) તે વખતે કોર્ટમાં મેં પણ પોતાના ભરણ પોષણનો ખર્ચ માંગ્યો હતો. પછી કોર્ટ દ્વારા મને તેના નિકાહમાંથી અલગ કરવાનો ફેસલો કર્યો. તેની એક નકલ પણ આ સવાલની સાથે છે. તેમાં મને મારા પતિએ પોતાના નિકાહમાંથી અલગ કરવાનો એકરાર પણ કર્યો છે.

હવે મારો પતિ મિત્રો સામે એવું કહે છે કે મેં મારી પત્નીને કોર્ટ દ્વારા અલગ કરી છે, મેં જાતે તેને અલગ કરી નથી. એટલે મેં જાતે તેને તલાકના શબ્દો કહયા નથી, એટલે તે મારા નિકાહથી અલગ થઈ શકતી નથી. જયારે કે તેણે મને પોતાના નિકાહથી અલગ કરવાનો દાવો કર્યો છે અને કોર્ટે મને અલગ થવાનો ફેસલો પણ આપ્યો અને પતિએ તેનો એકરાર પણ કરી લીધો, તો મને તલાક થશે કે નહીં ? અને કોર્ટના આ ફેસલા પહેલા મારા વકીલે પતિથી પુછયું હતું કે તમને પોતાની ઓરત પાછી લઈ જવી છે, તો પતિએ મનાઈ કરી દીધી હતી, તો હવે મારે શું કરવું જોઈએ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલની સાથે તમારા તરફથી કોઈ નકલ મળી નથી, જેનું આપે વર્ણન કર્યું

છે, તલાક વિશે દાવો કરવાથી અથવા વકીલના અલગ કરવાથી ઓરત નિકાહથી નહીં નીકળે, જયાં સુધી કે પતિ ઓરતને ઠોસ તલાક લખીને ન આપે અથવા તલાકના શબ્દો ન બોલે.

(યાદ રહે કે જો વકીલ, વકીલ બનાવનારની ઈજાઝત અને મરજીથી, વકીલ બનાવનારની પત્નીને તલાક આપે, તો તેનાથી તલાક લાગવામાં કોઈ શંકા નથી.)

કોર્ટના તલાક આપવાથી શરઈ તલાક નહીં લાગે. કારણ કે કોર્ટના જજ બિન મુસ્લિમ હોય છે, તેમનો ફેસલો મુસલમાનોની તલાક બાબતે શરીઅતમાં કબુલપાત્ર અને લાગુ પડશે નહીં.

(સવાલની સુરતમાં પતિનો મુકદ્દમો કરવાને કારણે તલાક આપવામાં આવી છે. એટલે તેના જાઈઝ હોવામાં કોઈ શંકા કરવી જોઈએ નહીં, અને એવું સમજવું જોઈએ કે જજે હકીકતમાં વકીલ બનીને એ વ્યકિતની પત્નીને તલાક આપી છે અને વકીલનું મુસલમાન હોવું જરૂરી નથી.)

આ વિશે મારી ગુજરાતી કિતાબ મુસલમાન ઓરત વાંચવાથી પુરી હકીકત માલુમ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) પત્નીની બિન ઈસ્લામી અદાલતમાં તલાકની માંગણી પર પતિનું રાજી થવું

**સવાલ (૨૧૭૯) :** એક વ્યકિતએ લંડનમાં નિકાહ કર્યા, લગભગ ત્રણ – ચાર મહિના પતિ – પત્ની સાથે રહયા, પરંતુ સ્વભાવ મેચ ન થવાથી તેઓ અલગ રહેવા લાગ્યા, દસ વર્ષ સુધી અલગ રહેવા પછી પત્નીએ કોર્ટમાં અરજી કરી કે હું મારા પતિથી તલાક ઈચ્છુ છું, કોર્ટે પતિને બોલાવીને કહયું કે તમારી પત્ની તમારાથી તલાક ઈચ્છે છે, તો પતિએ તેના જવાબમાં કહયું કે મને તેમાં કોઈ વાંધો નથી, માટે કોર્ટે બંનેને અલગ થવાનું સર્ટિફિકેટ આપી દીધું, પછી તે ઓરતે બીજા નિકાહ પણ કરી લીધા, તો શું કોર્ટમાં વર્ણન કરેલ સર્ટિફિકેટથી તલાક થઈ ગઈ ? અને તેના બીજા નિકાહ દુરુસ્ત થયા કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોર્ટમાં પતિથી એ પૂછવા પર કે તારી પત્ની તારાથી તલાક ઈચ્છે છે, તેનું એ કહેવું કે મને કોઈ વાંધો નથી, તેનાથી તલાક પડતી નથી. પરંતુ આ વાતચીત પછી

તલાક સર્ટિના લખાણ પર જે કાર્યવાહી થઈ હોય અને તેની ઉપર પતિની સહી હોય, તો બની શકે છે કે કોઈ હુકમ સાબિત થાય, તેના માટે સંપૂર્ણ વિગતો સાથે તલાક સર્ટિનું લખાણ વાંચવું જરૂરી છે. તેની ઉપર વર્ણન કરેલ મસ્અલાનો હુકમ આધારિત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કોર્ટની તલાકનો હુકમ

**સવાલ (૨૧૮૦) :** કોર્ટમાં કેસ દાખલ કર્યા પછી બિન મુસ્લિમ કોર્ટના જજે એ ફેસલો કર્યો કે આજથી તમે બંને પતિ – પત્નીના સંબંધથી અલગ થઈ ગયા, તમે બંને એક સાથે રહી શકતા નથી, પરંતુ પતિએ પોતાના મોઢાથી એ નથી કહયું કે હું તે (પત્ની)ને પોતાના નિકાહથી અલગ કરું છું અથવા તે સિવાય અન્ય કોઈ એવા શબ્દો જેનાથી ઓરત નિકાહથી અલગ થઈ જાય, તો શું માત્ર કોર્ટના ફેસલાથી ઓરતને તલાક થઈ જશે ? અને કોર્ટમાં પતિની ગેરહાજરીમાં જો ઓરત માટે અલગ થવાનો ફેસલો કરે, તો શું તેનાથી ઓરતને તલાક થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ઓરતને તલાક નહીં થાય, ઓરત પોતાના એ જ પતિના નિકાહમાં બાકી રહેશે. માટે તેને કોઈ બીજી જગ્યાએ નિકાહ કરવા સહીહ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) પતિએ કોર્ટના તલાકનામા પર સહી કરવી

**સવાલ (૨૧૮૧) :** પતિ – પત્ની વચ્ચે મતભેદ થઈ ગયો, તેને લીધે કેટલાક વર્ષોથી બંને એક બીજાથી દુર રહે છે અને હવે સમાધાનની કોઈ શકલ નથી અને તેમનો મસ્અલો કોર્ટ સુધી પહોંચી ગયો છે, અને પતિએ કોર્ટના તલાકનામા પર બે વખતે સહી કરી છે.

હવે ઓરત પતિથી શરીઅત પ્રમાણે તલાકની માંગણી કરે છે, પરંતુ પતિ એ કહે છે કે હું શરીઅત પ્રમાણે તલાક નહીં આપું, જયારે કે પતિ કોર્ટના તલાકનામા પર સહી કરી ચુકયો છે, તો શું એવી સુરતમાં ઓરત પર તલાક લાગશે કે નહીં ?

અને બીજી વાત પતિ – પત્ની જે દેશમાં રહે છે, એ દેશનો કાનૂન છે કે જો પતિ – પત્ની પરસ્પર મતભેદને કારણે પાંચ વર્ષ સુધી એક બીજાથી અલગ રહયા હોય, તો એવી સુરતમાં કોર્ટ બંનેને અલગ કરી દે છે, ભલે પતિ – પત્ની રાજી હોય

કે ન હોય.

તો હવે દેશના કાયદા પ્રમાણે તલાક થઈ ગયા પછી પુરુષ બીજી શાદી કરી શકે છે, તો ઓરત એવી હાલતમાં શું કરે ?

ઓરતનું કહેવું છે કે હવે તે પતિની સાથે કોઈ પણ હાલતમાં રહી શકતી નથી. એટલા માટે કે તે માનસિક રીતે અસ્થિર છે, અને બીજી બિમારીઓ પણ છે અને એ પતિથી એક છોકરો પણ છે.

હવે જો એ ઓરત પર શરીઅત પ્રમાણે તલાક નથી થતી તો ઓરત અને તેનો છોકરો પતિના માલનો વારસદાર બનશે કે નહીં ? અને જો તલાક થઈ ગઈ છે તો પણ વારસો મળશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સૌ પ્રથમ પતિએ જ તલાકનામા પર સહી કરી છે, તેની સાફ કોપી વાંચવી પડશે, પછી તેનો જવાબ આપવામાં આવશે, એટલા માટે કે તલાકનામુ મારી સામે હાજર નથી, માટે હું કંઈ પણ લખી શકતો નથી. એટલે એ સહીવાળા કાગળની કોપી મોકલો, જેથી માલૂમ થઈ જાય કે આપ શરઈ તલાકથી શું સમજો છો અને તેમણે કેવા તલાકનામા પર સહી કરી છે.

(૨) પતિને કઈ બિમારી છે ? એટલે માનસિક બિમારી છે, તેનાથી શું મુરાદ છે, તેની પણ સ્પષ્ટા કરો.

(૩) જો ઓરતને તલાક પડી જાય તો તેને વારસામાંથી કોઈ હિસ્સો નહીં મળે, (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૮૭) હા, જો તેનો છોકરો છે, અને તે છોકરો એ જ પતિનો છે, તો ભલે છોકરો નાનો હોય કે મોટો, ભલે છોકરાની માતાને તલાક થઈ ગઈ હોય કે તલાક ન થઈ હોય, દરેક હાલતમાં છોકરાને વારસામાંથી હિસ્સો મળશે. (સૂરએ નિસાઅ : ૧૧, અહકામુલ કુર્આન : ૩ / ૨૮૮) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) માતા – પિતાના કહેવાથી ઓરતે પતિથી તલાકની માંગણી કરવી

સવાલ (૨૧૮૨) : એક ઓરત પોતાના પતિ સાથે ખુબ જ શાનદાર જીવન પસાર કરી રહી હતી, તેણે પોતાના માતા – પિતાના કહેવાથી કોર્ટમાં મુકદમો દાખલ કરી દીધો અને પોતાના પતિથી તલાકની માંગણી કરી, તો શું તેના માટે ઈજાઝત છે, યાદ

રહે કે પતિ તલાક આપવાથી ઈન્કાર કરે છે. જો એ સુરતમાં કોર્ટ તલાકનો ફેસલો કરી દે, તો તલાક થઈ જશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિ જયારે ઓરતની બધી જરૂરીયાતો (હકો) અદા કરતો હોય, તો ઓરત માટે માત્ર પોતાના માતા – પિતાના કહેવાથી તલાકની માંગણી કરવી સખત ગુનાહનું કામ છે. (અબૂદાવુદ : ૧ / ૩૦૩, હદીસ નં. ૨૨૨૬)

જો ઓરત કોર્ટમાં તલાકની માંગ કરે અને પતિ પોતાના મોઢાથી એક શબ્દ પણ ન બોલે, કોર્ટ પોતાના પાવર પર ઓરત માટે તલાકનો ફેસલો કરી દે, તો ઓરતને તલાક નહીં થાય. ઓરત પોતાના પતિના નિકાહમાં બાકી રહેશે, એ ઓરત માટે બીજા નિકાહ કરવા જાઈઝ નથી, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) નિય્યત વગર કોર્ટના કાગળો પર સહી કરવાથી તલાક થશે કે નહીં ?

**સવાલ (૨૧૮૩) :** ઓરતે પોતાના પતિથી તલાક લેવા માટે કોર્ટમાં કેસ દાખલ કર્યો, પતિએ કોર્ટના કાગળો ઉપર પોતાની સહી કરી દીધી. પરંતુ સહી કરતી વખતે દિલમાં તેની નિય્યત એ હોય કે હકીકતમાં હું પોતાની પત્નીને સજા આપીશ આ સહી તો આમ જ કરું છું અને કોર્ટના કાગળો પર તલાકની કોઈ સ્પષ્ટા ન હોય તો શું તેનાથી તલાક થશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જયારે તલાક વિશે કોઈ લખાણ ન હોય, તો માત્ર પતિની સહીથી ઓરતને તલાક નહીં થાય, હા, તલાક વિશે જો કોઈ લખાણ હોય અને પતિ પોતાની ખુશીથી પોતાની સહી કરી દે, તો ઓરતને તલાક લાગી જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬, ૨૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) તલાક માટે શું માત્ર કોર્ટનો હુકમ કાફી છે?

**સવાલ (૨૧૮૪):** તલાક આપવાનો હક માત્ર પતિને છે. જો જજ તરફથી ઓરત માટે કોર્ટમાં તલાકનો ફેસલો થઈ ગયો, તો શું ઓરત એ માની લે કે " હું આ ફેસલાને કારણે આ (પતિ) ના નિકાહથી નીકળી ગઈ છું." જો જવાબ હકારમાં હોય, તો પછી કોર્ટમાં સિવિલ મેરેજ પછી શરઈ રીતે નિકાહ કેમ કરે છે. દા.ત.

કોઈ વ્યકિતએ કોર્ટમાં બિન મુસ્લિમ જજની સામે પાંચ ગવાહોની હાજરીમાં આ કહયું કે " હું આજથી આ ઓરતને પોતાના નિકાહમાં કબૂલ કરું છું" ઓરતે પણ આ વાતને કબૂલ કરતા કહયું કે હું પણ આ (પુરુષ)ને પતિ તરીકે કબૂલ કરું છું.

ટુંકમાં કોર્ટમાં નિકાહ નથી થતા, તો તલાક કેમ થાય છે, જયારે કે કોર્ટમાં બિન મુસ્લિમ જજ હોય છે.

તેમજ શાદીના મોકા પર પતિ અને પત્ની બંને હાજર હોય છે, તેમ છતાં નિકાહ થતા નથી, તો પતિની ગેર હાજરીમાં તલાક ન થવી જોઈએ, કારણ કે ઘણી વખતે પતિ અદાલતમાં હાજર હોતો નથી, અને તેના તરફથી તલાકનો ફેસલો કરી દેવામાં આવે છે.

ટુંકમાં મને કોર્ટની તલાક વિશે શંકા છે, કારણ કે પતિ તલાકના શબ્દો પોતાના મોઢાથી બોલતો નથી અને તલાક થઈ જવાનો ફેસલો સંભળાવી દેવામાં આવે છે.

આપ મસ્અલાની સ્પષ્ટતા કરી આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નિકાહ સહીહ થવા માટે કરાર કરનારાઓ પાસે બે ગવાહો હોવા જરૂરી છે. એટલે પતિ – પત્ની બે ગવાહો સાથે ઈજાબ વ કબૂલ કરે, એવી રીતે કે પતિ કહે કે હું ફલાણો ફલાણાની છોકરીને પત્ની બનાવીને કબૂલ કરું છું, તેના જવાબમાં ઓરત કહે છે કે મને મંજુર છે, તો તેનાથી નિકાહ સહીહ થઈ જશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૭૦)

ખુત્બો પઢવો અને લોકોનું ત્યાં હાજર રહેવું સુન્નત છે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૮)

ટુંકમાં એ કહેવું કે કોર્ટમાં કરેલા નિકાહ દુરુસ્ત થતા નથી, આ ત્યારે સહીહ થશે જયારે કે નિકાહ સહીહ થવા માટેની શરતો જોવા ન મળે, જો શરત જોવામાં આવે, તો નિકાહ દુરુસ્ત થશે, ભલે બિન મુસ્લિમ જજ સામે જ નિકાહ કેમ ન પઢવામાં આવે.

એવી રીતે તલાક આપવાનો અધિકાર પુરુષને છે, જજ અને મેજિસ્ટ્રેટને તલાકનો કોઈ અધિકાર નથી, ઈસ્લામી અદાલત અથવા શરઈ પંચાયતના કાજીને પણ કાનૂની કાર્યવાહી કરીને નિકાહ તોડવાનો અધિકાર છે, તલાક આપવાનો અધિકાર નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૦) માટે બિન મુસ્લિમ

અદાલતના જજ અને કાજી, પતિની ઈજાઝત વગર , તેની ઓરતને તલાક આપે, તો તલાક નહીં થાય, હા, જો જાતે પતિએ તલાક આપવાનો અધિકાર જજ, ભલે તે બિન મુસ્લિમ હોય અથવા કાજીને આપ્યો હોય અને જજ અથવા કાજીએ તલાક આપી, તો તલાક થઈ જશે, એટલા માટે નહીં કે એ બંનેને તલાકનો અધિકાર છે, બલકે એટલે કે તેમને વકીલ બનીને તલાક આપી છે.

ટુંકમાં કોર્ટના જજ પતિની ઈજાઝત વગર તલાક આપે, તો શરત પ્રમાણે તલાક નહીં થાય, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) શું પત્ની પોતાના પતિને તલાક આપી શકે છે ?

**સવાલ (૨૧૮૫) :** જો ઓરત કોર્ટમાં તલાકનો દાવો કરે છે, તો તેનો મતલબ એ છે કે ઓરત પોતાના પતિને તલાક આપી શકે છે, તો શરીઅતમાં આ જાઈઝ છે કે નહીં?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતમાં ઓરતને તલાક આપવાનો હક નથી. પરંતુ કેટલાક પ્રસંગોએ જયારે કે પતિ પાગલ અથવા મજનૂન હોય, ઓરતના પત્નીત્વના હકો અદા કરતો ન હોય અથવા ઓરતને જાનનો ખતરો હોય તો ઈસ્લામી કોર્ટ અથવા શરઈ પંચાયતમાં ઓરત દાવો કરે, તો શરઈ પંચાયત મસ્અલાની તપાસ કરીને શરતો પ્રમાણે તલાક અને નિકાહ તોડવાનો હુકમ આપી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) તલાકની ખબરથી તલાક થતી નથી

**સવાલ (૨૧૮૬) :** (૧) એક વ્યકિતએ પોતાની સાળીને એક પરચી આપી અને એવું કહયું કે આ પરચી તુ તારી બહેન એટલે મારી પત્નીને આપી દેજે, તેમાં લખ્યું હતું કે મારી પત્ની જયારે તારા ઘરે આવશે ત્યારે તેને એક રજઈ તલાક. પછી પત્ની એ પરચીની વિરુદ્ધ કરતા પોતાની બહેનના ઘરે જતી રહી.

(૨) ત્યાર પછી અંદરો અંદર ઘણી લડાઈ થઈ અને બંને પક્ષોએ એક બીજા પર આક્ષેપો લગાવ્યા, તે વખતે વર્ણન કરેલ વ્યકિતએ કહયું કે એક તલાક.

(૩) આ ઘટના પછી તરત જ એ વ્યકિતને બધા લોકો ઘરની અંદર લઈ ગયા, પરસ્પર ઝઘડો તો ચાલતો જ હતો, ઘર નજીક હોવાને કારણે અને વધુ સખત

ઝઘડો થવાને કારણે એક બીજાને બોલી રહયા હતા કે એ દરમિયાન એ વ્યકિતએ બીજી વખતે ઘરમાંથી બહાર નીકળીને કે ઝઘડો કેમ કરો છો ? મેં તલાક આપી દીધી છે, હવે અમારો કોઈ સંબંધ બાકી રહયો નથી, તેને ઈદ્દત પુરી કરવા દો.

આ પ્રકારની ઘટના બની છે, તો એ ઓરતને કેટલી તલાક પડશે ? અને કઈ તલાક : રજઈ, બાઈન અથવા મુગલ્લઝા ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ક્રમ નંબર (૧) પ્રમાણે (જેમાં આ વાતની સ્પષ્ટતા કરવામાં આવી છે કે મારી પત્ની જયારે પોતાની બહેન એટલે મારી સાળીના ઘરે જશે તો તેને એક રજઈ તલાક) એક રજઈ તલાક પડી જશે. (તબ્યિનુલ હકાઈક : ૨ / ૧૯૫)

ક્રમ નંબર : (૨) પ્રમાણે ઝઘડો થવા પર પતિએ બીજી એક તલાકનો ઉલ્લેખ કર્યો, તેનાથી એક બીજી તલાકે રજઈ પડી ગઈ, (એટલે કુલ બે તલાકે રજઈ થશે.)

માટે જયાં સુધી ઓરત ઈદ્દતમાં છે, તેનો પતિ ફરી નિકાહ પઢયા વગર પણ ઓરતને બીજી વખતે પોતાના નિકાહમાં લાવી શકે છે, બે ગવાહો સામે એવું કહી દે કે મેં મારી પત્નીને જે તલાક પછી ઈદ્દતમાં છે, રુજૂઅ કરીને બીજી વખતે પોતાના નિકાહમાં પાછી લાવું છું.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

ક્રમ નંબર ૩ પ્રમાણે પતિના ત્રીજી વખતે તલાકના શબ્દો બોલવાથી નવી તલાક નહીં પડે, કારણ કે આ વ્યકિત તેનાથી કોઈ નવી તલાક આપવા માંગતો નથી, બલકે ભૂતકાળમાં બનેલી ઘટનાની ખબર આપી રહયો છે કે ઝઘડો ખતમ કરો, મેં મારી પત્નીને તલાક આપી દીધી છે, તેમાં કોઈ નવી તલાકનો ઉલ્લેખ નથી, તે માત્ર પોતાની અજ્ઞાનતાને કારણે આ સમજી રહયો છે કે પતિ – પત્ની વચ્ચે હવે પતિ – પત્નીનો સંબંધ બાકી રહયો નથી, માટે તમે ઈદ્દત પુરી કરી લો અને લડાઈ – ઝઘડો કરવાની કોઈ જરૂરત નથી, ટુંકમાં અહીંયા કોઈ નવી તલાકનું વર્ણન નથી એટલે ત્રીજી તલાક નહીં પડે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૬)

માત્ર પોતાની અજ્ઞાનતાને લીધે એવું કહી રહયો છે કે મારી અને તેની વચ્ચે હવે કોઈ સંબંધ બાકી રહયો નથી, એટલે ત્રીજી તલાક નહીં પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) પતિની ખુશીથી આપવામાં આવેલી તલાકનો હુકમ

**સવાલ (૨૧૮૭) :** હું આજથી પોતાની પત્ની એટલે મહમૂદ મુહમ્મદ શેખની છોકરી મરયમને તલાક આપી રહયો છું એટલે તેને પોતાની ખુશીથી રજા આપી રહયો છું તો શું તેનાથી તલાક લાગુ પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં એક રજઈ તલાક પડી જશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

તેનો હુકમ એ છે કે ઓરત જયાં સુધી ઈદ્દતમાં હોય, પતિ ફરી નિકાહ કર્યા વગર ઓરતને બીજી વખતે પોતાના નિકાહમાં લાવી શકે છે, ભલે ઓરત રાજી હોય કે ન હોય, પતિ બે ગવાહોની સામે એવું કહી દે કે હુ પોતાની ઓરતને બીજી વખતે મારા નિકાહમાં પાછી લાવું છું. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) "તલાક આપું છું"થી કઈ તલાક લાગુ પડશે ?

**સવાલ (૨૧૮૮) :** મોહતરમાં શહરબાનુ ! આપને ઘણી વખતે સમજાવ્યા, પરંતુ તમે પોતાની જીદ પર છો, આપના માતા – પિતા પણ ચુપ છે, પરેશાન કરવાની પણ કોઈ હદ હોય છે. આપના માતા–પિતાની ભૂલને કારણે મેં ફેસલો કરી લીધો છે, આપના આગળના જીવનના અલ્લાહ માલિક છે. આજે પણ રૂબરૂ તમારાથી પૂછયું હતું, પરંતુ તમે તમારી જીદ અને હટધર્મી પર કાયમ છો, એટલે હું આજે તમને તલાક આપું છું, ખુશીથી નહીં પરંતુ મજબુરીને લીધે તલાક આપું છું (ગુજરાતી શબ્દ ફારગતી વાપર્યો છે. મુજતબા) પત્નીમાંથી કાઢી રહયો છું, (ગુજરાતી શબ્દ 'રદ' છે. મુજતબા) ખુદા હાફિઝ

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નુર મુહમ્મદ સાહેબનું એ લખવું કે હું આજે તલાક આપું છું, તેનાથી તલાકે રજઈ લાગી ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) જયાં સુધી પત્ની ઈદ્દતમાં છે, પતિ એ કહે કે હું ફરીથી પોતાના નિકાહમાં લાવી રહયો છું, અથવા રાખી રહયો છું અથવા સંભોગ કરે, તો શહરબાનુને નુર મુહમ્મદના નિકાહમાં જ ગણવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) સાસુ – વહુના ઝઘડામાં ગુસ્સામાં આવીને નિય્યત વગર પત્નીને તલાક આપવાનો હુકમ

**સવાલ (૨૧૮૯) :** મારા ઘરે મારી માતા અને મારી પત્ની (સાસુ–વહુ) વચ્ચે ઝઘડો થઈ ગયો, મને મારી પત્ની સાથે ઘણી મુહબ્બત હતી, એટલે મેં મારી માતાને થોડી નસીહત કરી તેને કારણે તે વધારે ભડકી ગઈ, તો મેં પોતાની માતાને માત્ર ગભરાવવા ત્રણ વખતે 'તલાક, તલાક, તલાક' બોલી ગયો, ત્યાં એક વ્યકિત હાજર હતો અને મારી પત્ની પડોશીના ઘરમાં બેઠી હતી, મને મારી પત્ની સાથે ખુબ જ મુહબ્બત હતી, મારા દિલમાં તેને તલાક આપવાનો કોઈ ઈરાદો ન હતો અને ન મેં આ શબ્દો બોલતી વખતે મારી પત્નીને સંબોધન કર્યુ હતું અને ન તો એવું કહયું હતું કે "મારી પત્ની અથવા મારી ઓરતને તલાક" મેં તો આ માત્ર પોતાની માતાને ગભરાવવા કર્યુ હતું.

હવે એ વ્યકિત જે મારા પડોશમાં હતો, તેણે કહયું કે તને પોતાની પત્ની સાથે કોઈ મુફતીથી પૂછયા વગર સંબંધ ન રાખવો જોઈએ, જયારે કે મારા અને મારી પત્ની વચ્ચે કોઈ ઝઘડો ન હતો, તો શું તેનાથી તલાક થઈ જશે ? અને થશે તો કેટલી પડશે ? અમે બંને એક સાથે રહેવા પણ રાજી છીએ, તો તેની સુરત શું છે ? મેં પોતાની પત્નીને સંબોધીને આ શબ્દો ન કહયા હતા અને આ ફતવો ખુદાને હાજર રાખીને પૂછી રહયો છું, ઉમ્મીદ છે કે સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આ વાત સહીહ છે કે આપે પોતાની પત્ની તરફ કોઈ પણ પ્રકારનો ઈશારો કર્યો નથી અને ન તો પત્ની આપની સામે અથવા એ મજલિસમાં હાજર હતી અને પત્નીને તલાક આપવાની આપની કોઈ નિય્યત પણ ન હતી, માત્ર પોતાની માતાને ગભરાવવા આપે આ શબ્દો કહયા છે, તો તેનાથી તલાક નહીં થાય.

(બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૪૧)

અને જો પત્નીને તલાક આપવાની નિય્યતથી આ શબ્દો કહયા છે, તો તલાક થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) દિલમાં માત્ર તલાકનો વિચાર આવવા પર તલાકનો હુકમ

**સવાલ (૨૧૯૦) :** વિદેશમાં મારો એક મિત્ર રહે છે, અહીંયા તેની પત્ની છે. તેણે

પોતાની પત્નીને ત્રણ – ચાર વખતે પત્ર લખ્યો, જવાબ ન મળવા પર તેના દિલમાં વિચાર આવ્યો કે એવી ઓરતને પોતાના નિકાહમાં રાખવાથી શું ફાયદો તેને તલાક આપી દેવી જોઈએ. આ પ્રકારના વિચારો દિલમાં આવ્યા તો ખરા, પરંતુ તેને મોઢાથી તલાકનો કોઈ એક શબ્દ પણ કાઢયો નહીં, તો શું તેનાથી તેના નિકાહ પર કોઈ અસર પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના લખાણ પ્રમાણે માત્ર દિલમાં વિચાર આવ્યો છે. તેનાથી તેની પત્ની પર કોઈ તલાક નહીં લાગે જયાં સુધી તે પોતાના મોઢાથી સ્પષ્ટ તલાક અથવા તલાક સુચવે એવા શબ્દો ન બોલે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) પતિ તરફથી અસંતોષનો શિકાર બનેલી ઓરતે તલાકની માંગણી કરવી

**સવાલ (૨૧૯૧) :** જો કોઈ ઓરત વારંવાર પતિથી ઝઘડો કરતી હોય અને વારંવાર તેનાથી તલાકની માંગણી કરતી હોય, એટલે તેને પોતાનો આ પતિ પસંદ નથી, હમેંશા એ ઓરત પોતાના પતિથી અસંતોષ વ્યકત કરે છે તેને પોતાના પતિ સાથે રહેવામાં તકલીફ પણ થાય છે અને તે કહે છે કે તુ મને તલાક આપી દે અથવા હું તળાવ અથવા કુવામાં પડીને મળી જઈશ અથવા માંકડની દવા પી ને મળી જઈશ. તો એવી હાલતમાં પતિ જો તલાક આપવા માંગે, તો તેને કેટલી તલાક આપે ? એક અથવા બે ? અને જો પતિએ તેને એક સાથે બે તલાક આપી હોય અને બીજી વખતે તેને પોતાના નિકાહમાં લાવવા માંગે તો તેને શું કરવું જોઈએ ? અને એક સાથે ત્રણ તલાક આપવાથી શરીઅતમાં કેટલો ગુનોહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી ઓરત જે પોતાના પતિથી વારંવાર ઝઘડો કરતી હોય, તો તેની સાથે પતિ હંગામી ધોરણે પોતાનો શારીરિક સંબંધ તોડી નાંખે, પતિ પોતાની પથારી અલગ કરી દે. ૪–૫ અઠવાડિયા આવું કરવાથી ઉમ્મીદ છે કે સમજદાર ઓરત તેનાથી સબક મેળવીને સમજી જશે. (સૂરએ નિસાઅ : ૩૪)

જો તેનાથી પણ તે સમજતી નથી, તો તેને એક તલાક આપી દે, જયાં સુધી તે ઈદ્દતમાં હોય અને પોતાની વિચારસરણીમાં ફેરફારનું યકીન અપાવે, તો પતિ બીજી

વખતે નિકાહ પઢયા વગર તેને પોતાની પાસે રાખી શકે છે, ઈદ્દત પુરી થઈ ગયા પછી તે ઓરત નિકાહથી નીકળી જશે. બીજી વખતે નિકાહમાં લાવવા માટે ફરીથી નિકાહ પઢવા પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮)

પરંતુ જો તેને ત્રણ તલાક આપી દીધી છે તો ત્રણે તલાક પડી જશે. હલાલા વગર એ ઓરત પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય. પરંતુ એક સાથે ત્રણ તલાક આપવી સખત ગુનોહ છે. (સૂરએ બકરહ :૨૩૦, મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૧૪૫, હદીસ નં. ૩૨૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) બદ અખ્લાક ઓરતને તલાક ન આપવા પર એક હદીસથી સાબિત કરવું

**સવાલ (૨૧૯૨) :** એક વ્યકિતની પત્ની બદ અખ્લાક અને ચારિત્રહીન છે. છતાં તે મુહબ્બતને કારણે તેને તલાક આપતો નથી અને પોતે તલાક ન આપવાના પુરાવા રૂપે આ હદીસ રજૂ કરે છે.

وعن ابن عباس قال : جاء رجل إلى النبي صلى الله عليه وسلم فقال : إن لي امرأة لا ترديد لامس ، فقال النبي صلى الله عليه وسلم : طلقها ، قال : إني أحبها قال : فأمسكها إذا . رواه أبو داود والنسائي .

તેમાં આપ (સલ.) નો ઈર્શાદ فامسكها اذا થી સાબિત કરે છે, તો શું આ સાબિત કરવું દુરુસ્ત છે અને જો બીજા લોકો તેને તલાક આપવા પર મજબુર કરે તો શું તે લોકો ગુનેહગાર થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરત બદ અખ્લાક, નાલાયક અને ચારિત્ર્યહીન હોય, જે તેના પતિ અને રિશ્તેદારોને તકલીફ પહોંચાડતી હોય, નમાઝ અને રોઝાની પાબંદી ન કરતી હોય અથવા પતિને તેની ઝિનાકારીની શંકા હોય, તો તલાક આપી દેવી મુસ્તહબ છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૨૯)

આ હદીસથી તલાકના મસ્અલાને સાબિત કરવો દુરુસ્ત નથી.

જો પતિને કોઈ પ્રકારની શંકા હોય, તો તેને તલાક આપી દેવી જોઈએ, ઉપરોકત હદીસમાં આપ (સલ.) એ પતિને તલાકનો હુકમ ફરમાવ્યો. પરંતુ તેની

ઉપર પતિએ કહયું કે હું પત્નીથી ખૂબ જ પ્રેમ કરું છું, તો રસૂલુલ્લાહ (સલ.) એ તેની ઈજાઝત ફરમાવી કે તમે તેને પોતાની પત્ની બનાવીને રહેવા દો, તેને તલાક ન આપો, માટે તેની દલીલ સહીહ છે કે તલાકને લીધે તેને ગુનાહમાં ફસાવવાનો ખતરો હોય, તો તલાક ન આપે. (મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૧૭૧, ૨૧૭૨) કારણ કે ફિકહનો કાયદો છે. اذا ابتليت ببليتين فاختر اهونهما (અલ અશબાહ વન્નઝાઈર : ૭૬) એટલે જયારે તમે બે મુસીબતોમાં ફસાય જાઓ, તો તેમાંથી આસાન મુસીબતને અપનાવો. માટે વર્ણન કરેલી સુરતમાં લોકોએ તેને તલાક માટે મજબુર કરવો જાઈઝ નથી, પરંતુ પતિ માટે જરૂરી છે કે તે ખરાબ સ્વભાવની પત્નીને નસીહત કરતો રહે. અલ્લાહના હકો અને બંદાઓના હકોની તાકીદ કરતો રહે, નહીં તો પતિ ગુનેહગાર થશે. (મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૧૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) વસવસામાં તલાકનો હુકમ

**સવાલ (૨૧૯૩) :** એક વ્યકિતને તલાકનો વસવસો અને ખ્યાલ આવ્યો, તે એ સમજયો કે પત્નીને તલાક થઈ ગઈ. એટલે તેણે ફરીથી નિકાહ એ રીતે પઢયા કે ઓરત તરફથી એક વ્યકિત તેની ઈજાઝત વગર વકીલ બની ગયો. પતિએ જયારે તેના ફરી નિકાહની ખબર આપી, તો પહેલા તો શરમને કારણે તે ચુપ રહી, પછી મજાકમાં તેણે ઈન્કાર કરતા કહયું કે પહેલા મહેર આપો, તો હું મારી ખુશી વ્યકત કરીશ, ત્યાર પછી તે રાજી થઈ ગઈ, શું પુછેલી સુરતમાં નવા નિકાહ સહીહ થયા ? અને મહેર પતિના જિમ્મે વાજિબ થઈ ? અને નિકાહ ફરી પઢયા વગર જો પહેલા નિકાહ પર પતિ – પત્ની બાકી રહે, તો કોઈ વાંધો આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામની બુનિયાદ વસવસા, વિચારો અને વહેમો પર નથી, બલકે તે શયતાન તરફથી હોય છે. (તિરમિઝી : ૨ / ૧૨૮, હદીસ નં. ૨૯૮૮) તેનો કોઈ વિશ્વાસ નથી. એટલે પહેલા નિકાહ બાકી રહેશે, ફરી નિકાહની કોઈ જરૂરત નથી, જયારે ઓરત નિકાહથી નીકળી જ નથી, તો ફરી નિકાહ કરીને બીજી વખતે મહેર અદા કરવાની કોઈ જરૂરત નથી.

પરંતુ જો તલાક થઈ હોય અથવા પતિ – પત્નીએ મોઢાથી કોઈ એવા શબ્દો કાઢયા હોય અથવા કોઈ કામ કર્યુ હોય, જે તેમને (અલ અયાઝુબિલ્લાહ)

ઈસ્લામથી બહાર કરનારું હોય, તો તેમના નિકાહ ખતમ થઈ જશે. (મુસન્નફે અબ્દુર્રઝઝાક : ૭ / ૧૬૧, હદીસ નં. ૧૨૬૧૭) હવે જો ફરી નિકાહ પઢયા હોય તો નકકી કરેલી મહેર અદા કરવી વાજિબ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) બદઅખ્લાક અને લાંબી જીભવાળી ઓરતને તલાક આપવી

**સવાલ (૨૧૯૪) :** મારો પોતાની પત્ની સાથે બાળકોના મામલામાં એક ઝઘડો થઈ ગયો, ઝઘડાની હકીકત એ છે કે મારો એક ત્રણ વર્ષનો છોકરો ગરમ સ્ટવ પાસે જઈ રહયો હતો, તો મેં તેને ત્યાં જતા એવું કહીને રોકયો કે "ત્યાં ન જા સળગી જઈશ," તો મારી પત્નીએ બાળકને એક તમાચો મારી દીધો અને મારી ઉપર ગુસ્સે થઈ ગઈ. મેં પણ તેને એક તમાચો મારી દીધો, ત્યાર પછી મારી પત્ની મારા ઘરેથી નાસીને ગામમાં પોતાની માસીને ત્યાં જતી રહી, પછી સમજાવીને તેને પોતાના ઘરે પાછો લાવ્યો, પરંતુ તેનો ગુસ્સો એટલો હતો કે તેણે રાતના સમયે આત્મહત્યા કરવાની મને ધમકી આપી.

સવારમાં અમે જયારે નાસ્તા માટે બેઠા તો તેણે પોતાના મોઢાથી કોળિયો બહાર ફેંકી દીધો અને કહયું કે આ ઘરની રોટલી મારા માટે હરામ છે. હું આ ઘરમાં રહેવા નથી માંગતી.

ત્યાર પછી મારી સાસુ સુરત શહેરથી અહીંયા મારા ગામ બારડોલીમાં આવી. મારા અને મારા માતા – પિતા સાથે ઝઘડો કર્યો અને ખૂબ જ ખરાબ અંદાજથી તેને અમને ગાળો આપી અને મારી પત્ની અને બાળકોને તે પોતાની સાથે સુરત લઈ ગઈ.

હું બાળકોને તેને આપવા માટે તૈયાર ન હતો, તો તેણે કહયું કે ખુદાની કસમ ! બે ચાર દિવસોમાં આ બાળકોને પરત મુકી જઈશ, પરંતુ આજે સવા મહિનો થયો છે. તેને હજુ પરત કર્યા નથી અને ન મારી પત્નીને પરત મોકલી છે.

હવે સવાલ એ છે કે મને આવી ઓરતને પોતાના નિકાહમાં રાખવી જોઈએ અથવા નિકાહથી અલગ કરી દેવી જોઈએ ? વાત વાતમાં તે મારાથી અને મારી માતાથી ઝઘડો કરે છે. મારી અને માતા – પિતાના હુકમની વિરુદ્ધ કરે છે. વાત વાતમાં કહે છે કે હું તો આત્મહત્યા કરી લઈશ અને તેના માતા – પિતા પણ મને અને મારા માતા – પિતાને ગાળો બોલે છે અને જાનથી મારી નાંખવાની ધમકી આપે

છે, તો શું એવી ઓરતને તલાક આપવી જાઈઝ છે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

સવાલની સુરતથી હકીકત માલુમ થઈ, આપ (સલ.) નો ઈર્શાદ છે કે ઓરત ડાબી પાંસળીથી પેદા કરવામાં આવી છે અને ડાબી પાંસળીમાં પણ ઉપરની પાંસળીથી, જે વધારે વાંકી હોય છે, એ જ વાંકાથી ફાયદો ઉઠાવી શકતા હોવ તો ઉઠાવી લો, તેને સીધી કરવા જશો તો તુટી જશે અને તેને તોડવી તેને તલાક આપવી છે. (મુસ્લિમ : ૧ / ૪૭૫, હદીસ નં. ૫૯–૧૪૬૮)

એક બીજી હદીસમાં આપ (સલ.) નો ઈર્શાદ છે કે ઓરત ઓછી અકલવાળી છે. તેની અંદર સમજણ ઓછી હોય છે. (બુખારી : ૧ / ૪૪, હદીસ નં. ૩૦૪)

એટલા માટે આપના માટે બહેતર એ છે કે તેને સમજાવીને જો આપ તેનાથી ફાયદો ઉઠાવી શકતા હોય અને તેને પરત લાવીને તમારું ઘર બીજી વખતે આબાદ કરી શકતા હોય, તો પરત લઈ આવો, કારણ કે બધા જાઈઝ કામોમાં અલ્લાહની નજીક સૌથી અપ્રિય અને બુરૂ કામ તલાક આપવી છે. (અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૧૩૭) એટલે જયાં સુધી શકય હોય તલાકથી બચવાની કોશિશ કરો.

કુર્આનમાં :

فَابْعَثُوْا حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا (સૂરએ નિસાઅ : ૩૫)

ના હુકમ પ્રમાણે એક લવાદ પુરૂષ તરફથી અને એક લવાદ ઓરત તરફથી નકકી કરવામાં આવે. બંને લવાદની સામે પોતાની બધી પરેશાની અને તકલીફ બયાન કરવામાં આવે અને ઝઘડાના બધા કારણો તેમની સામે બયાન કરવામાં આવે, તે તમારી બધી વાત સાંભળીને છોકરી અને તેના માતા – પિતા પાસે જાય અને તમારા તરફથી પુરી વાત તેમની સામે મુકે અને તેમને રાજી કરીને , સમજાવીને તમારી પત્નીને પરત તમારા ઘરે મોકલવા તૈયાર કરી દે, જો તે રાજી થઈ જાય છે તો ઠીક છે, (ફિકહે ઈસ્લામી : ૭ / ૩૫૭) નહીં તો તેની સાથે ખુલઅનો મામલો કરવામાં આવે, ખુલઅની સુરત એ છે કે પત્નીની તલાકની માંગણી પર આપે જે મહેર પોતાની પત્નીને આપી છે, તે પરત લઈ લો અને તેના બદલામાં તેને પોતાના નિકાહમાંથી આઝાદ કરી લો અને જો મહેર ન આપી હોય તો મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરાવીને ગવાહોની સહીઓ લઈ લો, તેમની ગવાહીથી એક તલાક આપી દો. આ સુરતમાં તેને એક તલાકે બાઈન લાગી જશે. (સૂરએ બકરહ : ૨૨૯, બયહકી : ૩

/ ૧૦૭, હદીસ નં. ૨૬૪૦)

એવી મજબુરીની સુરતમાં જો આપ તેને તલાક આપશો તો ગુનેહગાર નહી થાવ. (ફિકહે ઈસ્લામી : ૭ / ૩૫૭)

નોંધ : ભવિષ્યમાં સરકારી કાયદા પ્રમાણે આપને કોઈ તકલીફ ન પડે, એટલે બહેતર એ છે કે ગવાહોની હાજરીમાં તલાક આપવામાં આવે, જેથી બાદમાં જરૂરત પડવા પર એ ગવાહોને રજુ કરી શકાય અને આપ એવું કહી શકો કે મેં તેની માંગણી પર તલાક આપી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) નિકાહના ત્રણ દિવસ બાદ સવા ચાર મહિનાનો ગર્ભ જાહેર થવો

**સવાલ (૨૧૯૫) :** અમારા ગામ કોકવારીમાં એક છોકરાની શાદી અમલસારની નજીક એક ગામ સુડીમાં થઈ, પરંતુ શાદી પછી એક મુસીબત એ ઉભી થઈ કે છોકરીની સાથે છોકરાએ માત્ર ૩ – ૪ દિવસ પસાર કર્યા અને માલુમ થયું કે છોકરીને ગર્ભ છે, ડોકટરી રિપોર્ટ પછી એ વાત સામે આવી કે તેને સાડા ચાર મહિનાનો ગર્ભ છે, તો શું એ છોકરી સાથે એ છોકરાનો નિકાહ સહીહ થયો અને ગવાહો અને વકીલ આ મામલામાં ગુનેહગાર થશે ? અને છોકરાએ છોકરી સાથે જે ત્રણ – ચાર દિવસ ગુજાર્યા છે, તેમાં તે ગુનેહગાર થશે કે નહી ? તેમજ શરીઅત પ્રમાણે છોકરીના વડીલો સાથે શું વર્તાવ કરવો જોઈએ તેમની વાત પરથી એવું લાગે છે કે તેઓ મહેર અને ઈદ્દત ખર્ચ માંગી રહયા છે. તો શું તેની મહેર અને ઈદ્દત ખર્ચ આપવો જોઈએ કે નહીં ? તેમજ છોકરીને જો કોઈ કારણે પાછી લાવવી પડે, તો શું બીજા નિકાહ કરવા પડશે અથવા તે જ નિકાહ (પહેલા નિકાહ) કાફી થઈ જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ઓરતને ઝિનાનો હમલ (ગર્ભ) છે, તેમ છતાં નિકાહ સહીહ થઈ જશે. (સૂરએ નિસાઅ : ૨૪, ફત્હુલ કદીર : ૩ / ૨૪૧)

પરંતુ ઝિનાનો ગર્ભ હોવાને કારણે પતિ માટે તેની સાથે સંભોગ કરવો હરામ છે, અને માલુમ હોવા પછી સંભોગ કરવો ગુનાહનું કારણ છે, હા જો માલુમ ન હતું અને સંભોગ કરી લીધો, તો કોઈ ગુનોહ નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૨૭)

ગવાહો અને વકીલોએ જાણવા છતાં એવી ઓરતથી નિકાહ કરાવ્યો છે જે ઝિનાથી ગર્ભવતી છે તો તેઓ ગુનેહગાર છે, તેમના માટે તોબા અને ઈસ્તિગ્ફાર કરવું જરૂરી છે. (સૂરએ ફુરકાન : ૭૨, બુખારી : ૨ / ૮૮૪, હદીસ નં. ૫૯૭૬)

છોકરીવાળાઓએ છોકરાવાળાઓને ધોકો આપ્યો છે. (ફત્હુલ કદીર : ૩ / ૨૪૧, ૨૪૨) માટે છોકરો તેની સાથે ખુલઅ માટે તૈયાર થઈ જાય. મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરાવીને તેને તલાક આપી દે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૬૧)

જો છોકરી પોતાની મહેર અને ઈદ્દત ખર્ચ માફ ન કરે, તો પતિ તેને તલાક ન આપે, તેને પોતાના પિતાને ત્યાં મોકલી દે, કારણ કે તેને છોકરાને ધોકો આપ્યો છે, બાળક પેદા થયા પછી જો છોકરો તેને પરત લાવવા માંગે તો લાવી શકે છે. કારણ કે નિકાહ સહીહ હતા અને પતિએ તેને તલાક આપી ન હતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) યોગ્ય કારણ વગર તલાક આપવી

**સવાલ (૨૧૯૬) :** હું "જૈબુન્નિસા રફીક મુહમ્મદ શેખ" વલસાડની રહેવાસી છું, મારા નિકાહ ૧૨ મેં ૧૯૭૫માં વાંસદાના રહેવાસી "રફીક મુહમ્મદ નુર મુહમ્મદ કટલરીવાલા" સાથે થયા હતા. નિકાહ પછી એક વર્ષની અંદર અમારે ત્યાં પહેલી છોકરીનો જન્મ થયો. પરંતુ છોકરી વધારે દિવસો જીવી ન શકી. ચાર દિવસમાં જ હોસ્પિટલમાં તેનુ મૃત્યુ થઈ ગયું, છોકરીને બચાવવા માટે જેટલા પણ જાહેરી પ્રયત્નો હતા, તે બધા મારા માતા – પિતાએ અપનાવ્યા પરંતુ અલ્લાહ તઆલાને ત્યાં જે લખેલું હતું તે થયું.

મારી તબીયત જયારે ઠીક થઈ ગઈ, તો મારા સાસરીયા મને પોતાના ઘરે લઈ ગયા અને છોકરીના મૃત્યુને કારણે, તે લોકો બધા ભેગા મળીને મારી ઉપર જુલ્મ કરવા લાગ્યા. મારા પતિના ફોઈ (ફાતિમા ઈબ્રાહીમ ખલીફા) તેમના ફુઆ (ઈબ્રાહીમ ખલીફા) અને ઘરમાં હાજર એક બીજા સગા મામાની છોકરી (મુમતાજ એહમદ) આ ત્રણે પોતાના ગંદા હેતુને પ્રાપ્ત કરવા માટે વારંવાર મારાથી ઝઘડો કરીને મારી મારપીટ કરતા હતા, ત્યાર પછી બીજી અને ત્રીજી વખતે પણ મને ગર્ભ રહયો. ગર્ભ પછી તેમણે મારી કોઈ ડોકટરી તપાસ ન કરાવી, ઉપરથી મારી ઉપર જુલ્મ કર્યો અને મારી શકિત ન હોવા છતાં આખા ઘરનું કામ મારાથી લેતા હતા.

ડોકટરોના માર્ગદર્શન પ્રમાણે મને થોડો પણ આરામ આપવામાં આવતો

નથી, તેણે કારણે મને એક વખતે ગર્ભ માત્ર પાંચ મહિનામાં અને એક વખતે માત્ર સાત મહિનામાં પડી ગયો. મારા પતિની ફોઈ ફાતિમા, જેમને મારા પતિને દત્તક પુત્ર બનાવ્યો હતો, મારા પતિ પર દબાણ કરતી અને તેને જોશ અપાવતી હતી, તેને કારણે મારો પતિ  મારી ઉપર અત્યાચાર કરતો હતો. રાત્રે મને મારપીટ કરી, પોતાના ઘરેથી બહાર કાઢી મુકતો હતો, આ બધા અત્યાચારો છતાં હું તેને સહન કરીને પોતાના સાસરી પક્ષમાં જ પડી રહી હતી.

મારો પતિ એક અવિવેકી અને બદ અખ્લાક છે, તેણે મને એવું કહયું કે "તારી માતા સિરિયસ થઈ ગઈ છે, હમણાં તેનો ફોન મારી ઉપર આવ્યો હતો અને તેને હમણાં જ આપણને વલસાડ બોલાવ્યા છે." આ તેની એક ચાલ હતી આવું કહીને તે મને પોતાની મોટર સાયકલ પર બેસાડીને મારી માતાના ઘર આંગણે, રસ્તામાં જ મને છોડીને ફરાર થઈ ગયો, ત્યાર પછી તેણે ૧૫ જુન ૧૯૮૬ રવિવારના રોજ આહવા ડાંગની એક છોકરી (જુબેદા) સાથે નિકાહ કર્યા છે. આજ સુધી તે મને લેવા માટે  આવ્યો નથી, પરંતુ અમારી જમાતના લોકો પાસે તે એક વખત આવી ગયો છે. જમાતના લોકોએ જયારે તેનાથી પોતાના હકો અદા કરવા અને ઓરતને પરત બોલાવવા વિશે તેના વિચારો જાણવા પ્રયાસ કર્યો કે શું તે પોતાની ઓરતના હકો અદા કરવા માટે તૈયાર છે કે નહીં ? તે વખતથી આજ સુધી તે અમારી જમાતના લોકો પાસે પણ આવ્યો નથી. અવલાદ પણ થઈ અને તે અલ્લાહની રહમતમાં પહોંચી ગઈ. પરંતુ આજ સુધી તેણે મને કંઈ નથી પૂછયું. મને તેણે નિઃસહાય છોડી દીધી છે. અને બીજા નિકાહ  કરી લીધા છે. મારી આ પૂરી હકીકતને વાંચીને મારા નીચેના સવાલોના જવાબ આપવા મહેરબાની કરશો.

(૧) ૧૧ વર્ષ પહેલા મારી શાદી થઈ હતી. ત્યાર પછી એક વર્ષની અંદર જ એક છોકરીનો જન્મ થયો અને અલ્લાહને મંજુર ન હતું એટલે તે છોકરી જીવતી ન રહી. પછી એક પછી એક અલગ અલગ વર્ષોમાં ઓછા મહિનાના બે બાળકો જન્મ્યા. અધુરા મહિનાઓના હોવાથી તે બાળકો પણ જીવતા ન રહયા, ત્રણે ડિલેવરી વખતે ન તો ડોકટરી ખર્ચ આપ્યો છે અને ન તો આટલા વર્ષોનું ભરણ પોષણ ખર્ચ આપ્યું છે. તેમ છતાં માત્ર એ કારણે કે મારા અને મારા પતિ વચ્ચે મુહબ્બત બાકી રહે, હું પોતાની જરૂરીયાતોની બધી વસ્તુઓ, પોતાના પિતા પાસેથી લાવતી હતી અને જીવન પસાર કરતી હતી, મારા પિતાએ મજબુર થઈને મારો

ઈલાજ જે તેઓ કરી રહયા હતા અધુરો છોડી દીધો, તેને કારણે મારે ત્યાં બે અધુરા બાળકો જન્મ્યા, ત્યાર પછીથી આજે ૪ – ૫ વર્ષો સુધી મારે ત્યાં કોઈ અવલાદ થઈ નથી.

મારો પતિ વિવિધ બહાના બનાવીને મને ધમકીઓ આપતો હતો કે હું તને જીવતી સળગાવી દઈશ. મારી સખત મારપીટ કરતો અને ૧૬ / ૪ / ૧૯૮૪ ના રોજ હું પોતાના ઘરે કામ કરતી હતી અને કોઈ ઝઘડો ન હતો કે મારા પતિએ મને કહયું કે " તારી માતાની તબીયત ખુબ જ સિરિયસ છે અને ફોન આવ્યો છે, તેને હમણાં જ આપણને વલસાડ બોલાવ્યા છે, જેમકે તફસીલ મેં ઉપર બયાન કરી છે, ત્યાર પછી મારા ભાઈઓએ વાંસદા જમાતના જિમ્મેદારોને અને મુતવલ્લીને પોતાની સાથે લીધા મને પણ પોતાની સાથે લીધી અને મને છોડવા મારા સાસરીયામાં આવ્યા અને મારા પતિથી મળીને તેમનાથી પૂછયું કે "તમને આને પોતાના ત્યાં રાખવી છે કે નહીં ?" તો તેણે જવાબ આપ્યો કે હમણાં મારે તેને નથી રાખવી. જયારે હું તેને સુકૂનથી રાખી શકીશ ત્યારે લઈ જઈશ.

જમાતના સાથીઓએ તેને સમજાવ્યો, પરંતુ તેમ છતાં તે ન સમજયો, પછી મને ઈચ્છા વગર મારા પિતાના ઘરે જવું પડયું. પછી તે બે વર્ષ અને ૨ મહિના પછી અહવા ગામની જુબેદા નામની એક વ્યભિચારી ઓરત સાથે ફરવા લાગ્યો અને પછી તેની સાથે નિકાહ કરી લીધા. તેની તફસીલ પહેલા આવી ગઈ છે.

બીજુ કે વલસાડ જમાતના જિમ્મેદાર અબ્દુલ હમીદભાઈ મોટરવાલાએ વાંસદા જમાતના જિમ્મેદારથી આ ઘટના વિશે પૂરી વાતચીત કરી હતી અને એ પણ કહયું હતું કે જયાં સુધી પહેલી ઓરતનો ફેસલો ન થઈ જાય, ત્યાં સુધી બીજા નિકાહ ન કરવામાં આવે અને બીજા નિકાહ કરવા પર વિઘ્ન નાંખવામાં આવે. તેમ છતાં તેમણે અમને કોઈ જાણ કર્યા વગર ખાનગીમાં તેના બીજા નિકાહ પઢાવી દીધા. તો હવે સવાલ એ છે કે આ રીતે કરવાથી જમાતના લોકો ગુનેહગાર થશે કે નહીં ? અને પહેલી ઓરતનો કોઈ ફેસલો કર્યા વગર બીજા નિકાહ જમાતના લોકો પઢાવી શકે છે? તેમનો હેતુ માત્ર અને માત્ર પહેલી ઓરતને નુકસાન પહોંચાડવાનો છે.

(૨) પહેલી ઓરત, બીજી ઓરતથી પોતાને અલગ રાખવાની હકદાર છે કે નહીં ? એટલે બીજી શાદી માટે પહેલી પત્ની મનાઈ કરવાનો હક ધરાવે છે કે નહીં? મારો પતિ લોકોને અને કમિટીના સભ્યોને એવું કહે છે કે મારે બે ઓરતો રાખવી છે,

તો આ સુરતમાં પતિની કમાઈમાં પત્નીનો કેટલો હિસ્સો લાગશે ?

(૩) જો તે પેહલી ઓરતના બધા હકો પત્ની હોવાની હેસિયતથી જે તેની ઉપર લાગે છે, જો તે અદા ન કરી શકે, તો શું તેના માટે બીજી શાદી કરવી જાઈઝ છે?

(૪) તેણે મને હમણાં તલાક આપી દીધી છે, શું મારા માટે ગયા બે વર્ષ અને અમુક મહિનાનો ખોરાકી ખર્ચ અને કપડા વગેરેનો ખર્ચ લેવો જાઈઝ છે કે નહીં ?

(૫) તેણે મને સામેથી અવલાદનું બહાનું કાઢીને તલાક આપી તો શું હું તેની પાસેથી પોતાની શાદીનો ખર્ચ લઈ શકું છું કે નહીં ?

(૬) શાદીના દિવસે આપવામાં આવેલા ઘરેણામાં મારો કોઈ હિસ્સો છે કે નહીં ?

(૭) ઓરતનું માસિક ચાલુ છે. ડોકટરી રિપોર્ટ સારો છે. કોઈ પણ અંગમાં કોઈ ખરાબી નથી, તો પતિએ ડોકટરી રિપોર્ટ કરાવવો જોઈએ અથવા બીજા નિકાહ કરવા જોઈએ ?

(૮) મારા પિતા નિવૃત્ત થઈ ગયા છે, ઘરેલું જવાબદારીઓ વધારે છે અમે નવ ભાઈ – બહેનો છીએ, હું વધારે ભણેલી નથી, માત્ર ચાર ચોપડી ભણેલી છું. કોઈ હુન્નર મારી પાસે નથી. તો આ સ્થિતિમાં હું મારા પતિ પાસેથી પોતાનો ખર્ચ લઈ શકું છું કે નહીં ? મારો પતિ બસ ડ્રાયવર છે અને તેનો પગાર ૧૫૦૦ રૂપિયા છે અને તેની જવાબદારી બે ઓરતો વગર કોઈ નથી. ઘરના બીજા સભ્યો પોત પોતાની કમાઈથી ખાય છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧–૨) વ્યકિત માટે બીજા નિકાહ કરવા જાઈઝ છે. તેના માટે પહેલી પત્નીથી ઈજાઝત જરૂરી નથી. તેને વિશ્વાસમાં લઈને શાદી કરે, તો બહેતર છે, પરંતુ બંને ઓરતોના હકો અદા કરવા ફર્ઝ છે. નવી ઓરતને જે પણ ખોરાક, પોશાક, રહેઠાણ વગેરે આપે છે, તે જ પ્રમાણે જુની પત્નીને પણ આપવા જરૂરી છે. અને દરેક સાથે વારા ફરતી રાત ગુજારવી જરૂરી છે.

(સૂરએ નિસાઅ : ૩, હિયાદહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૮૯)

(૩) જો પહેલી ઓરતના હકો અદા કરતો નથી, તો તે વ્યકિત માટે બીજા નિકાહ કરવા હરામ છે, આપના લખાણ પ્રમાણે આપનો પતિ આપની ઉપર જુલ્મ

કરે છે એટલે તે પોતાની જુની પત્નીના હકો અદા કરતો નથી. એટલા માટે ગામની કમિટી માટે જરૂરી છે કે તેઓ તેને તાકીદ કરે. તેને શરમ અપાવે, આ બધા કાર્યો જાઈઝ છે. (અબૂદાવૂદ : ૧ / ૨૧૬, હદીસ નં.૧૧૧૪, મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૧૧૫, હદીસ નં. ૩૨૩૬)

(૪) જો આપે પહેલા દાવો કર્યો હોય અને ખોરાક, પોશાકની માંગણી કરી હોય (અને કમિટીના સભ્યોએ સમાધાન રૂપે માસિક કંઈક નક્કી કરી દીધું હોય ) તો તલાક પછી પણ તમે આગલા વર્ષોનો ખર્ચ માંગી શકો છો. પરંતુ વિતી ગયેલા વર્ષોની આપે કોઈ માંગણી ન કરી હોય, પોતાનો હક પતિ પાસેથી માંગ્યો ન હોય, તો તલાક પછી વિતેલા વર્ષોનો હક માંગવાનો આપને કોઈ અધિકાર નથી.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૭– ૨૮૮)

(૫) જયારે તમને તમારા પતિએ તલાક આપી દીધી તો હવે આપ પોતાના પતિથી તમારી મહેર (જો તેને હજુ સુધી અદા ન કરી હોય) અને ઈદ્દતનો ખર્ચ માંગી શકો છો. આપને બંને વસ્તુઓ માંગવાનો અધિકાર છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૯)

અવલાદ આપવી અલ્લાહ તઆલાની વાત છે, તેને બહાનું બનાવીને તલાક ન આપવી જોઈએ. (સૂરએ શુરા : ૪૯ – ૫૦) પરંતુ પતિ જો તલાક આપી દે તો હવે (તલાક પછી) માત્ર ઈદ્દતનો ખર્ચ લેવો જાઈઝ છે, દેશના કાનૂનનો સહારો લઈને બીજા ખર્ચાઓ દા.ત. શાદીનો ખર્ચ લેવો જાઈઝ નથી.

(૬) શાદીના મોકા પર પતિએ ઘરેણાં બક્ષિશ પેટે આપ્યા હોય, તો તમે તેના માલિક છો અને જો વાપરવા માટે આપ્યા હોય, જેમકે ગુજરાતમાં રિવાજ છે, તો પતિ તેનો માલિક છે, તેને તે પરત લઈ શકે છે.

(હકીકતમાં તેનો આધાર ઈલાકા પ્રમાણે છે. શાદીના મોકાથી દુલ્હનને તેના પતિ તરફથી આપવામાં આવતા ઘરેણાં પર માલિકીનો હક આપી દેવામાં આવતો હોય તો તલાક પછી પતિએ એ ઘરેણા પરત લેવા જાઈઝ નથી. અને રિવાજ તેની વિરુદ્ધ હોય, તો માંગવાનો હક છે.) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૨૭) મહેર, ઈદ્દતનો ખર્ચ જો પતિ ન આપે તો તેના આપેલા ઘરેણામાંથી આપ વસુલ કરી શકો છો અને જેટલા વધારે હોય, તે પતિને પરત કરવા જરૂરી છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૨)

(૭) પહેલા ઓરત તંદુરસ્ત અને સ્વસ્થ હોય, બાળક જન્મવાની શકિત ધરાવતી હોય, તેમ છતાં પતિ બીજી ઓરતથી નિકાહ કરવા માંગે, તો કરી શકે છે.

(૮) જયાં સુધી તમે તમારા પતિના નિકાહમાં છો ત્યાં સુધી ખાવા – પીવાનો ખર્ચ લઈ શકો છો કે તે આપનો શરઈ હક છે. પરંતુ તલાક પછી મહેર અને ઈદ્દત ખર્ચ સિવાય બીજો કોઈ ખર્ચ માંગવો જાઈઝ નથી. હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) "હું પત્ની રાખવા નથી માંગતો" થી તલાકનો હુકમ

**સવાલ (૨૧૯૭) :** મારી છોકરીની શાદી કેનેડામાં થઈ છે. થોડા દિવસો પછી મારા જમાઈએ મારી છોકરી સાથે ઝઘડો કરીને તેને કાઢી મુકી, તેવી હાલતમાં બીજા ગામવાળાઓએ સાથ આપ્યો, તેમણે એક કમિટી બનાવીને મારા જમાઈને સમજાવીને બીજી વખતે ઘર આબાદ કરવા કહયું, પરંતુ તેમ છતાં વારંવાર એ કહેતો રહયો કે હું તેને પોતાને ત્યાં રાખવા નથી માંગતો તો સવાલ એ છે કે આ શબ્દોથી "હું તેને પોતાને ત્યાં રાખવા નથી માંગતો" તો શું મારી છોકરીને તલાક લાગી ગઈ કે નહીં ? જો તલાક લાગી ગઈ તો કઈ તલાક લાગી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં પતિ પોતાની પત્નીથી કહે કે " હું તેને રાખવા માંગતો નથી" અથવા " હું તેને પોતાને ત્યાં રાખવાનો નથી." આ તલાકના શબ્દો નથી. ન સ્પષ્ટ ન ઈશારો, એટલે આ શબ્દોથી ઓરતને તલાક નહીં લાગે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૦)

પરંતુ આપે એ પણ લખ્યું કે "ત્યાં એક કમિટી બનાવવામાં આવી જેણે પતિને બીજી વખતે ઘર આબાદ કરવા સમજાવ્યો" કમિટી કેવી હોવી જોઈએ, કેવા લોકો તેમાં હોવા જોઈએ ? તેની લાંબી તફસીલ છે, ફત્વાના આ લખાણમાં આવી શકતું નથી. શરઈ કાનૂન પ્રમાણે તેમાં એક આલિમ પણ હોવા જરૂરી છે. તે આલિમ જો શરઈ કાનૂન પ્રમાણે પોતાનો ફેસલો કરશે, તો કમિટી તેના ફેસલા પર બંને વચ્ચે જુદાઈનો ફેસલો કરી શકે છે.

**નોંધ :** આ મસ્અલામાં જો આપ વધારે સમજવા માંગતા હોવ, તો ૨ / ૧૨ / ૧૯૮૬ ના રોજ બપોરે ઝોહરની નમાઝ પછી અઢી વાગ્યે દારૂલ ઉલૂમ અશરફિયામાં એક મિટીંગ રાખેલી છે, આપ તેમાં હાજર રહી શકો છો. ફકત

અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) તલાકની એક સૂરત

**સવાલ (૨૧૯૮) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે એક વ્યકિતએ પોતાની પત્નીને ૧૯ ઓગષ્ટ ૧૯૮૯ ના રોજ એક પત્ર લખ્યો, તેનો વિષય હતો કે હું તને પોતાની ઈસ્લામી કૈદથી અલગ કરું છું અને પછી લખ્યું "માટે હું તને એક તલાક આપી રહયો છું, " આ સુરતમાં ઓરતનું નિકાહથી અલગ થઈ ગયા પછી હવે એવું સમજી લેવું કે ઈદ્દત પુરી થઈ ગઈ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં એક તલાક લાગી ગઈ. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૬) જો ઓરતને હૈઝ આવે છે તો તેની ઈદ્દત ત્રણ હેઝ છે. જો હૈઝ નથી આવતું તો માલુમ કરવામાં આવશે કે ગર્ભ તો નથી, જો ગર્ભ હોય તો તેની ઈદ્દત બાળકના જન્મ સુધીની છે. અને જો હૈઝ ન આવવાનું કારણ વૃદ્ધાવસ્થા છે, તો તેની ઈદ્દત ત્રણ મહિના છે. માટે વર્ણન કરેલી તફસીલ પ્રમાણે ઈદ્દત પુરી થતા જ તે પતિ માટે અપરિચિત બની ગઈ. (સૂરએ બકરહ : ૨૨૮, સૂરઅ તલાક : ૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) તલાકની ધમકી આપવી

**સવાલ (૨૧૯૯) :** હું નીચે સહી કરનાર મુહમ્મદ અસ્લમ હાશિમ પટેલ ઘલા નામની વસ્તીનો રહેવાસી છું, મેં નાની નરોલીમાં શાદી કરી છે. મારી પત્ની ગર્ભવતી હતી, તેને ડિલેવરી માટે સુરત હોસ્પિટલમાં દાખલ કરવામાં આવી હતી. દસ દિવસ પહેલા ઓપરેશનથી ડિલેવરી થઈ. હોસ્પિટલમાંથી આજે રજા મળતા જ તે પોતાની માતા સાથે પોતાની ફોઈના ઘરે નરોલી આવી છે અને સાંજે તે પોતાની માતાના ઘરે જવાની હતી, મને હોસ્પિટલથી રજા મળવાની જાણ ન હતી. એટલે હું પહેલા સુરત પહોંચ્યો, તો ત્યાંથી ખબર મળી કે તેઓ નરોલી જવા માટે રવાના થઈ ગયા છે, તેથી હું સુરતથી સીધો નરોલી તેની ફોઈના ઘરે પહોંચ્યો, ત્યાં મેં પોતાની પત્નીને કહયું કે " હમણાં તુ અહીંયા જ રહેજે, જો પોતાની માતાના ઘરે ગઈ તો હું તને કાઢી મુકીશ, પેન અને કાગળ લાવો, હમણાં જ તલાક લખી દઉં" એક ઓરત બોલી પેન અને કાગળની શી જરૂરત છે ? મોઢાથી જ કહી દો, તેના જવાબમાં મેં કહયું કે "કાગળ અને પેન લાવો, હમણાં જ લખી દઉં છું" આ બધા શબ્દો મેં ઈરાદા

પુર્વક યકીન સાથે કહયા છે અને મારી પત્ની તેની માતાના ઘરે જતી રહી છે, તો આ શબ્દો બોલવા પછી તે મારા નિકાહમાં રહી કે નહીં ?

આ સવાલ લખતી વખતે નરોલીના પોલિસ પટેલ ઈબ્રાહીમભાઈ મલેક, ગુલામ મુહમ્મદ સુલેમાન પટેલ, સુલેમાન યુસૂફ બદાત, અહમદ દાઉદ બદાત અને બીજા સ્ત્રી – પુરુષો સામે જયારે મારી પત્નીના કાકાએ મને વર્ણન કરેલા શબ્દો વિશે પૂછયું, તો મેં જવાબ આપ્યો કે હા, હું એ રીતે બોલ્યો છું, આ એકરાર સમયે મારી પત્નીના ફુવા અને બીજા બધા રિશ્તેદારો પણ ત્યાં હાજર હતા, જયારે તેમણે આ લખાણ પર મને સહી કરવા કહયું તો મેં મનાઈ કરી દીધી અને કહયું કે જો તે વખતે કાગળ અને પેન આપતા તો હું જરૂર કરી દેતો, આ બધી હકીકતો બિલ્કુલ સત્ય છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના બયાનમાં ત્રણ બાબતો વિચારવા લાયક છે. (૧) આપનું એવું કહેવું કે " પોતાની માતાના ઘરે જશે તો કાઢી મુકીશ (૨) કાગળ અને પેન આપી દો તો હમણાં લખી દઉં. (૩) કાગળ અને પેન લાવો હમણાં લખી દઉં છું, આમાં પહેલું વાકય ભવિષ્ય માટે છે, બીજુ અને ત્રીજુ વાકય વર્તમાન છે, આમાથી કયું વાકય લખ્યું છે, તે વાંચ્યા પછી જ જવાબ મળી શકે છે અને જો લખ્યું નથી, બલકે માત્ર મૌખિક કહયું છે, તો તલાક લાગી નથી, કારણ કે કાગળ અને પેન આપવામાં આવી નથી, માટે લખ્યું નથી. તો તલાક પણ લાગી નથી બલકે માત્ર ધમકી આપી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩,૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) પતિએ તલાકનામું લખીને તૈયાર કર્યું, પરંતુ તેને રવાના કર્યુ નથી તો તલાક થશે ?

**સવાલ (૨૨૦૦) :** એક વ્યકિત નોકરી માટે વિદેશ ગયો છે, અને તેની પત્ની તેના માતા – પિતાના ઘરે રહે છે. પતિ પાબંદીથી પોતાની પત્નીનો બધો ખર્ચ મોકલે છે. થોડી મુદત પહેલા એ ઓરતે પોતાના પતિની ગેરહાજરીને લીધે એક પરાયા પુરૂષથી અનૈતિક સંબંધો બાંધી લીધા. આ વાતની ખબર પતિના ભાઈ અને બહેનોએ પતિને કરી અને તેણે પત્રમાં લખ્યું કે એવી ઓરત તારા માટે યોગ્ય નથી. માટે તુ તેને તલાક લખીને મોકલી દે, પતિના રિશ્તેદારો તરફથી આ પત્ર રવાના

કરવાના ચાર – પાંચ દિવસ પછી ગામના લોકોને પરિસ્થિતિનું જ્ઞાન થયું, તો જિમ્મેદારોએ અને ગામના મોટા લોકોએ પતિના રિશ્તેદારોને સમજાવ્યા કે તેઓ તલાકના મામલામાં ઉતાવળ ન કરે, બેશક ઓરતથી આ શયતાની હરકત થઈ ગઈ છે, પરંતુ હવે તોબાની સાથે પાકો ઈરાદો કરી રહી છે કે તે હવે પછી આવો કોઈ ગુનોહ નહીં કરે, તેમજ ઓરતના રિશ્તેદારોએ પણ ઓરતને તૌબા કરવાનું કહયું, તેની ઉપર પતિના રિશ્તેદારો તલાક ન આપવા પર રાજી થઈ ગયા અને તેમણે પતિ પર બીજો પત્ર રવાના કર્યો જેમાં તેને તલાક આપવાથી રોકયો અને ઈત્મીનાન અપાવ્યું કે તારી પત્નીએ સાચી તોબા કરી છે, હવે પછી આવી કોઈ હરકત નહીં કરે, માટે હવે તુ તલાકનો ઈરાદો છોડી દે અને તલાક આપવા માટે અમે જે પત્ર લખ્યો હતો, તેને રોકી દે, માટે પતિ પણ તેની ઉપર ખુશીથી રાજી થઈ ગયો અને જે તલાકનામુ પોતાની પાસે લખીને તૈયાર રાખ્યું હતું, તેને ફાડી નાંખ્યું અને પોતાના રિશ્તેદારોને પત્ર લખ્યો કે મેં તમારા કહેવા પ્રમાણે તલાકનામુ લખીને તૈયાર રાખ્યું હતું પરંતુ રવાના કરવાથી પહેલા આપ લોકોનો બીજો પત્ર પહોંચી ગયો, એટલે તેને રવાના કર્યુ નથી અને ન કોઈને તેની જાણ કરી છે.

હવે સવાલ એ છે કે શું પતિનું આ રીતે તલાકનામુ માત્ર લખવાને લીધે તલાક થઈ જશે જયારે કે તલાકનામુ રવાના કર્યુ નથી અને ન તો કોઈને તેના વિશે જાણ કરી છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જવાબનો આધાર પતિના પત્ર (તલાકનામા) ના વિષય ઉપર છે. જો પતિએ પત્રમાં લખ્યું હતું કે તલાક આપી રહયો છું, તો તલાક થઈ જશે અને જો એ લખ્યું કે વર્ણન કરેલુ તલાકનામુ મળવા પર તને તલાક, તો જો કે તલાકનામુ રવાના કર્યુ નથી એટલે તલાક નહીં લાગે. ટુંકમાં પતિના પત્રના વિષયથી રુજૂઅ કરવામાં આવે અને તપાસ કરી લેવામાં આવે કે તેને પત્રના મઝમૂનમાં શું લખ્યું હતું ? તેની ઉપર વર્ણન કરેલ મસ્અલાનો હુકમ આધારિત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) તલાકના શબ્દો બે વખતે બોલવાનો હુકમ

**સવાલ (૨૨૦૧) :** મારુ નામ અશરફ ગુલામ મલિક છે, હું વાંકલ ગામનો રહેવાસી છું, ગઈ કાલે હું સફરમાં હતો. બપોરે ઘરે આવીને મેં મારી પત્ની પાસે ખાવાનું

માગ્યું, આ વિશે અમારા પતિ – પત્નીમાં ઝઘડો થઈ ગયો અને મેં ગુસ્સાની હાલતમાં બે વખતે "તલાક , તલાક " કહયું, તો શું આ શબ્દોથી મારી પત્નીને તલાક પડી જશે ? ઈદ્દત અને રુજૂઅનો શરઈ હુકમ શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં આપની પત્નીને બે રજઈ તલાક લાગી ગઈ, જો તમે રુજૂઅ કરવા માંગો તો બે ગવાહોની હાજરીમાં કહી દો કે મેં પોતાની પત્નીને બે રજઈ તલાક આપી હતી, અને હવે હું ફરી પોતાના નિકાહમાં લાવવા માંગુ છું, આ રીતે રુજૂઅ કરવાથી ઓરત તમારા નિકાહમાં જ રહેશે. નવેસરથી નિકાહ કે હલાલાની જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, મજમઉ અન્હુર : ૧ / ૪૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ગર્ભની હાલતમાં એક તલાક આપીને ડિલેવરી પછી બીજી તલાક આપવી

**સવાલ (૨૨૦૨) :** (ક) મેં મારી પત્નીને ગર્ભની હાલતમાં જયારે કે ગર્ભ સાત મહિનાનો હતો એક તલાક આપી હતી, પછી ડિલેવરીના દસ દિવસ બાદ મેં તેને એ લખ્યું કે ત્રણ દિવસમાં જો તુ ઘરે પરત નહીં આવે, તો તને બીજી તલાક, પછી મારા ઘરના દરવાજા તારા માટે હમેશા માટે બંધ રહેશે, તો આ શબ્દોથી મારી પત્નીને કેટલી તલાક લાગશે ? હવે હું તેને પોતાના નિકાહમાં લાવવા માંગુ છું, તો તેની શું સુરત છે ?

(ખ) શું હું આવી હાલતમાં પોતાની પત્નીથી વાતચીત કરી શકું છું ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી વખતે જયારે ગર્ભની હાલતમાં તલાક આપવામાં આવી, ત્યાર પછી ડિલેવરી સુધીની મુદ્દતમાં રુજૂઅ કરી લીધું હોય, તો ઓરત સાથે નિકાહ બાકી રહેશે. રુજૂઅનો મતલબ એ છે કે પોતાની પત્નીથી સ્પષ્ટ કહી દે કે હું તારાથી રુજૂઅ થાઉ છું અથવા પત્નીથી સંભોગ કરે અથવા કોઈ એવું કામ કરે, જે પત્ની સાથે કરવામાં આવે છે, તો આ સુરતમાં પત્નીથી નિકાહ ખતમ નહીં થાય.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪)

પરંતુ ડિલેવરી સુધી રુજૂઅ ન કર્યુ તો ડિલેવરી સાથે જ ઈદ્દત ખતમ થઈ જશે,

હવે પતિને રુજૂઅનો કોઈ હક નથી અને આ ઓરત તેના નિકાહથી નીકળી જશે. (બદાઈઉસ્સનાઈઅ : : ૩ / ૧૮૦) માટે ડિલેવરી પછી જે તલાક આપવામાં આવી છે તે નકામી ગણવામાં આવશે. જો તેનાથી બીજી વખતે નિકાહ કરવા માંગો તો એ ઓરતની ખુશી જરૂરી છે, નવી મહેર પણ અદા કરવી જરૂરી છે. પછી એ પણ યાદ રહે કે બીજા નિકાહ પછી પતિ માત્ર બે તલાક આપી શકે છે. એટલા માટે કે તે એક તલાક આપી ચુકયો છે, માટે હવે આવતી વખતે માત્ર બે તલાક આપવાથી ત્રણ પૂર્ણ થઈ જશે અને ઓરત પતિ માટે હરામ થઈ જશે, પછી હલાલા વગર તેની સાથે નિકાહ પણ જાઈઝ નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૦)

(ખ) જયારે આ ઓરત આપના નિકાહથી નીકળી ગઈ તો હવે આપના માટે એ અપરિચિત બની ગઈ માટે આપ તેનાથી પત્ની હોવાની હેસિયતથી કોઈ વાતચીત કરી શકતા નથી, હા, જો કોઈ સખત જરૂરી વાત છે તો જરૂરત જેટલી પડદામાં રહીને વાત કરવી જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૩૬૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) પતિએ ગર્ભની હાલતમાં એક તલાક આપીને ડિલેવરી પછી બીજી તલાક આપવી

**સવાલ (૨૨૦૩) :** મારી છોકરીના નિકાહ કઠોરના હનીફ ધોરાત સાથે થયા હતા, સાત મહિના પછી અમે પોતાની છોકરીને જે ગર્ભવતી હતી, માતાના ઘરે ડિલેવરી માટે લાવ્યા, માતાને ત્યાં આવવા પછી આઠ દિવસ બાદ હનીફે મારી છોકરીને એક તલાક આપી, પછી ૨૫ રમઝાન તરાવીહ પઢી મારી છોકરીને ડિલેવરી થઈ અને છોકરી પેદા થઈ, પછી અગિયાર દિવસ બાદ હનીફે જાતે આવીને બીજી તલાક આપી, તો ગર્ભ દરમિયાન એક તલાક આપ્યા પછી ડિલેવરી બાદ જે તલાક આપી છે તે લાગી કે નહીં ? અમુક લોકોનું કહેવું છે કે ડિલેવરી પછીની તલાક નહીં લાગે, શું આ વાત સહીહ છે ? અને ઈદ્દત વિશે હવે મારી છોકરી માટે શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપની છોકરીને જે તલાક ગર્ભની હાલતમાં આપવામાં આવી છે, તે લાગુ પડશે અને ત્યાર પછી ડિલેવરી પર ઈદ્દત અને નિકાહ બંને ખતમ થઈ ગયા, એટલા માટે કે ગર્ભની હાલતમાં તલાક આપ્યા પછી પતિ તરફથી રુજૂઅ સાબિત નથી, માટે

ડિલેવરી પછી આપવામાં આવેલી તલાક નકામી સાબિત થશે. હવે તમારી છોકરી જયાં ઈચ્છે ત્યાં નિકાહ કરી શકે છે. એ જ પતિ સાથે રહેવા માંગે, તો પણ ફરી નિકાહ અને મહેર જરૂરી છે અને બીજા કોઈ પણ પુરુષ સાથે નિકાહ કરી શકે છે. ઈદ્દત ખતમ થઈ ગઈ છે, એટલા માટે હૈઝ આવવાની રાહ જોવાની જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) એક તલાક લખીને મોકલતા બીજી તલાકનો વાયદો કરવો

**સવાલ (૨૨૦૪) :** મેં પોતાની પત્નીને પત્રમાં આ મઝમૂન લખીને મોકલ્યો કે 'તને મેં ખૂબ સમજાવી, તારા ઘણા ગુનાહોને માફ કરી દીધા, માત્ર એટલા માટે કે તુ સુધરી જાય, પરંતુ આ સમજાવવાનો ઉલ્ટો અસર એ થયો કે તુ એ સમજવા લાગી કે હું તારા વગર રહી શકતો નથી, એટલા માટે હવે હું તારા ભવિષ્યનો ફેસલો તારી ઉપર છોડુ છું, માટે આ પત્ર દ્વારા તને એક તલાક આપી રહયો છું, તે તારા માતા – પિતાના ઘરવાળાઓ સામે મારી ઘણી બુરાઈ કરી રાખી છે, તેને કારણે મને ઘણી તકલીફ થઈ છે. તુ તારા કહેવા પ્રમાણે કોઈ સારા ઘરના માલદાર છોકરા સાથે નિકાહ કરી લેજે, આ પત્ર લખ્યા પછી તને હું માત્ર એક તક આપું છું કે જો તુ પોતાનું ઘર આબાદ કરવા માંગે છે તો પત્ર મળતા જ ૨૪ કલાકમાં હાજર થઈ જા અને જો તારે નથી આવવું તો તને બીજો પત્ર બે – ત્રણ દિવસમાં મળી જશે.

પત્રના આ વિષયથી મારી પત્નીને કેટલી તલાક પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્રમાં લખેલા લખાણ પ્રમાણે એક રજઈ તલાક લાગુ પડશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) શબ્દ એક, બે, ત્રણ કહેવાને કારણે કઈ તલાક પડશે ?

**સવાલ (૨૨૦૫) :** બાદ સલામ મસ્નૂન ! ખિદમતમાં અરજ છે કે અમારા શહેર ગોધરામાં પતિ – પત્ની વચ્ચેના ઝઘડામાં પતિ સામાન્ય રીતે એક, બે, ત્રણ એવા શબ્દો મોઢાથી બોલી નાંખે છે, મોઢાથી તલાકનો શબ્દ બોલતા નથી, આ શબ્દ ગોધરા શહેરમાં એટલો પ્રખ્યાત થઈ ગયો છે કે સાંભળનારા તેને એ જ સમજે છે કે આ શબ્દ બોલનારાએ પોતાની પત્નીને તલાક આપી દીધી, તેમજ મોટા ભાગના

ઉલમાનો મત એ તરફ છે કે ગોધરામાં પ્રચલિત શબ્દ એક, બે, ત્રણથી ઓરત પર તલાકે મુગલ્લઝા લાગુ પડશે, તેમજ સામાન્ય લોકોની પણ હાલત એ જ છે આ શબ્દો બોલ્યા પછી તલાક પછીનો વ્યવહાર શરૂ કરી દે છે, તો સવાલ એ છે કે આ શબ્દોથી તલાક લાગુ પડશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

(૧) આ જરૂરી નથી કે જે શબ્દો તલાક માટે કોઈ જમાનામાં ઈશારા રૂપે વપરાયા હોય, તે દરેક વખતે ઈશારા રૂપે વપરાતા હોય, જયારે કે કયારેક ખબર બદલવાથી તે સ્પષ્ટનો દરજો પણ પ્રાપ્ત કરી લે છે. તેથી શબ્દો "છોડી દીધી" પહેલા ઈશારો હતો, હવે સ્પષ્ટ તલાકમાં વપરાય છે. અલ્લામા ઈબ્ને આબેદીન ઉર્ફે શામી ફરમાવે છે :

وقدمنا عن مشائخ بلخ أنهم قالوا في كل حل علي حرام، أن محمداقال لا يقع الطلاق الابالنية بناء على عرف دياره ، أما في عرف بلادنا فيقع ، فهذا صريح في اعتبار عرف بعض البلاد ، و اعتبارالعرف الحادث على عرف قبله . )

એટલે ઈમામ સાહેબ (રહ.)ના જમાનામાં کل حل علی حرام ઈશારો હતો. એટલે તલાક લાગુ પડવા માટે નિય્યતની જરૂરત હતી, પરંતુ હવે તે આપણા સમાજમાં પ્રચલિત તલાક માટે વપરાય છે, એટલે નિય્યત વગર તલાક પડી જશે.

(૨) એ પણ જરૂરી નથી કે જે શબ્દો તલાક માટે સ્પષ્ટ દલીલરૂપ હોય તે ત,લ, ક સાથે વપરાયા હોય, બલકે પ્રચલિત જે કોઈ શબ્દથી નિકાહ સ્પષ્ટ ખતમ થઈ જવા સમજમાં આવી જાય, તે સ્પષ્ટ ગણાશે, જેમકે આપણા સમાજમાં શબ્દ "ફારગતી" માં ઉપરોકત શબ્દો નથી, પરંતુ તેમ છતાં આ તલાકના અનુસંધાનમાં સ્પષ્ટ છે.

(૩) હવે રહી વાત કે આ કેવી રીતે માલૂમ થાય કે આ શબ્દ તલાક વિશે સ્પષ્ટ છે ? તો તેની સુરત સ્પષ્ટ છે કે જે વિસ્તારના લોકો મોટે ભાગે આ શબ્દથી સ્પષ્ટ તલાક સમજતા હોય, તો તે તલાકના અનુસંધાનમાં સ્પષ્ટ શુમાર થશે. અલ્લામા ઈબ્ને આબેદીન શામી (રહ.) લખે છે કે

اعلم أن كلا من العرف العام والخاص إنما يعتبر إذا كان شائعابين أهله، يعرفه جميعهم

બીજી જગ્યાએ લખે છે.

وينبغي تقييد ذلك بما اذا لم يغلب احد المعنيين على الآخر، كمايشعربه قوله: والعرف المشترك، فان الاشتراك يقتضي تساوى المعنيين، وكذاقوله: صار متعارضا ، فان المرجوح لايعارض الراجح

(૪) આ શંકા કરવી કે એક, બે, ત્રણથી તલાક વગર બીજી પણ શકયતાઓ છે, તો જવાબ એ છે કે كل حل على حرام માં પણ ઓરત હરામ હોવા સિવાય બીજી પણ શકયતાઓ છે. તેમ છતાં તે સહીહ છે, જેમકે અલ્લામા શામી (રહ.) એ મશાઈખે બલ્ખમાં પ્રચલિતના અનુસંધાનમાં બયાન કર્યુ. એ જ હેસિયત ગુજરાતી ભાષામાં શબ્દ ફારગતીની છે. બલકે સ્પષ્ટ હોવાનો મતલબ આ છે કે વિચાર પણ તે તરફ સ્પષ્ટ ગયો અને પ્રચલિત રીતે પણ આ શબ્દોથી તલાક સમજવામાં આવતી હોય.

માટે એક, બે, ત્રણ શબ્દ જયારે સમગ્ર ગોધરા શહેરમાં ઓરતના ઝઘડા વખતે બોલવામાં આવે છે અને લોકો સામાન્ય રીતે તેને તલાક જ સમજે છે, તેમજ મોટાભાગના સ્થાનિક ઉલમાના મતે આ શબ્દ સ્પષ્ટ તલાક માટે વપરાય છે, જોકે તેમાં અસલ શબ્દ ત,લ,ક, નથી તલાક થઈ જશે, ભલે પતિએ આ શબ્દોનો ઉપયોગ ધમકી માટે કર્યો હોય, કારણ કે તલાકના સ્પષ્ટ શબ્દો પછી ધમકીની નિય્યત કરવા અને ન કરવાથી તલાક પડી જવામાં કોઈ ફરક નહીં પડે, માટે તેનાથી સ્પષ્ટ ત્રણ તલાક લાગુ પડી જશે અને જો સ્થાનિક ઉલમાની તેહકીક પ્રમાણે તે ઈશારો છે, તો પછી નિશાનીઓ વગેરે (નિય્યત, તલાકનું વર્ણન) જોવામાં આવે, તો તલાક પડી જશે, નહીં તો નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) "જવાબ આપું છું" કહેવાથી તલાક થઈ જશે કે નહી ?

**સવાલ (૨૨૦૬) :** મારા ભાઈએ પોતાની પત્નીને તલાકનામુ લખ્યું અને આ રીતે લખ્યું કે તા.૬ જુન ૧૯૬૩ના રોજ હું પત્નીને પોતાની ખુશીથી જવાબ આપું છું, હું ખુશીથી જવાબ આપું છું, હું ખુશીથી જવાબ આપું છું, હું ખુશીથી જવાબ આપું છું.

નોંધ : અમારા વિસ્તારમાં જવાબથી તલાક મુરાદ લેવામાં આવે છે અને જવાબ કહીને જ તલાક આપવામાં આવે છે, તો તલાક થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ફુકહાએ કિરામ (રહ.) એ અરબી શબ્દોથી તલાક લાગુ પડવાના સિલસિલા માં તલાકના શબ્દોને બે ભાગમાં વહેંચ્યા છે, એક સ્પષ્ટ અને બીજો ઈશારો, અને જયારે અમુક શબ્દો ફારસી, તુર્કી, ઉર્દુ ભાષામાં એવા હોય કે તે શબ્દો તલાકના અર્થમાં જ વપરાય છે, તો એ શબ્દોથી પણ તલાક પડી જશે. નિય્યત જરૂરી નથી.

આપે લખ્યું કે આપના ભાઈએ "જવાબ આપું છું" લખ્યું છે, અને આ શબ્દો તલાક માટે જ વપરાય છે, તો એ હાલતમાં તલાક થઈ જશે અને ત્રણ વખત લખ્યું છે તો ત્રણ તલાક પડી જશે. હલાલા વગર નિકાહ સહીહ થશે નહીં. જેમકે અરબીમાં طلقت નો ફારસી અર્થ " રિહા કરદમ" થાય છે, એટલે મેં તને છોડી દીધી અને આ (રિહા કરદમ) થી ફારસીમાં તલાક જ લેવામાં આવે છે, તો હવે નિય્યત કર્યા વગર તલાક લાગી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) પતિએ એવી કસમ ખાધી જેમાં તલાક મોકુફ ન હોય, તો તલાક લાગશે કે નહીં ?

**સવાલ (૨૨૦૭) :** ઝૈદના નિકાહના અમુક દિવસો પછી તેના સસરાએ કહયું કે આપને મારી સાથે રહેવાનું છે, (એટલે સાસરીયામાં) અને ઝૈદ સાસરીયામાં રહેવા તૈયાર ન હતો, બીજી બાજુ ઝૈદના સસરાનો આગ્રહ વધતો ગયો કે ઝૈદ અને મારી છોકરી બંને મારી સાથે રહે જયાં સુધી ઝૈદ પોતાની તાલીમ પૂર્ણ ન કરી લે. સસરાના આગ્રહ પર ઝૈદે જવાબ આપ્યો કે જો આપનો હુકમ સાથે રહેવાનો છે તો હું તેને ટાળી શકતો નથી.

ખૈર, ઝૈદે અંતે પોતાના સસરાના મકાનમાં રહેવાનું મંજુર કરી લીધું, રહેવાની શકલ એ હતી કે બે માળનું મકાન હતું નીચેના ભાગમાં ઝૈદ અને તેની પત્ની રહેતા હતા અને ઉપરના માળમાં તેના સસરા રહેતા હતા, પરંતુ ખાવાનું બધાનું સાથે બનતુ હતું.

બાદમાં કોઈ કારણથી ઝૈદના સસરાએ ઝૈદ અને તેની પત્નીના ખાવાની વ્યવસ્થા નીચેના ભાગમાં અલગ કરી દીધી અને આ અલાયદગી ઝૈદની ગેરહાજરી માં થઈ. ઝૈદ જયારે ઘરમાં દાખલ થયો અને તેને અલગ ખાવાની વ્યવસ્થા જોઈ તો

તેણે એ વાત પર ગુસ્સો આવ્યો કે આ રીતનો ફેસલો કરવાથી પહેલા મને જાણ પણ ન કરી, માટે ખાવાનું રાંધવાની વ્યવસ્થા અલગ હોવા પછી પહેલા દિવસે ઝૈદની પત્નીએ નીચેના ભાગમાં ખાવાનું રાંધ્યું, તો ઝૈદે ન ખાધુ અને પોતાના સસરાને એક પત્ર લખ્યો. તેનો વિષય નીચે પ્રમાણે છે.

મોહતરમ સસરા સાહેબ ! હું કસમ ખાઉં છું કે પોતાની તાલીમથી ફારિગ થતા સુધી નીચેનું રાંધેલુ ખાવાનું નહીં ખાઉ, અડધી કસમ તો પુરી થઈ ગઈ. જો આપ કહો તો ખાવાનું ખાઈને કસમ પુરી કરી લઉં. જેથી તમારી છોકરી તમારે હવાલે કરી દઉં, તેનાથી આપને પણ મુકિત મળે અને મને પણ આઝાદી મળે.

જયારે આ પત્ર ઝૈદના સસરાએ વાંચ્યો તો તરત જ ઝૈદને કહયું કે હું તમારું ખાવાનું (જે ઉપર માળમાં રાંધ્યું છે) નીચે મોકલી દઉં ? ઝૈદે જવાબ આપ્યો, હા. માટે ઝૈદે તે વખતે ઉપરના માળે રાંધેલુ ખાવાનું ખાધું. ત્યાર પછી તેની તાલીમ પૂર્ણ થતા સુધી નીચેના ભાગમાં ખાવાનું રાંધવામાં આવ્યું નથી. હાં, કયારેક નીચેના ભાગમાં ખાવાનું જરૂર ખાધુ છે. નાસ્તો વગેરે પણ કર્યો છે. પરંતુ હવે ફારિગ થયા પછી નીચે ખાવાનું રાંધવાનું શરૂ કર્યુ છે.

આ તફસીલ પછી હવે સવાલ એ છે કે ઉપરોકત લખાણથી તલાક થશે કે નહીં ? જો તલાક થશે, તો કઈ તલાક થશે ? જયારે કે ઝૈદના સસરાએ નવ મહિના બાદ આ પત્રને ધ્યાનમાં રાખીને પોતાની છોકરીને જબરદસ્તી અલગ કરી દીધી, શું ઝૈદના સસરાને આ હક છે કે ઝૈદની પત્નીને નવ મહિના સાથે રાખ્યા પછી અચાનક અલગ કરી દે ? જયારે કે ઝૈદની પત્ની તેની મુલાકાત માટે આતુર છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જવાબથી પહેલા એ અરજ કરવું જરૂરી સમજું છું કે આ પ્રકારનો એક ફતવો અને ત્યાર પછી બીજો ફતવો લગભગ રજબ મહિનામાં આવી ગયો છે અને તેનો જવાબ આલીપુરથી ગયો છે. હવે બંદો તડકેશ્વર આવી ગયો છે. અહીંયા આજે આ ત્રીજો ફતવો પૂછયો તેનાથી માલુમ થાય છે કે ત્રણે પ્રશ્નો એક જ વાકીયાના સિલસિલામાં છે અને ત્રણેના વિષયોમાં તફાવત છે, એટલે અનિવાર્ય પણે જવાબમાં ફરક આવશે, અસલ હકીકત તો પ્રશ્ન પૂછનાર જ જાણે છે.

પતિનું આ વાકય કે હું કસમ ખાઈ ચુકયો છું કે પોતાની તાલીમ પૂર્ણ થતા સુધી નીચેનું રાંધેલુ ખાવાનું નહીં ખાઉ," તેમાં પત્નીનું કયાંય વર્ણન નથી અને ન તો

આ વાકયમાં પત્નીની તલાક વિશે કયાંય ઉલ્લેખ છે. બાદના વાકયો પહેલા વાકયો સાથે જોડાયેલા નથી, જે વાકયોનો અર્થ વાયદો અથવા તલાકની ધમકી છે. તલાક નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૪)

તેમજ સવાલમાં એ વાતનું સ્પષ્ટ વર્ણન છે કે તાલીમ પૂર્ણ કર્યા સુધી નીચે રાંધેલુ ખાવાનું ખાધુ નથી, તો જાહેર છે કે આ વાકિયાથી વર્ણન કરેલ લખાણ પ્રમાણે પત્ની પર કોઈ તલાક નહીં લાગે. (સવાલની સુરતમાં માત્ર એટલી વાત છે કે તાલીમ પૂર્ણ થતા સુધી નીચે રાંધેલું નહીં ખાઉ, અને સવાલમાં સ્પષ્ટ છે કે તેને તાલીમ પૂણ થતા સુધી નીચે રાંધેલુ ખાવાનું નથી ખાધું તો તે કસમ તોડનાર કેમ ગણાશે ? એટલે અહીંયા બે બાબતો છે. (૧) પ્રથમ તલાકની કસમ જ નથી. (૨) અને આ કસમમાં તેને કસમ તોડી પણ નથી.) અને જો હકીકત બયાન કર્યા પ્રમાણે બરાબર હોય તો પિતા માટે પોતાની છોકરીને રોકવાનો કોઈ હક નથી. જયારે કે પત્ની પણ પોતાના પતિથી મુલાકાત કરવા માંગે છે અને પતિએ પોતાની કસમ તોડી પણ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) પતિએ પત્નીને કહેયું કે હમણાં ઘરેથી નીકળી જા, નહી તો તલાક આપી દઈશ

**સવાલ (૨૨૦૮) :** મેં પોતાની પત્નીને ગુસ્સાની હાલતમાં આ શબ્દો કહયા કે હમણાં તરત જ ઘરેથી નીકળી જા નહીં તો તલાક આપી દઈશ, જયારે મેં એ કહયું કે તુ ઘરેથી નીકળી જા, નહી તો તલાક આપી દઈશ, તો તે વખતે ઘરેથી ન નીકળી, બલકે આ શબ્દોના એક કલાક પછી તેના રિશ્તેદારો તેને લઈ ગયા, તો આ સુરતમાં શરઈ હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્નીથી એવું કહયું કે તુ ઘરેથી નીકળી જા, નહી તો તલાક આપી દઈશ, તો આ તલાક નથી, બલકે તલાકની ધમકી છે અને તલાકની ધમકીથી તલાક નહીં લાગે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૪) જો એવું કહયું કે તુ ઘરેથી નીકળી જા, મેં તને તલાક આપી છે, તેનાથી તલાક પડી જશે. (કારણ કે એમાં તલાકની સ્પષ્ટા છે, તેનાથી તલાક લાગી જશે અને નિય્યતની પણ જરૂરત નથી.) (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) તેમજ જો એવું કહયું કે જો તુ ઘરેથી ન નીકળી તો તને તલાક છે, પછી

ઓરત ઘરેથી ન નીકળી તો તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૪) સવાલમાં વર્ણન કરેલી સુરત માત્ર ધમકીની છે, તેનાથી તલાક નહીં લાગે. ઓરત હલાલ છે અને નિકાહ બાકી છે. (દુર્રે મુખ્તાર : ૩ / ૩૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૪) પતિએ એક મહિનાના આંતરે બે તલાક આપવી

**સવાલ (૨૨૦૯) :** નિકાહની થોડી મુદ્દત પછી જ પતિ – પત્ની વચ્ચે મતભેદ ઉભો થઈ ગયો, એટલે છોકરી પોતાના પિતાને ઘરે જતી રહી અને ત્યાં રહેવા લાગી. તે દરમિયાન પતિ તરફથી પત્નીને એક પત્ર મળ્યો જેમાં પતિએ પોતાની પત્ની પર ખોટા આક્ષેપો કર્યા હતા અને આ પત્રના અંતમાં આ વાકય લખ્યું હતું : આ પત્ર દ્વારા પહેલી તલાક આપવામાં આવે છે. તેની ઉપર વિચાર કરવા માટે તમને એક મહિનો એટલે ૧૦ જુન ૧૯૯૧ સુધી એક તક આપવામાં આવે છે. આ મુદ્દતમાં તમે અહીંયા આવીને ઘર આબાદ કરી લો.

આ પત્ર મળ્યા પછી પત્ની પોતાના પિતાના ઘરેથી પતિના ઘરે ન ગઈ, પછી થોડી મુદ્દત પછી પતિનો બીજો પત્ર મળ્યો, તેમાં પતિએ લખ્યું હતું, " તમને પહેલા તલાક આપવામાં આવી હતી તેની મુદ્દત ૧૦ જુન ૧૯૯૧ સુધી હતી જે કાલે જ પુરી થઈ. હવે આ પત્ર દ્વારા તમને બીજી તલાક આપવામાં આવે છે અને વિચારવા માટે એક મહિનો એટલે કે ૧૦ જુલાઈ ૧૯૯૧ સુધીનો મોકો આપવામાં આવે છે. જો આ મુદ્દતને ગનીમત સમજીને પોતાનું ઘર ન વસાવ્યું, તો શરીઅત પ્રમાણે તમારા અને મારા વચ્ચે પતિ – પત્નીના સંબંધો બાકી રહેવાની કોઈ ગુંજાઈશ નહીં રહે. "

પત્નીએ બીજા પત્રનો જવાબ ૨૬ જુલાઈ ૧૯૯૧એ આપ્યો જેમાં તેણે કેટલીક શરતો સાથે પોતાના પતિના ઘરે જવાની ઈચ્છા વ્યકત કરી અને પતિએ પણ પોતાના તરફથી અમુક લોકોને સમાધાન માટે મોકલ્યા. એ લોકોએ એક મધ્યમ શકલ પસંદ કરી અને પતિને કહયું કે તે પોતાની પત્નીને બોલાવી લે. પરંતુ તે અને તેના માતા – પિતા તેની ઉપર રાજી ન થયા. આજ સુધી પતિએ તેને બોલાવી નથી, અને તે બોલાવવાની મનાઈ કરે છે અને પોતાની શરતો પર અડગ છે, તેની નકકી કરેલી શરતો માનવી છોકરીના માતા – પિતા માટે મુશ્કેલ છે.

પત્ર દ્વારા બીજી તલાક લાગ્યા પછી પત્નીને ત્રણ હેઝ – માસિક આવી ગયા છે, તો શું તેને લીધે ઈદ્દત ખતમ થઈ ગઈ કે નહીં ? અને હમણાં તે એ પતિની પત્ની

છે કે નહીં ? અને તેમનો નિકાહ ખતમ થશે કે નહીં ? હવે જો એ છોકરી પોતાના પતિ સાથે પત્ની બનીને રહેવા માંગે તો તેણે બીજા નિકાહ પઢવા જરૂરી છે કે નહીં ? અથવા આગલા નિકાહને કારણે તે હમણાં પણ તેની પત્ની ગણાશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે પતિએ પહેલી વખતે લખ્યું કે આ પત્ર દ્વારા તને તલાક આપવામાં આવે છે. આ વાકય લખતાની સાથે જ એક તલાક થઈ ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) ૧૦ જુન સુધી જો પત્ની પોતાના પતિના ઘરે જતી રહેતી તો રુજૂઅ થઈ જતું, એક તલાક થતી અને નિકાહ બાકી રહેતા, પરંતુ ઓરત ન ગઈ અને પતિએ ૧૧ જુને બીજી તલાક આપી. જો ઓરત જતી રહેતી, તો રુજૂઅ થઈ જતી અને બે તલાક ગણાતી ((હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૪૭૦) પરંતુ નિકાહ બાકી રહેતા પરંતુ ઓરત ન ગઈ એટલે ઈદ્દતની મુદ્દત પહેલી તલાકથી ગણાશે અને જો કે ત્રણ હેઝ – માસિક આવી ગયું છે, એટલે નિકાહ ખતમ થઈ ગયો છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૮૯, ફતાવા રહીમિય્યહ : ૮ / ૪૨૮) હવે જો આ પતિ સાથે રહેવાનું છે તો નવેસરથી નિકાહ કરવા પડશે જયારે કે બંને આ નિકાહ પર રાજી હોય. જો બીજી વખતે નિકાહ કર્યા, તો હવે પતિ બે તલાક વાપરી ચુકયો છે, તે ગણાશે. નવા નિકાહ પછી એક તલાક પણ થઈ તો ત્રણ તલાક પુરી થઈ જશે. ત્યાર પછી પતિના એ પત્ની સાથે હલાલા વગર નિકાહ જાઈઝ નહીં થાય. (અલ મબ્સુત : ૬ / ૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૫) તલાક વિશે પતિને કોઈ કમિટીનો પાબંદ બનાવવો

**સવાલ (૨૨૧૦) :** અમે પોતાના શહેર ભાવનગરમાં "ઘર જોડ કમિટી" ના નામથી એક કમિટી બનાવી છે. જે સમાજ સુધારણા જેવા કાર્યો કરે છે. અમારી સામે ઘણી એવી સમસ્યાઓ આવે છે જેમાં પતિ ગુસ્સામાં બેકાબૂ બનીને પોતાની પત્નીને ત્રણ તલાક આપી દે છે અને બીજા જ દિવસે માયુસ બનીને ફરે છે. તો હવે સવાલ એ છે કે શું શરીઅતની મદદથી કોઈ એવો કાનૂન બનાવી શકાય છે કે તેમાં પતિને તલાક આપવા માટે કોઈ કમિટીની ઈજાઝત લેવી પડે અને એ સમાજ સુધારણા કમિટીની ઈજાઝત વગર તેની તલાક વિશ્વાસપાત્ર ન ગણાય. અમે સાંભળ્યું છે કે પાકિસ્તાનમાં આ પ્રકારના કાનૂન છે. તો આ વિશે આપ અમને શરઈ માર્ગદર્શન આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક જરૂરત વખતે પતિ – પત્ની વચ્ચે નિકાહના બંધનને ખતમ કરવાનો એક ઈલાજ છે, અને તેનો અધિકાર શરીઅતે માત્ર પતિને આપ્યો છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૦) એટલા માટે કે તે સ્ત્રીના મુકાબલામાં વધુ બુદ્ધિશાળી અને આવેશથી દૂર રહેનારો છે. માટે પતિ માટે જરૂરી છે કે તે તલાક માત્ર એવી હાલતમાં આપે, જયારે કે તેના સિવાય, અન્ય કોઈ વિકલ્પ ન હોય. તેથી જ તલાકને શરીઅતમાં જાઈઝ ચીજોમાં સૌથી અપ્રિય વસ્તુ ઠેરવી છે.

(અબૂ દાવૂદ : ૧ / ૨૯૬ હદીસ નં. ૨૧૭૭)

તેમજ એ પણ જાણવું જરૂરી છે કે તલાક ઘણી પરેશાનીઓનો એક ઉત્તમ ઉપાય પણ છે અને તે શરીઅતમાં ઈલાજ રૂપે જ પ્રચલિત છે. જેવી રીતે નિકાહથી પહેલા પતિ – પત્નીની પરસ્પર ખુશી જરૂરી છે એવી રીતે નિકાહ થઈ ગયા પછી પણ જો બંને વચ્ચે નિભાવ ન થઈ શકયો અને બંને એક બીજાના હકો અદા કરતા નથી. તો તલાકનો સહારો લઈને હકો પાયમાલ કરતા બચી શકે છે.

(રદ્દુલ મુહતાર : ૩ / ૨૨૯)

તેની વિરુદ્ધ બીજા ધર્મોમાં દા.ત. હિંદુ ધર્મમાં આ પ્રકારનો કોઈ ઈલાજ નથી, એટલે જ આપણે રાત – દિવસ સાંભળીએ છીએ કે જયારે શાદી તેમના ગળાનો ફંદો બની જાય છે તો જુલ્મ અને અત્યાચારથી તંગ આવીને તેમની ઓરતો મોટે ભાગે આત્મહત્યા કરી લે છે જયારે કે ઈસ્લામી શરીઅતે તલાકને એ જુલ્મના ઈલાજ માટે શરૂ કરી છે.

અને આ ઈલાજનો અધિકાર અલ્લાહ તઆલાએ માત્ર પતિને આપ્યો છે. કોઈ પણ તેના આ હકને છીનવી શકતો નથી. અને જો કોઈ અદાલતે તેમાં દખલગીરી કરી હોય તો પણ પતિની તલાક જરૂર લાગી જશે. માટે કોઈ પણ સમાજ સુધારક કમિટીને તેમાં દખલગીરી કરવાનો કોઈ હક નથી.

(ફિકહે ઈસ્લામી : ૭ / ૩૬૦–૩૬૧)

તેમજ પતિને તલાક આપવા માટે સમાજ સુધારક કમિટીની ઈજાઝતનો પાબંદ બનાવવો બૌદ્ધિક દ્રષ્ટિએ પણ યોગ્ય નથી. એટલા માટે કે અમુક વખતે એવું બને છે કે તલાકના કારણોને પતિ પત્નીમાંથી કોઈ એક અથવા બંને તેને ખાનગી રાખવા માંગે છે, જો પરવાનગીનો પાબંદ બનાવવામાં આવે તો તેમનું ભેદ ખુલી

જશે, જો પતિએ કોઈ યોગ્ય કારણ વગર તલાક આપી હોય, અહીં સુધી કે જો મઝાકમાં પણ તલાક આપી હોય, તો પણ શરીઅતના હુકમ પ્રમાણે તલાક લાગી જશે, માટે સમાજ સુધારણા કમિટીને જો કોઈના વિશે આ ખબર મળે કે તે યોગ્ય કારણ વગર તલાક આપવાનો ઈરાદો કરે છે. તો તેમણે જોઈએ કે તેને સમજાવે અથવા તલાક સિવાય બીજા કોઈ વિકલ્પ દ્વારા મસ્અલો હલ કરવાની કોશિશ કરે, તેનાથી વધારે જબરદસ્તી કોઈ કમિટી દખલગીરી કરી શકતી નથી. (ફિકહે ઈસ્લામી : ૭ / ૩૬૦ – ૩૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૬) બે વખતે તલાક આપ્યા પછી પત્નીને માતા અથવા બહેન કહેવી

**સવાલ (૨૨૧૧) :** એક વ્યકિતએ પોતાની પત્નીને એક સાથે બે તલાક આપી, પછી તેને માતા અથવા બહેન કહી દીધી, તો શું એ ઓરતને માતા અથવા બહેન કહેવાને લીધે ત્રીજી તલાક લાગુ પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બે તલાક એકી સાથે આપવાથી બંને તલાક લાગી જશે, પરંતુ ત્યાર પછી માતા અથવા બહેન કહેવાથી ત્રીજી તલાક લાગુ પડશે નહીં. પરંતુ જો એવું કહયું હોય કે તુ મારી ઉપર મારી માતા અથવા મારી બહેનની જેમ હરામ છે અને તેનાથી તલાકની નિય્યત કરી હોય, તો ત્રીજી તલાક લાગી જશે, માત્ર માતા અથવા બહેન કહેવાથી તલાક નહીં થાય. પરંતુ પત્નીને માતા અથવા બહેન કહેવી મકરૂહ છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૭) પતિ એક તલાક આપીને નકારી દે તો

**સવાલ (૨૨૧૨) :** એક વ્યકિતની બે પત્નીઓ છે, એકથી ચાર છોકરા છે, અને બીજીથી માત્ર એક છોકરી છે, પતિએ બીજી પત્નીની ૧૬ સપ્ટેમ્બર ૧૯૮૨માં કોઈ પણ કસુર વગર મારપીટ કરી, મારપીટની અસહયતાને કારણે પત્નીએ પોતાના પતિથી કહી દીધું કે હવે મને ન મારો અને મને તલાક આપી દો, તો પતિએ તેને તલાક આપી દીધી અને તેની ઉપર ગવાહ માત્ર તેની પહેલી પત્ની હતી, તે સિવાય અન્ય કોઈ ન હતું.

તે ઓરત તલાક પછી પોતાના પિતાને ત્યાં જતી રહી, પછી તલાક વાળી

ઓરતે પાંચ વ્યકિતઓને પતિના ઘરે મોકલ્યા, જયારે તેમણે પતિથી વાતચીત કરી તો તેણે કહયું કે મેં તેને તલાક આપી નથી, તે જેવી ગઈ છે તેવી પાછી આવી જાય, હાલાંકે તેણે હકીકતમાં તલાક આપી દીધી હતી અને હવે પહેલી ઓરતથી પૂછીએ છીએ તો તે પણ મનાઈ કરે છે કે તલાક આપી નથી, કારણ કે એ તેના નિકાહમાં છે એટલે જુઠ બોલી રહી છે તો હવે શું કરવામાં આવે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સૂરતમાં ઓરતે પતિથી જે તલાક માંગી છે, તેના જવાબમાં પતિએ કહયું કે તને તલાક છે, જો આ એક વખતે તલાક આપવી ગવાહોથી સાબિત હોય, તો તલાકે રજઈ ગણાશે, તેનો હુકમ એ છે કે પતિ ઈદ્દતની અંદર રુજૂઅ કરી શકે છે અને જો ઈદ્દત પસાર થઈ ગઈ તો હલાલા વગર, ઈદ્દત પછી ફરીથી નિકાહ પઢીને તેને પોતાના નિકાહમાં લાવી શકે છે અને જો ત્રણ તલાક આપવી ગવાહોથી સાબિત હોય, તો પછી તલાકે મુગલ્લઝા (ત્રણ તલાક) લાગી જશે, તેનો હુકમ એ છે કે ઓરત હલાલા વગર હલાલ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૮) જે પત્ની સંભોગ ન કરવા દે, તેની સાથે શું કરવામાં આવે ?

**સવાલ (૨૨૧૩) : પ્રસ્તાવના :** હું મારી પત્ની સાથે જેની ઉંમર ૫૮ વર્ષ છે, ૩૦ વર્ષથી રહું છું, અલ્લાહના ફઝલથી અમારી આર્થિક પરિસ્થિતિ સારી છે, અમારી વચ્ચે કોઈ પ્રકારનો ઝઘડો પણ થયો નથી અને અમે ગયા વર્ષે હજ પણ પઢી છે, અમે બંને ખુશ છીએ, માત્ર દુઃખ એ વાતનું છે, મારી પત્ની મને સંભોગ કરવા દેતી નથી, તે છેલ્લા સાત વર્ષની મને તડપાવે છે. અને તેનાથી પહેલા મેં તેનાથી માત્ર ૪ – ૫ વખતે જ સંભોગ કર્યો છે તે પણ ઘણી મુશ્કેલીથી. ઘણી વખતે મેં તેનાથી સંભોગ કરવાની ઈચ્છા વ્યકત કરી પરંતુ તે ઝઘડો કરીને માહોલને ગરમ કરી દે છે.

ગયા વર્ષે મેં તેનાથી બયતુલ્લાહમાં વાયદો કરાવ્યો હતો કે હવેથી ઘરે પહોંચીને તે પોતાના બધા હકો અદા કરશે, પરંતુ અફસોસ કે ઘરે પહોંચીને તેની હાલત પહેલા જેવી જ રહી.

હું પણ માનવી છું અને માનવીમાં અલ્લાહ તઆલાએ શારીરિક ઉત્તેજના અને મનેચ્છા જેવી વસ્તુઓ રાખી છે, ઘણી વખતે શયતાન મારા દિલમાં એવા

વિચારો નાંખે છે કે અલ્લાહની પનાહ નમાઝોમાં પણ એના વિચારો આવે છે કે નમાઝને દોહરાવવી પડે છે અને ઘણી વખતે ગુસ્સો પણ આવે છે કે તેને તલાક આપી દઉં અને વિધુર બનીને જીવન પસાર કરું, કારણ કે તેને રાખીને પણ મને કોઈ ફાયદો અને ખુશી પ્રાપ્ત થતી નથી. તેમ છતાં હું ખુદાથી દુઆ કરીને સબરથી કામ લઈ રહયો છું અને વેઠી રહયો છું. આ ઉમરમાં મારે બીજી શાદી નથી કરવી. હવે સવાલ એ છે કે,

શરીઅતની રોશનીમાં એ ઓરત સાથે મારે શું કરવું જોઈએ ? શું તે મારી સાથે વર્ણન કરેલ વર્તાવ કરવાને કારણે હમણાં સુધી તે મારા નિકાહમાં બાકી છે કે નહીં? શરીઅતની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપનો સવાલ તફસીલથી વાંચ્યો, આપની પત્ની તમારા નિકાહમાં બાકી છે, કારણ કે જયારે આપે તલાક જ આપી નથી, તો પછી નિકાહ ખતમ થવાનો કોઈ મતલબ નથી. (દુર્રે મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૩ / ૨૨૬, ૨૨૭, બહરુર્રાઈક : ૩ / ૨૫૨)

આપની પત્નીએ આપની સાથે જે વર્તાવ કર્યો છે, તેને કારણે તે ગુનેહગાર થશે, કારણ કે તે આપની (પતિની) નાફરમાન છે, અને હદીસ શરીફમાં છે કે ઓરત રસોડામાં હોય અને પતિ તેને બોલાવે તો તેણે હાજર રહેવું જરૂરી છે. કારણ કે જો નુકસાન થશે એટલે સબ્જી, ગોશ્ત ખરાબ થશે તો પતિનું થશે.

(તિરમિઝી : ૧ / ૨૧૯, હદીસ નં.૧૧૬૦)

બીજી હદીસમાં રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે જો પુરુષ પોતાની પત્નીને સંભોગ માટે બોલાવે અને પત્ની કોઈ શરઈ કારણ વગર ઈન્કાર કરી દે, તો ફરિશ્તા તેની ઉપર સવાર સુધી લાનત કરે છે. (બુખારી : ૧ / ૪૫૯, હદીસ નં. ૩૨૩૭)

બીજી હદીસમાં છે કે અલ્લાહ તઆલા તેનાથી ત્યાં સુધી નારાજ રહે છે જયાં સુધી કે તેનો પતિ તેનાથી નારાજ રહે છે. જયારે તેનો પતિ તેનાથી રાજી થઈ જાય છે તો અલ્લાહ પણ રાજી થઈ જાય છે. એટલે પતિની ખુશીમાં અલ્લાહની ખુશી છે.

(મુસ્લિમ : ૧ /૪૬૪, હદીસ નં. ૧૨૧ – ૧૩૩૬)

એક હદીસમાં અલ્લાહના રસૂલ (સલ.) એ ઈર્શાદ ફરમાવ્યો : જે ઓરત પાંચ વખતની નમાઝ પઢે અને પતિની ફરમાબરદારી કરે અને પોતાના ગુપ્તાંગોની હિફાઝત કરે, તો તેનાથી કહેવામાં આવશે કે જન્નતના જે દરવાજાથી દાખલ થવા

માંગે દાખલ થઈ જા. (મિશ્કાતુલ મસાબિહ : ૨ / ૨૮૧) એવી રીતે બીજી હદીસો પણ પતિની ફરમાબરદારીમાં આવી છે.

આપની પત્ની ફરમાબરદારી કરતી નથી, ખિદમત કરતી નથી. જે રૂમમાં સુવા માટે કહો છો તે માનતી નથી. બયતુલ્લાહમાં સમજાવવા છતાં તૌબા – ઈસ્તિગ્ફાર કરતી નથી, તેને શાદીનો મકસદ (એટલે અવલાદ) જ નાશ કર્યો છે, હાલાંકે તેની ઉપર કયામતના દિવસે રસૂલુલ્લાહ (સલ.) પોતાની ઉમ્મત પર ગર્વ કરશે. (અબૂદાવૂદ : ૧ / ૨૮૦, હદીસ નં. ૨૦૫૦) શાદીનો એક મકસદ એ પણ છે કે પતિ પોતાની પત્નીથી હલાલ તરીકાથી પોતાની ઈચ્છા પુરી કરીને હરામથી બચી જાય વગેરે, આવી સ્થિતિમાં તમને નીચેનો મશવરો આપવામાં આવે છે.

(૧) એક વખતે ફરી સમજાવો, જો સમજી જાય તો ઠીક છે. (૨) નહીં તો જો આપ તલાક આપવા માંગો તો આપી શકો છો. (૩) તે રહેવા માંગે અને આપ બીજી શાદી કરવા માંગો તો બીજી શાદી કરી લો. (૪) આપ તલાક આપવા માંગતા નથી અને તે રહેવા નથી માંગતી અને ખુલઅ જોઈએ છે, તો જો તે ઈદતનો ખર્ચ વગેરે માફ કરી દે, તો તેનાથી ખુલઅ કરી લો.

કુર્આને પાકમાં પણ આ જ હુકમ આપવામાં આવ્યો છે કે ઓરત ગર્વ ન કરે કે મારા જેવી ઓરત નહીં મળે અને પુરુષ પણ ગર્વ ન કરે કે મારા જેવો પુરુષ નહીં મળે. જો બંને પતિ – પત્ની વચ્ચે અનબન – ઝઘડો થઈ જાય તો પુરુષ તરફથી એક લવાદ અને ઓરત તરફથી એક લવાદ બંને વચ્ચે સમાધાન કરાવવા માંગે તો અલ્લાહ પણ તેમાં ભલાઈ પેદા કરી દેશે. આપ પોતાના લવાદને અને ઓરત પોતાના લવાદને પુરી હકીકત સંભળાવો, ત્યાર પછી જે ફેસલો થાય તેને કબૂલ કરો.

(સૂરએ નિસાઅ : ૧૨૮,૩૫)

પરંતુ તેમાં બંનેનો ભેદ ખુલી જાય છે, એટલે જે પણ કદમ ઉઠાવો વિચારીને ઉઠાવો, જો તેને તલાક જોઈએ તો તલાક આપી બીજી શાદી કરી લો. આ પણ જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૯) તલાકવાળી ઓરતના હૈઝના દિવસો પસાર થવાથી જાતે તલાક નથી લાગતી

સવાલ (૨૨૧૪) : જો કોઈ ઓરતને તલાકે રજઈ આપવામાં આવે, તો બીજી અને

ત્રીજી તલાક પણ હૈઝના દિવસોમાં જાતે લાગશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

યાદ રહે કે તલાક આપવાનો હક અલ્લાહ તઆલાએ પુરૂષોને આપ્યો છે, પુરુષ જેટલી તલાક આપશે એટલી જ તલાક લાગશે, જયારે પુરૂષે માત્ર એક તલાક આપી, તો એક જ તલાક લાગશે. બીજી અને ત્રીજી હૈઝ પછી બીજી અને ત્રીજી તલાક જાતે લાગશે નહીં. પુરુષ જાતે તલાક ન આપે અથવા કોઈ શરત સાથે કોઈને છોડી ન દે અને પછી તે શરત જોવામાં આવે, ટુંકમાં પુરુષના તલાક આપ્યા વગર તલાક નહીં લાગે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૦) સ્પષ્ટ શબ્દોમાં બે તલાકનો હુકમ

સવાલ (૨૨૧૫) : ઘરના ઝઘડાથી પરેશાન થઈને મેં પોતાની પત્નીને બે તલાક આપી છે, તો શું હજુ પણ હું તેને પત્ની બનાવીને રાખી શકું છું ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં તમે બે તલાક આપી છે, તે બંને લાગી ગઈ છે. તે બંને તલાકે રજઈ છે. માટે આપ તેને પોતાની પત્ની બનાવીને રાખી શકો છો, જયાં સુધી ઈદ્દતમાં છે. ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. જો ઈદ્દત પુરી થઈ ગઈ છે, તો ફરી નિકાહ પઢવા જરૂરી છે. પરંતુ હલાલાની જરૂરત નથી. (સૂરએ બકરહ : ૨૩૧)

(તલાકથી) રુજૂઅ (અને બીજી વખતે પત્ની બનાવવા)ની એક સૂરત તો આ છે આપ મોઢાથી કહી દો કે મેં રુજૂઅ કરી લીધું અને પત્ની બનાવીને તેને રાખવા હું તૈયાર છું અથવા ઈદ્દતના દિવસોમાં પ્યાર કરી લીધો. (સંભોગ કરી લીધો) (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૧) "ત્રણ દિવસમાં નહીં આવુ તો તલાક આપી દઈશ" થી તલાકનો હુકમ

સવાલ (૨૨૧૬): શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે ઝૈદે પોતાની પત્નીને કહયું અથવા લખ્યું કે "ત્રણ દિવસમાં નહીં આવે તો તને તલાક આપી દેવામાં આવશે, " આ વાકયથી તલાક લાગશે કે નહીં ? અહીંયાના અમુક લોકો કહે છે કે તલાક થઈ જશે, શરઈ હુકમ શું છે ? મહેરબાની કરીને જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"તુ ત્રણ દિવસમાં નહીં આવે તો તને તલાક આપી દેવામાં આવશે." જો ઝૈદે ખરેખર આ જ શબ્દો કહયા છે, તો તેનાથી તેની પત્નીને તલાક નહીં થાય, કારણ કે શબ્દ "તલાક આપી દેવામાં આવશે. હકીકતમાં તલાક આપવાની ધમકી છે, ન તો તેનાથી હમણાં તલાક થાય છે અને ન તો આ તલાક માટે છે. એટલે આ શબ્દોથી તલાક નહીં લાગે. (ફતાવા હિન્દિય્યહ : ૧/ ૩૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૨) જો શંકા હોય કે બે તલાક આપી છે કે એક તે તલાકનો શું હુકમ છે ?

સવાલ (૨૨૧૭) : મેં ગુસ્સામાં પોતાની પત્નીને તલાક આપી છે. એક વખતે બોલ્યો કે બે વખતે, મને ખબર નથી, પરંતુ સાંભળનારાએ કહયું કે હું એક વખતે બોલ્યો છું, તો હવે મારા માટે શું હુકમ છે ? જવાબ જલ્દી આપીને મહેરબાની કરશો. જેથી શરીઅતના હુકમ પર અમલ કરવામાં કોતાહી ન થાય.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ એકરાર કરો છો કે તલાક આપી છે, તો તલાકે રજઈ લાગી ગઈ, તેનો હુકમ એ છે કે ઈદ્દત દરમિયાન જો પત્નીથી કહી દે કે મેં રુજૂઅ કર્યો અથવા તને પત્ની બનાવીને રાખું છું અથવા સંભોગ કરી લીધો, તો આ રીતે રુજૂઅ કરવાનો એતિબાર થશે અને તે આપની પત્ની રહેશે, જો ઈદ્દત ખતમ થઈ ગઈ, તો માત્ર નિકાહ કરી લેવા કાફી છે.

સાંભળનારા બે ન્યાયી કહી દે, શું સાંભળ્યું ? તેઓ ફેસલો કરી દે કે બે, તો બે થશે, નહીં તો એક (અલ મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૭) બે તલાક લાગી ગયા પછી હવે કયારેય માત્ર એક તલાક આપી તો મુગલ્લઝા થઈ જશે. (અલમબ્સૂત : ૬ / ૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫૩) 'ઈસ્લામી કાનૂન પ્રમાણે તલાક આપું છું" કહેવાથી કઈ તલાક લાગશે ?

સવાલ (૨૨૧૮) : હું મુહમ્મદ દેસાઈ પોતાની પત્ની ફાતિમાને બે ગવાહોની સામે

સુન્ની હનફી ઈસ્લામી કાનૂન પ્રમાણે તલાક આપું છું અને મહેર ૧૨૭.૫૦ રૂપિયા પણ અદા કરું છું તો આ લખાણથી ઓરતને કઈ તલાક અને કેટલી તલાક લાગશે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સૂરતમાં પતિએ એવું લખ્યું કે "હું હનફી ઈસ્લામી કાનૂન પ્રમાણે તલાક આપું છું" આ શબ્દો જો ઓરતની પાકીની હાલતમાં લખ્યા છે તો એ જ વખતે અને જો હૈઝની હાલતમાં લખ્યા છે તો હૈઝના દિવસો પસાર થઈ ગયા પછી એક તલાકે રજઈ લાગશે.

(મસ્અલાની સંપૂર્ણ તફસીલ આ છે : પતિએ જો આ શબ્દો પાકીની હાલતમાં લખ્યા છે, જેમાં તેણે પોતાની પત્નીથી સંભોગ કર્યો નથી અને તેણે એક તલાકની નિય્યત કરી છે અથવા બિલ્કુલ નિય્યત કરી જ નથી, તો તે વખતે એક તલાક લાગી જશે અને જો પતિએ એવી પાકીની હાલતમાં આ શબ્દો કહયા છે કે તેમાં સંભોગ કરી ચુકયો છે અથવા હૈઝની હાલતમાં આ શબ્દો કહયા છે, તો આ બંને સુરતોમાં આગલી પાકીની હાલતની શરૂઆતમાં પત્ની પર એક તલાક લાગી જશે અને જો વર્ણન કરેલા શબ્દો પતિએ ત્રણ તલાકની નિય્યતથી કહયા છે તો તલાક ત્રણ અલગ અલગ પાકીની હાલતમાં લાગુ પડશે. પરંતુ આ શબ્દોથી એક સાથે ત્રણ તલાકની નિય્યત કરી હોય, તો જો કે આ તલાકે બિદઅત છે, તલાકે સુન્નત નથી, જયારે કે પતિએ " સુન્ની તલાક" આપી છે એટલે એક સાથે ત્રણ તલાક નહીં લાગે. બલકે ત્રણ અલગ અલગ પાકીની હાલતમાં ત્રણ તલાક લાગશે. આ પુરી તફસીલ ત્યારે છે. જયારે કે પત્નીને હૈઝ આવતું હોય, જો તે ગર્ભવતી હોય અથવા હૈઝ આવવાનું બંધ થઈ ગયું હોય. તો એવી હાલતમાં પતિના વર્ણન કરેલ શબ્દો બોલવાથી એક તલાક લાગી જશે.)

તેનો હુકમ એ છે કે ઈદ્દતમાં નિકાહ વગર અને ઈદ્દત પછી નિકાહ દ્વારા રુજૂઅ કરી શકાય છે. તેમાં હલાલો જરૂરી નથી. (આ તે સુરતમાં છે જયારે કે માત્ર એક તલાકની નિય્યત કરી હોય અથવા બિલ્કુલ નિય્યત જ ન કરી હોય.) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

عن الشعبي قال : " المجنون لا يجوز طلاقه . ( الكتاب المصنف في الأحاديث والآثار المعروف مصنف ابن ابى شيبة و أبوبكر ابن شيبة عبد الله بن محمد بن ابراهيم بن عثمان بن خواستي العبسي ( م : ٢٣٥ ه )٣/٤/ رقم الحديث :١٧٩٠٧ كتاب الطلاق ماقالوا في طلاق المجنون كمال يوسف الحوت ط مكتبة الرشد – الرياض )

**તર્જુમો :** શોઅબી (રહ.) થી રિવાયત છે. તેમણે ફરમાવ્યું કે પાગલની તલાક જાઈઝ નથી. (એટલે નહીં લાગે)

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૪ / ૭૧, હદીસ નં. ૧૭૯૦૭)

عن عثمان قال : " ليس لمجنون ، ولا لسكران طلاق . ( حوالہ سابق رقم : ١٧٩٠٨)

**તર્જુમો :** હઝરત ઉસ્માન (રદિ.) થી રિવાયત છે કે પાગલ અને ઈચ્છા વગરના નશાવાળાની તલાકનો કોઈ એતિબાર નથી.

(મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૪ / ૭૧, હદીસ નં. ૧૭૯૦૮)

عن الزهري قال : " أيجوزطلاق المجنون إذا أخذ ، فإذا صح فهو جائز"

( حوالہ سابق رقم:١٧٩١١ )

**તર્જુમો :** ઝોહરીથી રિવાયત છે કે શું પાગલની તલાક જાઈઝ છે ? તો જવાબ આપ્યો કે જો તે તંદુરસ્ત હોય તો જાઈઝ છે.

((મુસન્નફે ઈબ્ને અબી શયબહ : ૪ / ૭૧, હદીસ નં. ૧૭૯૧૧)

# નશો, ગાંડપણ અને ગુસ્સાની હાલતમાં તલાક આપવી

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

# નશો, ગાંડપણ અને ગુસ્સાની હાલતમાં તલાક આપવી

## (૧) નશા અને ગાંડપણની હાલતમાં તલાકનો હુકમ

**સવાલ (૨૨૧૯) :** (૧) એક વ્યકિતએ પોતાની પત્નીને દારૂ પીને નશાની હાલતમાં તલાક આપી દીધી, અને તે પણ એક સાથે ત્રણ તલાક, તો નશાની હાલતમાં આપવામાં આવેલી તલાક લાગશે કે નહીં ?

(૨) એક વ્યકિતએ ગાંડપણની હાલતમાં પોતાની પત્નીને એક સાથે ત્રણ તલાક આપી તો તલાક લાગી કે નહીં ?

હદીસ પાકની રોશનીમાં જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) નશાની હાલતમાં આપેલી તલાક લાગી જશે. ત્રણ તલાક એક સાથે આપી છે, તો ત્રણે લાગી જશે. (દુર્રે મુખ્તાર : ૩ / ૨૩૫)

હવે હલાલા વગર ઓરત તેના માટે હલાલ નહીં થાય.

(સૂરએ બકરહ : ૨૩૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

(૨) ગાંડપણની હાલતમાં આપવામાં આવેલી તલાક નહીં લાગે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૨, ૨૪૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩)

નોંધ : બિરાદરે અઝીઝ ! અસ્સલામુ અલયકુમ વ. વ.

સલામ મસ્નૂન પછી ! જાણવું જોઈએ કે આપણે હનફી મસ્લકના છે અને મસાઈલ, કુર્આન અને હદીસની રોશનીમાં બતાવવામાં આવે છે. બુદ્ધિ અલ્લાહ તઆલાની મોટી નેઅમત છે, જો કોઈની બુદ્ધિ અલ્લાહ તઆલા તરફથી લઈ લેવામાં આવે તો તેને પાગલ અને ગાંડો કહેવામાં આવે છે. રસૂલુલ્લાહ (સલ.) ના ફરમાન પ્રમાણે તે વ્યકિત બિન મુકલ્લફ બની જાય છે, તેનાથી દીનની તકલીફ ઉઠાવી લેવામાં આવે છે, માટે તે નમાઝ, રોઝા વગેરેનો મુકલ્લફ રહેતો નથી, તેને છોડવાથી તેને ગુનોહ થતો નથી. માટે જો તે પોતાની પત્નીને તલાક આપશે, તો તલાક પણ

નહીં લાગે, કારણ કે તેનું કોઈ કથન પણ વિશ્વાસ પાત્ર નથી.

(નસાઈ : ૬ / ૧૫૬, હદીસ નંબર : ૩૪૩૨)

માનવી ગુનોહ કરીને એટલે દારૂ પીને પોતાની બુદ્ધિ બરબાદ કરી દે છે, તેની અકલ પર પડદા પડી જાય છે અને સારા – નરસાનો ભેદ બાકી રહેતો નથી, પછી ઝઘડો કરે છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૯) અલ્લાહ તઆલા ફરમાવે છે :

يَسْـَٔلُوْنَكَ عَنِ الْخَمْرِ وَالْمَيْسِرِ ۭ قُلْ فِيْهِمَآ اِثْمٌ كَبِيْرٌ وَّمَنَافِعُ لِلنَّاسِ ۡ وَاِثْـمُهُمَآ اَكْبَرُ مِنْ نَّفْعِهِمَا ۭ وَيَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ڛ قُلِ الْعَفْوَ ۭ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ۝ (સૂરએ બકરહ : ૨૧૯)

જાહેર છે કે દારૂ ઘણા ગુનાહોનું કારણ છે, જયારે બુદ્ધિ પર પડદો પડી જાય છે તો અલગ અલગ પ્રકારના ગુનાહોમાં માનવી ફસાય જાય છે માટે સજા રૂપે તેની તલાક ઈમામ અબૂ હનીફા (રહ.) (બલકે ચારે ઈમામો) ની નજીક લાગી જશે અને જો ત્રણ તલાક આપશે તો ત્રણ તલાક લાગી જશે. પછી હલાલા વગર ઓરત તેના માટે હલાલ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) દારૂના નશામાં તલાક આપવી

**સવાલ (૨૨૨૦) :** સલીમભાઈને દારૂ પીવાની આદત છે, દારૂ ખૂબ પીવે છે, એક વખતે નશાની હાલતમાં મોહલ્લાની ત્રણ – ચાર ઓરતને ગવાહ બનાવીને પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી તો શું દારૂના નશામાં આપવામાં આવેલી તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પતિએ દારૂના નશામાં ઓરતને તલાક આપી છે અને જો જાતે તેનો એકરાર કરે છે તો ત્રણે તલાક લાગી જશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૨૩૫,૨૩૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩) ઓરત તેની ઉપર હમેંશા માટે હરામ થશે. હવે હલાલા વગર હલાલ નહીં થાય. (સૂરએ બકરહ : ૨૩૦, તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭) અને જો પતિ તલાકથી ઈન્કાર કરતો હોય તો બે પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓ ગવાહી આપશે, તો પણ તલાક લાગી જશે. (અલ મુહીતુલ બુરહાની : ૮ /

૩૦૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) દારૂ પીને તલાક આપવી

**સવાલ (૨૨૨૧) :** એક વ્યકિતએ દારૂના નશામાં પોતાની પત્નીને ત્રણ વખતે તલાક, તલાક તલાક કહયું તો શું તેનાથી તલાક લાગશે કે નહીં ? અને થઈ તો કેટલી લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દારૂ પીને તલાક આપવાથી તલાક લાગી જશે, ભલે દારૂ ઓછુ પીધું હોય કે વધારે. ત્રણ વખતે તલાકના શબ્દો બોલ્યા છે, એટલે ત્રણ તલાકે મુગલ્લઝા લાગી જશે. હલાલા વગર ઓરત હલાલ નહીં થાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) નશાની હાલતમાં તલાક

**સવાલ (૨૨૨૨) :** ઝૈદે ખુબ દારૂ પીધા પછી નશાની હાલતમાં પોતાની પત્નીને ત્રણ તલાક એવા વ્યકિતની સામે આપી, જે પોતે પણ નશામાં હતો અને એ નશાવાળી વ્યકિતએ અમને બતાવ્યું કે ઝૈદે તલાક આપી છે. ઝૈદ કહે છે કે મને ખબર જ નથી કે મેં તલાક આપી છે. હું તો પોતાની પત્ની સાથે રહેવા તૈયાર છું. ખબર આપનારા મસ્ત વ્યકિત સાથે બીજા બે બિન મુસ્લિમ લોકો પણ હતા. તેમનું કહેવું છે કે ઝૈદે તલાક આપી છે, તો આ તલાક લાગી કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે કે તલાક આપનારને જાતે ખબર નથી કે તેણે તલાક આપી છે, જો ઓરતે સાંભળી લીધી હોય, અથવા જાતે તલાક આપનારો એકરાર કરી લે કે તેણે ત્રણ તલાક આપી છે તો ત્રણે તલાક લાગી જશે, ભલે નશાની હાલતમાં આપી હોય. એવી હાલતમાં ઓરત માટે જાઈઝ નથી કે તે પોતાના પતિને નજીક આવવા દે અને જો તલાક આપવી સાબિત ન હોય, ન તો એકરારથી અને ન કોઈની ગવાહીથી, તો એ ઓરત પોતાના પતિના નિકાહમાં સમજવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) પતિએ નશાની હાલતમાં તલાક આપવી

**સવાલ (૨૨૨૩) :** પતિએ પોતાની પત્નીને દારૂ પીને નશાની હાલતમાં, બિલકુલ

બેભાનીની હાલતમાં ત્રણ તલાક આપી. પતિએ મોઢાથી ત્રણ વખતે એવું કહયું કે "મેં પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી." તો શું એવી હાલતમાં ત્રણ વખતે કહેવાથી તલાક લાગશે કે નહીં ? તેમજ તેની પત્ની અને તેની બાલિગ અવલાદે આ તલાક જાતે સાંભળી છે. જે વખતે તલાક આપી હતી તે વખતે ઘરનો દરવાજો બંધ હતો, વર્ણન કરેલા લોકો સિવાય અન્ય કોઈ ઘરમાં ન હતું, તો શું આવી હાલતમાં તલાક થશે કે નહીં ?

ઉપરાંત પતિએ નશાની હાલતમાં મોહલ્લામાં નીકળીને એક ઘર પાસે જઈને આ કહયું કે "મેં પોતાની ઓરતને તલાક આપી છે." તો પૂછવાનું એ છે કે ઘરની અંદર ત્રણ તલાકના ગવાહ છે અને ઘરની બહાર એક તલાકના, તો એવી હાલતમાં કેટલી તલાક થશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક સહીહ થવા માટે જરૂરી છે કે પુરુષ પોતાની પત્નીને સંબોધીને "તને તલાક" અથવા તલાક તરફ ઈશારો કરતા શબ્દો કહે

તલાકના શબ્દો કોઈ સાંભળે કે ન સાંભળે, ઘરનો દરવાજો બંધ હોય કે ખુલ્લો, તલાક આપવાથી તલાક લાગી જશે, ત્રણ તલાક એક સાથે આપશે અથવા અલગ અલગ, ત્રણ તલાક જ ગણાશે. નશાની હાલતમાં તલાક આપે એવી રીતે કે દારૂ વગેરે નશાકારક વસ્તુઓ પોતાની મરજીથી પીવે, તો પણ તલાક થઈ જશે.

વર્ણન કરેલ હુકમ ત્યારે લાગુ પડશે જયારે પતિ તલાક આપવાને કબૂલ કરતો હોય, જો પતિ તલાક આપવાથી ઈન્કાર કરતો હોય તો બે પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓ જે ન્યાયી હોય તલાક આપવાની ગવાહી આપે, તો તલાકનો હુકમ લાગશે. (અલ મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૭)

વર્ણન કરેલા મસ્અલામાં પતિ તલાક આપવાથી ઈન્કાર કરે છે અને ગવાહ પૂર્ણ નથી, તો પછી તલાકનો હુકમ લગાવવામાં નહી આવે અને પત્ની પતિના નિકાહમાં સમજવામાં આવશે.

પરંતુ પત્નીએ જાતે સાંભળ્યું હોય કે તેના પતિએ તેને ત્રણ તલાક આપી છે, તો ભલે ગવાહ હાજર ન હોય, તે પોતાના પતિને પોતાની જાત પર કુદરત ન આપે. ( માત્ર એ કે પોતાની જાત પર કુદરત ન આપે બલકે કોઈ પણ રીતે પતિથી મુકિત મેળવી લે, ભલે માલ આપીને હોય અથવા કોઈ જગ્યાએ નાસીને હોય.) (રદ્દુલ

મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૫૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) પતિએ નશાની હાલતમાં તલાક આપી પછી ઈન્કાર કરી દીધો તો તલાક લાગશે કે નહીં ?

**સવાલ (૨૨૨૪) :** પતિ – પત્નીની શાદી થયે લગભગ દસ વર્ષ વીતી ગયા છે. તેમના ત્રણ બાળકો છે, તેમની વચ્ચે ખૂબ જ પ્રેમ છે. આજ સુધી તેમનામાં કયારેય ઝઘડાની નોબત આવી નથી. પરંતુ પુરુષને દારૂની ટેવ છે. નશાની હાલતમાં કંઈ પણ કહેતો નથી પરંતુ આજે અજીબ બનાવ બન્યો કે પતિ દારૂ પીને ઘરે આવ્યો અને એવું બન્યું કે ઓરત પોતાના નીચેના ઘરમાં હતી, જયારે તેણે પતિના આવવાની ખબર થઈ તો તે ઘરે આવી, જોયું તો પતિ ખાટલા ઉપર સુતો છે તો તરત જ તેણે પતિને જગાડયો, તો લાગ્યું કે તેણે દારૂ પીધું છે, તો પત્ની કહેવા લાગી કે કયારે તમારી આ આદત છુટશે. તમારી આ ટેવની હું મારા કુટુંબિજનોને શિકાયત કરીશ.

આ સાંભળીને પતિએ ઓરતને ત્રણ તલાક આપી દીધી, જયારે ઓરતે આ શબ્દો સાંભળ્યા, તો તેણે પોતાના રિશ્તેદારોને તેની જાણ કરી કે મારો પતિ આ (ત્રણ તલાક) કહીને તરત સુઈ ગયો. ઘરવાળાઓએ આવીને તેને જગાડીને પૂછયું કે તે તારી પત્નીને શું કહયું છે ? તો તેણે સ્પષ્ટ ઈન્કાર કરી દીધો. પરંતુ છોકરીના કહેવા પર ઘરવાળાઓએ તેને પોતાના ઘરે રોકી લીધી, તો પતિ રડવા લાગ્યો અને કસમ ખાઈને કહે છે કે મેં મારી પત્નીને તલાક આપી નથી. હું તેને તલાક આપવાનું વિચારી પણ શકતો નથી. મારી પત્ની મને પરત કરી દો નહીં તો હું આત્મહત્યા કરીને મરી જઈશ. વગેરે વગેરે.

પતિ નશામાં પણ અને ત્યાર પછી પણ બરાબર ઈન્કાર કરી રહયો છે, હાલાંકે પત્નીએ તલાકના શબ્દો જાતે સાંભળ્યા છે, તો શું આવી હાલતમાં તલાક લાગશે ? જો લાગશે તો કેટલી ? આ મસ્અલાની સ્પષ્ટતા કરીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દારૂડિયો, જયારે દારૂ પીએ છે, તો સામાન્ય રીતે તેને નશો ચઢી જ જાય છે, એવી હાલતમાં તલાક આપવાથી તલાક લાગી જશે. ફુકહાએ કિરામની સમજુતી કંઈ આ પ્રમાણે છે.

وطلاق السكران واقع اذا سكر من الخمر أو النبيذ وهو مذهب أصحابنا

رحمهم الله تعالىٰ كذا في المحيط (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩)

નશાની વ્યાખ્યા બયાન કરતા અલ્લામા શામી (રહ.) એ લખ્યું છે કે આકાશ અને જમીનમાં ફરક ન કરી શકે અને સાહિબૈનની નજીક એ છે કે વાતચીતમાં બકવાસ કરે. ટુંકમાં જે વ્યકિત નશાની હાલતમાં બેહોશ પડયો હોય અને બકવાસ કરે અને એ જ હાલતમાં ઓરત તરફ નિસ્બત કરીને ત્રણ તલાક આપી દે તો ત્રણ તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૯)

પુછેલી સૂરતમાં તલાક આપવાનું માત્ર ઓરતે સાંભળ્યું છે એ ઓરત સિવાય કોઈએ સાંભળ્યું નથી. માટે ઓરત અલ્લાહથી ડરતા સત્ય વાત બતાવે, જો ખરેખર ઓરત તરફ નિસ્બત કરીને ત્રણ તલાક આપી છે, તો તલાક લાગી જશે, જો પતિ ઈન્કાર કરે છે અને ઓરત તલાક સાબિત કરી શકતી નથી, તો પણ તેના માટે જાઈઝ નથી કે તે પોતાની જાત પોતાના પતિને હવાલે કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) નશામાં મસ્ત વ્યકિતનું બે વખતે તલાક બોલવું

**સવાલ (૨૨૨૫) :** એક વ્યકિતએ પોતાની પત્નીને નશાની હાલતમાં બે વખતે "તલાક, તલાક" કહયું તો તેનાથી તલાક લાગશે કે નહીં ? તેમજ જો તલાક લાગી ગઈ તો એ ઓરત કેટલી ઈદ્દત ભર્યા પછી બીજા પુરુષથી નિકાહ કરી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં બે તલાકે રજઈ લાગી ગઈ, માટે જયાં સુધી ઓરત ઈદ્દતમાં છે ત્યાં સુધી પતિને રુજૂઅ થવાનો હક છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) જો પતિ રુજૂઅ કરવા માગે તો તેની આસાન સુરત એ છે કે બે ગવાહોની સામે રુજૂઅના શબ્દો કહીને તેને એક કાગળ પર લખીને તે કાગળ પોતાની પત્નીને મોકલી દે તો તે પાછી નિકાહમાં આવી જશે. નવેસરથી નિકાહ અથવા હલાલાની જરૂરત નથી. પરંતુ જો પતિ રુજૂઅ ન કરે અને ઈદ્દત પુરી થઈ જાય તો ઓરતને અધિકાર છે. એટલે જો ઈદ્દત પુરી થયા પછી પતિ તેને ફરી પોતાના નિકાહમાં લાવવા માગે તો ઓરતની ખુશી સાથે નવેસરથી નિકાહ પઢવા જરૂરી થશે અને જો ઓરત પોતે એ પતિ સાથે રહેવા ન માગે, તો બીજા વ્યકિત સાથે નિકાહ કરી શકે છે. જો એ ઓરતને હૈઝ આવે છે, તો તેની ઈદ્દત ત્રણ હેઝની છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ /

૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પતિએ નશાની હાલતમાં તલાક આપવી

**સવાલ (૨૨૨૬) :** અમારે ત્યાં એક વ્યકિતએ રાત્રે દારૂ પીને નશાની હાલતમાં પોતાની પત્નીને બે તલાક આપી, જેને અમુક લોકોએ સાંભળ્યું પણ છે, તો શું તેની ઓરત નિકાહથી નીકળી જશે અથવા નિકાહ બાકી રહેશે ? હમણા પતિ – પત્ની સાથે રહી શકે છે કે નહીં ? બીજી વખતે નિકાહ કરવા માટે શું કરવું જોઈએ ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નશાની હાલતમાં બે તલાક આપવાથી બંને લાગી જશે, પછી એ કે પતિએ બંને વખતે સ્પષ્ટ તલાકના શબ્દો કહયા છે તો બંને તલાકે રજઈ ગણાશે. તેમાં ઈદ્દત દરમિયાન પતિને અધિકાર રહેશે કે તે રુજૂઅ કરી લે એટલે પત્નીથી સ્પષ્ટ કહી દે કે હું રુજૂઅ કરું છું અથવા સંભોગ કરી લે તો નિકાહ બાકી રહેશે. બીજી વખતે નિકાહ પઢવાની જરૂરત નથી. પરંતુ આ બંને તલાક પછી હવે પતિ માત્ર એક તલાકનો માલિક રહેશે માટે હવે માત્ર એક તલાક આપવાથી પત્ની બિલ્કુલ નિકાહથી નીકળીને હરામ થઈ જશે. આ હુકમ ત્યારે છે જયારે કે બે તલાક સ્પષ્ટ આપી હોય.

(મજમઉલ અન્હુર : ૧ / ૪૩૨, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪)

જો તલાક સિવાય બીજા શબ્દો કહયા છે તો એ શબ્દો જાણવા પર હુકમ લાગશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) નશાની હાલતમાં અનેક વખતે તલાક આપવી

**સવાલ (૨૨૨૭) :** (ક) જો કોઈ વ્યકિતએ પોતાની પત્નીથી ઝઘડો કરીને નશાની હાલતમાં અનેક વખતે તલાકના શબ્દો કહયા તો શું તેનાથી તલાક લાગી જશે ?

(ખ) જો તલાક લાગી ગઈ છે તો કેટલી ઈદ્દત ભરવી પડશે અને કઈ જગ્યાએ ઈદ્દત ગુજારવી પડશે ?

(ગ) ઈદ્દત ગુજાર્યા પછી જો હલાલા દ્વારા પાછી એ જ પતિ સાથે રહેવા માગે છે તો હલાલો જાઈઝ છે કે નહીં ? અમુક લોકો કહે છે કે હલાલો શરીઅતમાં નથી.

(ઘ) તેમજ હલાલા પછી ઈદ્દત કેટલી હશે ? તેમની છ અવલાદ છે તો એ અવલાદ કોની પાસે રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(ક) નશાની હાલતમાં તલાક આપવાથી તલાક થઈ જશે. માટે પૂછેલી સૂરતમાં જેટલી વખતે પતિ તલાક બોલ્યો છે, એટલી લાગશે, જો ત્રણથી વધારે બોલ્યો છે તો ત્રણ લાગશે (અને બાકી નકામી થશે.)

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩)

(ખ) ઈદત, તલાક પછી તરત જ શરૂ થઈ જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૬) જો ઓરત ગર્ભવતી નથી અને હૈઝ આવે છે તો ત્રણ હૈઝ ખતમ થવાથી ઈદત ખતમ થઈ જશે. જો ઓરત ગર્ભવતી છે, તો ગર્ભ પડયા પર ઈદત ખતમ થશે. ભલે તલાકની થોડી મુદત પછી જ ડિલેવરી થઈ હોય અને જે ઓરતને કોઈ બિમારી અથવા વૃદ્ધાવસ્થાને કારણે હૈઝ નથી આવતુ તો તેની ઈદત ત્રણ મહિના છે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪)

(ગ) હલાલાની ચાર સૂરતો છે :

(૧) પહેલી સુરત એ છે કે તલાક પછી ઈદત ખતમ થયા પછી કોઈ વ્યકિતથી નિકાહ થયા અને અચાનક કોઈ કારણથી બીજા પતિએ પણ તે ઓરતને તલાક આપી દીધી, તો હવે ઈદત ગુજાર્યા પછી તેના પહેલા પતિ સાથે કોઈ કરાહત વગર નિકાહ જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

(૨) બીજી સૂરત એ છે કે બીજા પતિથી નિકાહનો મકસદ માત્ર હલાલાનો જ છે. બીજો પતિ જેની સાથે નિકાહ થઈ રહયા છે તે પણ જાણે છે કે આ નિકાહનો મકસદ માત્ર હલાલો જ છે, પરંતુ નિકાહના ઈજાબો કબૂલમાં તલાક આપવાની કોઈ શરત મુકવામાં આવી નથી, તો આ સૂરત પણ જાઈઝ છે બલકે જો કોઈ મજબુરી હોય, દા.ત. બે કુટુંબોમાં સખત ઝઘડો થવાનો ખતરો હોય અથવા નાની અવલાદની પરવરિશનો મસ્અલો છે, તો એ નિકાહથી બીજા પતિને સવાબ પણ મળશે. (દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯) (કોઈ વ્યકિત તલાકવાળી ઓરતને અથવા તેના પતિને અથવા બંનેને પરેશાન જોઈને પ્લાન બનાવે, તેનાથી ન પહેલો પતિ પરિચિત હોય, ન ઓરત, અને તે આ ઓરતથી નિકાહ કરે અને સંભોગ કર્યા પછી તલાક આપી દે, જેથી તે ઈદત પછી પહેલા પતિ માટે હલાલ થઈ જાય, આ સુરત ન માત્ર જાઈઝ છે બલકે અમુક અકાબિરથી આવું કરવું સાબિત છે. (તોહફતુલ અલમઈ : ૪ / ૪૫૮)

(૩) ત્રીજી સુરત એ છે કે નિકાહના ઈજાબો કબૂલ વખતે તલાકની શરત કરવામાં આવે, તો આ સુરત જાઈઝ નથી. આ સુરતમાં બંને પક્ષકારો ગુનેહગાર

થશે, પરંતુ તેમ છતાં આ પ્રકારે નિકાહ કર્યા અને સંભોગ પછી બીજા પતિએ તલાક આપી દીધી તો પહેલા માટે ઈદ્દત પુરી થયા પછી નિકાહ કરવા જાઈઝ છે.

(દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯)

(૪) ચોથી સૂરત એ છે કે બીજા પતિએ આ નિકાહ માટે કોઈ રકમની શરત રાખી અને કહયું કે મને જો આટલી રકમ આપી દેવામાં આવે, તો હું નિકાહ માટે તૈયાર છું તો આ સુરત ના જાઈઝ અને મકરૂહે તહરીમી છે, તેમાં શામિલ થનારા બધા ગુનેહગાર થશે. એવા લોકો માટે હદીસ પાકમાં ઈરશાદ છે કે અલ્લાહ તઆલા હલાલા કરનાર મર્દ અને ઓરત બંને પર લાનત કરે છે, તેમજ બીજો પતિ જે રકમ લઈને નિકાહ કરી રહયો છે, તેને બળદ સમાન ગણાવ્યો છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૮૪, હદીસ નં. ૨૦૭૬)

(ઘ) નાની અવલાદની પરવરિશના મસ્અલાને ધ્યાનમાં રાખીને હલાલાની વર્ણન કરેલી ચારે સુરતોમાંથી બીજી સુરત પ્રમાણે અમલ કરવામાં કોઈ વાંધો નથી.

જો કે હલાલામાં એક પ્રકારની કબાહત તો છે જ એટલે ત્રણ તલાકથી બચવું જરૂરી છે, જેથી આવી નોબત ન આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) માનસિક અસ્થિરતા વાળાએ તલાક આપવી

**સવાલ (૨૨૨૮) :** મારા પતિને છેલ્લા પંદર વર્ષથી એક બિમારી છે, તેમાં માનસિક સ્થિરતા ન હોવાને કારણે ઘણી બેકાર વાતો બકયા કરે છે, કારણ વગર ગાળો પણ બોલ્યા કરે છે અને કયારેક અચાનક એકદમ ચુપ થઈ જાય છે. ઘણો ઈલાજ પણ કરાવ્યો અને હમણાં પણ નવસારીમાં ડોકટર દીનશાનો ઈલાજ ચાલું છે. અમુક વખતે ઈલાજ પછી થોડા સમય માટે સારુ પણ થઈ જાય છે. જયારે માનસિક અસ્થિરતા હોય છે ત્યારે તેઓ શું બોલે છે તેનું પણ તેમને ભાન હોતું નથી, ભાનમાં આવ્યા પછી તેઓ જાતે પૂછે છે કે હું શું બોલી રહયો હતો ? ફેબ્રુઆરી ૧૯૮૯ થી પહેલા તેની માનસિક બિમારી વધી ગઈ છે, તે દરમિયાન એક વખતે જયારે હું નમાઝમાં મશ્ગુલ હતી તો મેં તેમના મોઢાથી તલાકનો શબ્દ સાંભળ્યો તો શું વર્ણન કરેલી બિમારીને કારણે જો આ તલાકના શબ્દો બોલ્યો છે તો અમારા નિકાહ તુટી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવો પાગલ જેનું મગજ કયારેક કયારેક અસ્થિર રહેતું હોય અને કયારેક

ભાનમાં આવી જતો હોય તો તેને અરબી ભાષામાં معتوہ (માતુહૂ – મુર્ખ) કહેવામાં આવે છે, એટલે અવો વ્યકિત જેની અકલ મારી ગઈ હોય, સમજ ઓછી હોય અને ગમે તેવો બકવાસ કરતો હોય, (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૫૭૮)

અલ જવહિરતુન્નય્યિરહમાં લખ્યું છે કે માતુહૂની તલાક જયારે કે તેની માનસિક સ્થિતિ સ્થિર ન હોય નહીં લાગે. અને માતુહૂથી મુરાદ તે વ્યકિત છે જે કયારેક બુદ્ધિશાળી જેવી વાતો કરતો હોય અને કયારેક પાગલો જેવી વાતો કરતો હોય. હા જો તેને ભાનની હાલતમાં (એટલે જે વખતે માનસિક સ્થિતિ બરાબર હતી) તલાક આપી હોય, તો તલાક લાગી જશે.

(અલ જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૩)

આલમગીરીમાં છે :

ولا يقع الطلاق الصبى وإن كان يعقل والمجنون والنائم والمبرسم والمغمى عليه والمدهوش هكذا فى فتح القدير۔ وكذلك المعتوه لايقع طلاقه ايضا وهذا اذا كان فى حالة العته أما فى حالة الفاقة فاصحيح أنه واقع هكذا فى الجوهرة النيرة۔

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩)

ઉપરોકત ફિકહની કિતાબોથી એ વાત સાબિત થાય છે કે જો તલાક આપનારો વ્યકિત તલાક આપતી વખતે બિલ્કુલ સ્વસ્થ હતો અને માનસિક સ્થિતિ સારી હતી તો તેની તલાક લાગી જશે અને જો તલાક આપતી વખતે તેની માનસિક અસ્થિરતા હતી અને ગાંડપણમાં તલાક આપી છે તો તલાક નહીં લાગે.

હવે વિચારવા લાયક પ્રશ્ન છે કે તલાક આપનારો વ્યકિત કઈ હાલતમાં હતો, તે મુફતી કહી શકતો નથી. તેના માટે ત્યાં હાજર દીનદાર સમજદાર લોકોનો વિશ્વાસ કરવામાં આવશે. સવાલમાં વર્ણન કરેલી હાલતને પણ આઠ મહિના થઈ ગયા છે, તે વખતે એ તલાક આપનારાની હાલત વિશે જો બે ગવાહ એવી ગવાહી આપી દે કે તલાક આપતી વખતે પતિ પાગલ અથવા ગાંડો હતો , તો તલાક નહીં લાગે, અહીંયા એ વાત પણ યાદ રહે કે ડોકટર દિનશા અથવા મેડિકલ સ્ટોર્સનું કોઈ કથન વિશ્વાસ પાત્ર નહીં થાય, જો પતિ ડોકટરી રિપોર્ટ દ્વારા એ વાત સાબિત કરી દે કે જે વખતે તલાક આપી હતી, તે વખતે તે પાગલ હતો અને તેની ઉપર કસમ ખાઈલે, તો પણ તલાક નહીં લાગે અને હલાલા વગર તેની પત્ની તેના માટે હલાલ

છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ગુસ્સાની હાલતમાં તલાક, તલાક, તલાક બોલવાનો હુકમ

**સવાલ (૨૨૨૯) :** મેં મારી પત્નીને આ શબ્દોમાં તલાક આપી, " હું મારા નિકાહના રિશ્તાને ખતમ કરું છું, તલાક, તલાક, તલાક

જે વખતે મેં આ શબ્દો કહયા તે વખતે મારી પત્ની ત્યાં (તલાકની મજલિસમાં) હાજર ન હતી, મેં મારી પત્ની તરફ કોઈ નિસ્બત પણ કરી ન હતી. બલકે મેં આ શબ્દો પોતાની માતા અને મિત્રો સામે કહયા હતા. હકીકતમાં આ મામલો મારી માતા અને મારી પત્ની વચ્ચે કોઈ ઝઘડાને લીધે પેશ આવ્યો હતો, તેની સફાઈ આપવા હું માતા પાસે ગયો હતો. વાત ખૂબ લાંબી થઈ ગઈ. મારી માતાએ મારી વાત માની નહીં, બલકે તેને મને ધમકાવ્યો, તેને લીધે મેં આ શબ્દો કહયા.

હવે હું પસ્તાય રહયો છું અને ઈચ્છું છું કે ફરી એક સાથે જીવન ગુજારીએ , તો હવે શરીઅતમાં તેના વિશે શું હુકમ છે ? અમે બંને એક સાથે નિકાહમાં ભેગા થઈ જઈએ. તેના માટે કયો રસ્તો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં આપનું એ કહેવું કે " હું મારા નિકાહના રિશ્તાને ખતમ કરું છું, તલાક, તલાક, તલાક તેનાથી પત્નીને ત્રણ તલાક લાગી જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૯૩)

આપનું એ લખવું છે કે મેં આ શબ્દો બોલતી વખતે પોતાની પત્ની તરફ નિસ્બત કરી નથી " આ સહીહ નથી, કારણ કે આપની પત્ની અને આપની માતા વચ્ચે થયેલા ઝઘડા વિશે વાત થઈ રહી હતી, તેના સમાધાન માટે આપ પોતાની માતા પાસે ગયા હતા પરંતુ આપના લખવા પ્રમાણે કે વાત લાંબી થઈ ગઈ, આપના લખાણ પરથી એ પણ માલૂમ થયું કે આપની માતાએ આપની વાત સ્વીકારી નહીં અને આપની નિંદા કરી અને તેનું કારણ આપની પત્ની જ છે, જેવું કે આપ જાતે પણ આ વાતને સમજો છો, પછી માતાના બુરા વ્યવહારને કારણે આપ મજબુર બન્યા અને પત્નીને તલાક આપી એટલે અહીંયા પત્ની તરફ નિસ્બત લાગેલી છે, માટે આ

સુરતમાં તમારી પત્નીને ત્રણ તલાક લાગી ગઈ. (ફતાવા રહીમિય્યહ : ૮ / ૨૭૫)

હવે હલાલા વગર એ ઓરત તમારા માટે હલાલ નહીં થાય.

(બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭)

હલાલાનો તરીકો એ છે કે આ ઓરત કોઈ બીજી વ્યકિત સાથે નિકાહ કરે, બંને એક રાત એકાંતમાં પસાર કરે. પતિ તેની સાથે સંભોગ પણ કરે પછી બીજો પતિ તેને તલાક આપે અને તેની ઈદ્દત એ પ્રમાણે પસાર થાય કે સંભોગ પછી જો ઓરત ગર્ભવતી થઈ જાય તો બાળક જન્મી જાય અને જો ગર્ભવતી ન હોય તો ત્રણ હૈઝ પસાર થઈ જાય, ત્યાર પછી એ ઓરતથી તેનો પહેલો પતિ નિકાહ કરી શકે છે. શરીઅતની પરિભાષામાં તેને હલાલો કહે છે. (દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ગુસ્સામાં ઓરતને તલાકના શબ્દો કહી દીધા

સવાલ (૨૨૩૦) : એક વ્યકિતએ ગુસ્સામાં પોતાની ઓરતને તલાકનો શબ્દ એક વખત બોલી દીધો અને અવાર નવાર તે પોતાની ઓરતને "હું તને તલાક આપી દઈશ," ના શબ્દો બોલતો રહે છે, તો શું આ ઓરતને તલાક લાગી જશે કે નહીં ? અને લાગી તો કેટલી લાગશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસ્સાની હાલતમાં પતિએ ઓરતને તલાકનો શબ્દ કહી દીધો છે તો તેનાથી એક તલાકે રજઈ લાગી ગઈ અને તલાકે રજઈનો હુકમ એ છે કે ઓરત જયાં સુધી ઈદ્દતમાં છે ત્યાં સુધી પતિ તેનાથી રુજૂઅ કરી શકે છે. તેને પોતાના નિકાહમાં પરત લાવીને પત્ની બનાવીને રાખી શકે છે, રુજૂઅનો ઉત્તમ તરીકો એ છે કે "પતિ બે ગવાહોની હાજરીમાં એવું કહે કે મેં મારી પત્નીને એક રજઈ તલાક આપી હતી, હવે હું તેનાથી રુજૂઅ કરીને બીજી વખતે તેને પોતાના નિકાહમાં લાવી રહયો છું, " આ રીતે કરવાથી ઓરત બીજી વખતે નિકાહમાં આવી જશે.

પતિનું ગુસ્સામાં પત્નીને વારંવાર એવું કહેવું કે "હું તને તલાક આપી દઈશ, હું તેને તલાક આપી દઈશ, તેનાથી ઓરતને કોઈ તલાક નહીં લાગે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૪) પરંતુ જયારે ઓરતનો કોઈ દોષ ન હોય અને ગમે તે બહાનુ કાઢીને તેને પરેશાન કરવા માટે આ પ્રકારના શબ્દોથી ધમકી આપવામાં આવે, આ ઈસ્લામી તાલીમની વિરુદ્ધ છે, તલાક આપી દેવી ભલે આસાન છે. પરંતુ અલ્લાહ તઆલાને

આ કામ ઘણું અપ્રિય છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૧૭૮, રદ્દુલ મુહતાર : ૩ / ૨૨૮)

તલાક આપવાથી પોતાના બાળકોનું ભવિષ્ય બગડી જશે, બંને કુટુંબોમાં ઝઘડો પેદા થશે તે સિવાય બીજી પણ અનેક ખરાબીઓ છે માટે આ પ્રકારના શબ્દો બોલવાથી બચવું જોઈએ. (તિરમિઝી : ૨ / ૫૮, હદીસ નં. ૨૩૧૭) પરંતુ વર્ણન કરેલા શબ્દો બોલવાથી કોઈ તલાક લાગશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) 'મેં તને પોતાનાથી અલગ કરી દીધી છે." કહેવાથી કેવી તલાક લાગશે ?

**સવાલ (૨૨૩૧) :** ઝૈદની તબીયત ખૂબ જ ખરાબ હતી, તેના પેટમાં સખત દર્દ હતું, તે વખતે તેની પત્ની તેની સામે હસી રહી હતી. તેને કારણે ઝૈદે ગુસ્સામાં આવીને તેને મારી અને તેના બનેવીને બોલાવીને એક વખતે એવું કહયું કે "મેં તેને પોતાનાથી અલગ કરી દીધી છે અને આપ તેને લઈ જાઓ. " પરંતુ તેને તલાકના શબ્દો કહયા ન હતા, ત્યાર પછી તેનો બનેવી એ ઓરતને પોતાના ઘરે લઈ ગયો. પછી એ ઓરતની બહેન ઝૈદના ઘરે આવી અને ઝૈદથી આ વિશે પૂછયું તો ઝૈદે કહયું કે હા એ જ વાત છે, જે તમારા પતિએ સંભળાવી છે. સવાલ એ છે કે એવી હાલતમાં તલાક લાગશે કે નહીં ?

ઝૈદ અને તેની પત્ની બંને કબૂલ કરે છે કે તલાકના શબ્દો નથી કહયા બલકે માત્ર એક વખત તેના બનેવી સામે કહયું હતું, "તેને લઈ જાઓ મેં તેને અલગ કરી દીધી છે, " તો હવે આ સુરતમાં તલાક થશે કે નહીં ? અને એ ઓરત ઝૈદના નિકાહમાં રહેશે કે નહીં ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિનું એ કહેવું કે "તેને લઈ જાઓ, મેં તેને અલગ કરી દીધી છે." આ ઈશારાના શબ્દોમાંથી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૦૫,૧૦૬) તેનો અસલ હુકમ એ છે કે તલાકની નિય્યતને કારણે અથવા હાલની દલીલરૂપે એક તલાકે બાઈન લાગી જાય છે. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૧૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

પરંતુ આજે આ શબ્દો તલાક માટે વપરાવવા લાગ્યા છે, અને તેનાથી તલાક જ સમજવામાં આવે છે, જાણે કે આ તલાકના પ્રકરણમાં સ્પષ્ટ છે, એટલે તેનાથી

એક તલાકે રજઈ લાગશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૭) ઈદ્દતમાં નવેસરથી નિકાહ વગર અને ઈદ્દત પછી નવેસરથી નિકાહ પઢીને પતિ તેને પોતાની પાસે રાખી શકે છે. તેમાં હલાલાની જરૂરત નથી. (મજમઉલ અન્હુર : ૧ / ૪૩૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) તલાકે મકરૂહનો શરઈ હુકમ

**સવાલ (૨૨૩૨) :** એક વ્યકિત કોઈની પત્ની પર આશિક બની ગયો, તેણે તેના પતિને મારીને જબરદસ્તી તલાકના શબ્દો કહેવડાવ્યા, તેણે પોતાની જાન બચાવવા માટે તલાકના શબ્દો બોલી નાંખ્યા, પરંતુ કોઈનું નામ ન લીધુ એટલે એવું નથી કહયું કે હું મારી પત્ની જેનું નામ ફલાણુ છે ત્રણ તલાક અપું છું, ટુંકમાં તેણે માત્ર પોતાની જાન છોડાવવા માટે કોઈનું નામ લીધા વગર તલાકના શબ્દો બોલ્યા છે. પછી બીજી વખતે મારપીટ કરીને તલાકનામુ પણ લખાવ્યું, તો શું આ રીતે તલાક લાગી ગઈ ? જો તલાક પડી જાય છે તો તેનાથી તો ઘણાં લોકોને ફાયદો થશે કે જે કોઈની ઓરત પર આશિક બની ગયો તે તેના પતિથી જબરદસ્તી તલાકના શબ્દો બોલાવી લેશે અને ઘણાં લોકોના તો ઘરો વેરાન થઈ જશે. તો આ સિલસિલામાં સહીહ જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતની પરિભાષામાં આ તલાકને "તલાકે મકરૂહ" કહે છે, કોઈ વ્યકિત પર જબરદસ્તી કરવામાં આવી અને તેને પોતાની જાન બચાવવા માટે મોઢાથી તલાકના શબ્દો બોલી દીધા છે તો તલાક લાગી જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૪, બહરુર્રાઈક : ૩ / ૨૬૪)

કોઈ પરણિત ઓરત પર આશિક થઈ જવું અને તેને પ્રાપ્ત કરવા વિવિધ પ્રોપેગન્ડા કરવા અહીં સુધી કે તેના પતિથી જબરદસ્તી તલાક અપાવવી કોઈ પણ રીતે જાઈઝ નથી. મોટા ગુનાહનું કામ છે, આ પ્રકારના અયોગ્ય કામોથી પોતાને બચાવવા ખૂબ જ જરૂરી છે. અલ્લાહ તઆલા દિલોમાં નેક કામોની મુહબ્બત અને ખોટા કામોથી નફરત પેદા ફરમાવે. આ પ્રકારના કામો અલ્લાહથી ન ડરીને કરવામાં આવે છે. જરૂરત છે લોકોના દિલોમાં અલ્લાહનો ડર, ઈસ્લામની મુહબ્બત અને ઈસ્લામી તાલીમાત પર ચાલવાનો જઝબો પેદા કરવામાં આવે. તો જ સમાજમાંથી ખોટા કામો ખતમ થશે.

મકરૂહ તલાક લાગવાનું કારણ એ છે કે તલાક આપવામાં મકરૂહ કામ અપનાવવામાં આવ્યું, એ રીતે કે તેનાથી કહેવામાં આવ્યું કે તુ તારી પત્નીને તલાક આપી દે નહીં તો જાનથી મારી નાંખીશ, તેને પોતાની જાન બચાવવા માટે તલાક આપી. એટલે બે આફતોમાંથી તેને હલકી અને નાની મુસીબતને અપનાવી, ટુંકમાં તલાક આપવામાં વિકલ્પ જોવા મળે છે, એટલે તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શોક (પતિની બીજી પત્ની)ને કારણે તલાકની માંગ કરવી કરાહતમાં દાખલ છે કે નહીં ?

**સવાલ (૨૨૩૩) :** અમે તારીખ ૧૯ જુલાઈ ૧૯૭૮ રવિવારે બપોરે બાર વાગે મોહલ્લાના અમુક લોકો જનાબ અબ્દુલ અઝીઝ માસ્તરના મકાન પર ભેગા થયા, મામલો નુરમુહમ્મદ સાહેબનો છોકરો અકીલ અહમદ અને તેની પત્ની, એટલે અબ્દુલ અઝીઝ માસ્તરની પુત્રી નસરીનબાનુ વિશેનો હતો.

જનાબ નુરમુહમ્મદ સાહેબે બતાવ્યું કે તેમના છોકરા અકીલ અહમદે બીજા નિકાહ કરી લીધા છે, અને હવે તે પોતાની પહેલી પત્ની નસરીનબાનુને લેવા માટે આવ્યો છે. પરંતુ માસ્તર અબ્દુલ અઝીઝ સાહેબને આ વસ્તુ પસંદ નથી કે તેમની છોકરી માટે કોઈ શોક (પતિની બીજી પત્ની) હોય અને તે પણ બિન મુસ્લિમ, એટલે તેમણે જવાબ આપ્યો કે તે પોતાની છોકરીને શોકની હાજરીમાં નથી મોકલી શકતો, તેથી હાજરજનો વચ્ચે જનાબ અબ્દુલ અઝીઝ માસ્તર સાહેબે અરજ કરી કે આજે અકીલ અહમદ મારી છોકરી નસરીનબાનુને તલાક આપી દે.

માટે નીચેનો લેખ પતિ અકીલ અહમદ તરફથી લખવામાં આવ્યો.

એટલા માટે આજે ૧૯ જુલાઈ ૧૯૮૭ ના રોજ "અકીલ અહમદ નુર મુહમ્મદ"પોતાની પહેલી પત્ની "નસરીનબાનુ અબ્દુલ અઝીઝ માસ્ટર" ને મજલિસની હાજરીમાં તલાક આપું છું, તલાક આપું છું, તલાક આપું છું.

સહી

અકીલ અહમદ નુરમુહમ્મદ

ઉપરોકત તલાક મને મંજુર છે. નસરીન ગુલ્શન

આ તલાક પછી બંને પક્ષકારો પોતાના પરસ્પરના હકો લેવડ – દેવડ કરી

અલગ થઈ ગયા.

હવે સવાલ એ છે કે અમુક લોકોનું કહેવું છે કે અકીલ અહમદથી તલાક જબરદસ્તી અપાવવામાં આવી છે, એટલે તલાક નથી થઈ. માટે આ વિશે ઉલમાએ કિરામ શું ફરમાવે છે ? આ સુરતમાં શરઈ રીતે તલાક થશે કે નહીં ? જો પતિ – પત્ની બીજા વખતે રુજૂઅ કરવા માંગે તો તેની સુરત શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલા તલાકનામાને કારણે નસરીનબાનુ પર ત્રણ તલાક લાગી ગઈ, જબરદસ્તીની કોઈ સુરતનું વર્ણન આખા સવાલમાં થયું નથી.

(દુર્રે મુખ્તાર : ૩ / ૨૩૫)

જો સાબિત થઈ જાય કે ખરેખર પતિ પર જબરદસ્તી છે. તેની શરઈ સુરત એ છે કે પતિને કતલની અથવા હાથ – પગ તોડવાની ધમકી એવા વ્યકિતએ આપી હોય જે તેની ઉપર શકિતમાન હોય, અને પતિને પુરો વિશ્વાસ હોય કે તે આ ધમકીને અમલમાં લાવી શકે છે. આ પ્રકારની સખત ધમકીને કારણે પતિએ તલાકનામુ લખ્યું છે અથવા લખેલા તલાકનામા પર પોતાની સહી કરી છે, અને મોઢાથી તલાકનો શબ્દ ન બોલ્યો હોય તો તલાક નહીં લાગે.

પરંતુ જો આ પ્રકારની જબરદસ્તી ન હોય અને માત્ર મોઢાની ધમકીમાં આવીને તલાક લખી હોય, તો તલાક લાગી જશે, અને માત્ર મોઢાની જબરદસ્તી જોવા મળી હોય, પરંતુ પતિએ તલાકને માત્ર લખી જ નથી બલકે મોઢાથી પણ કહયું કે હું તને તલાક આપું છું, તો પણ તલાક થઈ જશે. મોઢાથી બોલવાની સુરતમાં જબરદસ્તી છતાં તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૫, ૨૩૬)

ત્રણ તલાક પછી પતિ – પત્નીનું રુજૂઅ હલાલા વગર જાઈઝ નથી, તેની સુરત એ છે કે વર્ણન કરેલ તલાકની ઈદ્દત ખતમ થયા પછી ઓરત કોઈ બીજા પુરુષથી નિકાહ કરે અને તેનાથી સંભોગ કર્યા પછી તે પતિ તેને તલાક આપે, પછી તેની ઈદ્દત પુરી થયા પછી પહેલા પતિથી નિકાહ દુરુસ્ત થઈ શકે છે, નહીં તો નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) જબરદસ્તી સાદા કાગળ ઉપર સહી કરાવીને તેને તલાકનામું બનાવી દીધું

સવાલ (૨૨૩૪) : ઝૈદની શાદી હજુ થઈ નથી, તે એક વખતે ઘરેથી નીકળીને

બજાર જઈ રહયો હતો, કે રસ્તામાં બે – ચાર ગુંડા મળ્યા, તેમણે એક કોરા કાગળ પર ધમકાવીને તેનાથી સહી કરાવી લીધી, પછી કહયું કે જો તે હવે બકરથી દુશ્મની કરી તો યાદ રાખજે અમે તારા સહીવાળા કાગળ પર એવું લખીશું કે "હું જાતે નીચે સહી કરનાર લખું છું કે બકરની સાથે કંઈક દુશ્મની રાખું તો જયારે પણ હું કોઈ ઓરતથી શાદી કરું, તેને ત્રણ તલાક" તો સવાલ એ છે કે આવી ધમકી આપીને સહી લેવાથી ઝૈદ જયારે પણ શાદી કરે, તેની પત્નીને ત્રણ તલાક લાગી જશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદે માત્ર સહી કરી છે, મોઢાથી કંઈ બોલ્યો નથી અને ન તલાક વિશે તેણે કંઈ લખ્યું છે. બલકે બાદમાં બીજાએ લખાણ લખ્યું છે. તો તેનાથી કોઈ તલાક નહીં લાગે.

(કારણ કે તલાક લાગવાની ત્રણ સુરતો છે, તલાક જાતે પોતાના મોઢેથી બોલે, બીજી સૂરત એ છે કે લખીને આપે અથવા કોઈનાથી લખાવીને આપે. ત્રીજી સૂરત એ છે કે કોઈને પોતાની પત્નીને તલાક આપવાનો વકીલ બનાવવામાં આવે. માટે આ ત્રણે સૂરતોમાંથી કોઈ સૂરત જોવા મળી નથી. તો તલાક નહીં લાગે. (બૈરૂલ ફતાવા : ૫ / ૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ગુસ્સામાં તલાકનો હુકમ

**સવાલ (૨૨૩૫) :** એક વ્યકિત પોતાના ભાઈથી ઝઘડો કરી રહયો હતો, એ ઝઘડામાં તેનો પિતા પણ હાજર હતો. નાનાભાઈની મોટા ભાઈ સાથે લડાઈ ચાલું હતી. ઝઘડો ખતમ થવાને બદલે વધી રહયો હતો, છેવટે ઝઘડાએ ખતરનાક સ્વરૂપ અપનાવ્યું અને તે લોકોનો ઝઘડો હદથી વધી ગયો.

તે વખતે એ વ્યકિત પોતાનું માનસિક કંટ્રોલ ખોઈ બેઠો અને ગુસ્સામાં આવીને પોતાની પત્નીને સંપૂર્ણ ઈરાદા સાથે ત્રણ તલાક આપી દીધી. તો હવે એ તલાકનો શું હુકમ છે ? અને તેના માટે પોતાની પત્નીથી બીજી વખતે સંબંધ બાંધવાની કોઈ ગુંજાઈશ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં તલાક લાગી જશે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૮) ખૂબ યાદ રાખો કે આવા શયતાની કામો સામાન્ય રીતે ગુસ્સામાં જ થાય છે, તેનાથી

બચવું ખૂબ જ જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ગુસ્સાની હાલતમાં પોતાની પત્નીને બે વખતે તલાક, તલાક કહી દેવી

**સવાલ (૨૨૩૬) :** એક વ્યકિતએ ગુસ્સાની હાલતમાં પોતાની પત્નીને તલાક, તલાક બોલી દીધું, તો શું તેની પત્નીને તલાક લાગી જશે કે નહીં ? અને જો તલાક લાગશે તે કઈ તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસ્સામાં આપેલી તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર : ૩ / ૨૪૪) ઓરતને બે તલાકે રજઈ પડશે. અને રજઈ તલાકનો હુકમ એ છે કે જયાં સુધી ઈદતમાં છે, પતિ બે ગવાહોની ગવાહીમાં પોતાની પત્નીથી રુજૂઅ કરી શકે છે. એટલે પતિ તેમનાથી મૌખિક એવું કહી દે કે હું મારી પત્નીને નિકાહમાં પરત લાવું છું, તો આવું કહેવાથી ઓરત બીજી વખતે નિકાહમાં આવી જશે. નવેસરથી નિકાહ અને હલાલાની જરૂરત નથી. પરંતુ ઈદત પુરી થયા પછી નિકાહમાં પરત લાવવા માટે ફરી નિકાહ પઢવા પડશે. (બહરુર્રાઈક : ૪ / ૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮) અને જો પતિએ પત્ની સાથે સંભોગ કર્યો નથી તો ઓરતને તલાકે બાઈન લાગી જશે. ઈદતમાં પણ રુજૂઅ કરી શકતો નથી, બલકે નવેસરથી નિકાહ પઢવા પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ગુસ્સાની હાલતમાં આપવામાં આવેલી એક તલાકનો હુકમ

**સવાલ (૨૨૩૭) :** મારો અચાનક પત્ની સાથે ઝઘડો થઈ ગયો, અને મેં પત્નીને ગુસ્સામાં એક તલાક આપી દીધી, પછી મારા ઘરની સામે રહેનારા પડોશીઓને બોલાવીને કહયું કે મેં પોતાની પત્નીને તલાક આપી દીધી છે. તો બાજુમાં ઉભેલા એક છોકરાએ મને પૂછયું કે ખરેખર તમે પોતાની પત્નીને તલાક આપી દીધી છે ? તો મેં તેનો જવાબ આપ્યો હા, હા ! એક વખતે નહીં ૭૦ વખતે મેં તેને તલાક આપી દીધી છે, હવે મારી ભુલનો મને પસ્તાવો થાય છે અને હું મારી પત્નીને ફરીથી નિકાહમાં લાવવા માંગુ છું, આ વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગુસ્સામાં આપેલી તલાક લાગી જશે.

જોકે આપે પોતાની પત્નીને ગુસ્સામાં એક તલાક આપી છે, તો તે એક તલાકે રજઈ લાગી ગઈ, ત્યાર પછી આપ પોતાના પડોશીમાંથી કોઈને પણ બોલાવીને ખબર આપો કે મેં મારી પત્નીને તલાક આપી છે તો તેનાથી કોઈ નવી તલાક નહીં લાગે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૬)

એવી રીતે પત્નીના પિતાને આ ખબર આપવાથી કે "મેં તમારી છોકરીને તલાક આપી છે, અને તેને આવીને લઈ જાઓ" તેનાથી પણ કોઈ નવી તલાક નહીં લાગે.

બાજુમાં ઉભેલા છોકરાને એવું કહેવાથી કે મેં એક વખતે નહીં બલકે ૭૦ વખતે તેને તલાક આપી છે. આ શબ્દો આપણા મુહાવરામાં કોઈ કામને મજબુત કરવા અને શંકા દૂર કરવા માટે બોલાય છે. જો આપે એ જ નિય્યતથી તેનો વપરાશ કર્યો છે તો એ શબ્દથી પણ કોઈ નવી તલાક નહીં લાગે. (ઉમ્દતુલ કારી : ૧૮ / ૨૭૨)

(કોઈ વ્યકિતના પૂછવા પર તલાક આપનારનું એવું કહેવું કે "મેં એક વખતે નહીં, બલકે ૭૦ વખતે તલાક આપી છે." વાતને સાબિત કરવા માટે અને મુહાવરા માટે વપરાય છે, તો આ જવાબ દુરુસ્ત છે નહીં તો એવું કહેનારાની પત્ની પર ત્રણ તલાક લાગી જશે અને હલાલા વગર પતિ માટે હલાલ નહીં થાય.)

માટે જયાં સુધી ઈદ્દત બાકી છે. આપ પોતાની પત્નીને નવેસરથી નિકાહ પઢયા વગર બીજી વખતે પોતાના નિકાહમાં લાવી શકો છો. તે આપની પત્ની બની જશે. બહેતર છે કે રુજૂઅ વખતે ગવાહ પણ બનાવી લો. (જવહિરતુન્નય્યિરહ : ૧ / ૪૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) પત્નીએ ત્રણ તલાકનો દાવો કરવો અને પતિએ ઈન્કાર કરવો

**સવાલ (૨૨૩૮) :** ૧૯ માર્ચ ૧૯૭૭ ના રોજ બપોરે અગિયાર વાગે ગાડીથી ઉતરીને હું ઘરે આવ્યો, તો જોયું કે મારી માતા, બહેન અને મારા બાળકો ખાવા માટે બેઠા છે. મેં તેમને પૂછયું કે ઝોહરા કયા ગઈ ? તો તેમણે કહયું કે તે ખાવા માટે નથી આવતી, તેને ખાવા માટે બોલાવવામાં આવી, છતાં તે ખાવા માટે ન આવી, મેં તેમને કારણ પૂછયું તો તેમણે કહયું કે તેણે ઘરની ખાસ વાતો ઘરની બહાર જઈને લોકોને બતાવી દીધી છે, તેને કારણે મોટો ઝઘડો અને લોકો સાથે વાદ વિવાદ થયો છે,મેં

ઝોહરાને પૂછયું કે શું ખરેખર તે ઘરની વાતો બહાર જઈને કહી છે ? તો તેણે તેનો એકરાર કર્યો, સાથે એ પણ કહયું કે મારી ભુલ થઈ ગઈ, તો મેં પોતાની પત્ની ઝોહરાને એવું કહયું કે મેં તને છુટ્ટી આપી દીધી. જયારે હું આ વાકય બોલ્યો તો મારી માતાએ મને ગાળ આપી અને એક તમાચો મારીને મને ઘરેથી કાઢી મુકયો, ત્યાર પછી મેં મારા પડોશી યુનૂસ ગોરાને બોલાવીને એવું કહયું કે મેં મારી પત્નીને છુટ્ટી આપી દીધી છે, તો યુનૂસ ગોરાએ મને પૂછયું શું તે તારી પત્નીને રૂખ્સત કરી દીધી છે ? મેં કહયું કે એક વખતે નહીં બલકે ૭૦ વખતે તેને રૂખ્સત કરી દીધી છે. તેના માતા – પિતાને કહો કે તેઓ પોતાની છોકરીને આવીને લઈ જાય.

તેની ઉપર યુનૂસભાઈ ગવાહી આપી રહયા છે, કારણ કે તેમણે મને મારી પત્નીને તલાક આપતા સાંભળ્યા છે અને વારંવાર તેમણે મને પૂછયું કે તે પોતાની પત્નીને રૂખ્સત કરી દીધી છે. તો મેં તેમને કહયું કે હા, મેં મારી પત્નીને રૂખ્સત કરી દીધી છે તમે તેની માતાને એવું કહો કે તેઓ આવીને પોતાની છોકરીને લઈ જાય. પરંતુ મારી પત્ની ઝોહરાનું એવુ કહેવું છે કે તમે મને ત્રણ તલાક આપી છે. તેથી તેની માતા આવી અને થોડા ઝઘડા પછી તે પોતાની છોકરીને લઈને જતી રહી, તેની ઉપર જાતે ઝોહરા પણ ગવાહી આપે છે અને તે સિવાય બીજા પણ ઘણા ત્યાં હાજર હતા, તો આ સુરતમાં કેટલી અને કઈ તલાક લાગશે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઝોહરાની તલાક વિશે તેનો પતિ "યાકુબભાઈ" જાતે એવું કહે છે કે મેં ઝોહરાને તલાક આપી છે, તેનાથી એક તલાકે રજઈ લાગી જશે, ત્યાર પછી યાકુબભાઈએ યુનૂસભાઈને બોલાવીને એવું કહયું કે તમે મારા સસરાને એ જાણ કરી દો કે મેં ઝોહરાને તલાક આપી દીધી છે, તેઓ આવીને પોતાની છોકરીને લઈ જાય. આ ભૂતકાળમાં આપેલી તલાકની ખબર છે. તેનાથી કોઈ નવી તલાક નહીં લાગે.

પછી યાકુબ ભાઈનું પોતાની સાસુને એવું કહેવું કે મેં ઝોહરાને તલાક આપી દીધી છે, તેને આવીને લઈ જાઓ. આ પણ ભૂતકાળમાં આપેલી તલાકની ખબર છે. તેનાથી પણ કોઈ નવી તલાક નહીં લાગે અને ઘણાં લોકો ગવાહી પણ આપી રહયા છે. તેનાથી પણ આ જ વાતનું સમર્થન થાય છે, કે એક તલાકે રજઈ થઈ છે ન કે ઝોહરાના કહેવા પ્રમાણે ત્રણ તલાક. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૬)

---

ઝોહરા બીબી (યાકુબભાઈની પત્ની) નો એ દાવો છે કે મને મારા પતિએ ત્રણ વખતે એવું કહયું કે મેં તને રુખ્સત કરી દીધી છે. જયારે કે યાકુબભાઈથી પૂછવા પર માલૂમ થયું કે તેને એક જ તલાક આપી છે. અસલમાં વર્ણન કરેલ શબ્દો (મેં તને રુખ્સત કરી દીધી) નો અર્થ જો તેમણે ત્રણ વખત કહયો હોય અને પહેલા શબ્દથી તલાક આપવાનો મકસદ હોય અને બીજી અને ત્રીજી વખત બોલવાથી માત્ર એ (તલાક)ની ખબર આપવાનો હેતુ હોય, તો તેની નિય્યતનો વિશ્વાસ કરવામાં આવશે અને એક તલાકે રજઈ લાગી જશે.

જો ઝોહરા એવો દાવો કરે કે મારા પતિએ મને ત્રણ તલાક આપી છે, તો ત્રણ તલાકે મુગલ્લઝાનો દાવો છે માટે પત્નીએ ગવાહ રજૂ કરવા જરૂરી છે. કારણ કે પતિ તેનો ઈન્કાર કરે છે. એટલે ઝોહરા માટે જરૂરી છે કે ગવાહમાં બે પુરુષો અથવા એક પુરુષ અને બે ઓરતો રજૂ કરે. અને અહીંયા ઝોહરા પાસે કોઈ ગવાહ નથી.

(અલ મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૭)

જનાબ યુનૂસ ભૈયાતને યાકુબભાઈએ બોલાવીને એવું કહયું કે મેં પોતાની પત્નીને તલાક આપી દીધી છે. પછી બીજી અને ત્રીજી વખતે જે કહયું કે "મેં તેને તલાક આપી દીધી છે," તેનાથી તેનો હેતુ પહેલી આપેલી તલાકની જાણ કરવાનો છે, ન કે કોઈ નવી તલાક આપવાનો છે. પછી એક વખતે તેનું એવું પણ કહેવું કે "મેં તેને ૭૦ વખત તલાક આપી દીધી છે." તેનાથી પણ તેનો હેતુ પહેલી આપેલી તલાકની તાકીદ કરવાનો છે, એટલે વર્ણન કરેલા શબ્દોથી માત્ર એક જ તલાક લાગશે.

અને ઝોહરાબાનુનું એવું કહેવું કે 'મારા પતિએ મને ત્રણ તલાક આપી છે." તેની આ વાત સ્વીકારવા માત્ર નથી. માટે એક જ તલાક લાગશે, અને જયાં સુધી ઈદ્દત બાકી છે, પતિ તેનાથી રુજૂઅ કરવા માગે, તો રુજૂઅ કરી શકે છે, પરંતુ ઈદ્દત પુરી થઈ ગયા પછી નવેસરથી નિકાહ પઢવાની જરૂરત પડશે.

(બહરુર્રાઈક : ૩ / ૨૭૭)

પરંતુ ઝોહરાબીબી જો એવું કહેતી હોય કે મને મારા પતિએ ત્રણ તલાક આપી દીધી છે તો તલાકે મુગલ્લઝા લાગશે, હલાલા વગર તે પોતાના પતિ માટે જાઈઝ નહીં થાય, પરંતુ બીજી બાજુ તે ગવાહો દ્વારા ત્રણ તલાક સાબિત કરી શકતી નથી. એટલે મુફતી તો ત્રણ તલાકનો હુકમ તો નહીં લગાવે, પરંતુ ઝોહરા માટે

જરૂરી છે કે જો તેને યકીન હોય કે તેના પતિએ તેને ત્રણ તલાક જ આપી છે અને તેને પોતાના કાનોથી સાંભળ્યું છે એટલે કે તે પોતાની જાતને પોતાના પતિ માટે હરામ હોવાનો દાવો કરે છે એટલે તે પોતાની જાત પર પતિને બિલકુલ કુદરત ન આપે અને જો કાબુ આપશે તો હરામ કાર્ય કરનારી ગણાશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) પોતાના આંતરિક મામલામાં તલાકનો શબ્દ વાપરવો

## (૨૨) તલાકે મકરૂહનો શરઈ હુકમ

**સવાલ (૨૨૩૯) :** (૧) ઘણા લોકો અનેક વખતે પોતાના મોઢાથી તલાકના શબ્દો કાઢે છે, તેઓ પોતાના મામલામાં પણ તલાકના શબ્દો બોલે છે. દા.ત. એક વ્યકિતએ પોતાના મિત્રથી એવું કહયું કે મેં આજે જાવેદને પોતાના કારખાનેથી તલાક આપી દીધી એટલે તેને મેં નોકરીમાંથી છુટો કરી દીધો. આ પ્રમાણેના અનેક ઉદાહરણો તલાકના શબ્દોમાં બોલવાના મળે છે. તો શું આ પ્રકારે વારંવાર તલાકના શબ્દો બોલવાથી પોતાની પત્નીને તલાક લાગી જશે ?

(૨) પતિ – પત્ની વચ્ચે સારા સંબંધ છે, ઝઘડા વગેરેની કોઈ શિકાયત નથી, પરંતુ એક વ્યકિત તેની ઉપર આશિક થઈ ગયો અને ઈચ્છે છે કે તે ઓરત (તેની માશુકા જે ખરેખર પરણિત છે) પોતાના પતિથી તલાક લઈ લે અને તેનાથી શાદી કરી લે પરંતુ તે ઓરત પોતાના પતિથી તલાક લેવાની મનાઈ કરે છે.

હવે એ આશિકે પોતાના રિશ્તેદારોને રૂપિયાની લાલચ આપીને એ ઓરતના પતિ સાથે ધોકો કરીને રસ્તામાં તેની મારપીટ કરી અને ધમકાવીને જબરદસ્તી તેનાથી તલાકના શબ્દો બોલાવ્યા, તો શું જબરદસ્તી તલાકના શબ્દો બોલનારાથી તેની પત્નીને તલાક લાગી જશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તલાકના શબ્દો પોતાના નોકરને સંબોધીને બોલવાથી પત્નીને તલાક નહીં લાગે. હા, જો એ શબ્દો પત્નીને સંબોધીને જયારે પણ બોલશે, ભલે ખુશીમાં હોય કે ગુસ્સામાં દરેક હાલતમાં તલાક લાગી જશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૪૧)

એક વખત, બે વખત અથવા ત્રણ વખત ટુંકમાં પતિ જેટલી વખતે તલાકના શબ્દો બોલશે એટલી તલાક લાગશે, જો એક વખતે અથવા બે વખતે પત્ની તરફ

નિસ્બત કરીને તલાકના શબ્દો બોલ્યો છે અને ઓરત ઈદ્દતમાં છે. તો જયાં સુધી ઈદ્દતમાં છે, નવેસરથી નિકાહ વગર રુજૂઅ કરી શકે છે, અને જો ઈદ્દત પુરી થઈ ગઈ તો નવેસરથી નિકાહ પઢવાની જરૂરત પડશે અને જો ત્રણ તલાક આપી દીધી છે, (એટલે ત્રણ વખત પોતાની પત્ની તરફ નિસ્બત કરીને તલાકના શબ્દો કહયા છે.) તો નવેસરથી નિકાહ પઢયા પછી પણ તે ઓરત બીજી વખતે નિકાહમાં આવી શકતી નથી. બલકે હલાલો કરવો જરૂરી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૦)

આપની આ શંકા મસ્અલાને ન સમજવાને કારણે છે, કારણ કે માત્ર તલાકના શબ્દો બોલવાથી નિસ્બત ઓરત તરફ ન હોય. (અલ અશ્બાહ વન્નઝાઈર : ૨૧, બહરુર્રાઈક : ૩ / ૨૭૮) એ જ કારણ છે કે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ રાત – દિવસ લોકોને તલાકના મસાઈલ બતાવે છે અને પોતાના તલબાને પઢાવે પણ છે તેમ છતાં તેમની પત્નીઓ પર કોઈ તલાક લાગતી નથી, માટે તલાક લાગવા માટે ઓરત તરફ નિસ્બત કરવી જરૂરી છે, નહીં તો કોઈ તલાક નહીં લાગે.

(નોંધ : સવાલમાં તલાકે મકરૂહનો હુકમ પણ પૂછવામાં આવ્યો છે, પરંતુ જવાબમાં એ તરફ કોઈ ઈશારો નથી. મુફતી સાહેબે તેના જેવા સવાલના જવાબમાં લખ્યું છે :

શરીઅતની પરિભાષામાં એ તલાકને તલાકે મકરૂહ કહે છે, કે કોઈ વ્યકિત પર જબરદસ્તી કરવામાં આવી હોય અને તેને પોતાની જાત બચાવવા માટે મોઢાથી તલાકના શબ્દો બોલી દીધા છે, તો તલાક લાગી જશે.

કોઈ પરણિત ઓરત પર આશિક થઈ જવું અને તેને પ્રાપ્ત કરવા વિવિધ પ્રોપેગન્ડા કરવા અહીં સુધી કે તેના પતિથી જબરદસ્તી તલાક અપાવવી કોઈ પણ રીતે જાઈઝ નથી. મોટા ગુનાહનું કામ છે, આ પ્રકારના અયોગ્ય કામોથી પોતાને બચાવવા ખૂબ જ જરૂરી છે. અલ્લાહ તઆલા દિલોમાં નેક કામોની મુહબ્બત અને ખોટા કામોથી નફરત પેદા ફરમાવે. આ પ્રકારના કામો અલ્લાહથી ન ડરીને કરવામાં આવે છે. જરૂરત છે લોકોના દિલોમાં અલ્લાહનો ડર, ઈસ્લામની મુહબ્બત અને ઈસ્લામી તાલીમાત પર ચાલવાનો જઝબો પેદા કરવામાં આવે. તો જ સમાજમાંથી ખોટા કામો ખતમ થશે.

મકરૂહ તલાક લાગવાનું કારણ એ છે કે તલાક આપવામાં મકરૂહ કામ અપનાવવામાં આવ્યું, એ રીતે કે તેનાથી કહેવામાં આવ્યું કે તુ તારી પત્નીને તલાક

આપી દે નહીં તો જાનથી મારી નાંખીશ, તેને પોતાની જાન બચાવવા માટે તલાક આપી. એટલે બે આફતોમાંથી તેને હલકી અને નાની મુસીબતને અપનાવી, ટુંકમાં તલાક આપવામાં વિકલ્પ જોવા મળે છે, એટલે તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) નવમુસ્લિમ છોકરીના જબરદસ્તીથી કુફ્રિયા શબ્દો બોલવાથી નિકાહ નહીં તુટે

**સવાલ (૨૨૪૦) :** એક બિન મુસ્લિમ છોકરીએ પોતાની ખુશીથી ઈસ્લામ કબૂલ કરીને મુસલમાન છોકરા સાથે નિકાહ કરી લીધા, પરંતુ છોકરીના કુટુંબિજનો એ છોકરી સાથે જબરદસ્તીનો મામલો કર્યો અને છોકરાના ઘરેથી તેને ઉઠાવીને લઈ ગયા અને ખૂબ જ જુલ્મ કરીને નિકાહ તોડી નાંખવા હુકમ કર્યો, જોકે છોકરીએ તેની બિલ્કુલ મનાઈ કરી દીધી તો જાલિમોએ તેને એ ધમકી આપી કે અમે તારા પતિને મારી નાંખીશુ. એ છોકરી એકલી હતી અને મજબૂર પણ, એટલે એ લોકોના જુલ્મને કારણે મજબુર થઈને સોગંદનામા ઉપર પોતાની સહી કરી દીધી, તે વખતે તે ભાનમાં પણ ન હતી, તે સોગંદનામા પર તેણે પોતાની સહી પોતાના હિંદુ નામથી કરી, જયારે કે મુસલમાન બનતા પહેલા તેને જે સોગંદનામુ કરાવ્યું હતું, તેમાં એ વાતની સ્પષ્ટા કરી હતી કે હવે હું મારા મુસલમાન નામેથી ઓળખાઈશ પછી આ સોગંદનામું પોતાના ઘરે બેસીને જ તૈયાર કરવામાં આવ્યુ હતું. કોઈ મેજીસ્ટ્રેટની હાજરીમાં તૈયાર કરવામાં આવ્યુ ન હતું.

ત્યાર પછી એ લોકોએ છોકરાની સહી લીધી તે વખતે પણ છોકરો ભાનમાં ન હતો. તો આ નિકાહ બાકી રહેશે કે નહીં ? એ છોકરીને તે લોકો પોતાના કબ્જામાં રાખીને દરરોજ મારપીટ કરે છે અને છોકરા વિશે અલગ અલગ વાત કરીને તેને ઉશ્કેરવાની કોશિશ કરતા હતા અને ધમકી પણ આપતા હતા.

એક દિવસે એ લોકોએ એ છોકરીથી જબરદસ્તી પોતાના હિંદુ ધર્મની રસમ અદા કરાવી અને હિંદુ તરીકા પ્રમાણે ઈબાદત પણ કરાવી, જયારે કે તેને દિલમાં તો લા ઈલાહ ઈલ્લલ્લાહનો કલિમો જ ચાલુ રાખ્યો હતો, માત્ર છોકરા (પોતાના પતિ)ની જાન બચાવવા માટે તેણે આ સહી કરી હતી.

સવાલ એ છે કે હવે આ છોકરી કાફિર થઈ જશે કે મુસલમાન બાકી રહેશે ?

યાદ રહે કે થોડા દિવસો બાદ એ છોકરી પોતાના ઘરેથી ફરાર થઈ ગઈ અને એ જ છોકરા પાસે જતી રહી, તેના દિલમાં તો માત્ર એ જ વાત હતી કે મને મારો પતિ મળી જાય. એટલે તે પોતાની જાનને ખતરામાં નાખીને બીજી વખતે છોકરા પાસે જતી રહી, તો એ વખતે છોકરાએ કયો તરીકો અપનાવવો જોઈએ ? કારણ કે તે છોકરીને તેના માતા – પિતાના ઘરે મોકલી દે છે તો તેની જાનનો ખતરો છે, કારણ કે સામેવાળા લોકો કાફિર અને બિન મુસ્લિમ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વ્યકિત ઈસ્લામમાં દાખલ થયા પછી કોઈના જુલ્મથી બચવા અને પોતાની જાન બચાવવા માટે માત્ર મોઢાથી કલિમએ કુફ્ર બોલી દે અથવા કોઈ શિર્કિયા કામ કરી લે, તો તેનાથી વ્યકિત ઈમાનથી નહીં નીકળે એટલે કે પૂછેલી સુરતમાં છોકરીએ પોતાની ખુશીથી ઈસ્લામ કબુલ કર્યો છે અને કુટુંબિજનોના જુલ્મથી બચવા માત્ર મોઢાથી કલિમએ કુફ્ર કહયો છે અને પોતના અસલ ધર્મના સોગંદનામા પર સહી કરી હોય તો તેનાથી ન તો નિકાહ પર કોઈ અસર પડશે અને ન તો ઈમાન પર. (સૂરએ નહલ : ૧૦૬) એટલે નવેસરથી નિકાહ પઢવાની કોઈ જરૂરત નથી. અને ધર્મ પરિવર્તન વ્યકિતનો પોતાનો હક છે તેમાં કોઈ જબરદસ્તી કરી શકતું નથી. જબરદસ્તી કરવી સરકારી ગુનો છે. ટુંકમાં તમારા નિકાહ બાકી છે. નવેસરથી નિકાહ પઢવાની કોઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) પતિએ તાવની હાલતમાં તલાક આપવી

**સવાલ (૨૨૪૧) :** મારો પોતાની પત્ની સાથે એક વખતે ઝઘડો થઈ ગયો હતો, તે વિશે પત્નીનું કહેવું છે કે મેં તેને તલાક આપી છે, આખી હકીકત આ પ્રમાણે છે કે તે દિવસે સવારે હું ડોકટર પાસેથી દવા લઈને આવ્યો અને ખાટલા ઉપર બેઠો, ઘરના એક રૂમમાં લાઈટ સળગવાથી મારી આંખો પર તેની રોશની આવી રહી હતી. એટલે મેં મારી પત્નીને કહયું કે લાઈટ બંધ કરી દે, માત્ર આટલી વાત પર ઝઘડો થઈ ગયો અને તે વખતે મને તાવ આવતો હતો, એટલે તાવની હાલતમાં મેં મારી પત્નીને ઝઘડા દરમિયાન શું કહયું તે મને ખબર નથી.

ત્યાર પછી હું સુઈ ગયો, થોડી વાર પછી મારી બે છોકરીઓ મદરસેથી ઘરે આવી અને તેમણે પૂછયું કે અમ્મી કયાં છે ? મેં કહયું કે પડોશમાં ગઈ હશે, ત્યાં

જોઈ લો, પરંતુ છોકરીઓને પડોશીઓથી માલૂમ થયું કે તે પોતાના પિતાને ત્યાં ગઈ છે, તેના પિતાનું ઘર અમારા ગામમાંજ છે, મેં પોતાની છોકરીઓને ત્યાં મોકલી તો તેમણે આવીને મને કહયું કે અમ્મી કહે છે કે આપે તેને તલાક આપી છે. એટલે તે હવે ઘરે આવી શકતી નથી, જયારે છોકરીએ આ વાત કરી તો મારી તબીયત વધારે ખરાબ થઈ ગઈ, અને હું બે અથવા ત્રણ દિવસ સુધી ઘરેથી બહાર ન નીકળી શકયો, ત્રણ – ચાર દિવસ બાદ જયારે હું બહાર નીકળવાનો ઈરાદો કરી રહયો હતો, ત્યારે મારા રિશ્તેદારોમાંથી બે વ્યકિતઓ મારા ઘરે આવ્યા અને પૂછવા લાગ્યા કે આપે તલાકના શબ્દો કેટલી વખતે બોલ્યા હતા ? તો મેં કહયું કે મને તાવ ચઢયો હતો એટલે હું શું બોલી રહયો હતો તે મને ખબર નથી, માટે તમે પડોશમાં આયશાબેનને પૂછી લો, ત્યાર પછી હું પોતાની સાસરીમાં ગયો તો પત્નીના માતા – પિતાએ કહયું કે તમે તલાક આપી છે. માટે હવે જયાં સુધી કોઈ મુફતીનો ફતવો નહીં લાવો ત્યાં સુધી જેબુન્નિસા તમારા ઘરે નહીં આવી શકે. આ તફસીલને ધ્યાનમાં રાખીને જવાબ આપવા મહેરબાની છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જવાબથી પહેલા એ વાતથી પરિચિત કરવા જરૂરી સમજુ છું કે આ સવાલ લઈને પહેલા જેબુન્નિસા આવી ગયા છે, પરંતુ તેમના જવાબથી તેમના પતિને સંતોષ ન થયો તો બીજી વખતે તેઓ જાતે આવ્યા બંને પક્ષોની વાત સાંભળ્યા પછી એ વાત માલૂમ થાય છે કે બંને હવે સાથે રહેવા માગે છે, પરંતુ પત્નીનું કહેવું છે કે તલાક આપી છે અને તેની ઉપર એક પડોશી ઓરત સિવાય કોઈ ગવાહ નથી જયારે કે પતિનું કહેવું છે કે તેને એ પણ ખબર નથી કે તે તાવની હાલતમાં શું બોલી રહયો હતો. ડોકટરનું લખાણ પણ એ જ છે કે પતિને તાવ હતો અને તાવને કારણે તેનો સ્વભાવ કંઈક બદલાયેલો લાગતો હતો. ઈજેકશન આપતા પહેલા પણ આ જ હાલત હતી અને બાદમાં પણ આવું હોઈ શકે છે. પતિ જાતે કહી રહયો છે કે તે ડોકટર પાસેથી જાતે ચાલીને આવ્યો હતો. રસ્તામાં કાકાના છોકરાથી મુલાકાત પણ થઈ અને ઘરે આવ્યા પછી લાઈટના મસ્અલામાં ઝઘડો કર્યો આ બધી નિશાનીઓ પરથી એ વાત સ્પષ્ટ છે કે પતિનો સ્વભાવ તાવને કારણે કંઈક બદલાયેલો હતો. જો કે તે બેભાન ન હતો અને પતિનો દાવો છે કે તેને બિલ્કુલ કંઈ ખબર જ નથી કે તે શું બોલી રહયો હતો. જો તાવને કારણે ખરેખર તેની આ હાલત હોય કે તેને બોલવાની

ખબર જ ન હોય તો આ સુરતમાં તલાક નહીં લાગે.(બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૦૦)

પરંતુ આ વાત સારી રીતે જાણી લેવી જોઈએ કે માત્ર કોઈ મુફતીના ફતવાથી કોઈ ચીઝ હલાલ કે હરામ થતી નથી. તેનો બધો આધાર વાકિયા પર છે અને આ વાકિયામાં આ હુકમ પતિના પોતાના કથન પ્રમાણે છે. માટે તેણે જોઈએ કે તે અલ્લાહને હાઝિર નાઝિર સમજીને કહે કે તેણે પોતાના ઝઘડા દરમિયાનની કોઈ વાતની ખબર નથી. નહીં તો જો માત્ર ફતવો મેળવવા માટે જુઠ્ઠ બોલીને કામ લીધું તો આખું જીવન ઝિનામાં રહેવાનો ગુનોહ લાગશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ગુસ્સાની હાલતમાં તલાક આપીને ઈન્કાર કરવો

**સવાલ (૨૨૪૨) :** (૧) એક વ્યકિતએ પોતાની પત્નીને ગુસ્સામાં તલાક આપી (૨) તલાકનામા પર ન તો પુરી સહી છે અને ન તો ગવાહી છે (૩) તલાકનામુ ચોરી કરીને લઈ લેવામાં આવ્યું છે. (૪) જે તારીખે તલાક લખવામાં આવી છે, ત્યાર પછીથી દસ મહિના સુધી ઓરત ખુશીથી પોતાના પતિ સાથે રહી છે. (૫) તલાકનામુ ઘરના કોઈ પણ વ્યકિતની હાજરીમાં લખવામાં આવ્યું નથી અને ન તો કોઈએ ઈજાઝત આપી છે. (૬) પતિ તલાક આપવા માટે રાજી નથી. (૭) આ પુરો મામલો દુશ્મનીને કારણે કરવામાં આવ્યો છે. આ સુરતમાં શરીઅતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પતિ પોતાની પત્નીને બોલીને અથવા લખીને તલાક આપવાને કબૂલ કરે છે તો તલાક થઈ જશે. કોઈ ગવાહ અથવા તલાક લખવા માટે કોઈની ઈજાઝત લેવી અથવા ગવાહનું હાજર રહેવુ તલાક માટે જરૂરી નથી. ગુસ્સો એટલો હોય કે શું કહી રહયો છે તેની ખબર હોય તો એ સુરતમાં તલાક થઈ જશે અને તલાક ત્યારથી જ ગણાશે જયારથી તલાક બોલ્યો અથવા લખી છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૮)

(૨) જો પતિ ઈન્કાર કરે કે મેં તલાક નથી આપી અથવા નથી લખી તો ગવાહોની જરૂરત પડશે. (અલ મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૭) જો ગવાહ નથી અને ઓરત કહે છે કે મને ત્રણ તલાક આપી છે, મેં જાતે સાંભળી છે, અથવા મેં જાતે લખતા જોઈ છે તો ભલે તે ગવાહીથી તલાક સાબિત ન કરી શકે, પરંતુ તેના માટે

પોતાના પતિથી સંબંધ રાખવો જાઈઝ નથી.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૫૧)

(માત્ર એટલું જ નહીં કે પોતાના પતિથી સંબંધ રાખવો જાઈઝ નથી બલકે જરૂરી છે કે તે કોઈ પણ રીતે પતિથી અલગ થઈ જાય, ભલે માલ આપીને હોય અથવા કોઈ જગ્યાએ નાસીને)

(૩) જયારે પતિએ લખી દીધું કે ત્રણ તલાક છે તો ભલે જાહેરમાં હોય કે ખાનગીમાં દરેક હાલતમાં તલાક લાગી જશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬)

(૪) તલાક આપવા અથવા લખવા પછી પતિ અને પત્નીનું એક સાથે રહેવું જાઈઝ નથી. પતિ – પત્ની બંને ગુનેહગાર થશે. ખુશીથી રહેતા હોય કે ખુશી વગર, તેનાથી તલાકનો હુકમ નહીં બદલાય અને આ રીતે મળવું ઝિના ગણાશે. તેનાથી બિલ્કુલ બચવું જરૂરી છે.

(તલાક પછી બંને અપરિચિત થઈ ગયા એટલે હવે પતિ – પત્નીનો સંબંધ રાખવો ઝિના ગણાશે, જે બિલ્કુલ હરામ છે.)

(૫) તલાક માટે પત્નીનું હાજર હોવું જરૂરી નથી, તેની તરફ નિસ્બત કરવી કાફી છે.

(૬–૭) શંકા નંબર ૬ વર્ણન કરેલી હકીકતથી બિલ્કુલ અલગ છે આ મામલો (કે કાલ્પનિક રીતે તલાકનામુ તૈયાર કરીને પતિ તરફ મન્સૂબ કરવું) જો દુશ્મની અને ધોકો આપીને કર્યુ હોય (કે અજાણતામાં પતિની સહી લઈ લીધી હોય) અને હકીકત તેની વિરુદ્ધ હોય તો એવી સુરતમાં કોઈ તલાક નહીં લાગે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૯)

પરંતુ યાદ રહે કે દુનિયા ખતમ થનારી છે અને મૃત્યુ પછી અલ્લાહ તઆલાને જવાબ આપવાનો છે જે સત્ય અને હકીકત છે. તેની ઉપર અમલ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) તલાક માટે ગુસ્સો અને અજ્ઞાનતા વિઘ્નરૂપ નથી

**સવાલ (૨૨૪૩) :** જયારે પણ પત્નીથી ઝઘડો થતો હતો તો તે તલાકની માંગ કરતી હતી એક વખતે ગુસ્સામાં મેં ત્રણ તલાક કહી દીધું. એક દિવસે મારા ઘરે રહી પોતાની માતાને ઘરે જતી રહી, કોઈને તેની ખબર નથી, દસ મહિના થઈ ગયા. હવે

હું અને મારા ઘરવાળા તેને લાવવા માગીએ છીએ, આ કેવી રીતે શકય છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું કે ત્રણ વસ્તુઓમાં મઝાકથી હુકમ પર કોઈ ફરક પડતો નથી, તેમાં હકીકત અને મઝાક બંને હકીકત જ છે, એટલે હકીકત હોય તો પણ હકીકત છે અને મઝાક મુરાદ લેવામાં આવે તો પણ હકીકત જ ગણવામાં આવશે. (એ ત્રણ વસ્તુઓ આ છે.) નિકાહ, તલાક અને રજઅત. (અબૂદાવુદ : ૧ / ૨૯૮) એટલે પૂછેલી સૂરતમાં ત્રણ તલાક લાગી જશે.

જયારે ત્રણ તલાક થઈ ગઈ તો હવે જયાં સુધી કોઈ બીજાથી શાદી ન કરી લે અને શાદી કરીને સંભોગ ન કરી લે અને તે તલાક ન આપી દે અને ઈદ્દત પુરી થઈ જાય, ત્યાં સુધી એ ઓરત પહેલા પુરુષથી શાદી કરી શકતી નથી. (બીજાથી શાદી થઈ જાય, તલાક થઈ જાય અને ઈદ્દત પુરી થઈ જાય, તો પહેલા પતિથી શાદી કરી શકે છે.)

અલ્લામાં શામી લખે છે કે જે વ્યકિત ત્રણ તલાકની સુરતમાં એવું કહે છે કે હલાલા વગર બીજી વખતે નિકાહ થઈ જશે, તેની ઉપર અલ્લાહની લાનત, ફરિશ્તાઓની અને તમામ લોકોની લાનત છે. (રદુલ મુહતાર : ૩ / ૪૧૦)

આપે લખ્યું છે કે કોઈને જાણ નથી, તો યાદ રહે કે તલાક માટે કોઈને જાણ હોવી જરૂરી નથી. તેના વગર તલાક થઈ જશે. માત્ર એ કે તલાક માટે વપરાતા શબ્દો બોલીને અથવા લખીને આપી હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ /૯૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



عن عائشة رضي الله عنها قالت : جاءت امرأة رفاعة إلى النبي صلى الله عليه و سلم فقالت :كنت عند رفاعة فطلقنى، فبت طلاقي، فتزوجت عبد الرحمن بن الزبير وان ما معه مثل هدبة الثوب، فتبسم رسول الله صلى الله عليه وسلم فقال : أتريدين أن ترجعى الى رفاعة؟ لا حتى تذوقي عسيلته ويذوق عسيلتك .

(صحيح البخاري ٨٠١/٢ رقم الحديث : ٥٣١٧ كتاب الطلاق باب اذا طلقهاثلثا، ثم تزوجت بعد العدة زوجاغيره، فلم يمسها، الله، ط: ديوبند و وانظر رقم ٢٦٣٩،٦٠٨٤، الصحيح لمسلم : ١/٤٦٣، رقم الحديث : ١١١ (١٤٣٣)، كتاب النكاح، باب لاتحل المطلقةثلثالمطلقها حتى تنكح زوجا غيره، ويطأها لم يفارقها وتنقضى عدتها، ط: ديوبند واللفظ لمسلم)

**તર્જુમો :** હઝરત આઈશા (રદિ.) કહે છે કે રિફાઆ કુર્ઝીની પત્ની રસૂલુલ્લાહ (સલ.) પાસે આવી તેણે કહયું કે યા રસૂલુલ્લાહ ! રિફાઆએ મને તલાક આપી દીધી હતી. તેણે તલાકે બાઈન આપી દીધી હતી. મેં ત્યાર પછી અબ્દુર્રહમાન ઈબ્ને ઝુબેર કુર્ઝી સાથે નિકાહ કરી લીધા પરંતુ તેની પાસે કાપડના પુમળા સિવાય કંઈ નથી, હુઝૂર (સલ.) એ કહયું કે કદાચ તુ ઈચ્છે છે કે બીજી વાર રિફાઆ પાસે પાછી ચાલી જાય. તું એવુ કરી શકતી નથી. જયાં સુધી તે તારી મીઠાશ અને તુ તેની મીઠાશ ચાખી ન લે.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, મુસ્લિમ : ૧ / ૪૬૩, હદીસ નં. ૧૧૧ – ૧૪૩૩)

# ત્રણ તલાકનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ત્રણ તલાકનું બયાન

## (૧) પતિએ એક તલાક પછી અમુક દિવસો પછી બીજી બે તલાક આપવી

**સવાલ (૨૨૪૪) :** આજથી આઠ મહિના પહેલા એક વ્યકિતએ પોતાની પત્નીને કહયું હતું કે તને તલાક છે પછી ૧૫ – ૨૦ દિવસ પછી ફરી તેને બે વખતે આ શબ્દો કહયા કે તને તલાક છે અને એક કાગળમાં પણ લખ્યું કે મારો મારી પત્ની સાથે હવે કોઈ રિશ્તો બાકી રહયો નથી અને બે બાળકો સાથે પણ કોઈ રિશ્તો નહી, તો આ સુરતમાં કેટલી તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક તલાક આપ્યા પછી ૧૫ – ૨૦ દિવસમાં બીજી બે તલાક આપી. તો તમામ મળીને ત્રણ તલાક થઈ ગઈ, માટે નિકાહ ખતમ થઈ ગયા અને ઓરત હરામ થઈ ગઈ. (સૂરએ બકરહ : ૨૨૯–૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ઓરત બે તલાકનો દાવો કરે છે અને પતિ ત્રણ તલાકનો

**સવાલ (૨૨૪૫) :** આપની ખિદમતમાં અરજછે કે ગુલામ નબી મુહમ્મદ પોતાની પત્ની હનીફા બીબી સાથે રિકશામાં હતો, રિકશા ચાલી રહી હતી કે એ જ હાલતમાં આપસમાં ઝઘડો થઈ ગયો. ગુસ્સામાં પતિએ ત્રણ તલાકે મુગલ્લઝા આપી દીધી પત્ની ગર્ભની હાલતમાં છે. હવે પત્ની દાવો કરે છે કે મને બે જ તલાક આપી છે અને ગવાહ કોઈ નથી. માત્ર પતિ – પત્ની હતા જયારે કે પતિનો દાવો છે કે મેં ત્રણ તલાકે મુગલ્લઝા આપી. આવી હાલતમાં કઈ તલાક લાગશે, કોના કથન પ્રમાણે અમલ કરવામાં આવશે અને બીજી વખતે નિકાહની કોઈ સુરત છે ? કારણ કે ઓરત એ જ પતિ સાથે રહેવા માગે છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે પતિ એકરાર કરે છે કે ત્રણ તલાકે મુગલ્લઝા આપી તો " المرء يؤخذ باقراره " થી ત્રણ તલાક લાગી જશે. (કવાઈદુલ ફિકહ : ૧૨૦, રદ્દુલ

મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૬) અને ઓરત હલાલા વગર પોતાના પતિ માટે હલાલ નહીં થાય.

(સૂરએ બકરહ : ૨૩૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

બાળકના જન્મ સાથે તલાક આપનાર પતિની ઈદ્દત ખતમ થઈ જશે.

(સૂરએ તલાક :૪, તબ્યીનુલ હકાઈક : ૩ / ૨૮)

ઈદ્દત ખતમ થયા પછી નિફાસના દિવસો પસાર થયા પછી બીજી વ્યકિતથી શાદી કરે. પછી બીજો પતિ એ ઓરત સાથે સંભોગ કરે ત્યાર પછી તેને તલાક આપે, પછી જયારે ઈદ્દત ખતમ થઈ જાય તો પહેલા પતિથી શાદી કરવી જાઈઝ છે. તે સિવાય ઓરત પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય. (બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૧૪૯, હદીસ નં. ૩૨૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ત્રણ તલાક પછી એ જ ઓરતથી નિકાહ કરવા

**સવાલ (૨૨૪૬) :** એક વ્યકિતએ પોતાની પત્નીને મજલિસમાં ત્રણ તલાક આપી, હવે તે વ્યકિત એ ઓરત સાથે બીજી વખતે નિકાહ કરી શકે છે કે નહીં ? જયારે કે તેને તેના વગર કોઈ વિકલ્પ નથી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ તલાક પછી ઓરતનું એ પતિ સાથે રહેવું જાઈઝ નથી, હલાલા વગર એ ઓરત તે પતિ માટે હલાલ નહીં થાય, હલાલા પછી તેનાથી નિકાહ કરી શકાય છે. (સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) હલાલા વખતે તલાકની શરત લગાવવી લાનતપાત્ર છે

**સવાલ (૨૨૪૭) :** મેં મારી પત્નીને ગુસ્સામાં આવીને ત્રણ તલાક આપી દીધી છે. હવે એ ઓરત મારી ઉપર હરામ થઈ ગઈ, પરંતુ મને તેની જરૂરત છે. મારા તેનાથી બે બાળકો પણ છે. હું તે ઓરત વગર રહી શકતો નથી, તો શું કોઈ પુરુષથી હલાલો કરાવીને તેનાથી બીજી વખતે નિકાહ કરી શકું છું, તેમાં કોઈ શરીઅતનો ગુનોહ તો નહીં લાગે ? અને આ રીતે એ ઓરત મારા માટે બીજી વખતે હલાલ થઈ શકે છે ? જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો મજબુરી હોય, જેમકે અવલાદ બરબાદ થઈ જવાનો ખતરો હોય તો હલાલાની ગુંજાઈશ છે. (તફસીરે કુર્તુબી, સૂરએ માઈદહ : ૩) હલાલો આ છે કે તે ઓરત ઈદ્દત પછી કોઈ પુરુષથી બીજા નિકાહ કરે અને તે પુરુષ તેનાથી સંભોગ પછી તલાક આપી દે. (અથવા મરી જાય) પછી તેની ઈદ્દત ખતમ થઈ જાય, તો પહેલો પતિ એ ઓરતથી નિકાહ કરી શકે છે. આ રીતે હલાલો થઈ જવાથી તે ઓરત હલાલ થઈ જશે. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭) પરંતુ હલાલો કરનારા વ્યકિતથી નિકાહ વખતે તલાકની શરત ન કરવામાં આવે નહીં તો લાનતપાત્ર ઠેરશે. હદીસ શરીફમાં છે : હલાલો કરનારા પર અને હલાલો કરાવનારા પર અલ્લાહની લાનત. (અબૂદાવૂદ : ૨ / ૨૮૪, હદીસ નં. ૨૦૭૬) માટે નિકાહ વખતે શરત કર્યા વગર કોઈ વ્યકિત કોઈની તકલીફ દુર કરવા માટે આ પ્રકારનો અમલ કરે છે, તો તે લાનતપાત્ર નથી બલકે ઉમ્મીદ છે કે એક મુસલમાન ભાઈ સાથે ભલાઈ અને હમદર્દીનો સવાબ મળશે. (ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) હલાલા માટે સંભોગ કર્યા પછી તલાક આપવાની શરતથી નિકાહ કરવા

**સવાલ (૨૨૪૮) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ આ મસ્અલામાં કે એક વ્યકિત પત્નીને ત્રણ તલાક આપ્યા પછી હલાલા માટે તેના નિકાહ બીજાથી કરાવે છે અને એ શરત પર આ નિકાહ કરાવે કે તે તેનાથી સંભોગ કરીને તલાક આપી દેશે. તો આ રીતે શરતી નિકાહ કરવા દુરુસ્ત છે કે નહીં ? આજકાલ મોટે ભાગે લોકોમાં તેનો રિવાજ થઈ ગયો છે, જવાબ આપીને મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હલાલો કરવા માટે એ શરત પર નિકાહ કરવા કે સંભોગ પછી તલાક આપી દઈશ મકરૂહે તહરીમી છે. (દુર્રે મુખ્તાર : ૩ / ૪૧૪) કારણ કે હુઝૂર (સલ.) નું ફરમાન છે કે હલાલો કરાવનારા પર અને હલાલો કરનારા પર અલ્લાહની લાનત થાય.

(અબૂદાવૂદ : ૧ / ૨૮૪, હદીસ નં. ૨૦૭૬)

માટે વર્ણન કરેલ શરત પ્રમાણે હલાલો કરવો ગુનાહનું કામ છે, પરંતુ બીજો પતિ સંભોગ પછી જયારે તલાક આપી દેશે, તો ઈદ્દત પછી પહેલા પતિથી નિકાહ

હલાલ થઈ જશે. (દુર્રે મુખ્તાર : ૩ / ૪૧૫)

પરંતુ જો ઓરત બાળકો વાળી હોય અને તલાક પછી બાળકોની તકલીફ અને પરેશાની હોય અને બાળકો બરબાદ થઈ જવાનો ખતરો હોય તો એવી સુરતમાં જો કોઈ વ્યકિત કોઈ શરત વગર તેનાથી નિકાહ કરે અને સંભોગ પછી તલાક આપી દે, એટલે શરતના શબ્દો મોઢાથી ન કહે માત્ર દિલમાં નિય્યત હોય તો આ શંકા વગર જાઈઝ છે. બલકે તેમાં સવાબની ઉમ્મીદ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૧૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલાક છતાં ઓરતને સાથે રાખવી

સવાલ (૨૨૪૯ ) : આજકાલ ઓરતને તલાક આપ્યા પછી પણ ઘણાં જાહિલ પોતાની સાથે જ રાખે છે, માત્ર ગુસ્સામાં કારણ વગર તલાક આપી દે છે પછી પસ્તાય છે, અને કોઈ રસ્તો ન મળવા પર એ ઓરતને સાથે જ રાખે છે તો એવી સુરતમાં શરીઅતમાં શું સજા આવી છે. તેમજ ગુસ્સાને કાબુમાં લાવવા માટે ઈસ્લામમાં કોઈ ઈલાજ હોય તો જરૂર બતાવજો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આપવામાં આવેલી તલાકે રજઈ છે તો ઈદતમાં નિકાહ વગર રુજૂઅ જાઈઝ છે, પત્ની બનાવીને રાખી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) જો તલાકે બાઈન છે તો ઈદતમાં અથવા ઈદત પછી નવેસરથી નિકાહ પઢીને બીજી વખતે પત્ની બનાવી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) પરંતુ જો ત્રણ તલાક આપી હોય તો તે તલાકે મુગલ્લઝા છે. તેમાં હલાલા વગર પત્ની બનાવીને રાખવી જાઈઝ નથી. હરામ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭) ઝિના વિશે જેટલી સજાઓ છે તે બધી તેની ઉપર આવશે (સૂરએ ફુરકાન : ૬૮–૭૦) બલકે તલાકે મુગલ્લઝા પછી પણ જો હલાલ સમજીને રાખશે તો ઈમાનથી નીકળી જવાનો ખતરો છે. (બુખારી : ૨ / ૩૩૬, હદીસ નં.૨૪૭૫)

અને ગુસ્સાની હાલતમાં દરેક તલાક લાગી જાય છે અને તલાક તો ગુસ્સામાં જ આપવામાં આવે છે. પ્યાર અને મુહબ્બતમાં કોણ આપે છે.

(અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૧૮)

અને જે લોકો ત્રણ તલાક પછી પણ પત્ની બનાવીને સાથે રાખે છે. તેનો બાયકોટ કરવો જોઈએ, તેમની સાથે ખાવા – પીવા અને ઉઠવા – બેસવાના બધા

સંબંધો કાપી નાંખવા જોઈએ. (બુખારી : ૧ / ૯૧, હદીસ નં. ૬૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તલાક, તલાક, તલાક કહેવાનો હુકમ

**સવાલ (૨૨૫૦) :** એક વ્યકિતએ બે ગવાહોની હાજરીમાં પોતાની પત્નીને તલાક આપતા કહયું "તલાક, તલાક, તલાક" તો શું હુકમ છે ? તલાક લાગી કે નહીં ? અને જો લાગી તો કેટલી ? પતિ અને કમિટીવાળા એ ઓરતને બીજી જગ્યાએ નિકાહ કરવાથી રોકી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે પતિએ સભાન અવસ્થામાં બે ગવાહોની સામે ઓરતને ત્રણ વખતે તલાક આપી છે, તો ત્રણ તલાક લાગી ગઈ, અને ઓરત તેની ઉપર હરામ થઈ ગઈ. જયાં સુધી હલાલો ન થાય ઓરત તેની ઉપર હલાલ નહીં થાય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૯૩)

હવે એ ઓરત પર પતિનો કોઈ હક બાકી રહયો નથી, ઈદ્દત પછી તે જેનાથી ચાહે શાદી કરી શકે છે. પતિ અથવા કમિટીવાળાને રોકવાનો હક નથી. (સૂરએ બકરહ : ૨૨૮, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ત્રણ તલાક અલગ અલગ શબ્દોમાં આપવી

**સવાલ (૨૨૫૧) :** લગભગ પોણા બે વર્ષ પહેલા એક નિકાહ થયા હતા. નિકાહ પછી પતિ – પત્નીમાં મોટે ભાગે ઝઘડો થતો હતો, એક વખતે ઝઘડામાં ઓરતે પતિને ઘણું સંભળાવ્યું, પતિએ ગુસ્સામાં આવીને તેને બે–ત્રણ ઓરતોની હાજરીમાં તલાક આપી દીધી. તલાક એ રીતે કહી કે ત્રણ વખતે તલાકના શબ્દો કહયા એટલે કહયું "તને તલાક, તલાક, તલાક તો આ સૂરતમાં તલાક થઈ કે નહીં ? પતિથી જયારે પૂછયું તો તે કહે છે કે હાં મેં ગુસ્સામાં તેને ત્રણ તલાક આપી છે અહીંયા અમુક લોકોનું કહેવું છે કે તલાક નથી થઈ. આપ સંતોષકારક જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે પતિ ત્રણ તલાકનો એકરાર કરે છે કે મેં ઓરતને ત્રણ તલાક આપી છે તો ત્રણ તલાક લાગી ગઈ. (મજમઉલ અન્હુર : ૧ / ૩૮૨) પરંતુ એક સાથે ત્રણ તલાક આપવાથી પતિ ગુનેહગાર થશે. (ઉમ્દતુલ કારી : ૨૦ / ૨૩૩) અને જે

લોકો તલાક વિશે કહે છે કે નથી લાગી, તો તે લોકો ખોટું કહે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ત્રણ તલાક પછી હલાલો

**સવાલ (૨૨૫૨) :** મેં મારી પત્નીને ત્રણ તલાક આપી, ત્યાર પછી તેને સાડા ત્રણ મહિના ઈદ્દત ભરી, ઈદ્દત પછી એક વ્યકિતથી તેના નિકાહ થયા અને તેની સાથે રાત ગુજારી. બીજા દિવસે તેને તલાક આપી દીધી અને ત્યાર પછી ત્રણ હૈઝ આવી ગયા. હવે એ ઓરત મારા નિકાહમાં આવી શકે છે કે નહીં ? એટલે હું તેની સાથે બીજી વખતે નિકાહ પઢી શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ત્રણ તલાક પછી ઓરતના ત્રણ હૈઝ પુરા થઈ ગયા હોય ત્યાર પછી બીજા વ્યકિતથી નિકાહ કર્યા હોય અને નિકાહ પછી તેને સંભોગ પણ કર્યો હોય, ત્યાર પછી તેને તલાક આપી હોય અને પછી તેને તલાકની ઈદ્દત પણ ત્રણ હૈઝ ખતમ કરી હોય તો આપ એ ઓરતથી નિકાહ કરી શકો છો. નિકાહ જાઈઝ છે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ત્રણ તલાક પછી પત્નીને રખેવાળી બનાવી લેવી

**સવાલ (૨૨૫૩) :** એક ૭૦ વર્ષના વ્યકિતએ પોતાની ૬૦ વર્ષની પત્નીને આજથી ૫–૭ વર્ષ પહેલા કહયું હતું : "તને ત્રણ તલાક" અને આ માત્ર એક જ વખત કહયું હતું, તેના ત્રણ વર્ષ પછી એવું પણ કહયું હતું કે મેં તને છુટ્ટી આપી દીધી છે, પરંતુ તુ જતી જ નથી, પતિનો ગુસ્સો ખૂબ જ તેજ છે. જયારે ગુસ્સો આવે છે તો મોઢાથી શું બોલે છે તેનું ભાન રહેતું નથી જયારે ગુસ્સો ઉતરી જાય છે તો પત્ની સાથે સારી રીતે પેશ આવે છે, જો આ મસ્અલામાં તલાક થઈ જાય છે તો ઓરત પતિ સાથે એક રખેવાળી (ઘરની દેખરેખ રાખનારી) બનીને રહી શકે છે એટલે પતિ તેની સાથે સંભોગ વગેરે (પતિ – પત્નીના કામો) ન કરે. શરીઅત આ વિશે શું કહે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે ઓરતે તલાક સાંભળી છે અને પતિ પણ તેનો એકરાર કરે છે, તો ઓરત પર ત્રણે તલાક લાગી જશે. (અલ મબ્સૂત : ૬ / ૧૩૩,

કવાઈદુલ ફિકહ : ૧૨૦) તેણે પતિની સાથે રહેવું જાઈઝ નથી. હરામ છે, હલાલા વગર તે ઓરત પતિ માટે હલાલ નહીં થાય, ત્રણ તલાક એક સાથે આપવામાં આવે અથવા અલગ અલગ શબ્દોમાં જેમકે તને 'તલાક, તલાક, તલાક" દરેક હાલતમાં તલાક લાગી જશે. (બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

જો પતિ ઈન્કાર કરતો હોય, તો ગવાહોની જરૂરત પડશે. (અલ મબ્સૂત : ૬ /૧૪૭) જો ગવાહ ન હોય અને ઓરતે જાતે સાંભળ્યું છે અને તેને પતિ તરફથી તલાક આપવાનું યકીન હોય, તો તે પતિને પોતાની ઉપર કુદરત નહીં આપે નહીં તો ગુનેહગાર થશે. તેનો પતિ સાથે પત્નીનો વ્યવહાર રાખવો હરામ છે. અને પતિની ઈજાઝતથી કંઈ નહીં ચાલે. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

(નોંધ : સવાલથી એવું માલૂમ થાય છે કે સવાલનો હેતુ તલાક લાગશે કે નહી લાગે ? બલકે સવાલનો હેતુ એ છે કે તે તલાકવાળી ઓરત, જેની ઉંમર ૬૦ વર્ષની છે, તે ઘરમાં રખેવાળીની હેસીયતથી પોતાના પહેલા પતિ સાથે રહી શકે છે કે નહીં? તેનો જવાબ અહીંયા મૌજૂદ નથી.)

જો એ ઓરતનું કોઈ ન હોય, તેના ભરણપોષણનો મસ્અલો કયાંથી હલ ન થતો હોય, બીજી શાદીની ઉંમર ન હોય, જેમકે સવાલની સુરતમાં છે અને છોકરા વગેરે પિતાની સાથે રહેતા હોય, તો એ છોકરાઓ સાથે રહી શકે છે, શરત એ છે કે પોતાના પહેલા પતિ સાથે એકાંતમાં ન મળે, રહી વાત પરદાની, તો ઓરત આમ જ ૬૦ વર્ષથી વધુ ઉંમરની છે, તેના માટે પડદાના હુકમની છુટછાટ છે, એટલે તેની હેસીયત નોકરાનીની રહેશે. અને તેના ભરણપોષણની જવાબદારી તેના કામના બદલામાં તેના પહેલા પતિની રહેશે.

હઝરત મુફતી મહમૂદ હસન ગંગોહી (રહ.) એક સવાલના જવાબમાં એવી ઓરત (પત્ની) વિશે જેમાં હુરમતે મુસાહરત સાબિત થઈ જાય અને પતિ સાથે રહેવા પર મજબુર હોય, ફરમાવે છે.

જો પત્ની માટે બીજુ કોઈ ઠેકાણું નથી, કયાંય જઈ શકતી નથી, ન તો બીજા નિકાહ કરી શકે છે, તેમજ ઝૈદ (પતિ) ને અવલાદની પરવરિશ માટે તેની જરૂરત છે તો તેની પણ ગુંજાઈશ છે કે તે પોતાની અવલાદ સાથે રહે અને ઝૈદ તેનો ખર્ચ ભોગવતો રહે. પરંતુ સંપૂર્ણ પડદો જરૂરી છે. બંને કયારેય એકાંતમાં ન મળે. પડદા

વગર સામે ન આવે. કોઈ હસી, મજાક ન થવી જોઈએ. (ફતાવા મહમુદિય્યહ : ૧૧ / ૩૯૫) (મુજતબા હસન કાસમી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) હલાલામાં બીજા પતિએ સંભોગ કરવો જરૂરી છે.

**સવાલ (૨૨૫૪) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી, તલાક પછી પસ્તાયો અને પત્નીને પરત લાવવા માટે તેના નિકાહ હલાલા રૂપે એક વ્યકિત સાથે કરાવ્યા, એ બીજા પતિએ નિકાહ પછી તરત જ તલાક આપી દીધી, તો આ રીતે કરવાથી હલાલો થઈ જશે કે નહીં ? અને તે ઓરત પહેલા પતિ માટે હલાલ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઓરતને ત્રણ તલાક આપવામાં આવી છે, તો તે ઓરત પહેલા પતિ માટે હરામ થઈ ગઈ, હવે શરઈ હલાલા વગર હલાલ નહીં થાય, તેની સૂરત એ છે કે ઈદ્દત ખતમ થઈ ગયા પછી તે બીજા પુરુષથી નિકાહ કરે, જેનાથી નિકાહ થયા છે, તેનું સંભોગ કરવું જરૂરી છે. જયાં સુધી બીજો પુરુષ સંભોગ ન કરે અને પછી તેની તલાક બાદ ઈદ્દત ખતમ ન થાય ત્યાં સુધી એ ઓરત પહેલા પતિ માટે હલાલ નહીં થાય. (બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭,દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯)

પૂછેલી સૂરતમાં ઓરત, પહેલા પતિ માટે હલાલ નથી થઈ કારણ કે બીજા પતિએ નિકાહ પછી તરત જ તલાક આપી છે, હાલાંકે એ ઓરતનું પહેલા પતિ પર હલાલ થવા માટે એ(બીજા પતિ)નું સંભોગ કરવું શરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ગર્ભવતી ઓરતની તલાક અને ઈદ્દતનો હુકમ

**સવાલ (૨૨૫૫) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી અને તે ઓરત ગર્ભવતી છે. ગર્ભનો સાતમો મહિનો છે, તો આ તલાક થઈ કે નહીં ? ઓરતના ઘરવાળાઓનું કહેવું છે કે તલાક નથી થઈ, શરીઅતમાં તેનો શું હુકમ છે ? પછી બાળક પેદા થતા તલાક થશે કે નહીં ? જો થશે તો એ ઓરત બીજી વખતે કેવી રીતે પોતાના પતિની પત્ની બનશે. તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈએ પોતાની પત્નીને ભલે તે ગર્ભથી હોય કે ન હોય, એક સાથે ત્રણ તલાક આપી દીધી તો ત્રણે તલાક લાગી જશે. હલાલા વગર હવે ઓરત એ પતિ

માટે હલાલ નહીં થાય. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭) ઓરત ગર્ભવતી છે તો તેની ઈદ્દત બાળક પેદા થવા પર ખતમ થઈ જશે. (મુસ્લિમ : ૧ / ૪૮૬, હદીસ નં. ૫૭ – ૧૪૮૫) યાદ રહે કે ગર્ભવતીને તલાક આપવાથી પણ તલાક લાગી જશે, ગર્ભ તલાક માટે વિઘ્નરૂપ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૨)

હલાલાનો તરીકો આ છે કે જયારે બાળક પેદા થતા ઈદ્દત ખતમ થઈ જાય, તો ઓરત પાક થઈને કોઈથી નિકાહ કરી લે અને તે બીજો પતિ તેનાથી સંભોગ કરે, પછી તલાક આપી દે, ત્યાર પછી જયારે તલાકની ઈદ્દત (ત્રણ હૈઝ) પુરી થઈ જાય તો ઓરત પહેલા પતિ માટે હલાલ થઈ જશે, એટલે હવે પહેલો પતિ તેનાથી નિકાહ કરી શકે છે. ત્યાર પહેલા પોતાની ત્રણ તલાક આપેલી ઓરતથી નિકાહ જાઈઝ નથી. (બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) એક વાકયમાં ત્રણ તલાક અને નામ બદલીને તલાક વિશે તફસીલી ફતવો

**સવાલ (૨૨૫૬) :** જો કોઈ વ્યકિત એક વાકયમાં ત્રણ તલાક બોલે છે, તો તે ત્રણ તલાક ગણાશે કે એક તલાક ? ઘણા ગેર મુકલ્લિદીન કહે છે કે એક જ તલાક થશે અને અમુક લોકો તેનાથી ફતવો લઈને તેની ઉપર અમલ કરે છે. તો શું આ શરીઅતમાં સહીહ છે ?

એવી રીતે જો કોઈ વ્યકિત પોતાની પત્નીનું નામ બદલી દે છે, તો આ જાઈઝ છે ? અને જો નામ બદલી નાંખ્યું, પછી તેને તલાક આપી તો શું નામ બદલીને તલાક આપવાથી તલાક લાગશે કે નહી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જવાબથી પહેલા એક પ્રસ્તાવના સમજી લો.

કુર્આને પાકમાં અલ્લાહ તઆલાએ સાફ શબ્દોમાં ફરમાવ્યું :

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا

**તર્જુમો :** આજે મેં તમારા માટે તમારા ધર્મને (દરેક રીતે) સંપૂર્ણ કર્યો છે અને (એથી મેં તમારા ઉપર) પોતાનો ઉપકાર પૂરો કર્યો છે. અને મેં તમારા માટે ઈસ્લામ ધર્મને (સદા માટે) પસંદ કર્યો છે. (સૂરએ માઈદહ : ૩)

આ આયતમાં અલ્લાહ તઆલાએ નબીએ કરીમ (સલ.) અને આપની

ઉમ્મતને ત્રણ ખાસ ઈનામો આપવાની ખુશખબરી આપી છે એક અકમાલે દીન, બીજું ઈત્મામે દીન, ત્રીજુ શરીઅત એટલે ઈસ્લામની આ ઉમ્મત માટે પસંદગી.

અકમાલે દીનનો અર્થ : તર્જુમતુલ કુર્આન હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આજે દીને હકની તમામ હદો અને ફરાઈઝ, આદાબ, અહકામ પૂર્ણ કરી દીધા છે. હવે તેમાં ન કોઈ વધારાની જરૂરત બાકી છે અને ન કોઈ ઘટાડાની ગુંજાઈશ. (ઈલ્મે તફસીર : ૧ / ૫૧૪)

આ વાત તેની વિરુદ્ધ નથી કે ધર્મશાસ્ત્રીઓ – મુફતીઓ નવા નવા ઉદ્ભવતા હાલાત પ્રમાણે પોતે અહકામ બયાન ફરમાવે, કારણ કે કુર્આને કરીમે જે રીતે શરીઅતના હુકમોની હદો અને ફરાઈઝ બયાન કર્યા છે, એવી રીતે કયાસના ઉસૂલો પણ કુર્આને નકકી ફરમાવ્યા છે. તેના દ્વારા જે પણ અહકામ કયામત સુધી કાઢવામાં આવશે તે બધા એક જ હેસિયતથી કુર્આનથી જ કાઢેલા અહકામ હશે. આ એટલા માટે કહયું કે ઉસૂલો પ્રમાણે જ જેને કુર્આને નકકી કર્યુ છે, દીનની પૂર્ણતા પછી હવે તેમાં ન કોઈ વધારાની જરૂરત બાકી છે અને ન કમીની ગુંજાઈશ છે. અને જે જાહેરમાં વધારો હુકમોમાં ઉસૂલ અને કયાસ પ્રમાણે ફુકહાથી થયો તે હકીકતમાં વધારો નથી. બલકે કુર્આની અહકામની સ્પષ્ટા છે.

ઈસ્લામ એક જામેઅ અને પૂર્ણ ધર્મ છે. તેમાં માનવીના જીવનના વિવિધ ક્ષેત્રોમાં હિદાયાત મોજુદ છે. માનવી પોતાની જિંદગીના કોઈ ક્ષેત્રમાં કયારેય એવી પરેશાનીમાં ફસાતો નથી જેમાં ઈસ્લામે તેને માર્ગદર્શન ન આપ્યું હોય, અને અકાઈદ, આમાલ, અખ્લાક, મામલાતના બધા ક્ષેત્રો પર જરૂરત પ્રમાણે રોશની ન નાંખી હોય.

પરંતુ અફસોસ કે મુસલમાન આ હક, ઉત્તમ અને શ્રેષ્ઠ ધર્મને અપનાવવાથી અને તેને લાગુ પાડવાથી ગભરાય છે, અને શરમાય છે તેનો મતલબ તેના વગર શું હોય શકે કે પશ્ચિમી સંસ્કૃતિની નહુસતે તેમના દિલ અને દિમાગ વિકૃત અને આંખોને નિર્લજ્જ કરી દીધી છે અને ખ્વાહિશાતની આઝાદી તેમને ઈસ્લામની હદો પર પાબંદ રહેવાથી રોકે છે અને રોજ બરોજ ઈસ્લામના નવા નવા અર્થઘટનો કરવામાં આવે છે અને અકલ તેમજ જમાના સાથે ચાલવા અને ઈસ્લામી ઉસૂલો અને બુનિયાદોને તે નહજ ઉપર લાવવા માટે આનંદદાયક અને દિલકશ શબ્દ વાપરવામાં આવે છે. તેમાં કોઈ શંકા નથી કે ચિંતા એક ખુદા તરફથી મળેલી

નેઅમત છે, પરંતુ એ શરીઅતની હદમાં હોય, નહી તો અલ્લામા ઈકબાલ (રહ.)ના કથન પ્રમાણે :

ગો ફિક્ર ખુદાદાદ સે રોશન હે જમાના
આઝાદગી અફકાર હે ઈબ્લીસ કી ઈજાદ

તેમજ ઈસ્લામી અહકામ એટલા સખત પણ નથી કે માનવીને તકલીફમાં મુકી દે અને ન તો સાહિબે શરીઅતનો આ હેતુ છે, બલકે કુર્આને કરીમે સાફ શબ્દોમાં તેની સ્પષ્ટા કરી છે : ફરમાવ્યું :

يُرِيْدُ اللّٰهُ بِكُمُ الْيُسْرَ وَلَا يُرِيْدُ بِكُمُ الْعُسْرَ (સૂરએ બકરહ : ૧૨૫)

જોકે અમુક અહકામ જાહેરમાં સખત માલુમ લાગે પરંતુ હકીકતમાં તેમાં એવી મસ્લીહતો હોય છે, જેનો વિચાર માનવીની અકલો કરી શકતી નથી. અમલ કરનારાઓએ એ બધા અહકામ પર અમલ કરીને બતાવ્યા કે આ બધા અહકામ અમલપાત્ર છે. જો ખુદાની મુહબ્બત હોય તો એ હકીકત સુધી પહોંચ થઈ જાય કે અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعِبَادِ

કે અલ્લાહ તઆલા બંદાઓ સાથે જુલ્મ કરવાનું ચાહતો નથી.

(સૂરએ ગાફિર : ૩૧ )

અને એ પણ યાદ રહી જાય કે બધા અહકામ ફિતરત પ્રમાણે જ છે તો બીજા ધર્મોથી આકર્ષાઈને પોતાની શરીઅતના અહકામમાં ફેરફાર તરફ ધ્યાન ન જતું બલકે એ બધા આધુનિક રીત રીવાજોને છોડવામાં શરમ પણ ન અનુભવતો.

ઉલમાએ હકે શરીઅતની હદમાં રહીને ઉમ્મત માટે જે અહકામમાં જે પ્રકારની સહુલત અને ગુંજાઈશ મળી શકતી હતી તે બધી બયાન કરી દીધી છે. હવે જો કોઈ એ સહુલતોમાં પણ ગુંજાઈશ તલાશ કરે તો એ કહેવામાં આવશે કે એ અહકામને પોતાની ખ્વાહિશાતને તાબે કરવા માંગે છે અને મકસદ નફસ પરસ્તી છે ન કે શરીઅત પર અમલ. હાલાંકે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું છે :

لا يؤمن احدكم حتى يكون هواه تبعا لما جئت به

એટલે તમારામાંથી પૂર્ણ મોમિન ત્યાં સુધી નથી થઈ શકતો જયાં સુધી કે તેની ખ્વાહિશાત મારા લાવેલા દીનને તાબે ન થઈ જાય.

ઉલમાએ હકની એક જમાત દરેક જમાનામાં અને દરેક સદીમાં એવી રહી છે જે ઉમ્મતની રેહબરી સિરાતે મુસ્તકીમ તરફ કરતી રહે છે. એ નેક લોકોનું કયામત સુધી દરેક જમાનામાં રહેવું હદીસથી સાબિત છે. તેથી ફરમાવ્યું

لایزال طائفة من أمتی ظاهرین، حتی یأتیهم أمر الله وهم ظاهرون۔

એટલે મારી ઉમ્મતમાં એક જમાત હમેંશા હક પર રહેશે, અહીં સુધી કે કયામત આવી જાય. (બુખારી : ૨ / ૧૦૮૭, હદીસ નંબર : ૭૩૧૧)

આ જમાતથી મુરાદ ઈમામ બુખારી (રહ.) ની નજીક એહલે ઈલ્મ છે તેથી ફરમાવ્યું : وهم اهل العلم

અલબત્ત અવામની અંદર સલાહિયત ઓછી છે, ઈલ્લા માશાઅલ્લાહ, ઉલમાએ હક્કહ અને ગેર હક્કહની ન ઓળખ છે અને ન દીની કામો તરફ ધ્યાન અને ઉલમાએ હક જો સહીહ અહકામ તરફ રેહબરી કરે છે તો તે અહકામ જે તબીયત અને ખ્વાહિશાતને ગમે તેવા કબૂલ કરે છે નહીં તો સહુલત અને ગુંજાઈશની શોધમાં અહકામને બદલવાની દરખ્વાસ્તો આવે છે.

તેમજ અવામે અંજુમનો, કમિટીઓ અને સંસ્થાઓના જિમ્મેદારો એવા લોકોને બનાવ્યા છે, જે ન દીની ઈલ્મથી વાકિફ અને ન તેમનો સંબંધ ઉલમાએ કિરામથી છે ઈલ્લા માશાઅલ્લાહ, પછી પોતે બતાવેલા કાનૂનો પર અમલ કરે છે. હલાંકે દરેક અંજુમન, કમિટી અને સંસ્થામાં એક વિશ્વાસુ આલિમ હોવો જરૂરી છે, અથવા પછી એ અંજુમન અને કમિટીની સરપરસ્તી કોઈ એવા વિશ્વાસુ આલિમથી થઈ રહી હોય જે સહીહ અહકામથી વાકિફ હોય, અવામનો પોતાનો આગેવાન અજ્ઞાનીને બનાવવા વિશે નબીએ કરીમ (સલ.) એ ફરમાવ્યું : કે અલ્લાહ તઆલા ઈલ્મને ઉઠાવી લેશે, ઉલમાએ કિરામને ઉઠાવીને અને જયારે તેમનાથી સવાલ કરશે તો ઈલ્મ વગર ફતવો આપીને પોતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે. (બુખારી : ૧ / ૨૦, હદીસ નંબર : ૧૦૦)

જયારે અવામમાં સાચી સમજ નથી અને ન તો હક – નાહકનો ફરક છે તો પછી ઉલમા અથવા દારૂલ કઝા અથવા મુફતી લોકોને કેવી રીતે મુત્મઈન કરી શકે છે સમાજને મુત્મઈન કરવા માટે બુદ્ધિ અને જમાનાની ગતિથી પ્રભાવિત થઈને ઈલાજ બતાવવામાં આવે છે તે બિમારીમાં વધારો કરે છે ન કે ઓછી કરે છે. સમાજને મુત્મઈન કરવા માટે બહેતર યુકિત એ છે કે ઈસ્લામી તાલીમને વધુમાં વધુ

ફેલાવવામાં આવે. ઈમાની તાકત પેદા કરવામાં આવે. જયારે ઈમાનની હકીકતથી પરિચિત થઈ જશે અને અહકામને કબૂલ કરવાની સલાહિયત પેદા થઈ જશે તો સમાજને મુત્મઈન કરી શકાય છે, ઈન્શાઅલ્લાહ ! આ પ્રસ્તાવના પછી નીચેના મસ્અલા વિશે વિચાર કરો.

ઈસ્લામી તાલીમની રૂહ આ છે કે નિકાહનો મામલો ઉમરભરનો હોય તેને ખતમ કરવાની અને તોડવાની નોબત ન આવે અને જો કયારેક આવી જરૂરત પેદા થઈ જાય કે પતિ પત્નીમાં સમાધાનની કોઈ શકલ જ ન હોય તો એ સુરતમાં પુરુષને તલાક આપવાની ઈજાઝત તો આપી છે. પરંતુ સાથે એ પણ બયાન ફરમાવી દીધું કે અલ્લાહની નજીક આ કાર્ય ઘણું ધૃણાસ્પદ અને મકરૂહ છે માટે હદીસ શરીફમાં છે:

ابغض الحلال الی الله الطلاق (અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નંબર : ૨૧૭૮)

બીજુ માર્ગદર્શન એ આપ્યું કે ગુસ્સાની હાલતમાં અથવા કોઈ હંગામી અણગમામાં તે અધિકાર ન વાપરવામાં આવે.

ત્રીજુ માર્ગદર્શન એ ફરમાવ્યું કે જો સ્પષ્ટ શબ્દોમાં એક કે બે તલાક આપી દીધી છે તો આપતાની સાથે જ નિકાહ નથી તુટતા બલકે ઈદ્દતમાં નિકાહ બાકી રહેશે. ઈદ્દત દરમિયાન રુજૂઅ કરી લે તો નવેસરથી નિકાહ પઢયા વગર નિકાહ બાકી રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

પરંતુ અધિકાર માત્ર બે સ્પષ્ટ તલાક સુધી છે, જો કોઈએ પોતાનો અધિકાર ત્રણ તલાક આપીને ખતમ કરી દીધો. તો હવે આ રુજૂઅનો અધિકાર ખતમ થઈ જશે. હવે માત્ર નિકાહ જ નહીં પરંતુ હલાલા બાદ જ ઓરત પાછી નિકાહમાં આવી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭)

કુર્આન, હદીસ અને સહાબાના અમલથી તલાક વિશે જે કંઈ સાબિત છે તેનો ખુલાસો એ છે કે જયારે તલાક આપવા સિવાય કોઈ વિકલ્પ ન હોય તો તલાક આપવાનો બહેતર તરીકો એ છે કે માત્ર એક તલાક એવી પાકીમાં આપે જેમાં સંભોગ ન કર્યો હોય અને એક તલાક આપીને છોડી દે. ઈદ્દત ખતમ થતા જ નિકાહ ખતમ થઈ જશે. તેને ફુકહાએ તલાકે અહસન કહી છે. (ફતાવા ફલાહિય્યહ : ૧ / ૩૪૮) અને સહાબા (રદિ.) એ તેને તલાકનો બહેતર તરીકો બતાવ્યો છે.

કુર્આને કરીમમાં الطلاق مرتان થી તેની પણ ઈજાઝત મળે છે કે બે તલાક આપવામાં આવે. مرتان થી એ તરફ ઈશારો છે કે તે તલાક એક સાથે ન હોય, બલકે

બે પાકીમાં અલગ અલગ હોય.

ત્રણ તલાક મકરૂહ અને ધૃણાસ્પદ હોવા વિશે કુર્આને કરીમમાં ઈશારો મોજૂદ છે અને તેના અપ્રિય હોવામાં કોઈનો મતભેદ નથી. હદીસથી પણ તેનું મકરૂહ અને ધૃણાસ્પદ હોવું સાબિત છે. હઝરત મુહમ્મદ બિન લબીદ (રહ.) નકલ ફરમાવે છે:

أخبررسول الله صلى الله عليه وسلم عن رجل طلق امرأته ثلاث تطليقات جميعًا، فقام غضبانا ثم قال: أيلعب بكتاب الله وأنا بين أظهركم؟ حتى قام رجل وقال: يا رسول الله، ألا أقتله؟ (નસાઈ : ૬ / ૧૪૨, હદીસ નં. ૩૪૦૧)

એટલે આપ (સલ.) ને એ ખબર મળી કે એક વ્યકિતએ પોતાની પત્નીને એક સાથે ત્રણ તલાક આપી દીધી છે, તો આપ (સલ.) ગુસ્સામાં ઉભા થયા અને ઈર્શાદ ફરમાવ્યો કે મારી હાજરીમાં અલ્લાહની કિતાબથી ખેલ કરવામાં આવે છે ? અહીંયા સુધી કે એક વ્યકિત ઉભો થયો અને તેણે કહયું કે શું હું તેને કતલ ન કરી દઉં ? હે અલ્લાહના રસૂલ !

ત્રણ તલાક અપ્રિય હોવા છતાં કોઈએ ત્રણ તલાક આપી દીધી તો ત્રણે લાગી જશે, હલાલા વગર ઓરત પહેલા પતિ પાસે આવી શકતી નથી. કુર્આને કરીમમાં એ જ ત્રણ તલાક વિશે ફરમાવ્યું :

فَإِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهُ مِنْ بَعْدُ حَتَّى تَنْكِحَ زَوْجًا غَيْرَهُ

પછી જો કોઈ તેણીને (બે તલાક પછી) ત્રીજી તલાક આપી દે તો તે પછી તે ઔરત તેને માટે હલાલ થશે નહીં, જયાં સુધી કે (ઈદ્દત પછી) તેના સિવાય બીજા પુરુષ સાથે નિકાહ કરે નહીં. (સૂરએ બકરહ : ૨૩૦)

ઈમામ શાફઈ (રહ.) એ કિતાબુલ ઉમમાં આ આયત વિશે લખ્યું છે:

والقران يدل والله أعلم على أن من طلق زوجة له دخل بها أو لم يدخل بها ثلاثا لم تحل له حتى تنكح زوجا غيره

કે અલ્લાહ તઆલા ખૂબ જાણે છે કે કુર્આને કરીમનો જાહેર આ કાર્ય પર નિર્દેશ કરે છે કે જે વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી. ભલે તેની સાથે સંભોગ કર્યો કે ન કર્યો ઓરત એ વ્યકિત માટે હલાલ નથી, ત્યાં સુધી કે કોઈ બીજા પુરુષથી નિકાહ ન કરી લે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) એ ફરમાવ્યું :

يقول إن طلقها ثلاثا فلا تحل له حتى تنكح زوجا غيره۔

કે જો કોઈએ ત્રણ તલાક આપી દીધી તો ઓરત એ વ્યક્તિ માટે હલાલ નથી અહીં સુધી કે તે કોઈ અન્ય પુરૂષથી નિકાહ ન કરી લે.

(સુનને કુબરા : ૭ / ૬૧૬, હદીસ નં. ૧૫૨૦૨)

આ આયત વિશે અલ્લામા ઈબ્ને હઝમ મુહલ્લા લખે છે. :

فهذا يقع على الثلاث مجموعة ومفرقة

એટલે આ મઝમુન ત્રણ તલાક પર સાબિત આવે છે, ત્રણે એક સાથે હોય કે અલગ અલગ હોય.

બીજી અન્ય હદીસોમાં પણ આ મઝમૂનને બયાન કરવામાં આવ્યો છે. કે જો કોઈએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી, તો ત્રણે લાગી જશે. માટે હઝરત આયશા (રદિ.) થી રિવાયત છે કે

ان رجلا طلق امرأته ثلاثا، فتزوجت فطلق، فسئل النبي صلى الله عليه وسلم أتحل للاول؟ قال لا، حتى يذوق عسيلتها كما ذاق الاول۔

કે એક વ્યક્તિએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી, તો તેણે અન્ય પુરૂષથી નિકાહ કર્યા અને એ બીજા પુરૂષે સંભોગથી પહેલા તલાક આપી દીધી તો હુઝૂર (સલ.) થી સવાલ કર્યો કે શું તે ઓરત પોતાના પહેલા પતિ માટે હલાલ છે ? તો આપ (સલ.) એ ફરમાવ્યું : જયાં સુધી કે બીજો પતિ સંભોગ ન કરે જેમકે પહેલાએ કર્યો હતો. (એટલે મજા માણી લે) (બુખારી : ૨ / ૭૯૧, મુસ્લિમ : ૧ / ૪૬૩)

શુરૂહે અહાદીસ ફત્હુલ બારી, ઉમ્દતુલ કારી, અને કસ્તલાનીમાં તેને એક સાથે ત્રણ તલાક પર કયાસ કર્યો છે કે વર્ણન કરેલી ઓરતને તેના પતિએ એક સાથે ત્રણ તલાક આપી દીધી હતી.

બીજી રિવાયત હઝરત ઉવયમીર અજલાની (રદિ.) ની છે કે તેમણે પોતાની પત્નીને બદદુઆ કરી અને જયારે બદદુઆથી ફારિગ થયા તો હઝરત ઉવયમીર (રદિ.) એ ફરમાવ્યું :

قال عويمر كذبت عليها يارسول الله إن أمسكتها، فطلقها ثلاثا، قبل أن يأمره رسول الله صلى الله عليه وسلم۔

કે મેં તેની ઉપર જુઠ કહયું જો તેને રોકું યા રસૂલુલ્લાહ ! તેથી હઝરત ઉવયમીર

(રદિ.) એ ત્રણ તલાક આપી દીધી, રસૂલુલ્લાહ (સલ.) નો હુકમ થતા પહેલા.

(બુખારી : ૨ / ૭૯૧, હદીસ નં. ૫૨૫૯)

અબૂદાવૂદમાં આ વાકિયાને હઝરત સહલ બિન સઅદથી નકલ કરીને આ શબ્દો નકલ કર્યા છે :

فأنفذه رسول الله صلى الله عليه وسلم، وكان ما صنع عند النبي صلى الله عليه وسلم سنة

કે હઝરત ઉવયમીર (રદિ.) એ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી અને રસૂલુલ્લાહ (સલ.) એ તેનો અમલ કરાવ્યો.

(અબૂદાવૂદ : ૧ / ૩૬૦, હદીસ નં. ૨૨૫૦)

ત્રીજી રિવાયત જે મહમૂદ બિન લબીદની છે. તહઝીબે સુનને અબૂદાવૂદમાં નકલ કરેલી છે.

فلم يرد النبي صلى الله عليه وسلم بل أمضاه

એટલે નબીએ કરીમ (સલ.) એ નારાજ હોવા છતાં એ ત્રણે તલાકોને નામંજુર ન કરી બલકે જારી કરી. (મઆરિફુલ કુર્આન : ૧ / ૫૫૯, સૂરએ બકરહ : ૨૩૦)

ઉપરોકત રિવાયતોથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે તલાક ભલે મકરૂહ અને ધિક્કાર પાત્ર છે પરંતુ જો કોઈએ ત્રણ તલાક આપી દીધી તો ત્રણે લાગી જશે.

આષારે સહાબા (રદિ.) થી એ જ માલૂમ થાય છે કે જો કોઈએ ત્રણ તલાક આપી દીધી તો ત્રણે લાગી જશે.

**પહેલો અષર :**

عن مالك أنه بلغه، أن رجلا قال لعبد الله بن عباس إني طلقت امرأتي مائة تطليقة فماذا ترى علي؟ فقال له ابن عباس طلقت منك لثلاث، وسبع و تسعون اتخذت بها آيات الله هزوا (મુઅત્તા માલિક : ૨ / ૨૫૦, હદીસ નં. ૧)

**બીજો અષર :**

عن مالك أنه بلغه، أن رجلا جاء إلى عبد الله بن مسعود فقال إني طلقت امرأتي ثماني تطليقات، فقال ابن مسعود فماذا قيل لك؟ قال قيل لي إنها قد بانت مني، فقال ابن مسعود صدقوا - (મુઅત્તા માલિક : ૨ / ૨૫૦, હદીસ નં. ૨)

**ત્રીજો અષર :**

أن علي بن أبي طالب كان يقول في الرجل يقول لامرأته أنت علي حرام، إنها ثلاثا

تطليقات (મુઅત્તા માલિક : ૨ / ૨૫૦ હદીસ નં. ૬)

**ચોથો અષર : હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે :**

وأما أنت طلقتها ثلاثا، فقد عصيت الله بما أمرك به من طلاق امراتك، وبانت منك

(મુસ્નદે અહમદ : ૮ / ૯૦, હદીસ નં. ૪૫૦૦)

આ હદીસોથી માલૂમ થાય છે કે સહાબા (રદિ.) એ પણ ત્રણ તલાકને જારી કરી છે અને ઓરતને અલગ થવાનો હુકમ ફરમાવ્યો છે. તે સિવાય પણ બીજા ઘણા આષાર છે. જેમાં સહાબા (રદિ.) એ ત્રણ તલાકને ત્રણ તલાક જ ઠરાવીને અમલમાં મુકી છે. આ રિવાયતોથી સ્પષ્ટતા કરતા ઈમામ નવવી (રહ.) શર્હે મુસ્લિમમાં લખે છે :

وقد اختلف العلماء فيمن قال لامرأته انت طالق ثلاثا فقال الشافعي ومالك وأبو حنيفة وأحمد وجماهير العلماء من السلف والخلف يقع الثلاث۔

(શર્હે મુસ્લિમ : ૧૦ / ૭૦, હદીસ નં. ૧૪૭૨)

એટલે ઉલમાનો એ વ્યકિત વિશે મતભેદ છે કે કોઈએ પોતાની પત્નીથી કહયું કે તને ત્રણ તલાક છે, તો ઈમામ શાફઈ, ઈમામ માલિક, ઈમામ અબૂ હનીફા અને સલ્ફ અને ખલફમાંથી જમ્હૂર ઉલમાની નજીક ત્રણ તલાક લાગી જશે.

તેને અલ્લામા બદરુદ્દીન અયની (રહ.) ઉમ્દતુલ કારીમાં લખે છે.

ومذهب جماهير العلماء من التابعين ومن بعدهم منهم الاوزاعي والنخعي والثوري وأبو حنيفة وأصحابه ومالك وأصحابه ومالك وأصحابه والشافعي وأصحابه وأحمد وأصحابه، واسحاق وأبو ثور وأبو عبيد وآخرون كثيرون، على أن من طلق امرأته ثلاثا وقعن، ولكنه يأثم، وقالوا من خالف فيه فهو شاذ مخالف لاهل السنة، وإنما تعلق به أهل البدع ومن لا يلتفت إليه لشذوذه عن الجماعة التي لا يجوز عليهم التواطؤ على تحريف الكتاب والسنة۔

(ઉમ્દતુલ કારી : ૨૦ / ૨૩૩)

આ ઈબારતનો ખુલાસો એ છે કે જમ્હૂર ઉલમા તેમાં ચારે ઈમામો અને

તેમના અસ્હાબ પણ શામિલ છે, તેમની નજીક ત્રણ તલાક લાગી જશે. અલબત્ત તલાક આપનારો ગુનેહગાર થશે. તેમજ જેણે તેનો વિરોધ કર્યો તે વિશિષ્ટ હોવા છતાં એહલે સુન્નતના ખિલાફ છે, માટે તેમના કથન તરફ ધ્યાન નહીં આપવામાં આવે.

અલ્લામા કિરમાની (રહ.) શરહે બુખારીમાં લખે છે :

قلت اذا جاز الجمع بين اثنتين ، جاز بين الثلاث او التسريح بالاحسان عام متناول لايقاع الثلاث دفعة، واختلفوا فى من قال لامرأة انت طالق ثلاثا، فقال الائمة الاربعة يقع ثلاثا، وقال الظاهرية لايقع بذلك الاواحدة- (શર્હે કિરમાની : ૧૯ / ૧૮૨)

આ ઈબારતથી માલૂમ થયું કે ચારે ઈમામો ત્રણેય તલાક લાગી જવાનું સમર્થન કરે છે.

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) ઝાદુલ મઆદમાં લખે છે :

فصل وأما المسألة الثانية، وهى وقوع الثلاث بكلمة واحدة، فاختلف الناس فيها على أربعة مذاهب احدها أنها تقع، وهذا قول الائمة الاربعة، وجمهور التابعين، وكثير من الصحابة رضى الله عنهم- (ઝાદુલ મઆદ : ૫ / ૨૨૬)

તેમાં ચારે ઈમામો, જમ્હૂર તાબેઈન અને મોટા ભાગના સહાબા (રદિ.) નો આજ મઝહબ બયાન કરવામાં આવ્યો છે, કે જો કોઈએ ત્રણ તલાક આપી દીધી તો ત્રણેય લાગી જશે. આ ઈબારતથી માલૂમ થયું કે ચારે ઈમામોની નજીક ત્રણેય લાગી જશે. તે સિવાય ઉલમાએ ત્રણ તલાક લાગવા પર સર્વસંમતિ પણ નકલ કરી છે. તફસીરે મઝહરીમાં આયતે કરીમા الطلاق مرتان માં છે.

أجمعوا على انه من قال لامرأته أنت طالق ثلاثا يقع ثلاثا بالاجماع وقالت الامامية ان طلق ثلاثا دفعة واحدة لايقع اصلا-

(એટલે ઉલમાનો તેમાં એકમત છે કે જેને પોતાની પત્નીથી કહયું કે તને ત્રણ તલાક તો ત્રણ તલાક લાગી જશે. (તફસીરે મઝહરી : ૧ / ૩૦૦, સૂરએ બકરહ : ૨૨૯)

એવી રીતે અલ્લામા ઝરકાની (રહ.) એ પણ ત્રણ તલાક લાગી જવા પર સહમતી નકલ કરી છે.

والجمهور على وقوع الثلاث؛ بل حكى ابن عبد البر الاجماع قائلا ان خلافه شاذ لايلتفت اليه

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) એ ઈમામ અબૂલ હસન મશતી (રહ.) થી નકલ ફરમાવ્યું છે :

فالجمهور من العلماء على أنه يلزمه الثلاث، وبه القضاء وعليه الفتوى، وهو الحق الذى لا شك فيه

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.) એક બીજી જગ્યાએ લખે છે.

واما التابعون فأكثر من أن يذكروا والاجماع يثبت بدون هذا، ولهذا حكاه غير واحد، منهم ابوبكر بن العربي، وأبو الرازى، وهو ظاهر كلام الامام احمد

અલ્લામા ઈબ્ને નુજેમ મિસ્રી (રહ.) લખે છે :

ولاحاجة الى الاشتغال بالادلة على رد قول من أنكر وقوع الثلاث جملة لانه مخالف للاجماع كما حكام فى المعراج ولذا قالوا لوحكم حاكم بأن الثلاث بفم واحد واحدة لم ينفذ حكمه لانه لايسوغ فيه الاجتهاد لانه خلاف لاختلاف۔ (બહરુર્રાઈક : ૩ / ૨૫૭)

ઉપરોકત લખાણથી માલૂમ થાય છે કે એક સાથે ત્રણ તલાક આપી દીધી તો ત્રણ તલાક લાગી જશે અને તેની ઉપર ઉલમાનો એકમત છે. માટે હવે સર્વ સંમતિની વિરુદ્ધ કરીને ત્રણને એક ગણવાની કોઈ ગુંજાઈશ નથી.

ફુકહાએ કિરામના કથનો વાંચો :

હિદાયામાં છે.

وطلاق البدعة أن يطلقها ثلاثا بكلمة واحدة او ثلاثا فى طهر واحد فاذا فعل ذلك وقع الطلاق وكان عاصيا۔ (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૫)

સાહિબે કુદૂરીનું લખાણ પણ તેનાથી મળતું આવે છે.

(કુદૂરી મઅ અલજવહિરહ : ૨ / ૩૧)

સાહિબે ફત્હુલ કદીર લખે છે.

وذهب جمهور الصحابة والتابعين ومن بعدهم من أئمة المسلمين الى أنه يقع ثلاثا (ફત્હુલ કદીર : ૩ / ૪૬૯)

આગળ સહાબાના આધાર બયાન કર્યા પછી લખે છે.

وقد أثبتنا النقل عن اكثرهم صريحا بايقاع الثلاث ولم يظهر لهم مخالف فماذا بعد الحق الا الضلال۔ (ફત્હુલ કદીર : ૩ / ૪૭૦)

સાહિબે બહર લખે છે :

لاجل السنة التى أوجبت وقوع الثلاث فان وقوعها مذهب أهل السنة خلافا للروافض (બહરુર્રાઈક : ૩ / ૨૬૧)

અલ્લામા કાસાની બદાઈઅમાં તલાકે બિદઈને બયાન કરતા લખે છે.

وأماالذى يرجع الى العدد فهوايقاع الثلاث او اثنتين فى طهر واحد لاجماع فيه سواء كان على الجمع بان أوقع الثلاث جملة واحدة أوعلى التفاريق واحد ابعد واحد بعد أن كان الكل فى طهر واحد۔ (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૬)

આગળ ચાલી તલાકે બિદઈનો હુકમ બયાન ફરમાતા લખે છે :

وأماحكم طلاق البدعة فهوواقع۔ (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૬)

આલમગીરીમાં આ રીતે લખ્યું છે :

(فالذى) يعود الى العدد أن يطلقها ثلاثا فى طهر واحد أو بكلمات متفرقة أو يجمع بين التطليقتين فى طهر واحد بكلمة واحدة او بكلمتين متفرقتين فاذا فعل ذلك وقع الطلا وكان عاصيا۔ (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૪૯)

મજમઉલ અન્હુર શર્હે અલ મુલતકીમાં છે .

فقال (وبدعيه) اى بدعى الطلاق عددا ( تطليقها ثلاثا، أوثنتين بكلمة واحدة ) مثل أن يقول أنت طالق ثلاثا، اوثنتين وهوحرام حرمة غليظة وكان عاصيا لكن اذا فعل بانت منه (મજમઉલ અન્હુર શર્હે મુલતકી : ૧ / ૩૮૨)

શેખ રમલીનો ફતવો જુઓ :

يسئل فى شخص طلق زوجته ثلاثا مجتمعا فى كلمة واحدة فهل يقعن ام لا؟ اجاب نعم يقعن اعنى الثلاث فى قول عامة المشهورين من فقهاء الامصار ولاعبرة بمن خالفهم فى ذلك۔ (ફતાવા અલ ખૈરિય્યહ : ૧ / ૮૨)

અલ્લામા ઈબ્ને આબેદીન શામીમાં લખે છે. :

وذهب جمهور الصحابة والتابعين ومن بعدهم من أئمة المسلمين الى أنه يقع ثلاث۔۔۔ الى قوله وقع ثبت النقل عن أكثرهم صريحا بايقاع الثلاث ولم يظهر لهم مخالف،( فماذا بعد الحق الضلال ) وعن هذا قلنا لوحكم حاكم بأنها واحدة لمينفذ حكمه لانه لايسوغ

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૩) - الاجتهاد فيه فهو خلاف لا اختلاف

ઈમામ મુહમ્મદ (રહ.) પોતાની કિતાબ મુઅત્તા માલિકમાં લખે છે.

قال محمد وبهذا نأخذ، وهو قول ابي حنيفة، والعامة من فقهائنا، لانه طلقها ثلاثا جميعا، فوقعن عليها جميعا معا- (મુઅત્તા માલિક : ૧૯૬)

ઉપરોકત લખાણોનો ખુલાસો એ છે કે જો કોઈએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી, તો ત્રણે લાગી જશે. માત્ર ચારે ઈમામોનો નહીં બલકે તમામ એહલે સુન્નત વલ જમાતનો આ જ મસ્લક છે અને ઉમ્મતનો તેની ઉપર એકમત છે. માટે ત્રણેને એક ગણવાની કોઈ ગુંજાઈશ નથી અને જો કોઈ હાકિમે ત્રણને એક હોવાનો હુકમ લગાવ્યો તો તે હુકમ પણ લાગુ પડશે નહીં, જેમકે બહર અને શામીના લખાણથી જાહેર છે.

ઉપરોકત ચર્ચામાં માલુમ થયું કે

(૧) આ ચારે ઈમામોનો એકમત હોવાનો ફેસલો હોવાની સાથે બધા એહલે સુન્નત વલ જમાતની સંમતીનો મસ્અલો છે. માટે ચારે ઈમામોમાંથી કોઈ એકના મસ્લક પર પણ ત્રણને એક ગણવાની ગુંજાઈશ નથી.

(૨) જો પતિને ભૂલનો એહસાસ થઈ જાય અને હિલાથી પત્નીને રાજી કરીને હલાલા વગર મેળાપ કરે તો નાજાઈઝ અને હરામ કામ કરનારો ગણાશે. તલાકનો મસ્અલો અલ્લાહના હકોમાંથી છે. અહીં વિરુદ્ધ બાજુએ અસર નહીં થાય. વિરુદ્ધ બાજુએ માત્ર બંદાના હકમાં અસર થશે ન કે અલ્લાહના હકમાં, માટે આ મેળાપ નાજાઈઝ થશે.

(૩) પહેલા આવી ગયું કે ચારે ઈમામોમાંથી કોઈની નજીક પણ ત્રણ લાગ્યા પછી ત્રણને એક ગણવામાં નથી આવ્યું, બીજી વાત એ કે એહલે સુન્નત વલ જમાતની સંમતિ છે કે ચારે ઈમામોમાંથી કોઈ એકના મસ્લક પર અમલ કરવો વાજિબ છે, અને જો કોઈ ચારે ઈમામોના મસ્લકને છોડીને ત્રણને એક ગણીને પત્નીથી ના જાઈઝ તરીકાથી મેળાપ કરી ગયો, તો કાઝી અથવા મુસ્લિમ જમાત માટે જરૂરી છે કે બંને પતિ – પત્નીને એક બીજાથી અલગ કરાવી દે અને જો પતિ પત્ની એક બીજાથી અલગ થવા પર રાજી ન થાય અને હરામ કામ પર અડગ રહે,તો મુસ્લિમ જમાતની જવાબદારી છે કે એવા સરકશ અને પાપી લોકોથી સંબંધો તોડી નાંખે. તેમની સાથે કોઈ પ્રકારનો મામલો સલામ – કલામ અને લેવડ – દેવડ

જાઈઝ નથી.

(સૂરએ અન્આમ : ૬૮) فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ

જો તલાકે મુગલ્લઝા પછી ગર્ભ રહી ગયું તો તે બાળક ઝિનાનું ગણાશે.

(૪) ચારે ઈમામોમાંથી કોઈના મતે ત્રણને એક ગણવાની ગુંજાઈશ નથી

(૫) સંપૂર્ણ પણે ચારે ઈમામોનો આ જ ફેસલો છે.

(૬) જો પતિ પત્નીમાં ફિકહી મસ્લકમાં મતભેદ છે, તો પહેલા વર્ણન થઈ ગયું કે ચારે ઈમામોની નજીક ત્રણને એક ગણવાની ગુંજાઈશ નથી. માટે પતિ – પત્નીમાંથી જે પણ ચારે ઈમામોમાંથી કોઈના મસ્લક પર છે તે પોતાનો મુકદમો કાઝી અથવા મુસ્લિમ જમાત પાસે રજુ કરીને અલગ થઈ જાય.

(૭) મફકુદુલ ખબર (ગુમ થવા)ની સુરતમાં હનફી ફિકહમાં ઈમામ માલિક (રહ.) ના મસ્લક પર જે ચાર ઈમામોમાં દાખલ છે, સખત જરૂરતને કારણે અમલ કરવામાં આવ્યો અને સખત જરૂરતમાં ઉલમાએ કિરામ ચારે ઈમામોમાંથી કોઈ એકના કથન પર ફતવો આપી શકે છે. પરંતુ ચારે ઈમામોના મસ્લક સિવાય નહીં. જેવું કે ઉસૂલની કિતાબોમાં છે. માટે મફકુદુલ ખબરની સુરતમાં એ વખતે સોલ્યુશન અને કરારના સાથીઓ હતા સખત જરૂરત પ્રમાણે તેને ઈજાઝ આપી, મફકૂદુલ ખબર ની સુરતમાં ઉલમાએ હકે જે જરૂરતનો એહસાસ કર્યો, તે જરૂરત અહીંયા બિલ્કુલ જોવા મળતી નથી. એટલે સમજદાર પુખ્તવયનો પતિ જાણે છે કે ત્રણ તલાક પછી કેવા હાલાત પેશ આવવાના છે, તેમજ આ તલાક પોતાના અધિકારથી આપે છે જયારે કે મફકુદુલ ખબરની સુરતમાં પત્ની મજબુર હોય છે, અજ્ઞાનતા, તરબીયતનો અભાવ અને દીની મિજાઝ ન હોવાને કારણે ગુસ્સામાં ત્રણ તલાક આપ્યા પછી ઉલમાએ કિરામથી ગુંજાઈશની માંગણી કોઈ પણ રીતે સહીહ નથી. એટલે તલાક માટે શરીઅતે તરીકો નક્કી કર્યો. તેનો એક જ ઈલાજ છે કે ઉમ્મતને તાલીમ અને તરબીયત પર લાવવામાં આવે, નહીં તો ગુંજાઈશની માંગણી કરનારા એક પછી એક આવતા રહેશે. જેમકે આપ જાણો છો, તેમાં દીનનો ઢાંચો બગડી જશે અને ગુંજાઈશની માંગણી કરનાર "ફસ્સુલ્હુ ખૈર" ની દલીલથી કુર્આન અને હદીસના હિલાને ખતમ કરવા માંગે છે, આ સુલેહ નથી દીનમાં બગાડ છે. એટલે હુઝૂર (સલ.) એ ફરમાવ્યું :

بدأ الاسلام غريبًا، وسيعود كما بدأ غريبًا، فطوبى للغرباء

(૮) નામ બદલવું અકલ અને અનુકરણથી જાઈઝ છે. અકલથી તો એફિડેવિટ કરીને નામ બદલીને બીજુ નામ રાખવામાં આવે છે અને અનુકરણમાં હદીસથી પણ નામ બદલીને ફાયદો ઉઠાવી શકે છે, ઈમામ બુખારી (રહ.) એ પોતાની કિતાબ સહીહ બુખારીમાં પ્રકરણ લખ્યું છે : باب تحويل الاسم الى اسم هو احسن منه કે નામ બદલીને તેનાથી સારુ નામ રાખવું આ પ્રકરણ (બાબ) માં રિવાયત બયાન ફરમાવી કે નબીએ કરીમ (સલ.) એ અમુક લોકોના નામ બદલીને બીજા નામ રાખ્યા હતા. તેથી રિવાયતમાં છે :

قال: ما اسمه قال فلان، قال ولكن أسمه المنذر، فسماه يومئذ المنذر

એટલે નબીએ કરીમ (સલ.) એ બાળકનું નામ પૂછયું તો સહાબીએ ફરમાવ્યું : ફલાણું નામ છે, તેની ઉપર આપ (સલ.) એ ફરમાવ્યું બલકે તેનું નામ મુન્ઝીર છે, તે દિવસથી તેનું નામ મુન્ઝીર થઈ ગયું. (બુખારી : ૨ / ૯૧૯, હદીસ નં. ૬૧૯૧)

બીજી રિવાયતમાં છે :

أن زينب كان اسمها برة، فقيل تزكى نفسها، فسماها رسول الله صلى الله عليه وسلم زينب۔

એટલે આપ (સલ.) એ "બર્રહ" નામ બદલીને 'ઝેનબ" રાખ્યું.

(બુખારી : ૨ / ૯૧૪, હદીસ નં. ૬૧૯૨)

મુસ્લિમ શરીફની રિવાયત છે.

كانت جويرية اسمها برة فحول رسول الله صلى الله عليه وسلم اسمها جويرية

(મુસ્લિમ : ૨ / ૨૦૮, હદીસ નં. ૧૬ – ૨૧૪૦)

બીજી રિવાયતમાં છે .

أن ابنة لعمر كانت يقال لها عاصية فسماها رسول الله صلى الله عليه وسلم جميلة

(મુસ્લિમ : ૨૦૮, હદીસ નં. ૨૧૩૯)

ઈમામ નવવી (રહ.) એ આ અહાદીસની શરહમાં લખ્યું છે.

معنى هذه الاحاديث تغيير الاسم القبيح أو المكروه الى حسن وقد ثبت احاديث بتغييره صلى الله عليه وسلم اسماء جماعة كثيرين من الصحابة

(મિન્હાજ શર્હે મુસ્લિમ : ૧૪ / ૧૨૦, હદીસ નં. ૨૧૪૨)

તેનાથી માલૂમ થયું કે શરીઅતની દ્રષ્ટીએ પણ નામ બદલવું જાઈઝ છે, માટે જે નામથી ઓરત પ્રખ્યાત હશે, તેનો વિશ્વાસ કરવામાં આવશે અને તલાક લાગી જશે. માટે ફુકહાએ લખ્યું છે .

وعلى هذا اذا سمى بغير اسمها ولانية له فى طلاق امرأته فان نوى طلاق امرأته فى هذه الوجوه طلقت امرأته كذا فى الذخيرة- (ફતાવા હિન્દિય્યહ : ૧ /૩૫૮)

અને જો તેને પોતાની પત્ની તરફ માત્ર ઈશારો કર્યો અને નામ બીજુ લીધું તો પણ તલાક થઈ જશે.

ولو كانت له امرأة بصيرة فقال امرأته هذه العمياء طالق وأشار الى البصيرة تطلق البصيرة ولا تعتبر التسمية والصفة الاسارة كذا فى خزانة المفتين-

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૮)

બલકે જો નામ પણ ન લીધું માત્ર તલાકની નિસ્બત પોતાની પત્ની તરફ કરી દીધી તો પણ તલાક થઈ જશે.

فلوقال طلقت امرأتى اوقال امرأة لى طالق اوقال امرأة من نسائى طالق---يقع الطلاق على المعروفة فى الحكم لان هذا الكلام ايقاع للحال كذا فى المحيط-

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૮)

ફુકહાએ કિરામની સમજુતીથી માલૂમ થયું કે નામ બદલીને, હાલમાં જે નામથી ઓળખાય છે, તેનાથી તલાક લાગી જશે. પહેલા નામથી પણ જો તલાક આપી અને નિય્યત કરી તો પણ તલાક થઈ જશે. નામ ખોટું લેવામાં આવે, અને નિય્યત કરવામાં આવે અથવા નામ બિલ્કુલ લેવામાં ન આવે માત્ર નિસ્બત કરી દીધી તો પણ તલાક લાગી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) તલાકે મુગલ્લઝા છતાં ઓરતે હલાલા વગર બીજી વખતે નિકાહ પર આગ્રહ કરવો

સવાલ (૨૨૫૭) : એક ઓરતને તેના પતિએ તલાક આપી દીધી અને તે પોતાના પિતાના ઘરે જતી રહી પરંતુ થોડી મુદ્દત પછી એ ઓરત અને તેના રિશ્તેદાર (પતિથી) એ કહેવા લાગ્યા કે તેનો હલાલો કરી લીધો છે, માટે તેનાથી બીજી વખતે નિકાહ કરી લો, પુરુષે બીજી વખતે તેનાથી નિકાહ કરી લીધા પરંતુ

જયારે તપાસ કરી તો માલૂમ થયું કે હકીકતમાં તેનો હલાલો કરવામાં આવ્યો નથી, તો પતિએ એ ઓરતને રાખવાની મનાઈ કરી અને કહયું કે જયાં સુધી તેનો સહીહ હલાલો નહીં થાય ત્યાં સુધી આ ઓરત મારા માટે હલાલ નથી, પરંતુ ઓરત જબરદસ્તી તેના ઘરે આવી ગઈ. પુરુષે તેને ઘણી સમજાવી અને એમ જ છુટકારા માટે કહયું, જયારે મારો પત્ર આવે, ત્યારે આવી જવું. તો એ ઓરત જતી રહી પરંતુ ત્રણ – ચાર દિવસ પછી પુરુષનો પત્ર આવ્યા વગર ફરી આવી ગઈ, પતિ તેને હલાલાનું કહે છે કે જયારે તુ સહીહ અર્થમાં હલાલો કરાવશે તો જ આપણો નિકાહ થઈ શકે છે. પરંતુ તે ઓરત મનાઈ કરે છે, અને તેના ઘરેથી જવા તૈયાર નથી તો આ સ્થિતિમાં શરીઅતનો શું હુકમ છે, તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

સવાલની સૂરતમાં જયારે પુરુષે ઓરતને ત્રણ તલાક આપી દીધી છે તો હવે તે તેના માટે હલાલા વગર હલાલ નહીં થાય. (સૂરએ બકરહ : ૨૩) હલાલાનો તરીકો એ છે કે ઈદ્દત પુરી થયા પછી તે બીજા પુરુષથી નિકાહ કરે અને તે (બીજો પતિ) એ ઓરત સાથે સંભોગ કરે અને આ સંભોગ કરવો જરૂરી છે. ત્યાર પછી તે (બીજો પતિ ) એ ઓરતને તલાક આપી દે અથવા તેનું મૃત્યુ થઈ જાય, પછી તેની ઈદ્દત પુરી થઈ જાય તો હવે પહેલો પતિ એ (ઓરત)થી નિકાહ કરી શકે છે.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં.૫૩૧૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

પરંતુ અહીંયા પૂછેલી સૂરતમાં પતિને ધોકો આપવામાં આવ્યો છે, હલાલો હકીકતમાં થયો નથી અને પતિ સાથે જુઠુ બોલીને તેને સાબિત કરવામાં આવ્યું છે. તો જે નિકાહ એ પહેલા પતિ સાથે કરવામાં આવ્યા, તે જાઈઝ નથી. એટલે કે નિકાહ જ થયા નથી અને હવે ઓરત હલાલા માટે તૈયાર નથી અને ઈજાઝત વગર તલાક આપનાર પતિના ઘરમાં ઘુસી ગઈ છે. જે હવે તેના માટે પરાયી છે. એટલા માટે તેના માટે આવું કરવું બિલ્કુલ જાઈઝ નથી. ઓરતનું જબરદસ્તી ઘરમાં આવી જવાથી તે તેની ઉપર હલાલ નહીં થાય. જો તેની સાથે સંભોગ કરે છે તો તેની ઉપર ઝિનાનો ગુનોહ લાગશે. પુરુષ માટે જરૂરી છે કે ઓરતને તાકીદથી ઘરેથી કાઢીને તેના માતા – પિતાને ત્યાં રવાના કરી દે, હલાલા પછી જ નિકાહ સહીહ થશે. ત્યાર પહેલા નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ત્રણ તલાકવાળી ઓરત જો જબરદસ્તી પતિના ઘરે રહેતી હોય તો શું કરવામાં આવે ?

**સવાલ (૨૨૫૮) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી છે, તલાક પછી પત્ની પોતાના પિતાના ઘરે જતી રહી. પછી અમુક વર્ષો પછી પતિના કુટુંબિજનોએ ઓરતના કુટુંબિજનોથી જુઠી વાત કહી કે પતિ એવું કહે છે કે જો એ ઓરત હલાલો કરાવે તો તે શાદી કરવા તૈયાર છે અને ઓરતના કુટુંબિજનોએ પણ જુઠ કહયું કે ઓરતે હલાલો કરાવ્યો છે. આ રીતે બંને પક્ષોએ જુઠી વાત કહી છે.

ત્યાર પછી પતિએ એ તલાકવાળી ઓરત સાથે (એ જાણકારી મળ્યા પછી કે પત્નીએ શરતી હલાલો કરાવ્યો છે.) નિકાહ કર્યા. પછી થોડી મુદ્દત પછી ખબર પડી કે ઓરતે હલાલો કરાવ્યો નથી તો પતિએ કહયું કે તુ તારા પિતાના ઘરે ચાલી જા, એટલા માટે કે શરઈ દ્રષ્ટિએ મારો અને તમારો નિકાહ થયો જ નથી, પરંતુ તે પોતાના પિતાને ઘરે જવા રાજી જ નથી. પતિએ તો અહીંયા સુધી કહયું કે તુ મારી પથારી પર નહીં સુવે. તારો મારી સાથે કોઈ સંબંધ નથી, પતિ આ ગુનાહથી ડરે છે અને કહે છે કે જો શરીઅતમાં આત્મહત્યાને ગુનોહ ન કહયો હોત તો હું ઝેર પી લેતો, ખુદા આ ગુનાહથી બચાવે.

તો હવે સવાલ એ છે કે પતિએ શું કરવું જોઈએ, પત્ની ન તો પોતાના પિતાના ઘરે જાય છે અને ન તો અલગ થાય છે અને પતિએ તેને હલાલા માટે કહયું તો તે કહે છે કે હું મારી જાત કોઈને સોંપવા નથી માંગતી અને પતિએ બંને પક્ષોને સમજાવ્યા, પરંતુ તેઓ પણ માનવા તૈયાર નથી, તો હવે પતિ શું કરે ? માર્ગદર્શન આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિનું કહેવું બિલ્કુલ સહીહ છે, જયારે પહેલા પતિએ પત્નીને ત્રણ તલાક આપી દીધી તો જયાં સુધી ઓરત બીજા પુરુષ સાથે નિકાહ અને સંભોગ ન કરી લે અને બીજો પતિ તલાક ન આપી દે અને ઓરત ઈદ્દત પુરી ન કરી લે ત્યાં સુધી તે પહેલા પતિ માટે હલાલ નહીં થાય.

પૂછેલી સૂરતમાં ઓરત હલાલા માટે મનાઈ કરે છે. એટલે તે માને છે કે પહેલા પતિથી ત્રણ તલાક પછી તેનો કોઈનાથી નિકાહ નથી થયો, એટલે હલાલો થયો નથી. તો હવે તેનો પહેલા પતિ સાથે નિકાહ દુરુસ્ત નથી અને આ હકીકત જાણી લીધા પછી પતિ માટે જાઈઝ નથી કે તે ઓરત સાથે પત્ની જેવો વ્યવહાર કરે.

(એટલા માટે કે તે ઓરત તેના માટે પરાયી છે, તેનાથી સંબંધ રાખવો ઝિના છે.)

જો કે આ હકીકતથી પતિ અજાણ છે એટલે ગુનોહ પતિને નહીં થાય, બલકે ગુનાહના હકદાર બંને પક્ષો અને ઓરત થશે.

પૂછેલી સૂરતમાં પતિ શરઈ દ્રષ્ટિએ અમલ કરવા માગે છે અને બંને પક્ષોએ એક મુસલમાનને ધોકો આપીને શરીઅતની વિરુદ્ધ કામ કર્યુ છે. એટલે બંને પક્ષો તોબા કરે અને પતિને સાથ આપે.

(સૂરએ ફુરકાન : ૭૨, સૂરએ માઈદહ : ૨ , બુખારી : ૨ / ૮૮૪, હદીસ નં. ૫૯૭૬)

યાદ રાખો જે લોકો શરીઅતના કાયદા કાનૂન પર ચાલવામાં બે ઈજ્જતી સમજે છે. તેમના ઈમાનથી નીકળી જવાનો ખતરો છે.

હવે આ મસ્અલાનો હલ એ જ છે કે પતિ બીજી ઓરત સાથે નિકાહ કરી લે અને તેને તેના પિતાના ઘરે મોકલી દે અને ગામવાળાઓની પણ જવાબદારી છે કે એક મુસલમાન જે દીન પર અમલ કરવા માગે છે તેની મદદ કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) એક સાથે ત્રણ તલાકનો હુકમ

**સવાલ (૨૨૫૯) :** એક વ્યકિતએ પોતાની પત્નીને એવી રીતે તલાક આપી કે તને તલાક, તને તલાક, તને તલાક આ રીતે ત્રણ વખતે કહયું, તો કેટલી તલાક લાગશે ? શું આ રીતે કોઈ મસ્અલો છે કે એક સાથે એક જ વખતમાં ત્રણ તલાક આપવાથી એક જ તલાક લાગે છે અને શું તેમાં કોઈ એવી ગુંજાઈશ નીકળી શકે છે કે હલાલા વગર ઓરત એ પુરુષ માટે માત્ર નવા નિકાહથી હલાલ થઈ જાય ? કારણ કે એ પતિ – પત્ની બંને પચ્ચીસ વર્ષથી સાથે રહે છે. હવે પસ્તાવા સાથે બંને સાથે રહેવા માગે છે, ઉમ્મીદ છે કે સંતોષકારક જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે પતિએ ઓરતને સંબોધીને કહયું કે તને તલાક, તને તલાક, તને તલાક તો તેનાથી ત્રણ તલાક લાગી જશે, કારણ કે તેને ઓરતને સંબોધીને એક પછી એક એમ ત્રણ તલાકના હકનો ઉપયોગ કર્યો છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૫) હવે ઓરત પતિ માટે હલાલા વગર હલાલ નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭) અને આ સિલસિલામાં કોઈ પણ હિલો કરવો જાઈઝ નથી. હરામ છે. (ફતાવા તાતારખાનિયહ : ૧૦ / ૩૧૩)

તેમજ પોતાના મતલબ માટે અને મરજી પ્રમાણે એહલે હદીસ પાસે જઈને આ વિશે ફત્વો મેળવવો પણ હરામ છે. માટે હલાલા વગર કોઈ બીજો તરીકો વર્ણન કરેલી ઓરત માટે પોતાના પતિને હલાલ થવા વિશે સાબિત નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) હલાલા માટે નિકાહ કરીને તલાક આપવા પર ગુનોહ થશે કે નહીં ?

**સવાલ (૨૨૬૦) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે આજે લોકો તલાક આપીને પસ્તાય છે, પછી સુધરી જાય છે, બકરે ત્રણ તલાક પોતાની પત્નીને આપી, હવે ઓરત તેની ઉપર હરામ થઈ ગઈ, તો તે ઓરત કેટલા મહિના પછી બીજા નિકાહ કરી શકે છે ? જો ઝૈદ હલાલા માટે એ ઓરતથી નિકાહ કરી પછી તેને તલાક આપી દે, તો ઝૈદ ગુનેહગાર થશે કે નહીં ? કારણ કે તલાક ભલે હલાલ છે, પરંતુ ખુબ જ મજબુરીમાં આપવામાં આવે છે અને અલ્લાહ તઆલાને અપ્રિય છે અને ઝૈદ તો એટલા માટે તલાક આપે છે કે બકર માટે એ ઓરત હલાલ થઈ જાય, તેની પોતાની કોઈ મજબુરી નથી તો શું તે ગુનેહગાર થશે કે નહીં ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ તલાક આપ્યા પછી હલાલા વગર પત્ની પહેલા પતિ માટે હલાલ નહીં થાય. (સૂરએ બકરહ : ૨૩૦) હલાલાનો તરીકો એ છે કે તલાક આપનારાએ જયારે તલાક આપી, તો તેની ઈદ્દત પુરી કરવી જરૂરી છે એટલે હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ અને ગર્ભ હોય તો બાળકના જન્મથી ઈદ્દત પુરી થશે. જો હૈઝ ન આવતું હોય અને ન તો ગર્ભ હોય તો તેની મુદ્દત ત્રણ મહિના છે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

ઈદ્દત પૂરી થયા પછી ઓરત બીજા પુરુષથી નિકાહ કરે એ નિકાહમાં પતિનું તેનાથી સંભોગ કરવો જરૂરી છે. (સંભોગ કર્યા વગર તલાક આપવાથી તે પહેલા પતિ માટે હલાલ નહીં થાય) સંભોગ પછી તે (બીજો પતિ) એ ઓરતને તલાક આપી દે અને ઉપર વર્ણન કરેલ તેની ઈદ્દત પુરી થઈ જાય, તો તે ઓરત પહેલા પતિ માટે હલાલ થઈ જશે.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૦૯–૪૧૩)

હલાલા વિશે રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે અલ્લાહની લાનત થાય એ વ્યકિત પર જે હલાલો કરનારો હોય અને જેના માટે હલાલો કરવામાં આવ્યો હોય.

આ લાનતનો હકદાર એ છે કે હલાલા વખતે એ શરત કરી હોય કે એક રાત ગુજાર્યા પછી અને સંભોગ કર્યા પછી તલાક આપી દેવી કારણ કે નિકાહનો મકસદ એ છે કે ઓરતને હમેશા માટે પત્ની બનાવીને રાખવી અને અહીંયા શરત કરવાથી ઈજારાદાર બકરી પ્રમાણે હોવાથી આપ (સલ.) એ લાનત ફરમાવી છે.

(અબૂદાવુદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૦૭૬, ઈબ્ને માજહ : ૧ / ૧૪૫, હદીસ નં. ૧૯૩૫)

પરંતુ જો કોઈએ લડાઈ ઝઘડાથી પરેશાન થઈને અથવા મુર્ખતામાં ત્રણ તલાક આપી દીધી અને તેના નાના નાના બાળકો છે અને પતિ – પત્ની બંને પરેશાન છે. ઓરત માટે જીવન ગુજારવાનો કોઈ રસ્તો નથી અને પુરુષ બાળકોને લીધે પરેશાન છે અને એ નાના બાળકોની પરવરિશ કરનાર કોઈ નથી. માતા વગર એ નાના બાળકોનો બરબાદ થઈ જવાનો ખતરો હોય તો એ હાલતને જોઈને કોઈને દયા આવી જાય અને શાદી કરીને એ ઓરતને તલાક આપી દે, તો સવાબનો હકદાર બનશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ત્રણ તલાક આપ્યા પછી હલાલો કર્યો પરંતુ નિકાહ માં આવ્યા પછી ફરી ત્રણ તલાક આપી દીધી તો ?

**સવાલ (૨૨૬૧) :** એક વ્યકિતએ પોતાની ઓરતને ત્રણ તલાક આપી, ત્યાર પછી એ વ્યકિતએ શરઈ રીતે હલાલો કરીને એ જ ઓરત સાથે બીજી વખતે નિકાહ કર્યો, થોડા દિવસો પછી તેણે ફરી ત્રણ તલાક આપી દીધી. હવે ફરી તે એ જ તલાકવાળી ઓરતની સાથે નિકાહ કરવા માગે છે, તો શું બીજી વાર હલાલો કરવો જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે પણ પતિ ઓરતને ત્રણ તલાક આપશે, તે ઓરત પતિ માટે હલાલા વગર હલાલ નહીં થાય. એટલા માટે વર્ણન કરેલી સૂરતમાં જયારે પતિએ પહેલા હલાલા પછી ઓરતને ત્રણ તલાક આપી છે, તો બીજી વખતે હલાલો કરવો પડશે. (સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) પત્ર દ્વારા એક તલાક આપ્યા પછી બીજી ત્રણ તલાક આપવી

**સવાલ (૨૨૬૨) :** એક વ્યકિતએ પોતાની પત્નીને પત્ર લખીને તલાક આપી, તેમાં નીચેના શબ્દો લખ્યા છે.

(૧) હું મારી પત્નીને પોતાના નિકાહથી અલગ કરું છું. ત્રણ વખતે આ શબ્દો લખ્યા છે.

(૨) હું મારી પત્નીને તલાક આપું છું, હું મારી પત્નીને તલાક આપું છું, હું મારી પત્નીને તલાક આપું છું.

ઓરત સાત મહિનાથી ગર્ભવતી છે. પૂછેલી સુરતમાં કેટલી તલાક લાગશે ? અને જયાં સુધી ઓરત ઈદ્દતમાં હશે. પતિ માટે ઈદ્દતનું ભરણપોષણ વાજિબ થશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા " હું મારી પત્નીને પોતાના નિકાહથી અલગ કરું છું, લખવાથી ઓરતને એક તલાકે બાઈન લાગી ગઈ, જયારે કે તેને ઉપરના શબ્દો તલાકની નિય્યતથી લખ્યા હોય.

(દારે કુત્ની : ૫ / ૨૬, હદીસ નં. ૩૯૨૮, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬)

બીજું "હું મારી પત્નીને તલાક આપું છું, હું મારી પત્નીને તલાક આપું છું, હું મારી પત્નીને તલાક આપું છું." નો અર્થ એ છે કે હું ઓરતને ત્રણ તલાક આપું છું, તેનાથી પત્નીને ત્રણ તલાક લાગી જશે. પરંતુ જોકે તે પહેલા એક તલાક આપી ચુકયો છે એટલે તેનાથી બીજી બે નવી તલાક લાગશે એટલે કુલ ત્રણ તલાક લાગી જશે અને ઓરત પોતાના પતિ પર તલાકે મુગલ્લઝાને લીધે હરામ થઈ જશે અને શરઈ હલાલા વગર પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય.

(તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦)

ઓરત જો કે ગર્ભવતી છે, એટલે તેની ઈદ્દત બાળકના જન્મ સાથે પૂરી થશે.

(સૂરએ તલાક : ૪, દુર્રુલ હુક્કામ : ૧ / ૪૦૨)

તેમજ ઓરત જયાં સુધી ઈદ્દતમાં હશે, પતિના જિમ્મે ઈદ્દત અને બાળકના જન્મનો સંપૂર્ણ ખર્ચ જરૂરી બનશે. (મુહીતુલ બુરહાની : ૩ / ૫૫૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) હલાલા માટે સંભોગની શરત અને લેખિત તલાકનો હુકમ

**સવાલ (૨૦૬૩) :** બકરે પોતાની પત્નીને તલાક આપી દીધી, હવે તેને બીજી વખતે પોતાની પત્નીને નિકાહમાં લાવવા ઝૈદ સાથે નિકાહ કરાવી દીધા, જેથી પતિ માટે ઈદ્દત ગુજારીને હલાલ થઈ જાય.

ઝૈદથી નિકાહ કર્યા પછી ઓરતે તેને સંભોગ કરવાની ઈજાઝત ન આપી અને સવારે બે – ચાર વ્યકિતઓ ઝૈદ પાસે જઈને તલાક લખાવી લાવ્યા, પરંતુ આ તલાકનામુ ઝૈદે પોતાની મરજીથી નથી લખ્યું, બલકે બીજાઓના કહેવાથી લખ્યું છે, અને ઝૈદે પોતાના મોઢાથી તલાકનો કોઈ એક શબ્દ પણ નથી કહયો, તો શું આ સુરતમાં તલાક લાગી જશે કે નહીં ? અને હલાલો સહીહ થયો કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલમાં બકરના તલાક વિશેનો ઉલ્લેખ છે, પરંતુ આ લખ્યું નથી કે બકરે કેટલી તલાક આપી છે. જો તેણે એક અથવા બે રજઈ તલાક આપી છે, તો હલાલાની કોઈ જરૂરત નથી, ઈદ્દત પુરી થતા પહેલા પહેલા પતિ રુજૂઅ કરવા માગે તો રુજૂઅ કરી શકે છે. ઈદ્દત પુરી થઈ ગયા પછી ફરી નિકાહ પઢવાની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

જો તલાકે બાઈન આપી છે, ભલે એક હોય કે બે, દરેક સુરતમાં ફરી નિકાહ પઢવાની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

અને જો તલાકે મુગલ્લઝા આપી છે, એટલે ત્રણ તલાક આપી છે તો હલાલા વગર ઓરત નિકાહમાં ફરી આવી શકતી નથી.

હલાલો સહીહ થવા માટે પત્ની સાથે બીજા પતિએ સંભોગ કરવો જરૂરી છે. માત્ર એકાંત કાફી નથી. સંભોગ વગર ઓરત પહેલા પતિ માટે હલાલ નહીં થાય.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮)

જો હલાલો કરનારાએ બાહય દબાવ અને જબરદસ્તી વગર તલાક લખી છે, તો તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) પરંતુ બીજા પતિએ સંભોગ ન કરવાને કારણે પત્ની પહેલા પતિ માટે હલાલ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ત્રણ તલાક પછી હલાલો અને તેની ઈદ્દત

**સવાલ (૨૨૬૪):** મેં મારી પત્નીને ત્રણ તલાક આપી દીધી છે. તેની સાથે એક દુધ પીતુ બાળક એક વર્ષનું પણ છે. તે સિવાય બીજી કોઈ અવલાદ નથી. હવે એ ઓરતને મારે બીજી વખતે નિકાહમાં લાવવી છે. તો હલાલો કરવો પડશે.

સવાલ એ છે કે હલાલાનો શરઈ હુકમ શું છે ? હલાલો કોણ કરી શકે છે, પરણિત કે અપરણિત ? કેટલી મુદ્દત સુધી તેને પોતાની સાથે રાખી શકે છે ? હલાલો કરનારો બીજા જ દિવસે તેને તલાક આપી દે, શું એવી કોઈ શરત છે ? અને અસલ વાત એ છે કે શું હલાલો કરનારાએ ઓરતને પોતાની સાથે રાખીને સંભોગ કરવો પણ શરત છે ? અને હલાલો કરનારો એ ઓરતને બીજા જ દિવસે તલાક આપી દે તો બીજી વખતે કેટલી ઈદ્દત ભરવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હલાલા માટે (એટલે પહેલા પતિથી નિકાહને લાયક બનવા માટે) સમજદાર અને બાલિગ પુરુષથી નિકાહ કરવા જરૂરી છે, ભલે પરણિત હોય કે અપરણિત અને નિકાહ પછી ઓછામાં ઓછો એક વખતે તેની સાથે બીજા પતિએ સંભોગ કરવો જરૂરી છે. (મજમઉલ અન્હુર : ૧ / ૪૩૮)

બીજો પતિ ત્રણ તલાકવાળી ઓરતથી તેની ઈદ્દત પુરી થયા પછી શાદી કરીને, સંભોગ કર્યા પછી તલાક આપી દે અને તેની ઈદ્દત પુરી થઈ જાય એવી રીતે કે જો એ સંભોગથી ગર્ભ રહયો છે તો તલાક પછી બાળક પેદા થઈ જાય અથવા ગર્ભ ન રહયો હોય તો ત્રણ હેઝ પુરા થઈ જાય. (શરત એ છે કે હેઝ આવતું હોય) તો પહેલો પતિ તેની સાથે ફરી વખત નિકાહ કરીને પોતાની પત્ની બનાવી શકે છે.

(સૂરએ બકરહ : ૨૩૦, રૂહુલ મઆની : ૧ / ૫૩૫)

પરંતુ બીજા પતિ સાથે નિકાહથી પહેલા ઓરતને તલાક આપવાની શરત લગાવવી હરામ છે. નબીએ કરીમ (સલ.) એ એવા હલાલા કરનારા અને કરાવનારા પર સખત લાનત ફરમાવી છે. એટલે પહેલાથી કોઈ શરત કરવી યોગ્ય નથી. તેમ છતાં કોઈએ શરત લગાવી અને શરત પ્રમાણે બીજા પતિએ નિકાહ અને સંભોગ પછી તલાક આપી દીધી, તો ઓરત ઈદ્દત પુરી કરીને પોતાના પહેલા પતિથી નિકાહ કરી શકે છે. (અબૂ દાવૂદ : ૧૬, હદીસ નં. ૨૦૭૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ત્રણ તલાક આપવાથી તલાકે મુગલ્લઝા પડે છે.

**સવાલ (૨૨૬૫) :** હું સુન્ની હનફી મસલકને માનનારો છું, મારા નિકાહમાં એક ઓરત છે, હું તેને નીચે પ્રમાણે તલાક આપું છું.

"મુહમ્મદની પુત્રી આયશા મારી પત્ની છે, પરંતુ હું તેને શરીઅત પ્રમાણે ત્રણ તલાક આપું છું. જેની ઉપર અલ્લાહ અને તેના રસૂલ ગવાહ છે."

(૧) આ શબ્દો અસલથી નકલ કરવામાં આવ્યા છે, અને ઓરત એ વખતે હાજર ન હતી અને કોઈ વ્યકિતની સામે પણ તલાકનું લખાણ લખવામાં આવ્યું નથી. તો આ પ્રમાણે શરઈ તલાક લાગશે ?

(૨) આ તલાક તલાકે મુગલ્લઝા થશે ? એવી ઓરતને હવે પત્ની જેવો વ્યવહાર કરીને ઘરમાં રાખી શકાય છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત લખાણ પ્રમાણે આ શબ્દ "શરીઅત પ્રમાણે તલાક આપું છું" થી જો આપની નિય્યત એક સાથે ત્રણ તલાક આપવાની છે તો એક સાથે ત્રણ તલાક લાગી જશે અને જો એક સાથે ત્રણ તલાક આપવાની નિય્યત નથી તો ત્રણ અલગ અલગ પાકીના સમયમાં જેમાં આપે સંભોગ કર્યો ન હોય, એક એક કરીને ત્રણ તલાક લાગશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૧ – ૯૨)

જયારે ત્રણ તલાક લાગી જશે તો એ મુગલ્લઝા જ હશે. હવે ઈદ્દત પુરી કર્યા પછી ઓરત બીજા પુરુષથી નિકાહ કરે અને બીજો પતિ તેની સાથે સંભોગ કર્યા પછી તલાક આપી દે, પછી ઈદ્દત પુરી થઈ જાય તો હવે એ ઓરત ફરી આપના નિકાહમાં આવી શકે છે. તેને શરીઅતની વ્યાખ્યા પ્રમાણે હલાલો કહે છે. હલાલા વગર વર્ણન કરેલી ઓરત સાથે પહેલા પતિનો નિકાહ સહીહ નહીં થાય.

(દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯, ૪૧૫)

આપના લખવા પ્રમાણે જયારે તલાકનામું લખવામાં આવ્યું ત્યારે ઓરત અથવા કોઈ અન્ય હાજર ન હતું. તો આ વિશે યાદ રાખો કે તલાક માટે ગવાહોનું હાજર રહેવું જરૂરી નથી. ગવાહોની જરૂરત ત્યારે પડશે જયારે પતિ તલાક આપ્યા પછી ઈન્કાર કરે. આપે તલાકનામું લખીને તેનો એકરાર કર્યો છે, એટલે તેમાં ગવાહોની જરૂરત નથી. એવી રીતે ઓરતનું હાજર હોવું પણ જરૂરી નથી. ઓરતની તરફ નિસ્બત કરીને તલાકનામુ લખ્યું છે, એટલે તલાક થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ)

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) હલાલાનો સહીહ તરીકો

**સવાલ (૨૨૬૬) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી હતી અને સાડા ત્રણ મહિનામાં તેની ઈદ્દત પણ પુરી થઈ ગઈ અને એક વ્યકિત સાથે તેના નિકાહ થયા. નિકાહ પછી તે એ ઓરતને પોતાના ઘરે લઈ ગયો પછી તેને તલાક આપી દીધી. ત્યાર પછી પહેલો પતિ તેને પોતાના ઘરે લઈ આવ્યો, તો સવાલ એ છે કે બીજા પતિએ એ ઓરત સાથે એકાંતમાં મળવું જરૂરી છે કે નહીં ? પછી તેને તલાક આપ્યા પછી એ ઓરતને બીજી વખતે ઈદ્દત ભરવી જરૂરી છે કે નહીં ? તેમજ એ ઓરતે કોઈ કારણે પોતાનું ઓપરેશન પણ કરાવ્યું છે, તે વિશે હલાલાનો શું મસ્અલો છે ? એટલે ઓપરેશન વાળી ઓરતનો ત્રણ તલાક પછી હલાલાનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ તલાકવાળી ઓરત પહેલા પતિ માટે ત્યારે હલાલ થશે જયારે બીજો પતિ તેની સાથે સંભોગ કરી લે, ત્યાર પછી તે એને તલાક આપી દે અને તલાકની ઈદ્દત પુરી થઈ જાય એટલે જો એ સંભોગથી ગર્ભ રહયો છે તો બાળકના જન્મ પછી તેના નિફાસના દિવસો પુરા થઈ ગયા પછી અને જો ગર્ભવતી ન હોય, હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ પુરા થઈ ગયા પછી અને હૈઝ ન આવતું હોય તો ત્રણ મહિના પસાર થઈ ગયા પછી પહેલો પતિ ફરી નિકાહ કરીને તેને પોતાની પાસે લાવી શકે છે, વર્ણન કરેલી શરતો વગર ન હલાલો સહીહ થશે અને ન તો બીજા નિકાહ.

આ તફસીલથી એ વાત માલૂમ થઈ કે બીજા પતિએ સંભોગ કરવો પણ જરૂરી છે અને તેના તલાક આપ્યા પછી ઓરતે ઈદ્દત પુરી કરવી પણ જરૂરી છે. આ બે શરતો વગર ત્રણ તલાકવાળી ઓરત પહેલા પતિ માટે હલાલ નહીં થાય. માટે પૂછેલી સૂરતમાં આ શરતો સાથે જો હલાલો અને બીજા નિકાહ કર્યા છે તો હલાલો સહીહ થશે અને જો કોઈ શરત છુટી ગઈ તો ન હલાલો સહીહ થશે અને ન બીજા નિકાહ.

**નોંધ :** ઓપરેશન કરાવવાથી હલાલા પર કોઈ અસર નહીં પડે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) બે વ્યક્તિઓની હાજરીમાં પતિએ પોતાની પત્નીને દસ દસ વખતે તલાકના શબ્દો કહયા

સવાલ (૨૨૬૭) : એક વ્યકિતએ પોતાની પત્નીને ઝઘડા દરમિયાન બે વ્યકિતઓની હાજરીમાં દસ વખતે તલાક આપી છે, છતાં બંને એક સાથે રહે છે. શું પતિનો એ ઓરતથી હજુ પણ નિકાહ બાકી છે ? અને જો પતિ તેને રાખવા માગે તો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ત્રણ તલાકે મુગલ્લઝા લાગી ગઈ. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૩૫૬) પતિ માટે હલાલા વગર એ ઓરતને રાખવી હરામ છે, માટે તરત જ અલગ થવું જરૂરી છે. હલાલા માટે કોઈ સ્થાનિક મુફતી અથવા કોઈ પંચાયતથી તફસીલ માલૂમ કરવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) પાંચ વ્યકિતઓની હાજરીમાં પતિનું ચાર અથવા પાંચ વખતે તલાક કહેવું

સવાલ (૨૨૬૮) : મારી પુત્રી મોહસીનાના નિકાહ ફરીદખાન રહીમખાન સાથે થયા હતા. જે હમણાં મુંબઈમાં મેમણ કો. ઓપરેટીવ બૅંકમાં નોકરી કરે છે. મારા કાકા તરીખ ૩૦ ડિસેમ્બર ૧૯૮૮ના રોજ કોઈ કામથી મુંબઈ પહોંચ્યા હતા. કાકા અને તેમના સિવાય બીજા ચાર વ્યકિતઓની હાજરીમાં જમાઈએ ચાર અથવા પાંચ વખતે તલાક કહયું, જે બધા હાજરજનોએ સાંભળ્યું. માટે તેનાથી તલાક લાગી ગઈ છે. હવે પછીનો શરઈ હુકમ શું છે ? આ વિશે યોગ્ય માર્ગદર્શન આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સૂરતમાં જયારે પતિએ પત્નીને ચાર અથવા પાંચ તલાક હાજર જનોની સામે આપી છે, અને તે બધા હાજરજનો વિશ્વાસુ ગવાહ છે, તો તલાકે મુગલ્લઝા લાગી ગઈ. તેને લીધે હવે ઓરત હલાલા વગર એ વ્યકિત માટે હલાલ નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) ચાર વખતે તલાક શબ્દ બોલીને તલાક આપ્યા પછી પતિ – પત્નીએ સાથે રહેવું

સવાલ (૨૨૬૯) : ઝૈદ અને હિંદા પતિ – પત્ની હતા. તેમની વચ્ચે હમેશા

મુહબ્બત કાયમ રહી. થોડા મહિના પહેલા બંને વચ્ચે એક નાની વાતમાં ઝઘડો થઈ ગયો, તેની ઉપર હિંદાએ ગુસ્સામાં વિજળીના તાર પકડીને આત્મહત્યા કરવાની કોશિશ કરી, પરંતુ તેને બચાવી લેવામાં આવી, બીજી બાજુ ઝૈદે ગુસ્સામાં તેને ચાર વખતે "તલાક, તલાક, તલાક, તલાક" કહયું પરંતુ બાદમાં આ વાત પર તેને સખત પસ્તાવો થયો અને હવે બંને સાથે રહેવા માગે છે અને હમણાં સાથે પણ રહે છે.

માટે હવે સવાલ એ છે કે ઝૈદ તરફથી કહેલા શબ્દોને કારણે તલાક લાગી જશે કે નહીં ? જો તલાક લાગી ગઈ તો બંનેને સાથે રહેવાનો રસ્તો કયો હોઈ શકે છે ? અને જો તલાક ન લાગી તો ઝૈદના જિમ્મે આ શબ્દો બોલવાથી કોઈ કફફારો લાગશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે ઝૈદે ચાર વખતે તલાક પોતાની પત્નીને સંબોધીને કહી છે તો આ તલાકે મુગલ્લઝા લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૬) જેને કારણે પત્ની પોતાના પતિ માટે પરાયી બની જાય છે. માટે હવે હિંદા ઝૈદ માટે હરામ થઈ ગઈ. બંનેનું સાથે રહેવું જાઈઝ નથી, હરામ છે. વહેલી તકે બંનેએ અલગ થવું જરૂરી છે. જો બંને ફરી એક સાથે રહેવા માંગતા હોય તો તેના માટે હલાલો જરૂરી છે. એટલે હિંદા તલાક પછી ઈદ્દત પૂરી કરે પછી અન્યથી નિકાહ કરે, બીજો પતિ સંભોગ કરે પછી એ તલાક આપી દે અને એ તલાક પછી ઈદ્દત પુરી થઈ ગયા પછી બીજી વખતે ઝૈદ સાથે નિકાહ કરે. આ સુરતમાં બંને સાથે રહી શકે છે, તે સિવાય બંનેએ સાથે રહેવાની કોઈ અન્ય સુરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ત્રણ તલાક આપ્યા પછી ૬૦ મિસ્કીનોને ખવડાવવાથી ઓરત હલાલ થશે ?

**સવાલ (૨૨૭૦) :** એક મુસલમાને પોતાની પત્નીથી ઝઘડા દરમિયાન તેને ત્રણ તલાક આપી દીધી. હવે તે તેની ઉપર હરામ થઈ ગઈ તો હવે ત્રણ તલાક લાગી ગયા પછી શરીઅતમાં કોઈ એવો રસ્તો છે, જેનાથી એ વ્યકિત એ જ ઓરત સાથે પેહલાની જેમ રહી શકે ? એક વ્યકિતનું કહેવું છે કે અમારા પીર સાહેબે કહયું હતું કે ત્રણ તલાક પછી ૬૦ મિસ્કીનોને ખવડાવવાથી એ જ ઓરત એ વ્યકિત માટે હલાલ

થઈ જાય છે, શું આ વાત સહીહ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ત્રણ તલાક આપ્યા પછી હલાલા વગર ઓરત હલાલ નહીં થાય. આ વાત બિલ્કુલ ખોટી છે કે ૬૦ મિસ્કીનોને ખવડાવવાથી ઓરત હલાલ થશે તેની કોઈ હકીકત નથી, મનઘડત મસ્અલો છે. (સૂરએ બકરહ : ૨૩૦, તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭)

હલાલાની સુરત એ છે કે પહેલા પતિ તરફથી તલાક આપ્યા પછી ઓરત તેની ઈદ્દત પુરી કરે, પછી બીજા પતિથી નિકાહ કરે પછી તે સંભોગ પછી તલાક આપે, પછી તેની ઈદ્દત પુરી થયા પછી ઓરત પહેલા પતિથી નવેસરથી નિકાહ કરી શકે છે. જો ઓરતને હૈઝ આવે છે તો ઈદ્દત ત્રણ હૈઝ પુરી થતા પુરી થશે અને જો હૈઝ આવતું નથી તો ત્રણ મહિનાની ઈદ્દત છે. જો ગર્ભવતી છે તો બાળકના જન્મ વખતે ઈદ્દત પુરી થશે. (સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) તલાક માટે ગવાહ શરત છે કે નથી ?

**સવાલ (૨૨૭૧) :** એક વ્યકિતએ પોતાની પત્નીને પ્રથમ બે તલાક આપી, ત્યાર પછી નિકાહ કરીને પાછી તેને લઈ આવ્યો, બીજા નિકાહના પાંચ – છ મહિના પછી જયારે કે તે ઓરત ગર્ભવતી હતી એ જ હાલતમાં એ વ્યકિતએ ઓરતને એક તલાક આપી અને પતિ આ વાતનો ઈન્કાર કરે છે, જયારે કે પત્નીનું કહેવું છે કે મેં જાતે તલાકને સાંભળી છે અને તેની આઠ વર્ષની છોકરીએ પણ તલાકને સાંભળી છે, તો શું તલાક માટે ગવાહનું હોવું શરત છે ? હવે એ ઓરત તેના નિકાહમાં રહેશે ? જો ફરી નિકાહ કરી લે તો પતિને કેટલી તલાક આપવાનો અધિકાર રહેશે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જો પહેલા બે તલાકે બાઈન આપ્યા પછી નિકાહ કર્યા હતા તો બાદમાં માત્ર એક તલાક આપવાથી ઓરતને તલાકે મુગલ્લઝા લાગી જશે. કારણ કે હવે તે માત્ર એક જ તલાક આપવાનો માલિક છે. (જો એવી ઓરત જેને બે તલાક આપવામાં આવી હોય, જો તેના નિકાહ પહેલા પતિથી થયા હોય અને તેના તલાક અને નિકાહ વચ્ચે કોઈ બીજો પતિ આવ્યો ન હોય, તો હવે તેનો પતિ માત્ર એક તલાકનો માલિક રહેશે. હા, જો તેના તલાક અને બીજા વખતે નિકાહ દરમિયાન કોઈ બીજો વ્યકિત નિકાહ દ્વારા આવે છે તો પહેલો પતિ ત્રણ તલાકનો માલિક હોત એટલે કે પહેલા

આપેલી બે તલાક ખતમ થયા પછી પહેલા પતિની તલાક પછી બીજા પતિથી નિકાહ અને સંભોગ કરવો જરૂરી છે. પૂછેલી સૂરતમાં એવી કોઈ વાત જોવા મળતી નથી તો હવે પહેલો પતિ માત્ર એક તલાકનો માલિક રહેશે. જો તેને પણ વાપરી નાંખી તો તેની પત્ની તેનાથી બિલ્કુલ અલગ થઈ જશે અને હલાલા વગર તેના નિકાહ પહેલા પતિ માટે દુરુસ્ત નહીં થાય.) પહેલા આપેલી બે તલાક પણ શુમાર થશે અને ત્રીજી તલાક પછી હવે તે એ વ્યકિતના નિકાહથી બિલ્કુલ નીકળી ગઈ છે. હલાલા વગર તેની સાથે નિકાહ જાઈઝ નથી.

તલાક માટે ગવાહ શરત નથી. જો ખેરખર પતિએ તલાક આપી છે, તો લાગી જશે ભલે તે કોઈએ સાંભળી હોય કે ન સાંભળી હોય, પતિને ખબર હોવી જોઈએ કે ઓરતને પોતાની પાસે રાખવા માટે જુઠું બોલી રહયો છે, તો આખી ઝિંદગી ઝિના કરવાનો ગુનોહ લાગશે અને ઓરત માટે પણ જાઈઝ નથી કે તે તલાકના શબ્દો સાંભળ્યા પછી તેની સાથે રહે. (જો પતિ ઈન્કાર કરતો હોય કે મેં તલાક નથી આપી, તો પત્નીએ ગવાહ પેશ કરવા જરૂરી છે, જો પત્ની પાસે ગવાહ ન હોય, તો પતિનું કથન વિશ્વાસપાત્ર ગણાશે. અલબત્ત ઓરતે પોતાના કાનથી તલાક સાંભળી હોય અને તેને પાકુ યકીન હોય તો એવી હાલતમાં તે પોતાની જાત પર પતિને કુદરત ન આપે અને ગમે તે રીતે તેનાથી અલગ થઈ જાય, તેને માલ આપીને તલાક લઈ લે, અથવા ખુલઅ માટે રાજી કરી લે અથવા અન્ય કોઈ સુરત, પરંતુ કોઈ પણ હાલતમાં પોતાની જાત પર કુદરત ન આપે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ત્રણ તલાક પછી હલાલાની સુરત કેવી રહેશે ?

**સવાલ (૨૨૭૨) :** મારા સાળાની છોકરી ઝોહરાને ત્રણ તલાક આપવામાં આવી હતી અને હવે તેના સાસરીયાના બધા રિશ્તેદારો પોતે જ પસ્તાય છે અને માફી માગીને ઝોહરાને પોતાની સાથે રાખવા આજીજી કરે છે, ગામના બધા વડીલો પણ એવું કહે છે કે તેને માફ કરી દેવામાં આવે, તેના બાળકોની પરવરિશનો મસ્અલો છે. તો શરીઅતમાં કોઈ એવો રસ્તો છે કે ત્રણ તલાક પછી છોકરી પોતાના પતિથી સાથે રહી શકે ? જો હલાલા દ્વારા આ શકય છે તો તેની સુરત બયાન કરવામાં આવે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ તલાક પછી પતિ – પત્નીને સાથે રહેવા માટે હલાલા વગર બીજો કોઈ રસ્તો નથી અને હલાલો કોઈ મજબુરી વગર મકરૂહ છે, પરંતુ વર્ણન કરેલા

મસ્અલામાં અવલાદની પરવરિશની મજબૂરીને કારણે હલાલામાં કોઈ વાંધો નથી અને હલાલાની સુરત આ છે કે તલાક પછી ઓરતની ઈદ્દત પૂરી થઈ જાય, જો ઓરત હૈઝથી છે તો ત્રણ હૈઝ ખતમ થાય અને ગર્ભવતી છે તો બાળકનો જન્મ થાય, ત્યાર પછી બીજા કોઈ પુરુષથી તેનો નિકાહ થાય, પછી તેનાથી સંભોગ કર્યા પછી બીજો પતિ તલાક આપે, પછી તેની ઈદ્દત પુરી થયા પછી પહેલા પતિથી નિકાહ કરી શકે છે. તેમજ હલાલા માટે જે પુરુષથી નિકાહ કરવામાં આવી રહયા છે, તેની સાથે તલાકની શરત કરવી જાઈઝ નથી. પરંતુ ઈશારાથી એ પુરુષને નિકાહનો મકસદ બતાવવામાં આવે તો તેમાં કોઈ વાંધો નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) હલાલા માટે બીજા પતિથી તલાક આપવાની ચોખવટ કરવી

**સવાલ (૨૨૭૩) :** ઝૈદે પોતાની પત્નીને તલાક આપી દીધી પછી તેને અફસોસ થયો અને હવે ફરી એ જ ઓરતથી નિકાહ કરવા માગે છે, તે હલાલા માટે તૈયાર છે. પરંતુ તે એવું ચાહે છે કે બીજા પતિથી ચોખવટ કરી દે કે હું એ ઓરતથી ફરી નિકાહ કરવા ચાહું છું એટલે તમે પોતાની ખુશીથી તેને તલાક આપી દેજો, જેથી હું બીજી વખતે પોતાનું ઘર આબાદ કરી શકું, તો આ રીતે તલાક પહેલા ચોખવટ સાથે હલાલો દુરુસ્ત છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

હલાલાનો રસ્તો ત્યારે જ અપનાવવો જોઈએ જયારે કે હાલાત બિલ્કુલ કઠીન હોય, દા.ત. કે અવલાદ નાની હોય અથવા મોટા ઝઘડાને રોકવાનો હોય, હલાલા માટે બીજા પતિ સામે તલાકની શરત રાખવી જાઈઝ નથી. અલબત્ત નિકાહથી પહેલા તેને એ નિકાહનો મકસદ સમજાવી દેવો જાઈઝ છે. અથવા જાતે બીજો પતિ એ મકસદ જાણતો હોય અને પોતાની ખુશીથી સંભોગ કર્યા પછી તલાક આપી દે તો હલાલો દુરુસ્ત થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) તલાકે મુગલ્લઝા પછી ઈદ્દત અને હલાલો

**સવાલ (૨૨૭૪) :** મારી બે બહેનોના નિકાહ એક જ ઘરમાં એટલે બે ભાઈઓ સાથે થયા હતા, પછી નાની બહેનને આજથી દસ મહિના પહેલા તલાક આપવામાં આવી,

ત્યારથી તે મારા ઘરે રહેતી હતી પરંતુ કોઈ વાત પર મારાથી ઝઘડો થઈ ગયો. એટલે તે પોતાની મોટી બહેનના ઘરે (જે ઘરમાં તેનો પતિ પણ રહે છે.) જતી રહી છે, અને તે ઘરમાં તેનું ખાવું – પીવું, ઉઠવું – બેસવું વગેરે છે. તો શું આ રીતે તે એ ઘરમાં રહી શકે છે ?

(૧) તેનો પતિ હમણાં બીજા ગામમાં નોકરી કરે છે. મારી બહેનને ત્રણ વર્ષની છોકરી પણ છે અને છોકરીને કારણે બધો ખર્ચ તે જ ભોગવી રહયો છે, તલાક પછી તેને ઈદ્દત અથવા મહેરનો ખર્ચ આપ્યો નથી, પરંતુ મારી બહેન જો એ ખર્ચને માફ કરવા માગે તો માફ થઈ શકે છે ?

(૨) હવે મારો ભાઈ પણ એ જ ગામમાં ત્રણ દિવસથી રહે છે, તો મારી બહેન માટે ભાઈના ઘરે રહેવું યોગ્ય છે, અથવા બનેવીના ઘરે ?

(૩) જો અવલાદની મસ્લીહતને ધ્યાનમાં રાખીને હલાલો કરવા માગે તો તેના માટે પતિથી ઓછી ઉંમરના વ્યકિત સાથે નિકાહ કરવા જરૂરી છે. અથવા મોટી ઉંમરના સાથે ? નિકાહ પછી કેટલા દિવસ સુધી તેની સાથે રહેવું જરૂરી છે ? શું બે – ત્રણ કલાક પછી તલાક આપી દે તો હલાલો સહીહ થશે કે નહીં ? નિકાહ પછી એ બીજા પતિનું સંભોગ કરવો જરૂરી છે અથવા સંભોગ કર્યા વગર માત્ર તલાક આપી દે તો કાફી થઈ જશે ?

(૪) બીજા પતિએ તલાક આપ્યા પછી જો તે પોતાની મોટી બહેનના ઘરે (જેનો પતિ રિશ્તેદારીમાં તેનો જેઠ છે.) ઈદ્દત ગુજારે, તો શું હુકમ છે ? એ ઈદ્દતનો ખર્ચ તેનો પહેલો પતિ આપી શકે છે ? અથવા બીજા પતિથી ઈદ્દતનો ખર્ચ લેવો જરૂરી છે ? જો એ ખર્ચ માફ કરી દેવામાં આવે તો કોઈ વાંધો છે ?

(૫) હલાલો કરવાને કારણે કેટલા લોકો ગુનેહગાર થશે ? એ ગુનાહની માફી માટે કઈ શકલ છે ? અને હલાલો કરવો ગુનોહ છે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જો ત્રણ તલાક આપવામાં આવી છે અને એ જ સ્ત્રી – પુરૂષ ફરીથી પતિ – પત્નીનો રિશ્તો કાયમ કરવા માગે તો હલાલો કરવો જરૂરી છે. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦) તેના માટે પુરૂષ કોઈ પણ ઉંમરનો હોય તેમાં કોઈ વાંધો નથી, અલબત્ત તેનું સમજદાર અને બાલિગ હોવું જરૂરી છે, અહીંયા સુધી કે ઓરતથી પાંચ અથવા દસ વર્ષ નાનો કે મોટો હોય તો પણ કોઈ વાંધો નથી. સંભોગ

કરવાની શકિત ધરાવતો હોવો જોઈએ. ભલે તે બાલિગ હોવાની નજીક હોય. (અલબત્ત નાબાલિગથી તલાક લાગું પડશે નહીં. એટલા માટે જરૂરી છે કે છોકરો સંભોગ બાલિગથી પહેલા કરે પરંતુ તલાક બાલિગ થયા પછી આપે.) (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૧૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

જો એ બીજો પતિ સંભોગ પછી તલાક આપે પછી તેની ઈદ્દત પુરી થઈ જાય, ત્યાર પછી ઓરત પોતાના પહેલા પતિ સાથે નિકાહ કરી શકે છે.

જો બીજા પતિથી સંભોગને કારણે ગર્ભ રહી ગયો તો બાળકના જન્મ પછી અને ગર્ભ રહયો નથી અને હૈઝ આવે છે તો ત્રણ હૈઝ ખતમ થતા ઈદ્દત પુરી થઈ જશે, ત્યાર પછી જ પહેલા પતિથી નિકાહ કરી શકે છે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

(૧) જે ઘરમાં પતિએ તલાક આપી છે એ ઘરમાં ઈદ્દત ભરવી જરૂરી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯) પરંતુ જો તે ઘર ખુબ જ નાનું હોય અને તલાક આપનારો પતિ ત્યાં જ રહે છે અને ગુનાહમાં ફસાય જવાનો ખતરો હોય તો એ સુરતમાં તલાક આપનારા પતિ માટે જરૂરી છે કે એ ઘરને ખાલી કરી દે, જો પતિ ઘર ખાલી કરવા માટે રાજી ન હોય તો પછી ઓરત પોતાના ભાઈના ઘરે ઈદ્દત ગુજારી શકે છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯) તે સિવાય ઓરતે ઈદ્દત દરમિયાન પતિનું ઘર છોડવું જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯) જો કે અજ્ઞાનતાને કારણે ઓરત ઈદ્દત દરમિયાન પતિનું ઘર છોડી દે તો તે ગુનેહગાર થશે. પરંતુ ઈદ્દત પુરી થઈ જશે. પતિનું ઘર છોડી દેવાને કારણે ઈદ્દતમાં કોઈ અસર નહી પડે.

(૨) ઈદ્દત દરમિયાન ભરણપોષણનો ખર્ચ પતિના જિમ્મે જરૂરી છે. (અલ મબ્સૂત : ૫ / ૨૦૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) જો ઓરત પોતાની ખુશીથી આ ખર્ચ માફી કરી દે તો પણ જાઈઝ છે અને જો ઓરતની ગરીબીને ધ્યાનમાં રાખીને કોઈ પણ આ ઈદ્દતનો ખર્ચ બાદમાં આપી દે તો પણ જાઈઝ છે. (દુર્રે મુખ્તાર : ૬ / ૨૦૦, અલ અશ્બહ વન્નઝાઈર : ૨૯૯)

(૩) રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે હલાલો કરનારા પર અને જેના માટે હલાલો કરવામાં આવ્યો છે, બંને માટે અલ્લાહની લાનત છે.

(અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૦૭૬)

તેનું કારણ એ છે કે નિકાહ હમેશા માટે કરવામાં આવે છે. માટે હલાલો કરનારાની સાથે પહેલા શરત કરીને સંભોગ પછી કારણ વગર તલાક આપવાથી અથવા અપાવવાથી ગુનોહ લાગુ પડશે પરંતુ હલાલો દુરુસ્ત થઈ જશે.

પરંતુ જો હલાલો કરનારાની નિય્યત બિલ્કુલ સહીહ છે કે તે આ જોઈને કે અજ્ઞાની પતિએ ગુસ્સામાં તલાક આપી દીધી છે. બીજી બાજુ ઓરત બિલ્કુલ નિઃસહાય છે, તેના રિશ્તેદારો બધા ગરીબ છે અથવા માલદાર છે, પરંતુ દિલના ફકીર છે, હવે અવલાદ અને ભરણપોષણની શી સુરત થશે ? આ બધી વાતોને ધ્યાનમાં રાખીને તેને પતિ – પત્ની વચ્ચે ફરીથી પતિ – પત્નીનો રિશ્તો કાયમ કરવા માટે આ કામ જાતે અથવા કોઈ નેક લોકોના મશ્વરાથી કર્યુ તો સવાબનો હકદાર બનશે. (લમ્આત શર્હે મિશ્કાત : ૨ / ૨૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) ત્રણ તલાક પછી ઈદ્દત પુરી થવા પર એ જ ઓરતથી નિકાહ કરવા

સવાલ (૨૨૭૫) : હઝરત મુફતી સાહેબ (દામત બરકાતુહુમ)

અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ

બાદ સલામ અરજ છે કે નીચેના તલાકના મસ્અલાનો વિસ્તૃત જવાબ સહી સિક્કા સાથે આપશો.

પતિનું નામ : સૈયદ ઈદ્રીસ ઉમર

પત્નીનું નામ : રુકસાના બીબી નજીર યાકુબભાઈ

હું (ઈદ્રીસ બિન ઉમરે) ઘરેલું ઝઘડાને કારણે પોતાની પત્ની રુકસાનાબીબીને આજથી સાત મહિના પહેલા ગર્ભની હાલતમાં ત્રણ તલાક આપી હતી. હમણાં તે મારા નિકાહમાં નથી. ઓરતને હમણાં સાત મહિનાના ગર્ભ સાથે બે બાળકો મારાથી છે. હવે એ તલાકવાળી પત્નીને હું ફરી પોતાના નિકાહમાં લાવવા માંગુ છું તો ઈસ્લામી શરીઅત પ્રમાણે તેનો સહીહ તરીકો શું છે ? મહેરબાની કરીને વિસ્તૃત જવાબ સહી સિક્કા સાથે આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી ઓરત પોતાના પતિ માટે હલાલા વગર હલાલ નહીં થાય. ગર્ભની હાલતમાં તલાક આપવાથી બાળકના જન્મ પછી (જયારે નિફાસથી પાક

થઈ જાય તો) ઈદ્દત પુરી થઈ ગઈ, પછી બીજી વ્યકિતથી નિકાહ કરવા પડશે જેમાં બીજો પતિ સંભોગ પણ કરે પછી તે તલાક આપે અને તેની ઈદ્દત પણ ખતમ થઈ જાય એટલે હૈઝ આવી રહયું છે તો ત્રણ હૈઝ ખતમ થઈ જાય અને જો એ બીજા પતિથી ગર્ભ રહી ગયો છે તો બાળકના જન્મ પછી નિફાસથી પાક થઈ જાય, ત્યાર પછી પહેલા પતિથી નિકાહ કરવા સહીહ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) હલાલાનો તરીકો

**સવાલ (૨૨૭૬) :** અમારે ત્યાં એક વ્યકિતએ નજીકના ગામમાં શાદી કરી, શાદી પછી તરત જ ખબર પડી કે છોકરી ગર્ભવતી છે અને ત્રણ મહિનાનો ગર્ભ છે તો પતિએ હોસ્પિટલમાં જઈ ગર્ભ પડાવી દીધો અને શાદીના છ મહિના બાદ ત્રણ તલાકે મગુલ્લઝા આપી દીધી, તલાક આપવાનું કારણ છોકરીનું ચારિત્ર્ય ખરાબ હતું, હવે તે એ જ છોકરીથી બીજી વખતે નિકાહ કરવાની ઈચ્છા ધરાવે છે. ઈદ્દતનો વખત પુરો થઈ ગયો છે, તો આપ હલાલાની શરઈ રીત જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ત્રણ તલાક આપવાથી ઓરત હલાલા વગર હલાલ નહીં થાય. હવે તેની સુરત એ છે કે ઈદ્દત પુરી થઈ ગયા પછી ઓરત બીજા કોઈથી શાદી કરી લે ત્યાર બાદ બીજો પતિ તેનાથી સંભોગ કરીને તેને તલાક આપી દે, જયારે ઈદ્દત પુરી થઈ જાય, તો હવે તે પહેલા પતિથી નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) તલાકે મુગલ્લઝામાં હલાલો જરૂરી છે

**સવાલ (૨૨૭૭) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ૬ –૭ મહિના પહેલા તલાક આપી હતી અને તે પણ ત્રણ તલાક. હવે તે વ્યકિત પોતાની પત્નીને બીજી વખતે નિકાહમાં લાવવા માગે છે અને કહે છે કે હવે હલાલાની જરૂરત નથી તો શું હલાલા વગર નિકાહ સહીહ થશે ? અને શું હલાલા પછી ઓરતને ઈદ્દત ગુજારવી જરૂરી છે? અથવા હલાલા પછી તરત જ પહેલા પતિના નિકાહમાં આવી શકશે અને હલાલા વગર જાઈઝ હોવાની કોઈ સુરત હોય તો માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં હલાલા વગર ઓરત પહેલા પતિ માટે હલાલ નહીં થાય.

ત્રણ તલાક પછી ઈદ્દત ગુજારવામાં આવે, પછી ઓરત બીજા પુરુષથી શાદી કરે, બીજો પતિ તેની સાથે સંભોગ કરે ત્યાર પછી તે તેને તલાક આપી દે, પછી ઈદ્દત પુરી કરીને તે ઓરત પહેલા પતિથી નિકાહ કરી શકે છે. હલાલા વગર પહેલા પતિથી નિકાહ કરવા હરામ છે. (અબુદાવૂદ : ૨ / ૨૮૪, હદીસ નં. ૨૦૭૬)

તલાક કોઈ ખેલ નથી. જરૂરત પુરતી તેની ઈજાઝત આપવામાં આવી છે. રસૂલુલ્લાહ (સલ.) નો ઈર્શાદ છે. જાઈઝ કામોમાં અલ્લાહને સૌથી અપ્રિય કામ તલાક છે. માટે જરૂરતની વસ્તુને જરૂરત પ્રમાણે વાપરવી જોઈએ.

(ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૬)

ઉલમાએ લખ્યું છે કે તલાક આપવાની જરૂરત પેશ આવે તો પત્નીને હૈઝથી પાક થયા પછી પાકીની હાલતમાં તલાક આપે જેમાં તેનાથી સંભોગ ન કર્યો હોય. અને તે પણ એક એક કરીને તલાક આપવી જોઈએ. જેથી પતિ – પત્ની બંનેને વિચારવાનો મોકો મળે એટલા માટે કે જ્યાં સુધી નફરત બાકી હોય છે, ત્યાં સુધી વસ્તુની અસલ કિમત સમજમાં આવતી નથી. બાદમાં જયારે કદર થશે તો બંનેમાંથી જેનો કસુર હશે પોતાની ભૂલ પર પસ્તાશે અને બીજી વખતે પતિ – પત્નીના રિશ્તા વાળુ જીવન ગુજરવા પહેલ કરશે. જો રજઈ તલાક હશે તો ઈદ્દતમાં ફરી નિકાહ પઢયા વગર અને ઈદ્દત પછી ફરી નિકાહ પઢીને પત્ની પતિ માટે હલાલ થઈ જશે. હલાલાની જરૂરત નહીં પડે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૧, ફત્હુલ કદીર : ૩ / ૪૬૬)

ત્યાર બાદ જરૂરત હોય તો બીજી તલાક આપી શકે છે. ત્યાર બાદ જો ત્રીજી તલાકની જરૂરત હોય તો તે પણ વાપરી શકે છે. પરંતુ સામાન્ય રીતે માનવી અજ્ઞાનતામાં અને બેદીનીને કારણે ઓછામાં ઓછી ત્રણ તલાક આપે છે અને બાદમાં પસ્તાય છે, જાહેર છે કે હવે પસ્તાવીને કોઈ ફાયદો નથી અને ત્રણ તલાક લાગી જશે કારણ કે તેને તલાક આપવાનો શરઈ તરીકો અપનાવ્યો નથી. એટલે તેની સજા એ છે કે હલાલા વગર એ ઓરત તેના માટે હલાલ નહીં થાય. હલાલો પુરૂષ માટે સજા એટલા માટે છે કે ઓરત મર્દ માટે ખાસ વાપરવાની વસ્તુ છે અને કોઈની ખાસ વસ્તુને બીજા વાપરે એ માનવી બરદાશ્ત કરી શકતો નથી. (મિરકાતુલ મફાતિહ : ૫ / ૧૪૯, હદીસ નં. ૩૨૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) તલાક આપતી વખતે પત્નીનું હાજર હોવું જરૂર નથી

સવાલ (૨૨૭૮) : ઘરના ઝઘડામાં એક વ્યકિતએ પોતાની પત્ની તરફ નિસ્બત કરીને તેની ગેરહાજરીમાં બે વ્યકિતઓ સામે "મેં તલાક આપી" ત્રણ વખતે કહયું, હાલાંકે તેની શાદીને માત્ર એક વર્ષ થયું છે. પછી તેને ત્રણ તલાકની નોટિસ પત્નીના ઘરે રવાના કરી. તો હવે સવાલ એ છે કે તલાક લાગી કે નહીં અને જો લાગી તો કેટલી લાગી ? રુજૂઅની કોઈ સુરત છે કે નહી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈ વ્યકિતએ પોતાની પત્ની તરફ નિસ્બત કરીને ત્રણ વખતે એવું કહયું કે "મેં તલાક આપી" તો પત્નીને ત્રણ તલાક લાગી ગઈ, હવે પત્ની હલાલા વગર પહેલા પતિ માટે હલાલ નહી થાય, ઓરતનું તલાકની મજલિસમાં હાજર રહેવું જરૂરી નથી. તલાક માટે તેની તરફ નિસ્બત કરવી કાફી છે. તેમજ તલાક માટે પત્નીને નોટિસ મોકલવી માત્ર તલાકની તાકીદ માટે છે. માટે હવે હલાલા વગર તે પોતાના પતિ માટે હલાલ થઈ શકતી નથી. (દુર્રે મુખ્તાર : ૩ / ૨૨૬ – ૨૨૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) પહેલા પતિના નિકાહ માટે બીજા પતિએ સંભોગ કરવો શરત છે

સવાલ (૨૨૭૯) : એક ઓરતને તેના પતિએ ત્રણ તલાક આપી દીધી. ઈદ્દત પછી પતિના મિત્ર સાથે નિકાહ કરી દીધા. બંને એક જ ઘરે રહેતા હતા. પછી બીજા પતિએ પણ તલાક આપી દીધી. બંને ચાર દિવસ સાથે રહયા.

મશહૂર એ છે કે તેમને સંભોગ કર્યો નથી. બીજો પતિ પણ એ જ કહે છે કે મેં સંભોગ કર્યો નથી. તો શું તે ઓરત એ પહેલા પતિથી બીજી વખતે નિકાહ કરી શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બીજા પતિથી નિકાહ પછી જો સંભોગ કર્યો નથી અને તલાક આપી દીધી તો પહેલા પતિથી નિકાહ જાઈઝ નહી થાય.

બીજો પતિ સંભોગની મનાઈ કરતો હોય, તો ઓરતથી પુછવામાં આવશે જો તે અલ્લાહની કસમ ખાઈને કહે કે સંભોગ કર્યો છે તો તે પહેલા પતિ માટે હલાલ

થશે અને તેનાથી નિકાહ દુરુસ્ત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) ત્રણ તલાક પછી રુજૂઅનો અધિકાર નથી

**સવાલ (૨૨૮૦) :** મારા એક મિત્રએ ગુસ્સાની હાલતમાં પોતાની પત્નીથી કહયું કે હું તને તલાક આપું છું, હું તને તલાક આપું છું, બે વખતે કહયું. આ શબ્દો તેની માતાએ પણ સાંભળ્યા છે. થોડી વાર પછી માતા અને બહેનની હાજરીમાં "હું તને તલાક આપું છું." બે વખતે કહયું એટલે ચાર વખતે આ શબ્દો કહયા.

ગુસ્સો ઠંડો થયા પછી કહયું કે હું તલાકથી રુજૂઅ કરુ છું તો શું આ સુરતમાં તે વ્યકિત એ ઓરતને બીજી વખતે પોતાની પત્ની બનાવીને રાખી શકે છે અને ચાર વખતે આપવામાં આવેલ તલાકથી રુજૂઅ કરી શકે છે ? ઘરના લોકો પણ કહે છે કે તલાક નથી થઈ.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં ત્રણે તલાક લાગી ગઈ, એટલે પતિ માટે એ ઓરત હરામ થઈ ગઈ, બંને પરસ્પર પતિ – પત્નીનો સંબંધ રાખી શકતા નથી. ઈદ્દત પુરી કરીને ઓરત કોઈ અન્યથી શાદી કરી લે અને તે કોઈ કારણથી (સંભોગ થઈ ગયા પછી) તલાક આપી દે. તો ઈદ્દત પછી પહેલા પતિથી નિકાહ કરવા જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

પતિનું એવું કહેવું કે મેં રુજુઅ કર્યુ તેનો કોઈ વિશ્વાસ નથી, કારણ કે રુજુઅ તલાકે રજઈમાં થઈ શકે છે. અહીંયા ચાર વખતે તલાક આપવાથી તલાકે મુગલ્લઝા લાગી ગઈ. જેનાથી રુજૂઅનો સવાલ જ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) કોઈ મુસલમાનની મઝાક કરવી જાઈઝ નથી

## (૩૯) તલાકવાળી ઓરતને રાખવાની સુરત

**સવાલ (૨૨૮૧) :** (૧) જો કોઈ મુસલમાન પોતાના કોઈ મુસલમાનને વહાબી અથવા વહાબરા કહે, તો તેના માટે શરીઅતમાં શું હુકમ છે ?

(૨) જો કોઈએ પોતાની પત્નીને તલાકે મુગલ્લઝા આપી દીધી. હવે એ પુરુષ એક – બે વર્ષ રોકાઈને કોઈ બીજી ઓરતથી નિકાહ કરે છે. હવે પરિસ્થિતિ એવી છે

કે પરતગાલનો કાયદો એ છે કે નિકાહ રજીસ્ટર થયા પછી એ ઓરતને તલાકે મુગલ્લઝા આપ્યા પછી પણ રાખવી એ પતિની જવાબદારી છે, તો તેની શું સુરત હશે ?

ઉપરોકત મસાઈલમાં મોહલ્લાના ઈમામ સાહેબને હક વાત કહેવા પર જો કોઈ વહાબી કહે તો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) શરીઅતમાં જયાં અલ્લાહના અને અલ્લાહના રસૂલના હકો બયાન કર્યા છે ત્યાં બંદાઓના હકો પણ બયાન કર્યા છે કે કોઈ પુરુષ કોઈ બીજા પુરુષનો અને કોઈ ઓરત બીજી ઓરતની મઝાક ન ઉડાવે એટલા માટે કે બની શકે છે કે જેની મઝાક ઉડાવવામાં આવી છે તે મઝાક ઉડાવનારાઓ કરતા બહેતર હોય. શરીઅતમાં એક બીજાને ખોટા ઈલ્કાબોથી યાદ કરવાની પણ મનાઈ કરવામાં આવી છે.

(સૂરએ હુજૂરાત : ૧૧)

યાદ રહે કે નજદમાં અબ્દુલ વહહાબ નામના એક વ્યકિતનો જન્મ થયો. તેનો ઉલમાએ દેવબંદથી કોઈ સંબંધ નથી. ઉલમાએ દેવબંને ટીકા અને નિંદા માટે લોકો તેની તરફ નિસ્બત કરીને "વહાબી" કહે છે. તેઓ સારા માણસ હતા, સાંભળ્યું છે કે હંબલી મઝહબમાં માનતા હતા અને આમિલ બિલ હદીસ હતા. શિર્ક અને બિદઅતથી રોકતા હતા પરંતુ સખ્તી તેમના મિઝાજમાં હતી.

(ફતાવા રશિદિય્યહ : ૨૪૧ – ૨૪૨)

જયારે સામાન્ય માણસને લાનતાન – નિંદા કરવી ગુનોહ છે તો ઉલમાને લાનતાન – નિંદા કરવી વધારે ગુનોહ છે. તેમની નિંદા કરનારો ફાસિક અને ફાજિર છે. રસૂલુલ્લાહ (સલ.) એ ફરમાવ્યું : જે ઉલમાની ઈજ્જત નથી કરતો તે અમારામાં થી નથી. (તિરમિઝી : ૨ / ૯૮, હદીસ નં. ૨૬૮૫)

(૨) ....فان طلقها القرآن (સૂરએ બકરહ : ૨૩૦)

જયારે ઓરતને તલાકે મુગલ્લઝા આપવામાં આવી છે તો તે પોતાના પતિ પર હરામ થઈ ગઈ હવે પહેલા પતિ માટે હલાલ થવા માટે જરૂરી છે કે તે બીજી શાદી કરે અને બીજો પતિ શાદી કર્યા પછી સંભોગ કરે અને ત્યાર પછી તલાક આપી દે પછી તેની ઈદ્દત પુરી કરે. જે વ્યકિત શાદી વગર પહેલા પતિ માટે એ ઓરતને હલાલ હોવાની વાત કરે છે તેના ઈમાનમાં ગડબડ છે. એટલા માટે અલ્લાહ

તઆલાએ કુર્આને પાકમાં ફરમાવ્યું : કે જે ઓરતને ત્રીજી તલાક આપવામાં આવે તે પોતાના પતિ માટે હરામ થશે જયાં સુધી બીજા પતિથી (નિકાહ) નહીં કરે, હલાલ નહીં થાય. અને કુર્આને પાકનો ઈન્કાર કરનારો કાફિર છે. અને કુર્આને પાકની વિરુદ્ધ ભલે કોઈ હુકૂમતનો કાનૂન હોય તે સ્વીકારવા લાયક નથી.

શાદી કર્યા પછી બીજા પતિએ સંભોગ કરવો શરત છે. જેમકે રસૂલુલ્લાહ (સલ.) એ રિફાઆ કુરઝી (રદિ.) ની ઓરતને ફરમાવ્યું કે તુ તારા પહેલા પતિ માટે હલાલ નહીં થાય, જયાં સુધી કે તુ બીજા પતિનો મજા ન ચાખી લે.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭)

એટલે ઉલમાએ લખ્યું છે કે ઉલમાએ ઉમ્મતનો એકમત છે કે બીજા પતિથી સંભોગ શરત છે. ઝાહિદીએ લખ્યું છે કે ઈજમાએ ઉમ્મતથી બીજા પતિથી સંભોગ સાબિત છે. જે વ્યકિતએ બીજા પતિથી સંભોગ કર્યા વગર નિકાહ કરી લીધા તો તેનો ચહેરો કાળો હશે અને અલ્લાહની રહમતથી દુર હશે અને જે વ્યકિતએ તેના જાઈઝ હોવાનો ફતવો આપ્યો, જો ઈસ્લામી હુકુમત છે તો તેને સજા આપવામાં આવશે. ખુલાસતુલ ફતાવામાં છે કે જે વ્યકિતએ ફતવો આપ્યો કે બીજા પતિથી સંભોગ કર્યા વગર નિકાહ સહીહ થશે. તો તેની ઉપર અલ્લાહની, ફરિશ્તાઓની અને તમામ લોકોની લાનત થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



ولو قال لها لا نكاح بيني وبينك أو قال لم يبق وبينك نكاح يقع الطلاق اذا نوى

**તર્જુમો :** જો કોઈ વ્યકિતએ પોતાની પત્નીથી કહયું કે તારા અને મારા વચ્ચે નિકાહ નથી અથવા એવું કહયું કે તારા અને મારા વચ્ચે નિકાહ બાકી રહયા નથી, તો તલાક લાગી જશે, જો તેની તલાકની નિય્યત હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૫)

# ઉપનામથી તલાકનો હુકમ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઉપનામથી તલાકનો હુકમ

## (૧) પતિના શબ્દો : "તુ મારી ઉપર હરામ છે અને તુ મને ન જોઈએ" નો હુકમ

**સવાલ (૨૨૮૨) :** એક વ્યક્તિએ પોતાની પત્નીથી ઝઘડા દરમિયાન ગુસ્સામાં કહયું કે "તારાથી સંભોગ કરવો મારા માટે હરામ છે, અને તુ મને ન જોઈએ" આ શબ્દો ઓરતે જાતે સાંભળ્યા, તો આ સુરતમાં શરીઅતનો શું હુકમ છે ? નિકાહમાં કોઈ નુકસાન આવશે કે નહીં ? અને સંભોગનો શું હુકમ છે ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિના આ શબ્દો કે "તારાથી સંભોગ મારા માટે હરામ છે, અને તુ મને ન જોઈએ" ઈશારામાંથી છે. તલાક સિવાય બીજા કાર્યોમાં પણ વપરાય છે. પરંતુ પતિએ આ શબ્દો ગુસ્સામાં કહયા છે એટલે એ તલાક માટે નકકી થઈ ગયા. માટે તેના પહેલા વાકયથી એક તલાકે બાઈન લાગી ગઈ.

(ફતાવા તાતારખાનિય્યહ : ૪ / ૪૫૮–૪૫૯)

ત્યાર પછીનું બીજુ વાકય " તુ મને ન જોઈએ" થી કોઈ તલાક લાગશે નહી કારણ કે બાઈન તલાક પછી બીજી બાઈનના શબ્દો બેકાર થઈ જાય છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તારઃ ૩/૩૦૮) માટે પૂછેલી સૂરતમાં એક તલાકે બાઈન લાગશે.

અને બાઈન તલાકનો હુકમ એ છે કે ઓરત ઈદ્દતમાં હોય અથવા ઈદ્દત ખતમ થઈ ગઈ હોય. બીજા નિકાહ (જે બંનેની ખુશીથી થશે) કરીને રુજૂઅ કરી શકાય છે, તેમાં હલાલાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) "વાત પુરી થઈ ગઈ" ના શબ્દોથી તલાકનો હુકમ

**સવાલ (૨૨૮૩) :** મારો પોતાની પત્ની ફાતિમાથી સામાન્ય બાબતે ઝઘડો થયો હતો. તેની ઉપર મારી સાસુ હાજરાએ તલાકની માંગણી કરી હતી. તો મેં જવાબમાં કહયું " વાત પુરી થઈ ગઈ" તો શું આ શબ્દોથી તલાક થઈ કે નહીં ? મેં આ શબ્દો

અનેક વખતે કહયા હતા, તેની ઉપર અમુક લોકો ગવાહ પણ છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સૂરતમાં પતિના શબ્દો "વાત પુરી થઈ ગઈ" થી તલાક નહીં લાગે કારણ કે પતિએ આ શબ્દો સાસુના સવાલના જવાબમાં કહયા છે.

(આ સહીહ છે કે તલાકની માંગણી સાસુએ કરી હતી, પરંતુ તલાક તો પત્નીને જ આપવામાં આવે છે કોઈ પોતાની સાસુને તલાક આપતો નથી. વર્ણન કરેલી સુરતમાં તલાકની માંગણી છે અને તેના જવાબમાં પતિએ કહયું કે " વાત પુરી થઈ ગઈ" તેમાં સાસુની માંગણી પર નિસ્બત તો પત્ની તરફ જોવા મળે છે, એટલે તલાક લાગી જશે.) (મુજતબા કાસમી)

અલબત્ત જો પતિ ઓરતને સંબોધીને આ શબ્દો કહે અને એ શબ્દોમાં તલાકની નિય્યત પણ કરે (અથવા વાતચીત તલાકની હોય) તો તલાક લાગી જશે અને જો તે તલાકનો ઈન્કાર કરે છે, તો તલાક નહીં લાગે, કારણ કે નિય્યત જોવા મળતી નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) જો પતિએ કહ્યું : મારી "જન્મતી" (જન્મ આપનારી) ને તલાક તો શું હુકમ છે ?

**સવાલ (૨૨૮૪) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ગુસ્સાની હાલતમાં એવું કહયું કે જો હું અથવા તુ અથવા તારી અવલાદ તારી માતાના ઘરે ગયા તો મારી જન્મતી (જન્મ આપનારી) ને તલાક. એક વ્યકિતએ તેનાથી કહયું ચુપ રેહ. તારી પત્નીને તો એક તલાક તો થઈ ગઈ પરંતુ પતિ એવું કહે છે કે મેં તો એવું કહયું છે, " પોતાની માતાના ઘરે જશો તો તલાક" તો એવી સુરતમાં શરીઅતમાં શું હુકમ છે ? શું તરત જ તલાક લાગી જશે અથવા શરત જોવામાં આવશે તો તલાક લાગશે ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિનું કહેવું સહીહ છે. માત્ર વર્ણન કરેલા શબ્દો બોલવાથી તલાક નહીં થાય, જયાં સુધી શરત ન જોવામાં આવે, આ તલાકને શરીઅતની પરિભાષામાં "મુઅલ્લક તલાક" કહે છે. માટે જયાં સુધી ઓરત અથવા તેની અવલાદ અથવા તેનો પતિ તે

ઓરતની માતાના ઘરે નહીં જાય, તલાક નહીં લાગે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૪૪)

આ હુકમ પણ ત્યારે છે જયારે કે પુછેલી સુરતમાં પતિએ શબ્દ " જન્મતી" થી મારા બાળકોને જન્મ આપનારી" મુરાદ લીધી હોય, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૪) અને જો " જન્મતી" થી તેનો અસલ અર્થ લીધો હોય એટલે "મને જન્મ આપનારી" મતલબ મારી માતા, તો જાહેર છે કે આ સુરતમાં તલાક નહીં લાગે અને તેના આ શબ્દો બાતિલ ગણાશે , કારણ કે વ્યકિતને પોતાની માતાને તલાક આપવાનો કોઈ અધિકાર નથી. પરંતુ સવાલમાં સ્પષ્ટ છે કે પતિએ " જન્મતી" થી પોતાની પત્ની જ મુરાદ લીધી છે, માટે આ મુઅલ્લક (શરતી) તલાક થશે અને જયાં સુધી શરત પુરી નહીં થાય તલાક નહીં લાગે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) "મેં છોડી દીધી " થી કઈ તલાક લાગશે ?

સવાલ (૨૨૮૫) : એક વ્યકિતએ પોતાની પત્ની સઈદાને પહેલા બે તલાકો આપી હતી અને રુજૂઅ કરી લીધી હતી, આ વખતે તેને એવું કહયું કે " મેં સઈદાને છોડી દીધી છે." તો શું હુકમ છે ? તલાક થઈ કે નહીં ? અને થઈ તો કઈ તલાક થઈ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"મેં સઈદાને છોડી દીધી" અસલમાં ઈશારાના શબ્દોમાંથી છે. પરંતુ રિવાજ પ્રમાણે તેને તલાક માટે બોલવામાં આવે છે. માટે એક તલાક લાગી જશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૯૯)

આ લખાણથી પહેલા પણ પતિ બે તલાક આપી રુજૂઅ કરી ચુકયો છે. એટલે તે હવે પોતાની પત્નીને માત્ર એક તલાક આપવાનો હક ધરાવે છે. જે આ શબ્દોથી પૂર્ણ થઈ ગયો અને ત્રણ તલાક પૂર્ણ થઈને ઓરત પતિ માટે હરામ થઈ ગઈ. હવે હલાલા વગર હલાલ નહીં થાય. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) "મારે નથી રાખવી" થી કઈ તલાક લાગુ પડશે ?

સવાલ (૨૨૮૬) : ઝૈદની પત્ની અને તેની વાલિદા વચ્ચે ઝઘડો થતો રહેતો હતો એક વખતે ઝઘડો થઈ રહયો હતો કે ઝૈદે ગુસ્સામાં કહયું "મારે તને રાખવી નથી જેથી હમેશાનો ઝઘડો ખતમ થઈ જાય." ઝૈદને નિય્યતની ખબર નથી. તો શું

મસ્અલો છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ વાકય : "મારે તને રાખવી નથી જેથી હમેશાનો ઝઘડો ખતમ થઈ જાય." તલાકના અનુસંધાનમાં શબ્દ ઈશારાનો છે. જો નિય્યત તલાકની છે તો એક બાઈન તલાક લાગી જશે. જો નિય્યત તલાકની નથી તો તલાક નહીં લાગે. લખાણની સુરતમાં નિય્યતની ખબર નથી. માટે તલાક નહીં લાગે. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૧૪, ફતાવા ખાનિય્યહ : ૪ / ૪૬૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) "મેં રજા આપી દીધી" કહેવાથી તલાક લાગી જશે કે નહીં ?

સવાલ (૨૨૮૭) : મારી બહેનના નિકાહ "ખરોડ" ગામમાં આજથી ૨૫ વર્ષ પહેલા થયા હતા. હમણાં અમુક મુદતથી પતિ – પત્ની વચ્ચે ઝઘડો થયા કરે છે. બહેને કહયું કે મને રજા આપી દો તો બનેવીએ ગુસ્સામાં કહયું " તને રજા જ છે." આ રીતે તેણે બે વખતે કહયું તો આ સુરતમાં તલાક થઈ કે નહીં ? જો થઈ તો રુજૂઅની શી સુરત રહેશે ? જો બે તલાક થઈ તો પછી શું હુકમ છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં પતિનું ઓરતની માંગણી પર એ કહેવું કે " તને રજા જ છે." તેનાથી તલાકે બાઈન લાગી જશે. કારણ કે આ શબ્દો ઈશારામાંથી છે અને જો કે ઓરતની માંગણી પર કહયા એટલે (નિય્યતથી) તેનાથી તલાકે બાઈન લાગી જશે. (તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૧૪) અને એક જ તલાક એટલે લાગશે કે કાયદો છે. لایلحق البائن البائن બાઈનને બાઈન પર કોઈ હક નથી. (મજમઉલ અન્હુર: ૧/૪૦૬, ૪૦૭)

તલાકે બાઈનનો હુકમ એ છે કે ઈદ્દતમાં અથવા ઈદ્દત પછી નવા નિકાહ પઢીને ફરીથી પત્ની બનાવી શકાય છે. તેમાં હલાલાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) તલાકમાં ઈશારાના શબ્દો અનેક વખતે બોલવાથી એક જ તલાક લાગશે

સવાલ (૨૨૮૮) : એક વ્યકિતએ પોતાની પત્નીને ચાર – પાંચ વ્યકિતઓની સામે

કહયું તને એક તલાક, ત્યાર પછી તેને ચાર વખતે કહયું, "મેં તારી છુટ્ટી કરી દીધી" આ વાત પર ચાર – પાંચ વ્યકિતઓ ગવાહ છે. હવે એ વ્યકિત કહે છે કે મેં એક તલાક આપી છે. તો આ સુરતમાં કેટલી અને કઈ તલાક લાગશે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સુરતમાં જયારે તેને એક તલાક સ્પષ્ટ શબ્દોમાં કહી તો તેનાથી એક રજઈ તલાક લાગી ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) ત્યાર પછી ચાર વખતે " મેં તારી છુટ્ટી કરી દીધી" તો આ શબ્દો ઈશારામાંથી છે. પરંતુ તલાકના અર્થમાં વપરાતા હોવાથી તેનાથી પણ બીજી તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૬) અને જોકે આ ઈશારામાંથી છે, એટલે વારંવાર બોલવાથી પણ એક જ તલાક લાગશે.

માટે પહેલી એક અને આ બીજી એમ બે તલાક ગણાશે. અને આ બંને તલાકે બાઈન છે. એટલે કે રજઈ જયારે બાઈન સાથે મળે છે, તો તે પણ બાઈન થઈ જાય છે. ભલે રજઈ બાઈનથી પહેલા હોય કે બાદમાં કારણ કે તલાકે બાઈન રજઈ સાથે મળવાથી રુજૂઅનો હક ખતમ થઈ જાય છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૦૬)

પરંતુ તે વ્યકિત બીજી વખતે નિકાહ કરીને એ ઓરતને પોતાની પત્ની બનાવી શકે છે અને તેના માટે ઈદ્દત ભરવી અથવા હલાલો કરવાની જરૂરત નથી.

(નોંધ : પૂછેલી સુરતમાં પતિએ " તને એક તલાક" કહેવા પછી ચાર વખતે "મેં તારી છુટ્ટી કરી દીધી" કહેવાથી બે તલાકનો હુકમ ત્યારે લગાવવામાં આવશે જયારે કે તેમાં "મેં તારી છુટ્ટી કરી દીધી" થી વધારાની તલાક આપવાનો ઈરાદો કર્યો હોય કારણ કે હઝરત મુફતી સાહેબના કથન પ્રમાણે આ શબ્દો તલાક સંબંધે ઈશારા માટે વપરાય છે. તો તેમાં ત્યારે તલાક લાગશે જયારે કે તલાકનો ઈરાદો હોય. નહીં તો એ પણ બની શકે છે કે પતિએ તલાક આપ્યા પછી તેની જાણ માટે કહયા હોય, "મેં તારી છુટ્ટી કરી દીધી." એટલે તલાક આપી દીધી. એટલે પૂછેલી સુરતમાં પતિએ આ શબ્દોથી તલાકનો ઈરાદો કર્યો હોય તો તલાકે બાઈન લાગશે. નહીં તો માત્ર એક રજઈ તલાક લાગશે.) (મુજતબા હસન કાસમી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) "હું તને અલગ કરું છું તુ મારા કોઈ કામની નથી" કહેવાથી તલાક લાગશે ?

સવાલ (૨૨૮૯) : શું ફરમાવે છે ઉલમાએ દીન આ મામલામાં કે એક વ્યકિતનો હમેંશા પોતાના માતા – પિતા અને પત્નીથી ઝઘડો થતો રહેતો હતો, કારણ કે તે વ્યકિત મહેનત મજુરી કઈ કરતો ન હતો અને ઘરનો સામાન વેચીને જીવન ગુજારતો હતો. તેમજ લોકોથી પણ કરજ લેતો હતો તને અદા કરવાની કોઈ સુરત ન હતી. અંતે નોબત અહીંયા સુધી પહોંચી કે ભરણપોષણની કોઈ સુરત બાકી ન રહી તો ઘરમાં ઝઘડો શરૂ કરી દીધો અને પત્ની પર જુલ્મ કરવા લાગ્યો. પિતાથી હમેશાનો આ જુલ્મ ન જોવાયો એટલે તેમણે રોકવાનો પ્રયત્ન કર્યો કે તારી પત્નીનો શું ગુનોહ છે ? કે જેથી તુ આટલો જુલ્મ કરે છે ? આ સાંભળીને છોકરાએ પોતાના પિતાને પણ ખુબ માર્યા અને પત્નીને પણ ખુબ મારી અને કહયું કે તુ હમણાં જ ઘરેથી નીકળી જા. જતી રેહ, તુ મારા કોઈ કામની નથી, હું તારી આજે છુટ્ટી કરું છું, તને એકલી જ લાવ્યો હતો અને આજે એકલી જ કાઢી રહયો છું, તારા કપડા, બેગ અને જે કંઈ અહીંયા છે, તે બધું લઈ જા, તારા આવવાથી મારું ઘર બરબાદ થઈ ગયું, તુ ચાલી જા, નહીં તો લાત મારીને સીડી ઉપરથી નીચે ફેંકી દઈશ, વગેરે શબ્દો તેમજ ગાળો પણ બોલતો રહયો.

આ શોર સાંભળીને તેના પડોશમાંથી એક પુરુષ અને એક સ્ત્રી પણ તેના ઘરે પહોંચ્યા કે કોઈ પણ રીતે ઝઘડાને ખતમ કરે તેને ઘણું સમજાવ્યો કે તુ આવા શબ્દો ન બોલ, જો તારે તેને છોડી દેવી છે અને છુટી કરવી છે તો વિશ્વાસુ વ્યકિતઓ સામે તેની છુટ્ટી કરી દેવી, આ સાંભળીને તેણે કહયું મને કોઈ ગવાહની જરૂરત નથી, એ હમણાં જ મારા ઘરેથી નીકળી જાય, નહીં તો લાત મારીને નીચે ફેંકી દઈશ. અંતે છોકરી મજબુર બનીને પોતાના પિતાના ઘરે આવી ગઈ. કારણ કે હવે તેને પોતાની જાનનો ખતરો હતો, જે વખતે એ વ્યકિતએ ઉપરોકત શબ્દો કહયા તે વખતે તેના પિતા, માતા, એક પડોશી પુરુષ અને સ્ત્રી પણ હાજર હતા અને અમુક લોકો બહારના પણ હાજર હતા, જેમણે આ બધું સાંભળ્યું અને જોયું છે.

જો કે વર્ણન કરેલ શબ્દો વારંવાર કહેતો રહયો, ઉપરાંત એ કે તલાકનામું લખેલું પણ હતું, જે તેની માતાએ લઈને ફાડીને ફેંકી દીધું છે. વર્ણન કરેલા શબ્દો જે

પતિએ કહયા છે કે હું તને એકલી લાવ્યો હતો અને એકલી જ કાઢી રહયો છું, આ શબ્દો પર ગવાહ હાજર છે, બે પાંબદ ઈમામ છે. એક બીજી ઓરત અને પતિનો પિતા પણ હાજર હતો.

માટે પૂછેલી સુરતમાં એ છોકરી પર તલાકે બાઈન લાગશે અથવા મુગલ્લઝા અને શું છોકરીને હવે ઈદ્દત ભરવી પડશે ? ખુલાસા સાથે જવાબ આપવા વિનંતી છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિએ પોતાની પત્નીને ગુસ્સાની હાલતમાં અને આજુબાજુથી આવેલા લોકો સામે કહયું કે હું તારી આજે છુટ્ટી કરું છું તો તલાક લાગી જશે.

અસલમાં આ શબ્દો તલાકના ઈશારા માટેના છે. પરંતુ વધુ પ્રમાણમાં વપરાવવાથી તલાકના અર્થમાં વપરાય છે. માટે રજઈ તલાક લાગી ગઈ.

એવી રીતે પતિનું પોતાની પત્નીને કહેવું કે તુ મારા કોઈ કામની નથી. આ તલાક માટેનો ઈશારો છે. તેને કારણે તલાકે બાઈન લાગી ગઈ.

માટે પરિણામ એ આવ્યું કે પતિએ જયારે પહેલા કહયું કે હું તારી છુટ્ટી કરું છું તો તેનાથી એક રજઈ તલાક લાગી ગઈ. ત્યાર પછી આસપાસના લોકોએ આવીને સમજાવ્યો તો બીજી વખતે એ જ શબ્દો વાપર્યા તો બીજી તલાક લાગી ગઈ, તેની સાથે વર્ણન કરેલી હાલતમાં પતિએ કહયું કે તુ મારા કોઈ કામની નથી, તેનાથી ત્રીજી તલાક લાગી ગઈ. બધી મેળવીને કુલ ત્રણ તલાક લાગવાથી તલાકે મુગલ્લઝા લાગી જશે. જો પતિ વર્ણન કરેલ કાર્યોનો એકરાર કરે છે તો તલાકે મુગલ્લઝા લાગી જશે.

જો પતિ ઈનકાર કરે છે તો ગવાહોને ઓરતના દાવા પર બોલાવીને સહીહ હકીકત પર ફેસલો કરવામાં આવશે. પતિના ઈન્કાર પર ઓરત કયા શબ્દોનો દાવો કરે છે અથવા ગવાહ કઈ વાતની ગવાહી આપે છે જેવું કે આપે લખ્યું જો એ વાત પર બે ઈમામો ગવાહી આપશે તો તલાકે બાઈન લાગી જશે. તલાકે બાઈનમાં ઈદ્દત ભર્યા પછી ઓરત બીજા નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાકે રજઈ અને તલાકે બાઈન

**સવાલ (૨૨૯૦) :** એક વ્યકિતએ પોતાની પત્નીને બે તલાક આપી દીધી. હજુ એક તલાક બાકી છે. તો શું ઓરત તેના નિકાહમાં બાકી રહેશે અથવા તેને ઈદ્દત ખતમ

કરીને ફરી નિકાહ પઢવા પઢશે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો શબ્દ "તલાક" (અથવા તલાક માટે વપરાતા સ્પષ્ટ શબ્દો) થી બે તલાક આપી છે તો બંને લાગી ગઈ. પરંતુ રજઈ હશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) તેનો હુકમ એ છે કે જયાં સુધી પત્ની ઈદ્દતમાં હોય ફરી નિકાહ કર્યા વગર રુજૂઅ કરી શકે છે અને ઈદ્દત પછી ફરી નિકાહ પઢવાની જરૂરત પડશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

અને જો તલાક શબ્દને બદલે બીજા ઈશારાના શબ્દોથી તલાક આપી તો ઈદ્દતમાં અને ઈદ્દત પછી દરેક હાલતમાં ફરી નિકાહની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) જો કે આ તલાકે મુગલ્લઝા નથી એટલે પત્ની માત્ર ફરી નિકાહ પઢવાથી હલાલ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તલાકે બાઈનની ઈદ્દત અને તેમાં નિકાહ

**સવાલ (૨૨૯૧) :** જો કોઈએ પોતાની પત્નીને તલાકે બાઈન આપી તો તેની ઈદ્દત કેટલી છે ? અને જો ફરી તે ઓરતથી નિકાહ કરવા માગે તો ઈદ્દતમાં કરી શકે છે અથવા ઈદ્દત પછી કરવા જરૂરી છે ? તેમજ જો ઈદ્દત ખતમ થઈ જાય તો શું ત્રીજી તલાક પણ લાગી જશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકે બાઈન હોય, રજઈ હોય કે મુગલ્લઝા બધાની ઈદ્દત જો હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ, ગર્ભ હોય તો બાળકના જન્મ સમયે (એટલે બાળકનો જન્મ થઈ જાય અથવા ગર્ભ પડી જાય) અને હૈઝ બંધ થઈ ગયું હોય તો ત્રણ મહિના પુરા કરવા જરૂરી છે. એટલો વખત પસાર થયા પછી ઈદ્દત પુરી થઈ જશે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

તલાકે બાઈન આપવા પર પતિ એ ઓરતથી ઈદ્દતમાં અથવા ઈદ્દત પછી (બંને હાલતમાં) હલાલા વગર નિકાહ કરી શકે છે. (દુર્રે મુખ્તાર : ૩ / ૪૦૯) ઈદ્દત ગુજારવા પર તે (બાઈન) તલાકે મુગલ્લઝા બનતી નથી. તલાક આપ્યા વગર કોઈ તલાક લાગતી નથી. (દુર્રે મુખ્તાર : ૩ / ૨૨૬–૨૨૭) તલાકે મુગલ્લઝા માટે ત્રણ તલાક આપવી જરૂરી છે. (અલ લુબાબુ ફી શર્હે કિતાબ : ૩ / ૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ

જાણનાર છે.

## (૧૧) જો પતિએ પત્નીને કહયું, તુ ત્રણ ચાર મહિના માટે તારા ઘરે ચાલી જા, તો ?

**સવાલ (૨૨૯૨) :** એક વ્યકિતની પત્નીએ હાલાતથી મજબુર થઈને પોતાના પતિથી કહયું કે હવે મારાથી બરદાસ્ત થતું નથી તો પતિએ કહયું કે હું પણ મજબુર છું તુ ત્રણ – ચાર મહિના તારા ઘરે ચાલી જા. તો શું આનાથી તલાક લાગશે ?

જો આ સુરતમાં ઓરતને તલાક લાગી ગઈ તો શું હલાલાની જરૂરત પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અમુક શબ્દો એવા છે જે તલાકના અર્થમાં આવતા નથી, પરંતુ પતિ – પત્ની જો તલાક વિશે પરસ્પર ચર્ચા કરતા હોય, દા.ત. પત્નીએ પતિને એવું કહયું કે હું તો આ ઘરના કામથી કંટાળી ગઈ છું, આપને મંજુર હોય તો મને તલાક આપી દો. એ વખતે પતિએ કહયું તુ ચાલી જા, મારા ઘરેથી નીકળી જા, તો વર્ણન કરેલા શબ્દોથી જો પતિ તલાકની નિય્યત કરે તો ઓરતને તલાકે બાઈન લાગી જશે.

જો તલાકની નિય્યત ન હોય તો પતિના કહેવાનો અર્થ એ છે કે " જા તુ બહાર જા અને પોતાનું કામ કર, થાકી ગઈ હોય તો તારા માતા – પિતાના ઘરે ત્રણ – ચાર મહિના જઈને આરામ કર." તો તલાક નહીં લાગે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૩૫)

તલાકે બાઈનમાં ભલે ઈદ્દત બાકી હોય કે ન હોય, નવા નિકાહ પઢવાની જરૂરત પડશે. હલાલાની જરૂરત નથી. પોતાના પતિ સાથે એ ઓરત ઈદ્દતમાં અથવા ઈદ્દત પછી નિકાહ કરી શકે છે, જયારે કે એ ઓરત નિકાહ માટે રાજી હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) "ફારગતી" ના શબ્દથી તલાક આપવાનો હુકમ

**સવાલ (૨૨૯૩) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ફારગતી, ફારગતી કહયું એ શબ્દોને તેની પત્ની અને બીજા લોકોએ પણ સાંભળ્યા, આ રીતે કહેવાથી પત્ની પતિના નિકાહમાંથી નીકળી જશે ?

ફારગતીનો શબ્દ શું તલાકના અર્થમાં છે ? જો તલાકના અર્થમાં છે, તો તલાક માટે કેટલી વખતે તે બોલવું પડશે ?

વર્ણન કરેલ "ફારગતી" સિવાય કુલ તલાકના શબ્દોમાંથી ઓછામાં ઓછા શબ્દો બોલ્યો હોય, તો કઈ તલાક લાગશે ? અને કેટલી ? બીજી વખતે નિકાહ માટે શું કરવું જોઈએ ? ફારગતી અને તલાક વચ્ચે શું ફરક છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

"ફારગતી" ગુજરાતી ભાષામાં તલાક માટે ઈશારાનો શબ્દ છે. જો તેને બોલતી વખતે તલાકની નિય્યત હશે તો એક બાઈન તલાક લાગી જશે. ચાર – પાંચ વખતે બોલશે તો પણ એ ક જ તલાકે બાઈન લાગશે.

(તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૧૪, ફતાવા તાતારખાનિય્યહ : ૪ / ૪૬૦)

(જો રિવાજમાં "ફારગતી" તલાકના અર્થમાં જ વપરાતો હોય અને અન્ય કોઈ અર્થમાં ન વપરાતો હોય (જેમકે ગુજરાતમાં રિવાજ છે કે તેનાથી ગુજરાત વાસીઓ તલાક જ સમજે છે.) તો પછી તેનાથી તલાકે રજઈ લાગશે, ભલે તલાકની નિય્યત હોય કે ન હોય અને એ સુરતમાં જો એક અથવા બે તલાક એ જ શબ્દોથી આપવામાં આવે તો પહેલી તલાક સાથે મળી જશે. જો એક અથવા બે તલાક આપી છે, તો ઈદ્દતની અંદર રુજૂઅ કરવું કાફી છે. હા, જો ઈદ્દત ખતમ થઈ જાય તો ફરી નિકાહ કરવા જરૂરી છે. પરંતુ જો ત્રણ વખતે આ શબ્દો બોલ્યો તો ત્રણ તલાક લાગી જશે. આ એવું જ છે જેમકે બિહારમાં "મૈં જવાબ આપ્યો" કે બિહારવાસીઓ તેનાથી તલાક જ મુરાદ લે છે અને બસ. માટે આ તલાક માટે સ્પષ્ટ થયું, જો કે તેમાં અરબી ભાષાનો અર્થ તલાક મૌજૂદ નથી. તેને સારી રીતે સમજવું જોઈએ.)

ફિકહનો મશ્હૂર કાયદો છે કે જો એક તલાકે બાઈન પછી બીજી તલાકે બાઈન આપી છે તો બીજી તલાકે બાઈન નહીં લાગે. એટલે પૂછેલી સુરતમાં એક જ તલાકે બાઈન લાગશે. (રદ્દુલ મુહતાર : ૩ / ૩૦૮)

વર્ણન કરેલ કાયદો આપની સમજની બહાર છે અને આપને સમજવાની જરૂરત પણ નથી. માત્ર આ સુરતનો હુકમ એ સમજો કે પતિ – પત્ની પોતાની ખુશીથી ઈદ્દતમાં અથવા ઈદ્દત ખતમ થયા પછી બે ગવાહોની હાજરીમાં નવી મહેર નકકી કરીને ફરી નિકાહ કરી શકે છે. જો ઓરત રાજી ન હોય તો પતિ જબરદસ્તી કરી શકતો નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

તલાકનો શબ્દ પતિ – પત્નીને અલગ થવા માટે શરીઅતે સ્પષ્ટ કર્યો છે. એટલે ઓરતને જો આ શબ્દથી તલાક આપી હોય, તો તેનાથી એક તલાકે રજઈ

લાગી જશે ભલે તલાકની નિય્યત કરી હોય કે ન કરી હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૪) બીજી વખતે પત્નીને નિકાહમાં લાવવા માટે ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. એવી રીતે તલાક, તલાક, તલાક ત્રણ વખતે બોલ્યો તો પણ ત્રણ તલાક લાગી જશે. પરંતુ ત્રણ તલાક લાગી જવાની સુરતમાં હલાલા વગર ઓરત હલાલ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૫)

"ફારગતી" શબ્દમાં તલાકની નિય્યત કરશે તો તલાક લાગી જશે નિય્યત વગર તલાક નહીં લાગે.

(યાદ રહે કે હઝરત મુફતી સાહેબ (રહ.) ના જમાનામાં આ શબ્દનો ઉપયોગ માત્ર તલાક માટે જ નહીં હોય, બલકે તલાકની સાથે બીજા અર્થમાં વપરાતો હશે. મુફતી સાહેબે તેને ઈશારામાં શુમાર કરીને જવાબ લખ્યો છે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ત્રણ વખતે "હું મારી પત્નીને ફારગતી આપું છું"

**સવાલ (૨૨૯૪) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ આ મસ્અલામાં કે ઝૈદ નામના એક વ્યકિતએ બકરને ગવાહ બનાવીને નીચેના શબ્દો કહયા : "હું મારી પત્નીને ફારગતી આપું છું, હું મારી પત્નીને ફારગતી આપું છું, હું મારી પત્નીને ફારગતી આપું છું"

અને પછી બકરને સંબોધીને કહયું કે જાઓ તેને લઈ જાઓ, તેને તલાક થઈ ગઈ. તો આ સુરતમાં ઓરતને ત્રણ તલાક લાગી ગઈ કે નહીં ? શું તલાક થવા માટે તલાક આપનારાએ "તલાક" શબ્દ બોલવો જરૂરી છે કે નહીં ? અથવા ત્રણ વખતે ફારગતીનો શબ્દ બોલવાથી તલાક થઈ જશે ? હવે આ શબ્દો બોલવાથી ઝૈદ જાતે પસ્તાય છે અને પત્નીને બીજી વખતે રાખવા તૈયાર છે અને ઓરત પણ પોતાના પહેલા પતિ પાસે આવવા તૈયાર છે, તેમજ આ ઓરતથી ઝૈદની સાત અવલાદ પણ છે અને હમણાં પણ ગર્ભવતી છે તો હવે એ ઓરતે પોતાના પહેલા પતિની પત્ની બનવા શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પર સુબૂત આપનારા અનેક શબ્દો છે જેનો હુકમ અલગ અલગ છે.

"ફારગતી" શબ્દ તલાક માટે ઈશારાનો છે. તલાકની નિય્યતથી ગવાહો સામે તે બોલ્યો તો તેનાથી એક તલાકે બાઈન પડી જશે. કારણ કે કાયદો છે કે તલાકે

બાઈન માટે એક શબ્દ બોલ્યા પછી તે જ શબ્દને બીજી વખતે બોલવાથી બીજી અને ત્રીજી તલાક લાગશે નહીં, બલકે તે આગલા શબ્દની તાકીદ માટે શુમાર કરવામાં આવે છે તેનો હુકમ એ છે કે ઈદતમાં અથવા ઈદત પછી જો ઓરત રાજી હોય તો જયારે પણ ચાહે હલાલા વગર ફરી નિકાહ પઢીને તેને બીજી વખતે નિકાહમાં પરત લાવી શકે છે. (શામી : ૨ / ૬૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) هٰذَا فِرَاقُ بَيْنِي وبينك થી તલાકની નિય્યત

**સવાલ (૨૨૯૫):** એક વ્યકિત તલાકની નિય્યત કરતા આ આયત هٰذَا فِرَاقُ بيني وبينك ની તિલાવત કરે તો તેનાથી તલાક લાગી જશે કે નહીં ? અને જો તલાક લાગશે, તો કઈ તલાક લાગશે અને નહીં તો કેમ નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકની નિય્યતથી વર્ણન કરેલી આયતની તિલાવત કરી છે અને તલાકની વાતચીત પણ ચાલી રહી છે તો એક તલાકે બાઈન લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) "તમે તમારી પુત્રીના નિકાહ જયારે ચાહો કરી લો" તેનાથી લાગુ પડતી તલાકનો હુકમ

**સવાલ (૨૨૯૬) :** એક પતિએ પોતાના સસરાને એવું લખ્યું કે " તમે તમારી પુત્રી માટે કોઈ ફેશનવાળા, આરામથી બેસીને ખવડાવનારા પતિની તલાશ કરી લો," તમે તમારી છોકરીની જયાં ચાહો શાદી કરી લો, મને કોઈ વાંધો નથી" તો આ શબ્દોથી કઈ તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ઓરતને એક તલાકે બાઈન લાગી જશે, ઈદત ખતમ થયા પછી તે પોતાના બીજા નિકાહ જયાં ચાહે કરી શકે છે. (જો તેનાથી અકે તલાક અથવા બે તલાકની નિય્યત કરી હોય તો એક તલાકે બાઈન લાગશે અને જો ત્રણ તલાકની નિય્યત કરી હોય તો ત્રણ તલાક લાગશે.) (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૪–૩૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) તલાકે બાઈન અને પતિએ આપેલા ઘરેણાને પરત કરવાનો હુકમ

**સવાલ (૨૨૯૭) :** મારા નિકાહ મરયમબીબી રસૂલ રહમાન શેખ સાથે થયા હતા પરંતુ નિકાહના એક વર્ષ બાદ જયારે મારી પત્ની પહેલી ડિલેવરી માટે પોતાના પિતાને ત્યાં ગઈ તો પરત ન આવી એટલે મેં મારા વકીલ દ્વારા નોટીસ આપીને તેને પોતાના ઘરે બોલાવી પરંતુ મારી પત્નીએ મારા ઘરે આવવાનો ઈન્કાર કરી દીધો. તેને કારણે મારા અને મારી પત્ની વચ્ચે મતભેદ ઉભો થઈ ગયો, મતભેદ એટલો વધ્યો કે સમાધાનની કોઈ સુરત ન રહી. એટલે મેં જાતે શરઈ પંચાયતમાં હાજરી આપીને મારી પત્નીને એક તલાકે બાઈન આપી દીધી અને તેને પોતાના નિકાહથી અલગ કરી દીધી. હવે મારો અને તેનો કોઈ પતિ – પત્નીનો સંબંધ રહયો નથી.

પરંતુ બીજી તરફ મારા જિમ્મે તેની મહેર ૧૨૭.૫૦ રૂપિયા વાજિબ છે. મારો ઈરાદો છે કે હું તેની મહેર ત્યારે આપીશ જયારે તે મારી યાદી પ્રમાણે મારા ઘરેણા ન આપી દે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકના ત્રણ પ્રકાર છે : (૧) તલાકે રજઈ : આ તલાકનો હુકમ એ છે કે જયાં સુધી ઓરતની ઈદ્દત બાકી છે, પતિ ફરી નિકાહ પઢયા વગર બીજી વખતે પોતાના નિકાહમાં લાવી શકે છે. તેની બહેતર સુરત એ છે કે બે ગવાહોની હાજરીમાં એવું કહે કે હું પત્નીને મારા નિકાહમાં લાવી રહયો છું. એવી સુરતમાં ઓરત નિકાહમાં પરત આવી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ: ૧/૪૬૮)

(૨) તલાકે બાઈન આ તલાકનો હુકમ એ છે કે ન ઈદ્દતમાં રુજૂઅ કરી શકે છે અને ન તો ઈદ્દત ખતમ થયા પછી, બલકે નિકાહમાં પરત લાવવા માટે ફરી નિકાહ પઢવા પડશે, તેમાં ઓરતની ખુશી પણ જરૂરી છે. અલબત્ત તેમાં હલાલાની જરૂરત નહીં પડે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

(૩) તલાકે મુગલ્લઝા : તેમાં તલાકનો હુકમ એ છે કે ઓરત નિકાહથી બિલ્કુલ નીકળી જશે. ન તેની સાથે રુજૂઅ કરી શકે છે, ન તો ફરી નિકાહમાં પરત લાવી શકે છે. બલકે હલાલો કરવો પડશે.

(બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં. ૫૩૧૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨)

આપે પોતાની પત્નીને એક તલાકે બાઈન આપી છે. એટલે પત્ની આપના નિકાહથી નીકળી ગઈ છે. પત્નીની ખુશીથી બીજી મહેર નકકી કરીને, નવા નિકાહ દ્વારા આપ પોતાના નિકાહમાં પરત લાવવા માગો તો લાવી શકો છો, તેમાં હલાલાની કોઈ જરૂરત નથી.

પહેલા નિકાહની મહેરને આપવા માટે આપે જે શરત લગાવી છે તે સહીહ છે કારણ કે ગુજરાતનો રિવાજ એ છે કે પતિ પોતાની પત્નીને ઘરેણા માત્ર વાપરવા માટે આપે છે. તેઓ પત્નીને માલિક બનાવતા નથી. એટલે આપની આ શરત લગાવવી જાઈઝ અને દુરુસ્ત છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૭)

પરંતુ આપે જે ઘરેણાની યાદી પોતાની પત્નીને મોકલી છે તેને જો પત્ની માની લે તો ઠીક છે નહીં તો તેને બે ગવાહો દ્વારા સાબિત કરવી પડશે. જો બે ગવાહો દ્વારા આપના આપની પત્નીને વર્ણન કરેલા ઘરેણા આપવા સાબિત ન થઈ શકયા તો આપના દાવાને રદ કરવા માટે ઓરતે કસમ ખાવી જરૂરી છે, જો ઓરતે કસમ ખાઈ લીધી તો આપનો દાવો રદબાતલ ગણાશે, તે વખતે આપે ઘરેણા વગર મહેર અદા કરવી પડશે. (તિરમિઝી : ૧ / ૨૪૯, હદીસ નં. ૧૩૪૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) પતિએ પોતાની પત્નીને પત્રમાં લખ્યું કે "હું તને રજા આપી રહયો છું"

**સવાલ (૨૨૯૮) :** પેરિસથી એક વ્યકિતએ પોતાની પત્નીને એક પત્ર લખ્યો, તેનો વિષય હતો કે,

"સલામ બાદ ! તારી તરફથી વારંવાર શિકાયતને કારણે હું તંગ આવી ગયો છું એટલે હું તને રજા આપી રહયો છું, ખુબ જ પરેશાન થઈને હું તને રજા આપી રહયો છું."

આ શબ્દો લખ્યા પછી પત્ની નિકાહમાં રહેશે કે નહીં ? શરઈ હુકમ જણાવવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં પતિએ બે વખતે લખ્યું છે કે હું તને રજા આપી રહયો છું જો આ શબ્દો પતિએ તલાકની નિય્યતથી કહયા છે, તો તલાકે બાઈન શુમાર થશે.

(બે તલાકે બાઈનનો હુકમ છે કે જયારે પહેલા વાકયથી એક તલાકે બાઈન લાગશે તો બીજા વાકયથી તલાકે બાઈન નહીં લાગે, કારણ કે મશ્હૂર કાયદો છે, જે હઝરત મુફતી સાહેબે અનેક વખતે જવાબમાં લખ્યો છે. )

તેનો હુકમ એ છે કે જો પતિ ઈદ્દત દરમિયાન અથવા ઈદ્દત બાદ એ જ ઓરત સાથે રહેવા માગે તો બીજી વખતે નિકાહ કરી શકે છે. તેમાં હલાલાની જરૂરત નહીં પડે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ઈશારાના શબ્દો અને તલાક

**સવાલ (૨૨૯૯) :** (પ્રસ્તાવના) અમારા ગામમાં પતિ – પત્ની વચ્ચે અણબનાવ બની ગયો, અને મામલો આગળ વધ્યો. સમાધાન માટે બંને પક્ષો પોતાના વડીલો સાથે એકત્ર થયા. તેમાં છોકરા, છોકરી અને બંનેના માતા પિતા પણ હાજર હતા.

પહેલા છોકરીના માતા – પિતાથી પૂછવામાં આવ્યું કે છોકરી વિશે તમારો શું ખ્યાલ છે ? તો તેમણે કહયું કે છોકરીને રાખનારો છોકરો છે માટે તેને બોલાવીને પૂછી લો, તેને બોલાવીને પૂછવામાં આવ્યું, તો તેણે હાથ ઝાટકીને કહયું કે (૧) હું તેને નહીં રાખું (૨) હવે મારે તેને રાખવી નથી (૩) તે મારા કામની નથી.

ત્યાર પછી બંને પક્ષોના રિશ્તેદારોએ મહેર, ઈદ્દત, કપડા એવી રીતે દહેજના વાસણો વિશે વાતચીત કરી અને બધા પોત પોતાના ઘરે જતા રહયા.

હવે સવાલ એ છે કે શું છોકરાના બોલેલા શબ્દોથી તલાક થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિના કહેલા શબ્દો ((૧) હું તેને નહીં રાખું (૨) હવે મારે તેને રાખવી નથી. (૩) તે મારા કામની નથી) અસલમાં તલાકના નથી, પરંતુ તલાકના અર્થમાં વપરાય છે. પતિએ જો તલાકની નિય્યતથી ઉપરોકત શબ્દો કહયા છે, તો તલાક લાગી જશે અને આ તલાક તલાકે બાઈન હશે અને જો તલાકની નિય્યત નથી કરી તો તલાક નહીં લાગે. (ફતાવા તાતારખાનિય્યહ : ૪ / ૪૬૦)

તલાકે બાઈનનો હુકમ એ છે કે પત્ની ભલે ઈદ્દતમાં હોય અથવા ઈદ્દત પુરી થઈ ગઈ હોય, પતિ – પત્નીની ખુશીથી માત્ર નવા નિકાહ કરી લે. હલાલાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) કસમ ખાઈને પતિનું કહેવું કે " તુ તારા પિતાના ઘરે ચાલી જા" અને ફરી તેની સાથે રહેવું

સવાલ (૨૩૦૦) : એક વ્યકિતની શાદીને લાંબી મુદત થઈ, તેના ચાર છોકરા છે, તેમ છતાં તેણે બીજી ઓરત સાથે ઝિના કરી લીધા. પછી તેણે કુર્આન હાથમાં લઈને કહયું કે " હું હવે તારાથી કોઈ અવલાદ પ્રાપ્ત નહીં કરું." તુ તારા પિતાના ઘરે ચાલી જા, આજથી તુ મારી પત્ની નથી."

થોડા દિવસો પછી એ ઓરતે, જેનાથી એ વ્યકિતને પ્યાર થઈ ગયો હતો. તેને છોડી દીધો અને બીજી જગ્યાએ શાદી કરી લીધી, ત્યાર પછી એ વ્યકિતએ પોતાની પત્નીને પોતાની પાસે બોલાવી અને સાથે રહેવા લાગ્યા. તેનાથી બીજા ત્રણ બાળકો છે. બે મૃત્યુ પામ્યા છે અને એક હયાત છે. સવાલ એ છે કે શું એ ઓરતના પોતાના પતિ સાથે નિકાહ બાકી રહયા અને તેના માટે એ વ્યકિત સાથે રહેવું જાઈઝ છે. યાદ રહે કે પતિની વર્ણન કરેલી કસમ પર ગવાહ પણ છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે તેને કુર્આને કરીમ હાથમાં રાખ્યું અને કહયું કે હું હવે તારાથી કોઈ અવલાદ પ્રાપ્ત નહીં કરું, તો આ કસમ થઈ અને તે પોતાની કસમને તોડનારો થયો. માટે કફફારો અદા કરવો પડશે.

(ઉપરોકત વાતમાં ભલે કુર્આનની કસમને કસમમાં શુમાર કરવામાં આવી નથી. જો કે કસમના મસાઈલ રિવાજ પ્રમાણે હોય છે અને આપણા રિવાજ પ્રમાણે કુર્આનને હાથમાં લઈને વાત કહેવી હકીકતમાં કસમ ખાવી છે. એટલા માટે હઝરત મુફતી સાહેબે તેને કસમ કહી છે.)

ત્યાર પછી કહયું કે તુ તારા પિતાના ઘરે ચાલી જા, તો આ તલાક માટે ઈશારાના શબ્દો છે. તલાકની નિય્યત અથવા ગુસ્સાની હાલત તો છે જ, માટે આ વાકયથી એક તલાકે બાઈન લાગી ગઈ. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૪–૩૭૫)

તલાકે બાઈનનો હુકમ એ છે કે ઓરત ઈદ્દતમાં હોય અથવા ઈદ્દત ખતમ થઈ ગઈ હોય. પરસ્પરની ખુશીથી ફરી નિકાહ કરી લે. હલાલાની જરૂરત નથી.

તલાક લાગી ગયા પછી ફરી નિકાહ પઢયા વગર પતિ – પત્ની વચ્ચે જે સંબંધ રહયો તે ગુનાહનો છે. માટે બંને તૌબા ઈસ્તિગ્ફાર કરે અને ફરી નિકાહ કરી લે. (સૂરએ ફુરકાન : ૭૨, સૂરએ માઈદહ : ૨)

કસમના કફફારામાં દસ ગરીબોને ખાવાનું ખવડાવે અથવા દસ ગરીબોને એટલા કપડા આપે જેનાથી તેમનું સતર ઢંકાય જાય અથવા તો ત્રણ દિવસના રોઝા રાખે. (સૂરએ માઈદહ : ૮૯, મજમઉલ અન્હુર : ૧ / ૫૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) "સંબંધ ખતમ સમજી લેવો" થી કઈ તલાક લાગશે ?

**સવાલ (૨૩૦૧) :** નુર મુહમ્મદ નીચેનો પત્ર પોતાના સસરાને લખે છે,

સલામ બાદ આપની પુત્રી (મારી પત્ની) પ જુન ૧૯૬૪ જુમ્આની સાંજે કપડા અને ઘરેણા લઈને બે દિવસ માટે આપના ઘરે ગઈ. વાયદો કર્યો હતો કે રવિવારની સાંજ સુધીમાં પરત આવી જશે. આજે ૧૭ જુલાઈ છે તે પરત આવી નથી, એટલે એક મહિનો અને ૧૩ દિવસ થઈ ગયા છે. ૧૯ જુલાઈએ સાંજ સુધીમાં મારા ઘરે છોડી જશો. જો તેમાં ચુક થઈ અને ન છોડી ગયા તો જિમ્મેદારી આપની રહેશે. જો ૧૯ જુલાઈએ સાંજ સુધીમાં ન આવી તો સમજવું કે એ જ દિવસે સાંજથી સંબંધ ખતમ થઈ ગયો અને જિમ્મેદારી આપની રહેશે. આપવામાં આવેલી મુદત ખતમ થતા સંબંધ ખતમ સમજવો.

આ સુરતમાં શું હુકમ છે ? જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"સંબંધ ખતમ સમજવો" આ શબ્દ તલાકનો ઈશારો છે. જો તલાકની નિય્યત છે, તો તલાકે બાઈન લાગી જશે. બીજી વખતે નિકાહ કર્યા વગર પોતાના પતિ માટે તે ઓરત હલાલ નહી થાય. જો આપવામાં આવેલી મુદતમાં ઓરત પરત ન આવી તો તલાકે બાઈન લાગી ગઈ. તલાકની નિય્યત ન હોય તો તલાક નહીં લાગે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وإن كتب كتابة مرسومة على طريق الخطاب و الرسالة مثل أن يكتب أما بعد يا فلانه فانت طالق أو إذا وصل كتابي إليك فأنت طالق يقع به الطلاق ، ولو قال ما أردت به الطلاق أصلا، لا يصدق الا ان يقول : نويت طلاقا من وثاق فيصدق فيما بينه وبين الله عز وجل ، لأن الكتابة المرسومة جارية مجرى الخطاب ، ألا ترى أن رسول الله - صلى الله عليه وسلم - كان يبلغ بالخطاب مرة ، وبالكتب اخرى، وبالرسول ثالثا ؟ وكان التبليغ بالكتاب والرسول كالتبليغ بالخطاب ، فدل أن الكتابة المرسومة بمنزلة الخطاب ، فصار كأنه خاطبها بها بالطلاق عند الحضرة ، فقال لها : أنت طالق ، أو أرسل الينا رسولا بالطلاق عند الغيبة ، فإذا قال : ما أردت به الطلاق ، فقد أراد صرف الكلام عن ظاهره : فلا يصدق .

**તર્જુમો :** જો કોઈએ પોતાની પત્નીને ઝુબાનથી બોલીને સાફ અને સ્પષ્ટ અક્ષરે લેખિતમાં તલાક આપી એટલે પત્ર કાયદેસરથી વિષય (શિર્ષક) આપીને પત્નીને સંબોધી તલાકનો લખ્યો હોય, દા.ત. તલાકનામામાં લખ્યું કે એ ફલાણી ! તને તલાક છે તો તત્કાળ તલાક લાગી જશે, અથવા જયારે તને મારો આ પત્ર પહોંચે ત્યારે તને તલાક, તો પત્ર પહોંચતાની સાથે જ તલાક લાગી જશે. અને જો પતિ કહે કે મેં લેખિતમાં તલાકનામું લખતી વખતે તલાકની નિય્યત જ નથી કરી તો પતિની આ વાતને સાચી માનવામાં નહી આવે, બલકે તલાક લાગી જશે. હા, જો પતિ કહે કે મેં પત્ર લખતી વખતે તલાકની પાકી નિય્યત કરી હતી તો આ વાતની તેના અને અલ્લાહના દરમિયાન તસ્દીક કરવામાં આવશે, કારણ કે સાફ અને સ્પષ્ટ લખાણ ઝુબાનથી બોલવા અને ખિતાબના દરજામાં છે. શું તમે જાણતા નથી કે રસૂલે અકરમ (સલ.) અમુક વખતે ઝુબાનથી તબ્લીગ કરતા હતા, (કયારેક) પત્ર અને લખાણથી તબ્લીગ કરતા હતા અને કયારેક એલચીને રવાના કરી તબ્લીગ કરતા હતા. અને પત્ર, લખાણ અને એલચીને રવાના કરવાનો દરજો ઝુબાનથી બોલીને તબ્લીગ કરવા બરાબર (જેવો) છે. આ એ વાતની દલીલ છે કે સ્પષ્ટ અક્ષરોમાં તલાક આપવી જેને વાંચવું અને સમજવું શકય હોય, ઝબાનથી તલાક દેવા સમાન છે. લેખિતમાં તલાક આપવાથી એ સમજવામાં આવશે કે પત્નીની મૌજૂદગીમાં

ઝબાનથી તલાક આપતા કહયું હતું કે તને તલાક છે અથવા ઓરતની પાસે તેની ગેરહાજરીમાં એલચી (ટપાલી) ની સાથે તલાકનામું રવાના કર્યુ હતું.

ત્યાર પછી જો પતિ કહે કે મેં તલાકનો ઈરાદો અને નિય્યત કરી ન હતી બલકે વાતને જાહેરથી ફેરવવાનો ઈરાદો કર્યો હતો તો પતિની આ વાતને સાચી માનવામાં આવશે નહીં.

નોંધ : અહીયા ખત્તે મરસુમથી આ મુરાદ છે :

કાયદેસરથી શિર્ષક મારીને પત્નીને સંબોધી તલાકનામું લખવું જેને પઢવું અને સમજવું મુમ્કિન અને શકય હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૦૯)

# લેખિત તલાકનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# લેખિત તલાકનું બયાન

## (૧) "મેં તલાક આપી, તે મારી પત્ની ન રહી" થી કઈ અને કેટલી તલાક લાગશે ?

**સવાલ (૨૩૦૨) :** મારી પુત્રી શેહનાઝની શાદીના બે અઢી મહિના પછી તેના પતિએ એક તલાકનામુ મોકલ્યું છે. તેમાં તેની અને તેના વકીલ વગેરેની સહી છે. પતિએ દહેજનો સામાન અને સાથમાં મહેર અને ઈદ્દત ખર્ચ પણ મોકલી દીધો છે. હવે તલાકનામું અમે આપની તરફ રવાના કરી રહયા છે. ઉમ્મીદ છે કે શરીઅતની રોશનીમાં આપના મુબારક હાથોની સહી સાથે જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકનામુ વાંચ્યું, તેમાં પતિએ લખ્યુંછે " મેં તલાક આપી" ત્યાર પછી લખ્યું છે, "તે મારી કાયદેસરની પત્ની ન રહી. અમારી શાદી હંમેશા માટે ખતમ થઈ ગઈ. " તો તેમાં પહેલું વાકય "મેં તલાક આપી" થી એક તલાકે રજઈ લાગી ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) ત્યાર પછી પતિનું કહેવું કે "તે મારી કાયદેસરની પત્ની ન રહી, અમારી શાદી હમેશાં માટે ખતમ થઈ ગઈ." તેનાથી એક તલાકે બાઈન લાગી જશે. આ રીતે કુલ બે તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૫)

અને તલાક આપવાને ત્રણ મહિનાથી વધારે સમય થઈ ગયો છે, એટલે ઓરતની ઈદ્દત પણ પુરી થઈ ગઈ હશે. (સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક: ૪) માટે હવે ઓરત બીજી જગ્યાએ નિકાહ કરવા ચાહે તો કરી શકે છે અને તલાક આપેલા પતિ સાથે નિકાહ કરવા ચાહે તો પણ કરી શકે છે. તેમાં હલાલાની જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) તલાક અને પત્ર

**સવાલ (૨૩૦૩) :** એક વ્યકિતએ પોતાની સાસરીમાં એ પત્ર લખ્યો કે " તમારી છોકરીને મોકલશો નહીં. પોતાને ત્યાં જ રાખી મુકશો." અને " હું તેની ઉપર રાજી નથી કે તમારી છોકરી મારા ત્યાં આવે." " હવે મને સુરૈયાને નથી બોલાવવી, મારી

તેનાથી બનતી નથી."

આ પ્રકારના અનેક શબ્દો લખ્યા છે તો શું તેનાથી તલાક લાગી જશે ?

બીજી વાત એ કે તેને ચાર વ્યકિતઓની સામે આ વાત કહી કે "મેં મારી પત્નીને છોડી દીધી છે" તે ચારેવ આ વાત પર ગવાહ છે અને તે બધા બાલિગ છે.

ત્રીજી વાત એ કે તેને એક વ્યકિતની સામે આ ચીઠ્ઠી લખી હતી કે હું મારી પત્નીને અલગ કરું છું. ૧–૨–૩ પરંતુ એ ચીઠ્ઠી ઓરત સુધી પહોંચી નથી. બલકે તેને લખીને ફાડી નાંખી હતી. હવે તે એવું કહે છે કે વર્ણન કરેલા શબ્દો મેં કહયા નથી અને ન તો ચીઠ્ઠી લખી છે. પરંતુ તેની ઉપર ગવાહ છે. તો એવી સુરતમાં શરીઅતનો શું હુકમ છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલી વાત : પતિએ જે પત્ર લખીને સાસરીયામાં મોકલ્યો છે, તેના કોઈ શબ્દથી તલાક નહીં લાગે, કારણ કે (પોતાની પુત્રીને મોકલશો નહીં, પોતાને ત્યાં જ રાખી મુકશો અને હું તેની ઉપર રાજી નથી કે તમારી છોકરી મારા ત્યાં આવે અને હવે મને સુરૈયાને બોલાવવી નથી. મારી તેનાથી બનતી નથી.) આ શબ્દો તલાક માટે વપરાતા નથી. માટે તેનાથી કોઈ તલાક લાગુ પડતી નથી.

(જો આ શબ્દોનો કોઈ પણ રીતે તલાક માટે વપરાશ ન થતો હોય, તો આ હુકમ છે જે હઝરત મુફતી સાહેબ (રહ.) એ લખ્યો છે. કે એ શબ્દોથી કોઈ તલાક લાગશે નહીં, પરંતુ જો આ શબ્દો તલાક માટે પણ વપરાય છે. ખાસ કરીને "પોતાની છોકરીને મોકલશો નહીં. પોતાને ત્યાં જ રાખી મુકશો." તો તેનો હુકમ ઈશારાના શબ્દોથી છે જો પતિએ તેનાથી તલાક મુરાદ લીધી છે. તો તલાકે બાઈન લાગી જશે.)

બીજી વાત : એ વ્યકિતએ ચાર વ્યકિતઓની સામે કહયું કે "મેં મારી પત્નીને છોડી દીધી છે." તો તે ખબર આપી રહયો છે અને ખબર સાચી અને ખોટી બંને હોઈ શકે છે. માટે જુઠી ખબર આપવાથી તલાક નહીં લાગે.

(પરંતુ તલાકનો એકરાર કરવાથી તલાક લાગી જશે. ભલે પતિ પોતાના એકરારમાં સાચો હોય કે જુઠો. કારણ કે જે લેખનો માલિક હોય છે તે ખબરનો પણ માલિક હોય છે અને લેખ ભૂતકાળ અને વર્તમાન માટે પણ હોય છે.)

(રદુલ મુહતાર : ૩ / ૨૩૬)

ત્રીજી વાત : પતિએ પત્ર લખ્યો અને હવે પતિ ઈન્કાર કરે છે. તો તેમાં

દીનદાર ગવાહોની ગવાહી જરૂરી છે જેમાં ગવાહી આપે કે અમારી સામે તેણે લખ્યું હતું અને અમે વાંચ્યું હતું તો તલાક લાગશે. વિશ્વાસુ ગવાહોની ગવાહી વગર તલાક લાગશે નહીં અને તે વ્યકિત પોતાની પત્ની સુરૈયા સાથે રહી શકે છે. અલબત્ત જો ખરેખર તેને પત્ર લખ્યો છે, ભલે એકાંતમાં લખ્યો હોય, તો તેણે જોઈએ કે અલ્લાહ નો ડર રાખીને પત્નીને સાથે ન રાખે કારણ કે ઈમાનદારીથી તલાક લાગી જાય છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ત્રણ તલાક પછી હલાલા વગર પતિ પત્નીએ સાથે રહેવું

**સવાલ (૨૩૦૪) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાકનો પત્ર લખ્યો. ઓરતે એ પત્રને વાંચીને રજીસ્ટર્ડ પોસ્ટ દ્વારા એ વ્યકિતને પરત રવાના કરી દીધો. એ ઓરતને એક છોકરો પણ છે. હવે થોડી મુદત પછી એ વ્યકિતએ હલાલો કર્યા વગર ઓરતને પોતાના ઘરે બોલાવી લીધી અને તે બંને હવે સાથે રહે છે. તો શું આ રીતે હલાલા વગર ઓરત સાથે રહેવું જાઈઝ છે ? અને વર્ણન કરેલી હરકતથી તે ઓરત તેના નિકાહમાં રહેશે કે નહીં ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુરુષ મૌખિક અથવા પત્ર દ્વારા (ભલે પત્ર પોસ્ટ દ્વારા મોકલે) જેટલી પણ તલાક આપશે અથવા લખશે, તલાક લાગી જશે. (બહરુર્રાઈક : ૩ / ૨૫૨) જયારે પતિએ લખ્યું કે " તને ત્રણ તલાક" તો હવે ઓરત પત્ર વાંચે કે ન વાંચે, કબૂલ કરે કે ન કરે. ત્રણે તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮, અલ મુહીતુલ બુરહાની : ૩ / ૨૭૪) અને ત્રણ તલાકનો હુકમ એ છે કે હલાલા વગર એ બંનેએ સાથે રહેવું હરામ છે. અલ્લાહ તઆલાની લાનતનો હકદાર છે. માટે (જો જરૂરત હોય તો) કાયદેસર હલાલો કરીને તેણે ફરી નિકાહ કરવા જોઈએ. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તલાકનામું લખીને કમિટીમાં મોકલ્યું, પરંતુ તેની જાણ પત્નીને નથી, તો શું હુકમ છે ?

**સવાલ (૨૩૦૫) :** એક વ્યકિતએ પત્નીને તલાક આપી અને તલાકનામાની એક નકલ કમિટીને મોકલી. પરંતુ પત્નીનું કહેવું છે કે મને કોઈ તલાક મળી નથી. એ

ઓરતની એક છોકરી પણ છે, તેની સાથે તે પોતાના પિતાને ત્યાં રહે છે જયારે કે પતિ પોતાના પિતાને ત્યાં રહે છે. પતિનું ઝુપડી જેવું મકાન છે, તે કહે છે કે મેં એ મકાન અને તેમાં જે કંઈ સામાન છે. ઈદ્દતમાં આપી દીધો. તો આ સિલસિલામાં શરઈ હુકમ શું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિએ જયારે તલાક લખીને મોકલી છે તો કમિટીવાળા તેની જાણ ઓરતને કરી દે. તલાક લખવાથી તલાક લાગી જશે. ઓરત સુધી એ કાગળનું પહોંચવું જરૂરી નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) પરંતુ એટલી શરત છે કે તે તલાકના શબ્દો ઓરત સામે ન લખવામાં આવ્યા હોય. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૭૩૭) માટે જયારે પતિએ તલાક લખીને તલાકનામાની એક નકલ કમિટીવાળાઓને મોકલી છે, જેથી તેમને પણ જાણ થાય કે તલાક થઈ ગઈ છે તો હવે કમિટીવાળા ઓરતને જાણ કરી દે.

તલાક પછી ઈદ્દતનો ખર્ચ પતિના જિમ્મે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧/૫૫૭) જો પતિ ખર્ચને બદલે પોતાની ઝુંપડી આપે છે. (અને ઓરત તેને મંજુર કરી લે છે.) તો દુરૂસ્ત છે. ઓરત એ ઝુંપડીની માલિક થઈ જશે.

(આ સમાધાનની સુરત છે, જે જાઈઝ છે.) (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) તલાકનામા પર સહી કરવાથી તલાક લાગશે કે નહી ?

**સવાલ (૨૩૦૬) :** એક ઓરતના પતિએ એક વ્યકિત (દા.ત. ઝૈદ)ને કહયું કે તુ અને મારા પિતા બંને શહેર કાઝી પાસે જઈને મારી તરફથી તલાકનામું લખાવી લો, હું મારી પત્નીને તલાક આપવા માંગુ છું, એ તલાકનામા પર તમારી અને એક ગવાહની સહી હશે. માટે તેના પિતા અને એ વ્યકિત બંનેએ કાઝી પાસે જઈને તલાકનામું લખાવ્યું અને તેની ઉપર એ વ્યકિત (દા.ત. ઝૈદ) એ સહી કરી પરંતુ જયારે બીજા ગવાહને સહી માટે કહેવામાં આવ્યું તો તેણે ઈન્કાર કરી દીધો કે તેની ઉપર પતિની સહી નથી, એટલે હું સહી નહીં કરું.

પતિ તે વખતે બહાર હતો. જયારે તે આવ્યો, તે સૂઈ ગયો, તેના પિતાએ તેને ઉંઘમાંથી ઉઠાવીને કહયું : બેટા આની ઉપર સહી કરી દે. તેણે પોતાના પિતાના કહેવા પર સહી કરી દીધી. ત્યાર પછી એ બીજા ગવાહે પણ સહી કરી દીધી. ત્યાર

પછી આ તલાકનામું છોકરીવાળાઓને પોસ્ટ દ્વારા મોકલવામાં આવ્યું. પરંતુ છોકરી વાળાઓએ એ રજીસ્ટર કબુલ કર્યુ નહીં અને છોકરાવાળાઓને પાછું મોકલી દીધું, પછી છોકરીવાળાઓએ કોર્ટમાં કેસ દાખલ કરી દીધો.

થોડી મુદત પછી પતિ – પત્ની વચ્ચે સમાધાન થઈ ગયું અને પતિ એ ઓરતને પોતાની સાથે લઈ આવ્યો. હવે એ બંને એક સાથે રહે છે. જમાતવાળા અને બિરાદરીનું કહેવું છે કે પતિ એ ઓરતને રાખી શકતો નથી. હવે હઝરતથી આ સિલસિલામાં નીચેના સવાલોના જવાબો માંગીએ છીએ.

(૧) આ હાલતમાં પતિ એ ઓરતને પોતાની સાથે પત્ની બનાવીને રાખી શકે કે નહીં ?

(૨) જમાત અને બિરાદરીના લોકોએ એ પુરુષથી પુછયું કે તલાક પછી તમે એ ઓરતને કઈ બુનિયાદ પર પોતાના ઘરે લઈ આવ્યા. તો તેણે જવાબ આપ્યો કે તલાકનામા પર સહી કરતી વખતે મારું દિમાગ ઠેકાણે ન હતું. મેં મારા પિતાના કહેવા પર સહી કરી હતી. તો તેના વિશે શરીઅતનો શું હુકમ છે ?

(૩) જમાત અને બિરાદરીના લોકોએ એવી હાલતમાં એ પુરુષ અને તેના કુટુંબિજનો સાથે શું વ્યવહાર કરવો જોઈએ ? એટલે કેવી રીતે તેમની સાથે મામલો કરવો જોઈએ ? ઉપરોકત સવાલોના જવાબ તફસીલથી આપવા વિનંતી છે, જેથી તેની ઉપર અમલ કરી શકાય.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) આપે તલાકનામું મોકલવાનું હતું, તેમાં કયા શબ્દો લખ્યા છે, તે જાણ્યા વગર મારા માટે જવાબ લખવો મુશ્કેલ છે. પરંતુ આપનો બીજો પત્ર પણ મળ્યો તેમાં લખ્યું છે કે જવાબની સખત જરૂરત છે. એટલે શકય એટલી બધી સુરતો લખું છું.

યાદ રહે કે પતિએ જયારે કહયું કે મારે તલાક આપવી છે અથવા આપવાનો ઈરાદો છે. માટે આપ લોકો કાઝી પાસે જઈને લેખિત લઈ લો. જો કાઝી સાહેબે પતિ તરફથી જે કંઈ લખ્યું તેમાં આ શબ્દો છે કે હું એક તલાક આપું છું, અથવા બે તલાક આપું છું (પછી પતિએ તેની ઉપર સહી કરી હોય અથવા તેને મંજુર કરી લીધું હોય) તો તલાકે રજઈ લાગશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

તલાકે રજઈનો હુકમ એ છે કે ઓરત જયાં સુધી ઈદ્દતમાં હોય પતિ ફરીથી તેને પત્ની બનાવી શકે છે, તેમાં હલાલો બલકે ફરી નિકાહ પઢવાની પણ જરૂરત નથી. હા જો રુજૂઅ ન થયા અને ઈદ્દત ખતમ થઈ ગઈ, તો પછી માત્ર નિકાહની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮)

જો કાઝીએ ત્રણ તલાકના શબ્દો લખ્યા છે અને પતિના પિતાએ જયારે તેનાથી સહી કરાવી, તે વખતે તેને બતાવી દીધું કે તેમાં ત્રણ તલાકના શબ્દો છે અથવા પતિએ વાંચી લીધું હોય, પછી સહી કરી હોય તો ત્રણ તલાક લાગી જશે. (જયારે કે પતિ એ પત્રનો એકરાર કરતો હોય) અને હલાલા વગર ઓરતને સાથે રાખવી હરામ છે.

પરંતુ જો તેના પિતાએ એવું કહયું કે બેટા તે તલાક માટે કહયું હતું. હું લખાવીને લાવ્યો છું તુ તેની ઉપર સહી કરી દે અને છોકરાએ એક તલાક (અથવા પૂર્ણ તલાક) નું કહયું હતું અને (તેમાં શું લખ્યું છે, તેને જાણ્યા વગર) તેને સહી કરી દીધી તો ત્રણ તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬, ૨૪૭)

મેં મસ્અલાની બધી સુરતો લખી દીધી છે, તલાકનામું વાંચીને જમાત તે પ્રમાણે ફેસલો કરી લે.

(૨) પતિનું કહેવું કે "મારું દિમાગ ઠેકાણે ન હતુ" કબુલ કરવામાં નહીં આવે, એટલા માટે કે ઉપર વર્ણન કરેલ નંબર ૧ પર અમલ કરવો જોઈએ.

(મજમઉલ અન્હુર : ૧ / ૩૮૪)

(૩) રજઈ તલાક છે તો પતિ ઓરતને સાથે રાખી શકે છે. જમાતનું રોકવું જાઈઝ નથી. ઈદ્દતમાં રુજૂઅ કરીને અથવા ઈદ્દત પછી બીજા નિકાહ કરીને પતિ એ ઓરતને પોતાની સાથે રાખી શકે છે.

પરંતુ જો તલાક પોતાની મરજીથી આપી છે, અથવા તલાકનામામાં ત્રણ તલાકનું વર્ણન છે તેનું જ્ઞાન હોવા છતાં તેણે તેની ઉપર સહી કરી દીધી તો હવે હલાલા વગર ઓરત તેના માટે હલાલ નહીં થાય. હવે પત્ની બનાવીને તેને સાથે રાખવી બિલકુલ જાઈઝ નથી.

જો ત્રણ તલાક આપ્યા પછી પણ પત્નીને સાથે રાખે છે તો જમાત અને બિરાદરીને જોઈએ કે છોકરા અને છોકરીના રિશ્તેદારો સાથે તમામ સંબંધો તોડી નાંખે અને એવું કરવું (ઈબ્રત માટે) જરૂરી છે. અલ્લાહ તઆલાનો ઈર્શાદ છે :

فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ

તો નસીહત કર્યા પછી એવા જુલ્મી લોકો સાથે બેસો નહી.

(સૂરએ અન્આમ : ૬૮)

રસૂલુલ્લાહ (સલ.) નું ફરમાન છે કે બુરાઈને હાથથી રોકો જો તેની તાકત ન હોય તો મોઢાથી જો તેની તાકત ન હોય તો દિલથી બુરુ સમજો અને આ ઈમાનનો અંતિમ દરજ્જો છે. (મુસ્લિમ : ૧ / ૫૦–૫૧, હદીસ નં. ૭૮–૪૯) જો જમાત વાળા અને બિરાદરીના લોકો આ નિર્લજ્જ કાર્ય માટે કોઈ કાર્યવાહી નહી કરે તો બધા ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલાકનો પત્ર મળ્યો, પરંતુ માલુમ નહી કોણે લખ્યો છે ?

**સવાલ (૨૩૦૭) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે અમારી છોકરીની તલાક વિશે એક પત્ર પોસ્ટ દ્વારા તા. ૧૭ ઓકટોબર ૧૯૭૯ના રોજ અમને મળ્યો. તેમાં ત્રણ તલાક લખેલી હતી. તે પત્ર ન અમે લખ્યો છે અને ન તો લખાવ્યો છે અને ન તો એ વિશે અમે કંઈ જાણીએ છીએ. છોકરી બાલિગ હતી ત્યારે તેના નિકાહ થયા હતા અને હજુ સુધી તેની રૂખ્સતી થઈ નથી. માટે ઈદ્દત, મહેર અને તલાક વિશે શું હુકમ છે ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપ લોકોને જે પત્ર ૧૭ ઓકટોબર ૧૯૭૯ એ મળ્યો છે, જો તેનો લખનારો પતિ સમજદાર બાલિગ હોય અને તે પત્ર લખવા અથવા લખાવવાનો એકરાર કરતો હોય તો ત્રણે તલાક લાગી જશે અને જો પતિ ઈન્કાર કરે છે તો એ વાતની સાબિતી માટે કે આ પત્ર પતિનો છે. બે ગવાહોની હાજરી જરૂરી છે. તે સિવાય તલાક નહીં થાય. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬)

ઈદ્દત વિશે એ હુકમ છે કે જો પતિ પત્નીમાં એકાંત ન થઈ હોય (એટલે શાદી પછી બંનેમાં એકાંતમાં મુલાકાત ન થઈ હોય) તો ઈદ્દત વાજિબ નહીં થાય અને જો એકાંતમાં મુલાકાત થઈ હોય, ભલે ખલ્વતે ફાસિદા જ કેમ ન હોય ઈદ્દત વાજિબ થશે. (સૂરએ અહઝાબ : ૪૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૨૬)

મહેર વિશે એ હુકમ છે કે જો ખલવતે સહીહા થી પહેલા તલાક આપી છે તો

જે મહેર નકકી કરવામાં આવી હતી તેની અડધી મહેર પતિ પર જરૂરી છે. (સૂરએ બકરહ : ૨૩૭, દુર્રે મુખ્તાર : ૩ / ૧૦૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) એક તલાક પછી રુજૂઅ કરવું

**સવાલ (૨૩૦૮) :** એક મુસલમાન ડોકટરે એક મુસ્લિમ છોકરીથી નિકાહ કર્યા હતા. નિકાહ પછી લોકોના બહેકાવવાથી તેણે છોકરીના પિતા પર તલાકનામું લખીને મોકલ્યું, તેમાં લખ્યું હતું કે હું મારી પત્નીને તલાક આપું છું, તો તેનાથી કેટલી તલાક લાગશે ? પછી બાદમાં પતિ પત્ની સાથે રહેવા માટે રાજી થઈ ગયા અને પતિએ રુજૂઅ કરી લીધું અને છોકરી પતિના ઘરે જતી રહી પરંતુ બીજી વખતે તેમણે નિકાહ નથી કર્યા, તો આ રીતે નિકાહ કર્યા વગર સાથે રહેવું કેવું છે ? આ મસ્અલામાં નિકાહની જરૂરત નથી ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકનામામાં લખેલા શબ્દોથી શરઈ દ્રષ્ટિએ એક તલાકે રજઈ લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫) તેનો હુકમ એ છે કે ઓરત જયાં સુધી ઈદતમાં હોય પતિ ફરી નિકાહ કર્યા વગર તેને બીજી વખતે પત્ની બનાવીને રાખી શકે છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

માટે પૂછેલી સુરતમાં પતિએ જો ઈદતમાં રુજૂઅ કર્યુ છે તો તેનું આ કાર્ય સહીહ છે. ઓરત તેના નિકાહમાં જ છે.

(મુસલમાન હોવાને કારણે એ જ ગુમાન કરવું જોઈએ કે ડોકટર સાહેબે ઈદતમાં રુજૂઅ કર્યુ હશે, બીજી સુરત (એટલે રુજૂઅ ન કર્યુ અને ઈદત ખતમ થઈ ગઈ હોય તો) ફરી નિકાહ કર્યા વગર એ ઓરત (પત્ની) ને સાથે રાખવી જાઈઝ નથી. વહેલી તકે ફરી નિકાહ પઢી લે અને પહેલાની ગલતી પર તોબા ઈસ્તિગ્ફાર કરે.) (મુજતબા હસન કાસમી) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પત્નીને માત્ર ડરાવવા તલાક આપવી

**સવાલ (૨૩૦૯) :** એક વ્યકિતની પત્ની જયારે પણ પિતાના ઘરે જતી તો ત્યાં રોકાય જતી. તેને કારણે પતિ ખુબ જ પરેશાન રહેતો હતો. પત્ની પિતાના ઘરે જ હતી કે તેને માત્ર ડરાવવા માટે એક બિન મુસ્લિમ છોકરીથી જે નાબાલિગ હતી, ચીઠ્ઠી લખાવી કે તમારી પરેશાનીને કારણે આજે હું તમને તલાક આપું છું. હાલાંકે

તેની નિય્યત તલાકની ન હતી. માત્ર ડરાવવા માટે ચિઠ્ઠી લખાવી હતી. પરંતુ આ ચિઠ્ઠી ઓરતને મળી ગઈ અને તે આવવા ન માગતી હતી, થોડા દિવસો પછી ઓરત આવી ગઈ, શરઈ દ્રષ્ટિએ શું હુકમ છે. તફસીલથી જવાબ આપવા મહેરબાની છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં " તને તલાક આપું છું" થી એક તલાકે રજઈ લાગી ગઈ. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

તેનો હુકમ એ છે કે જો ઓરત ઈદતમાં જ આવી ગઈ છે અને પતિએ પતિ – પત્નીનો સંબંધ કાયમ કરી લીધો. (એટલે તેણે તલાકથી રુજૂઅ કરી લીધું હવે) તે પત્ની બની ગઈ અને જો ઓરત આવી ન હતી અને પતિએ ઓરતેને પત્ર લખીને એ કહયું કે હું તારાથી રુજૂઅ કરું છું તો પણ એ ઓરત પતિના નિકાહમાં રહેશે, ફરી નિકાહની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) પરંતુ ઈદત ખતમ થઈ ગયા પછી આપે અને પતિએ ઈદતમાં રુજૂઅ ન કર્યુ, તો ફરી નિકાહ પઢવાની જરૂરત પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) બહેનની ખોટી રજુઆત પર પત્નીને તલાક આપી, તો તલાક લાગશે કે નહીં ?

સવાલ (૨૩૧૦) : એક વ્યકિતએ વિદેશથી પોતાની પત્નીને તલાકનામું લખ્યું. એ ઓરતના બે છોકરા અને એક છોકરી છે. તલાકનામુ લખવાનું કારણ એ બન્યું કે હિંદુસ્તાનમાં એ વ્યકિતની એક બહેન રહે છે, તેની સાથે તેની પત્નીનો ઝઘડો થઈ ગયો હતો. તો એ બહેને પોતાના ભાઈ સુધી પણ ખોટી ખોટી વાતો પહોંચાડી. તેનાથી નારાજ થઈને ભાઈએ પોતાની પત્નીને તલાકનામુ મોકલ્યું. તો આ રીતે ખોટી રજુઆતને કારણે તલાક આપવામાં આવે તો શરઈ દ્રષ્ટિએ તલાક લાગુ પડશે કે નહીં ? જો તલાક થઈ ગઈ તો હવે તેનો હલ શું છે ? જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલી સુરતમાં આપના કહેવા પ્રમાણે બહેનના ઉશ્કેરવા પર અથવા અન્ય કોઈ કારણે જયારે પતિએ તલાકનામુ મોકલી દીધું, તો તેનાથી તલાક લાગી જશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૦૯)

જો ત્રણ તલાક આપી છે તો હલાલા વગર ઓરત પહેલા પતિ માટે હલાલ

નહીં થાય અને જો એક અથવા બે તલાક આપી છે તો ઈદ્દતની અંદર રુજૂઅ કરી શકે છે. અને જો ઈદ્દત પુરી થઈ ગઈ છે, તો ઓરતને બીજી વખતે પત્ની બનાવવા માટે ફરી નિકહ કરવા જરૂરી છે. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦)

અને જો તલાકે બાઈન આપી છે તો ઈદ્દતમાં પણ અને ઈદ્દત પછી પણ ફરી નિકાહ પઢવાની જરૂરત પડશે. (પરંતુ તેમાં હલાલાની જરૂરત નથી.)

(બદાઈઉસ્સનાઈઅ :૩ / ૧૮૮)

આપે સવાલની સાથે તલાકનામુ મોકલ્યું નથી, એટલે આ તફસીલ લખી દેવામાં આવી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) તલાકે રજઈ ચોક્કસ શબ્દોથી થાય છે, માત્ર તલાકનો વાયદો કે ધમકીથી થતી નથી

**સવાલ (૨૩૧૧) :** એક પતિએ પોતાની પત્નીને પત્ર લખ્યો કે જો તુ પોતાની જાત (એટલે કૌટુંબિક બુરી ફિતરત) બતાવશે તો ખુદાની કસમ તારા પત્રના જવાબમાં તલાક, તલાક બે વખતે લખી દઈશ અને પત્રથી બધુ કામ પુરુ થઈ જશે. હવે માત્ર એક તલાક તારા માટે બાકી રહેશે.

ત્યાર પછી બીજી વખતે લખ્યું કે જો તારા પત્રનો જવાબ મને પસંદ ન આવ્યો તો જવાબમાં તલાક, તલાક મળી જશે.

ત્યાર પછી કઈક આગળ લખે છે કે મેં મારા પિતાને પણ આ પત્ર લખી દીધો છે કે ખુદાની કસમ મેં તેને બે તલાક આપી દીધી છે અને તેને પત્રનો જવાબ સહીહ ન આપ્યો તો ત્રીજી તલાક પણ આપી દઈશ. તો આ સુરતમાં ઓરતને કેટલી અને કઈ તલાક લાગશે ? એ ઓરતને ગર્ભ પણ છે, એટલે તેની ઈદ્દત વિશે પણ માર્ગદર્શન આપશો. ઉમ્મીદ છે કે વહેલી તકે જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના લખાણ પ્રમાણે પતિએ ઓરતને સંબોધીને જે લખ્યું છે કે "પોતાની જાત (એટલે કૌટુંબિક બુરી ફિતરત) બતાવશે તો ખુદાની કસમ તારા પત્રના જવાબ માં તલાક, તલાક બે વખતે લખી દઈશ અને પત્રથી કામ પુરું થઈ જશે. હવે માત્ર તારા માટે એક તલાક બાકી રહી જશે."

ત્યાર પછી લખે કે " જો તારા પત્રનો જવાબ મને પસંદ ન આવ્યો તો જવાબમાં તલાક, તલાક મળી જશે." તો તેમાં પતિના આ શબ્દો કે" લખી દઈશ,

કામ પુરૂ થઈ જશે, તલાક મળી જશે." આ તલાક માટે ચોક્કસ શબ્દો નથી, બલકે એક ધમકી છે એટલે ઓરતને તલાકથી ડરાવવાની છે અને શરત પુરી ન થતા તલાકનો વાયદો છે. માટે આ શબ્દોથી તલાક નહીં લાગે. (રદુલ મુહતાર : ૩ / ૩૧૯)

પરંતુ પતિના આ શબ્દો કે " મેં મારા પિતાને એ પત્ર લખી દીધો છે કે મેં ખુદાની કસમ તેને બે તલાક આપી દીધી છે, અને જો તેને પત્રનો જવાબ સહીહ ન આપ્યો તો ત્રીજી તલાક પણ લખી દઈશ." એ શબ્દોથી જાહેર થાય છે કે પતિએ ઓરતને બે તલાક આપી દીધી છે. અને આ વાતથી તે જાતે એ શબ્દોથી એકરાર કરે છે. તો શરઈ રીતે વ્યકિત પોતાના એકરારમાં સાચો હોય છે. તેના એકરારથી બે તલાક લાગી જશે. કારણ કે શકય છે કે તેને બે તલાક ખરેખર આપી દીધી હોય અને એ વાતને પહેલા જાહેર ન કરી અને હવે કહી રહયો છે. હવે ઓરતને તેના પત્રનો જવાબ મળે કે ન મળે અને તે પત્ર તેને મળે કે ન મળે. દરેક હાલતમાં તેના એકરાર કરવા પર બે તલાક લાગી જશે. (શર્હે કવાઈદુલ ફિકહ : ૪૦૧, અલ મબ્સુત : ૬ / ૧૩૩)

અને આ બે તલાક રજઈ હશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

એટલે ઓરત જયાં સુધી ઈદતમાં છે, પતિ માત્ર બે ગવાહો સામે માત્ર એટલું કહી દે કે હું તેને પત્ની બનાવું છું અથવા રુજૂઅ કરું છું તો રુજૂઅ થઈ જશે. અને ઓરત તેના નિકાહમાં બાકી રહેશે. નિકાહ ખતમ નહીં થાય, પરંતુ જો તેની ઈદત પુરી થઈ જશે એટલે ગર્ભથી બાળક થઈ જશે તો ફરીથી નિકાહ કરવા જરૂરી બનશે. તે સિવાય ઓરત હલાલ નહીં થાય, પરંતુ તેમાં હલાલાની જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, મજમઉલ અન્હુર : ૧ / ૪૩૨) પરંતુ જો ઈદતમાં ત્રીજી તલાક આપી દેશે તો પછી ઓરતને તલાકે મુગલ્લઝા લાગી જશે અને હવે હલાલા વગર તે પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૭) અને જો ઈદત પુરી થયા પછી તલાક આપે છે તો તે તલાક બેકાર જશે કારણ કે ઈદત ખતમ થયા પછી પતિને તલાકનો હક રહેતો નથી. (અબૂદાવૂદ : ૧ / ૨૯૮, હદીસ નં. ૨૧૯૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ગવાહોની સામે કોર્ટમાં તલાક આપવાથી શરઈ દ્રષ્ટિએ તલાક લાગશે કે નહીં ?

સવાલ (૨૩૧૨) : કોર્ટમાં પાંચ વ્યકિતઓની હાજરીમાં છોકરાએ પોતાની સહી

કરી કે મેં મારી પત્નીને છુટ્ટી આપી દીધી છે અને પત્ની પણ ત્યાં હાજર હતી. કોર્ટથી અલગ થવાના બધા કાગળો પણ ઘરે આવી ગયા છે. સવાલ એ છે કે આ સુરતમાં શરીઅત પ્રમાણે ઓરતને તલાક લાગી જશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિએ પોતાની પત્નીને ગુજરાતી, અંગ્રેજી અથવા કોઈ પણ ભાષામાં પોતાની પત્નીને તલાક વિશે કોર્ટમાં લેખિત લખીને આપી દીધું અને તેની ઉપર ગવાહ પણ છે. તો એ ઓરતને તલાક લાગી જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮, અલ મુહીતુલ બુરહાની : ૩ / ૨૭૪)

પતિએ કેટલી તલાક લખી છે, તેની સ્પષ્ટા આપે સવાલમાં કરી નથી એટલે તેનો હુકમ લખવા અશકત છું, હા, જો પતિએ ત્રણ તલાક લખી છે, તો એ ઓરત હલાલા વગર પોતાના પતિ માટે હલાલ નહીં થાય. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) બિન મુસ્લિમ જજનું પતિની ખુશી વગર ઓરતને તલાક આપવી

**સવાલ (૨૩૧૩) :** મારી એક ઓરતથી શાદી થઈ હતી, પરંતુ બીજા કેટલાક કારણોથી મને બીજી શાદી પણ કરવી પડી, હવે મારી પહેલી પત્ની મારી સાથે રહેવા તૈયાર નથી, મારા સસરાએ કોર્ટમાં કેસ દાખલ કર્યો કે છોકરીને તલાક આપી દેવામાં આવે. જયારે કે હું મારી પત્નીને પોતાની પાસે રાખવા તૈયાર છું. પરંતુ મારા નિકાહમાં રહેવા માટે ન ઓરત તૈયાર છે અને ન મારા સસરા પોતાની છોકરીને મારા નિકાહમાં બાકી રાખવા રાજી છે. કેસ દાખલ થયા પછી થોડી મુદતમાં કોર્ટમાં બિન મુસ્લિમ જજે મારી ખુશી વગર અને મારી સહી વગર મારી પત્નીને તલાક આપી દીવી.

આ ફેસલા પછી અહીંયા બાર્બાડોઝમાં અમુક લોકોનું કહેવું છે કે તલાક લાગી જશે, અને અમુક લોકોનું કહેવું છે કે તલાક નહીં લાગે. તો આ વિશે આપથી સવાલ છે કે ઓરતને તલાક લાગશે કે નહીં ?

તેમજ ઓરત મારા ઘરેથી જયારે પોતાના પિતાના ઘરે જતી રહી તેના બે દિવસ પછી તે મારા ઘરે આવીને મારી ઈજાઝત વગર મારા ઘરનો ઘણો સામાન

લઈ ગઈ અને કોર્ટમાં પણ જજ પાસે મારી પાસેથી સાડા ત્રણસો ડોલર મંજુર કરાવ્યા તો શું આ બધી ચીજો તેના માટે જાઈઝ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલી સુરતમાં જો આપે તલાક આપી હતી અથવા ખુશી વ્યકત કરી હતી અથવા તલાકનામા પર પોતાની સહી કરી હતી. તો તલાક લાગી જશે, ભલે તે વખતે કોઈ ગવાહ હોય કે ન હોય. કારણ કે ગવાહની જરૂરત ત્યારે પડશે જયારે કે પતિએ તલાકનો ઈનકાર કર્યો હોય. જો કે પતિ તલાક આપવાનો એકરાર કરે છે તો ગવાહોની કોઈ જરૂરત નથી. એટલે પૂછેલી સુરતમાં આપ જાતે અલ્લાહને હાજર રાખીને ફેસલો કરી દો.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮)

જો ખરેખર આપે ન તો તલાકના શબ્દો લખ્યા છે અને ન તો તલાકનામા પર સહી કરી છે અને ન તો મોઢાથી તલાકના શબ્દો કહયા છે તો જજ ભલે બિન મુસ્લિમ હોય અથવા મુસ્લિમ, તેના તલાક આપવાથી તલાક નહીં લાગે.

(તબ્યીનુલ હકાઈક : ૨ / ૧૯૫)

તેમજ ઓરતનું પોતાના પતિના ઘરેથી તેની ઈજાઝત વગર તેનો સામાન લઈ જવો પણ જાઈઝ નથી, હરામ છે. તેમજ જજ પાસે પોતાના દર મહિને સાડા ત્રણસો ડોલર મંજુર કરાવવા પણ જાઈઝ નથી. કારણ કે ઓરત પોતાના પતિ તરફથી ભરણપોષણની હકદાર ત્યાં સુધી હોય છે જયાં સુધી તે પોતાના પતિની તાબેદારી કરતી રહે, પરંતુ જયારે તે પોતાના પતિની ફરમાબરદારી ન કરે તો તેના માટે પોતાના પતિ પાસેથી કોઈ રકમ લેવી અથવા કોર્ટના જજ દ્વારા તેને મંજુર કરાવવી જાઈઝ નથી. હરામ છે. (અહમદ : ૨૪/ ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) બીજી વ્યકિત પાસેથી તલાકનામું લખાવ્યું પરંતુ પત્નીને ખબર ન પડી

**સવાલ (૨૩૧૪) :** એક અભણ વ્યકિતએ બીજી વ્યકિત પાસે એવું કહીને કે મારે પોતાની ઓરતને અલગ કરવી છે એટલે તમે મને એક તલાકનામું લખી આપો. એ બીજા વ્યકિતએ પોતાની સમજદારી અને હોશિયારીથી તેને એક તલાકનામુ લખી આપ્યું પરંતુ તલાક આપનારાએ એ તલાકનામાની નીચે સહી કરી નથી. ત્યાર પછી

તલાક આપનારા વ્યકિતના પિતાને જાણ થઈ તો તેની પાસેથી એ તલાકનામું લઈ લીધું.

પછી બીજા દિવસે તલાક આપનારાએ એક બીજા વ્યકિતને કહયું કે મારે મારી પત્નીને તલાક આપવી છે, તમે મને તલાકનામું લખી દો. એ વ્યકિતએ તલાકનામુ લખી દીધું તેમાં ત્રણ તલાકનો ઉલ્લેખ કર્યો અને તલાક આપનારાએ તેની ઉપર સહી પણ કરી દીધી. ત્યાર પછી તેણે એ પત્ર ફાડી નાંખ્યો અને ઓરતને કોઈ પણ પ્રકારની જાણ ન થઈ. ન તો લેખિત અથવા મૌખિક, તો શું આ સુરતમાં ઓરતને તલાક લાગશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જયારે એ અભણ વ્યકિતએ પોતાની પત્નીને તલાક આપવા માટે કોઈ બીજાને વકીલ બનાવ્યો અને તેને એ અભણની પત્નીને ત્રણ તલાક લખી નાંખી, દા.ત. એ લખ્યું કે "હે ફરીદા હું તને ત્રણ તલાક આપી રહયો છું." તો ત્રણ તલાક લાગવા માટે શરત એ છે કે પતિ એ વાતને કબુલ કરતો હોય કે મેં તેને ત્રણ તલાક લખવા માટે કહયું હતું. પરંતુ જો પતિ તલાકનામુ લખવા અથવા લખાવવાથી ઈનકાર કરતો હોય. તો બે નેક ગવાહોની જરૂરત પડશે, જો બે ગવાહ વર્ણન કરેલ તલાકનામુ લખાવવા પર ગવાહી આપે, તો પછી તલાક લાગી જવામાં તલાકનામા પર સહી કરવાની જરૂરત નથી. તેમજ ગવાહ બનાવવા પણ જરૂરી નથી. વર્ણન કરેલ બે ગવાહોની ત્યારે જરૂરત પડશે જયારે પતિ તલાકનો ઈન્કાર કરતો હોય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬,૨૪૭)

પરંતુ પતિને આ મોકા પર અલ્લાહનો ડર પણ રાખવો જોઈએ. જો તલાકનામુ લખવા વિશે કહયું હોય અને સહી પણ કરી હોય તો ઓરતને ત્રણ તલાક લાગી જશે અને તે ઓરત માટે હરામ થઈ જશે. ઈદ્દત પુરી કર્યા પછી હલાલો કરીને બીજી વખતે શાદી કરી શકે છે. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) ગવાહ વગર લેખિત તલાકનો હુકમ

**સવાલ (૨૩૧૫) :** પતિએ બે ગવાહો વગર પોસ્ટ દ્વારા તલાકનામું લખીને મોકલ્યું, તો શું તલાક લાગી જશે ? શું બે ગવાહો વગર તલાક લાગી શકે છે ? અને તલાક માટે ગવાહોની સહી જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિએ હાથો હાથ તલાકનામુ આપ્યું કે પોસ્ટ દ્વારા રવાના કર્યુ, તેમાં પત્નીને સંબોધીને તલાક વિશે લખાણ લખ્યું હતું, તો તલાક થઈ જશે (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) તેના માટે ગવાહોનું હોવું જરૂરી નથી જયારે કે તલાકનું લખાણ જાતે પતિએ લખ્યું છે, હા, જો તેને કોઈનાથી તલાકનું લખાણ લખાવ્યું હોય તો તેનાથી ત્યારે તલાક લાગશે જયારે પતિ એકરાર કરતો હોય અથવા નિશાનીથી સાબિત થઈ જાય કે લખાણ તેને જ લખાવ્યું છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કોરા કાગળ પર સહી કર્યા પછી બીજાનો તેના તરફથી તલાક લખવાનો હુકમ

સવાલ (૨૩૧૬) : એક છોકરો હમણાં દુબઈમાં રહે છે. તેના પિતાનું કહેવું છે કે મેં પોતાના પુત્રથી કોરા કાગળ પર સહી લીધી છે. હવે એ સહી કરેલા કાગળ પર મારા પુત્ર સિવાય કોઈ બીજો છોકરો મારા પુત્ર તરફથી પોતાની પત્નીને તલાક લખે તો તલાક લાગી જશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોરા કાગળ પર જો કોઈ વ્યકિત પોતાની સહી કરી દે ત્યાર પછી એ કાગળ પર તેના પિતા અથવા તેનો ભાઈ અથવા તેનો કોઈ રિશ્તેદાર તેના તરફથી તલાક લખી દે તો તેની પત્નીને તલાક નહીં લાગે. કોરા કાગળ પર માત્ર પોતે સહી કરી લેવાથી તલાક પર ખુશી નહી કહેવાય. એટલે છોકરા તરફથી કોઈ બીજાએ તલાક લખી દેવી જાઈઝ પણ નથી અને તેને લખેલી તલાક પણ નહીં લાગે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૯)

(તલાક આપવાની ઈજાઝત માત્ર પતિને છે અથવા તેના વકીલને, અહીંયા તલાક આપનારો ન પતિ છે અને ન તો તેનો વકીલ, એટલે તલાક નહીં લાગે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ત્રણ મહિના દસ દિવસના અંતરે ત્રણ તલાક આપવાનો હુકમ

સવાલ (૨૩૧૭) : કુદસીયા અને કમર બંને લગભગ ૨૦ વર્ષથી એક સાથે રહે છે.

આ લાંબી મુદતમાં બંને વચ્ચે વચ્ચે ઝઘડો તો દરરોજ થતો હતો. છેવટે એક દિવસે ઝઘડાએ સંગીન સ્વરૂપ ધારણ કર્યુ અને કમરે કુદસીયાને તલાક આપી દીધી અને તે પણ લેખિત તલાક કે આજે એક તલાક, બીજી ત્રણ મહિના દસ દિવસ પછી એટલે ફલાણી તારીખે અને બીજી તલાક ત્રણ મહિના દસ દિવસ પછી એટલે ફલાણી તારીખે, એવી રીતે ૩૦૦ દિવસની મુદતમાં એક પછી એક ત્રણ તલાક લાગશે. હવે તલાક આપવાના બીજા અથવા ત્રીજા દિવસે એવું કહે છે કે મને તલાક મંજુર નથી અને મારી પત્ની મને પરત જોઈએ, તો શરઈ માર્ગદર્શન આપશો કે પહેલી તલાક રજઈ શુમાર થશે કે નહીં ? અને બાદની બે તલાકો શરતી એટલે વાયદા પ્રમાણે.

બીજી બાજુ કુદસીયાએ કમરને ઘરે એ જ દિવસે ઠુકરાવી દીધો અને કમરને તેણે બીજી વખતે નિકાહમાં લાવવાના ઈરાદાને સખ્તીથી મનાઈ કરી દીધો અને એવું કહયું કે મને હવે તેની સાથે રહેવું નથી, હા. શરીઅતનો હુકમ છે તો હવે તે તેની સાથે નિકાહમાં રહેશે. વખત આવવા પર નિકાહથી અલગ થઈ જશે ?

યાદ રહે કે બીજી તલાક પછી ત્રણ મહિના દસ દિવસથી પહેલા જ કુદસીયાની ઈદ્દત પુરી થઈ ગઈ છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કમરે કુદસીયાને જે શબ્દો કહયા છે તેને લીધે સૌથી પહેલા એક તલાકે રજઈ લાગી જશે અને તલાકે રજઈનો હુકમ એ છે કે જયાં સુધી ઓરત ઈદ્દતમાં છે. પતિ તેનાથી રુજૂઅ કરી શકે છે, એટલે બીજી વખતે નિકાહમાં લાવી શકે છે. જેવી રીતે અહીંયા કમરે કહયું કે મને તલાક મંજુર નથી અને મારી પત્ની મને પરત જોઈએ અથવા આ પ્રકારના બીજા શબ્દો કહે દા.ત. એવું કહે કે તે ઓરતને પોતાની પત્ની બનાવીને રાખવા માંગુ છું. તો હવે કુદસીયા કમરના નિકાહમાં ફરી પરત આવી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

પછી ત્રણ મહિના દસ દિવસ પછી બીજી તલાક પણ લાગી જશે. બીજી તલાક પછી પતિએ પત્નીથી રુજૂઅ ન કર્યુ અને આપના લખવા પ્રમાણે ઈદ્દત ત્રણ મહિના દસ દિવસ પહેલા પુરી થઈ ગઈ, તો હવે ત્રીજી તલાક નહીં લાગે અને જો પત્ની કુદસીયા બીજી તલાકની ઈદ્દતમાં હતી અને ત્રણ મહિના દસ દિવસ પસાર થઈ ગયા તો ઈદ્દતમાં હોવાને કારણે ત્રીજી તલાક પણ લાગીને પત્ની પતિ માટે હરામ થઈ જશે. પછી હલાલા વગર કુદસીયા પોતાના પતિ કમરના નિકાહમાં પરત

નથી આવી શકતી. એટલે બીજી તલાક લાગી ગયા પછી જો કમર રુજૂઅ ન કરે અને ઈદ્દત પુરી થઈ જવા દે. તો હવે ઈદ્દત ખતમ થઈ જવાથી નિકાહનો સંબંધ બિલ્કુલ ખતમ થઈ જશે. હવે ત્રણ મહિના દસ દિવસ ખતમ થવા પર ત્રીજી તલાક નહીં લાગે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) છોકરા તરફથી પિતા વકીલ બનીને સહી કરેલ પત્ર પર તલાકનામું લખી દે.

**સવાલ (૨૩૧૮) :** દુબઈ ગયેલો છોકરો ત્યાં બે વ્યકિતઓની સામે એવી રીતે પત્ર લખે કે મેં મારા પિતાને એક કોરા કાગળ પર સહી કરીને આપી છે. માટે એ કાગળ પર જો મારી પત્ની માટે તલાક લખીને આપવામાં આવે તો એ તલાકને મારા તરફથી સમજવામાં આવશે. જો આવું થઈ જાય કે છોકરાના સહી કરેલા કાગળ પર તલાક લખી દેવામાં આવે તો તલાક લાગી જશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં છોકરો પોતાના પિતાને તલાકનો વકીલ બનાવી રહયો છે. (માટે જો એ કાગળ પર પિતા તલાક લખી દે તો તલાક લાગી જશે. અલબત્ત આ તલાક વકીલ દ્વારા થશે અને તલાક આપવાનો કોઈને વકીલ બનાવવો જાઈઝ છે.)

(અલ મબ્સૂત : ૨ / ૧૯)

તેમાં ઉત્તમ તરીકો એ છે કે છોકરો જાતે બે ગવાહોની સહીથી પોતાની પત્નીને તલાક લખી દે, અથવા એ પ્રકારનું લખાણ રવાના કરી દે કે હું મારા પિતાને મારી પત્નીને તલાક આપવા માટે વકીલ બનાવું છું, માટે મારો પત્ર મળતા જ પત્નીને એક રજઈ તલાક અથવા એક બાઈન તલાક આપી દે. ઈદ્દત પુરી થયા પછી ઓરત બીજા નિકાહ કરી શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) લેખિત તલાકનો હુકમ, જયારે કે તલાકનામું ઓરતને પતિના ઈરાદા વગર મળ્યું હોય

**સવાલ (૨૩૧૯) :** એક વ્યકિતએ ગુસ્સામાં પોતાની પત્નીને તલાકનામુ લખ્યું. બીજા વ્યકિતએ તેને આવું કરવાથી રોકયો, બીજા વ્યકિતના સમજાવવાથી તેણે લખેલું તલાકનામુ પોતાની પેટીમાં મુકી દીધું, પરંતુ થોડા દિવસો પછી લખેલું

તલાકનામુ કોઈ રીતે પત્નીને હાથે આવી ગયું. પત્ની તેને વાંચી શકતી ન હતી. તેણે કારણે બીજી વ્યકિતથી તેને ફતવો માલુમ કરવા વંચાવ્યું, તેમાં આ લખાણ લેખલુ હતું " હું મારી પત્નીને આજે તલાક આપી રહયો છું."

જે વખતે આ વાત જાહેર થઈ ત્યારથી પત્ની બીજા અમુક લોકોના કહેવાથી પોતાના પતિના ઘરે જવાનો ઈન્કાર કરે છે, બીજા દિવસે પતિનો ગુસ્સો ઠંડો થયો તેણે એ જાહેર કર્યુ કે મેં મારી પત્નીને નિકાહથી અલગ કરી નથી. ત્યાર પછીથી પત્ની પોતાના પતિની સાથે રહેવા લાગી. તેની ચાર અવલાદ પણ છે અને પત્ની જાતે નોકરી કરીને પોતાનું, પતિનું અને બાળકોનું ભરણપોષણ કરે છે અને પતિએ હજુ સુધી મહેર અદા કરી નથી. તો શું આ સુરતમાં પત્નીને તલાક લાગશે કે નહી ? અને જો તલાક લાગશે તો કેટલી લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ પોતાની પત્નીને ભલે સંબોધીને તલાક આપે અથવા લેખિત તલાક આપે. પત્નીને તેની જાણ હોય કે ન હોય, તેને તલાક લાગી જશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬)

તલાકનામાંમાં પતિએ પત્નીને સંબોધીને એવું લખ્યું છે કે હું મારી પત્નીને તલાક આપી રહયો છું." તેનાથી એક રજઈ તલાક લાગી જશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

અને રજઈ તલાકનો હુકમ એ છે કે જયાં સુધી ઓરત ઈદતમાં છે, પતિ તેનાથી નવેસરથી નિકાહ વગર બે ગવાહોની હાજરીમાં રુજૂઅ કરવા માગે તો કરી શકે છે તેની બહેતર સુરત એ છે કે બે ગવાહોની હાજરીમાં એવું કહે કે હું મારી પત્નીને બીજી વખતે મારા નિકાહમાં પરત લાવું છું.

ઈદત ખતમ થઈ ગયા પછી નવેસરથી નિકાહ પઢવાની જરૂરત પડશે,

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

જો પતિ વર્ણન કરેલ તલાકનામાનો ઈનકાર કરે, તો ગવાહો વગર તેને તલાક નહીં લાગે કારણ કે શકય છે કે કોઈ બીજાએ પતિનું લખાણ નકલ કરીને ફિતનો પેદા કરવા શરારત કરી હોય. (દુર્રે મુખ્તાર : ૫ / ૨૦૩) અને જો પતિ તેનો ઈનકાર કરતો હોય, તો ગવાહોની જરૂરત પડશે. ગવાહો વગર તલાક નહીં લાગે. (તિરમિઝી : ૧ / ૨૪૯, હદીસ નં. ૧૩૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) વિદેશમાં રહેતા પતિના તલાકનામા પર સહીને કારણે ઓરતના નિકાહ તુટી જવા

સવાલ (૨૩૨૦) : એક વ્યકિતના નિકાહને આજે લગભગ દસ વર્ષ થશે પરંતુ તે પોતાની ઓરતથી બિલ્કુલ અલગ પાકિસ્તાનમાં રહે છે, અને ભરણપોષણ ખર્ચ પણ આપતો નથી. અને ન તો પત્ની સાથે પત્ર વ્યવહાર દ્વારા કોઈ સંબંધ છે. ઓરતના તેની સાથે કોર્ટ મેરેજ થયા હતા.

પતિના આ પ્રકારના વ્યવહારને કારણે તેણે કોર્ટમાં તલાકની અરજી કરી હતી. કોર્ટે પતિની સહી અને ખુશી વગર નિકાહ તોડવાની મનાઈ કરી દીધી.

એટલે વર્ણન કરેલ ઓરતના વકીલે પાકિસ્તાનમાં એક વકીલ સાથે વાતચીત કરીને કોર્ટ મેરેજને ખતમ કરવા માટે પતિથી સંમતિની સહી લીધી અને અહીંયા ભારત રવાના કરી. પછી સંમતિની એ સહીને આધારે અહીંયા ભારતની કોર્ટે ઓરતના નિકાહ તોડી નાંખ્યા, તો સવાલ એ છે કે આ સહીના આધારે જે નિકાહ ખતમ કર્યા છે, તેના વિશે ઈસ્લામ શું કહે છે ? તલાક થશે કે નહીં ? ઈસ્લામમાં આ તલાક માન્ય ગણાશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો બે ગવાહોથી આ વાત સાબિત થઈ જાય કે વર્ણન કરેલ તલાકનામા પર સહી પતિની છે અને તેણે તે સહી પોતાની ખુશીથી, કોઈ પણ બાહય દબાણ વગર કરી છે, તો ઓરત પર તલાક લાગી જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬)

(મુફતી સાહેબના જવાબથી એ વાત સમજમાં આવી રહી છે કે પતિએ લેખિત તલાક આપી છે. જો ખરેખર એવું જ છે તો તેના માટે બે ગવાહોની જરૂરત નથી. હા, જો પતિ ઈનકાર કરે તો સુબૂત માટે બે ગવાહોની જરૂરત પડશે.

અને જો તેને કાઝી તરફ નિસ્બત કરવામાં આવે તો ખરેખર તેના માટે બે ગવાહોની જરૂરત પડશે. જે આ વાતની ગવાહી આપે કે મારી સામે ફલાણા ઈબ્ને ફલાણાએ પોતાની પત્નીને તલાક આપતા આ તલાકનામા પર સહી કરી છે, જાહેર છે કે આ સુરત અહીંયા મુશ્કેલ છે.

હકીકત એ છે કે વિદેશથી વકીલે કોર્ટ દ્વારા તલાક આપવા વિશે, પતિથી તલાકનામા પર સંમતિની જે સહી મેળવી છે, તે એક પ્રકારનું "મારા તરફથી કોઈ વાંધો નથી" એવું લખાણ છે અથવા એવું કહી શકાય કે પતિ પોતાની સહી દ્વારા

હિંદુસ્તાની કોર્ટને વકીલ બનાવે છે કે તે મારા તરફથી તલાક આપે અથવા તલાકની કાર્યવાહી કરે.

એટલે જો કોર્ટને સંપૂર્ણ યકીન હોય કે સંમતિ પર આ સહી પતિની છે, ભલે બે ગવાહો દ્વારા હોય અથવા કોઈ અન્ય દ્વારા, તો તેના માટે તલાક આપવાની અથવા તલાકની કાર્યવાહી કરવાની ઈજાઝત હશે. ભલે કોર્ટનો જજ બિન મુસ્લિમ હોય.)

( આ ફેસલો નથી કે આક્ષેપ હોય કે બિન મુસ્લિમનો ફેસલો તલાક માટે મુસલમાનો માટે લાગુ નહી પડે, બલકે આ પતિ તરફ તલાકનો વકીલ બનાવવો છે અને મુસ્લિમ અને બિન મુસ્લિમ કોઈને પણ તલાકનો વકીલ બનાવી શકાય છે.)

તેની એક સુરત એ છે કે ઓરતના રિશ્તેદારો પતિના નામે એવું લખે કે તમારી સહી વાળો એક પત્ર અહી ભારતની કોર્ટમાં પહોંચ્યો છે તો શું તમે તમારી ખુશીથી પોતાની પત્નીને તલાક આપી છે ? ત્યાર પછી પતિ તરફથી પત્ર આવી જાય જેમાં પોતાની પત્નીને તલાક આપવાનું વર્ણન હોય અથવા પાકિસ્તાનથી બે ગવાહોની હાજરીમાં પતિનું આ એકરારનામુ આવી જાય કે અમે પતિથી પુછયું કે "શું તમે પોતાની પત્નીને તલાક આપી કે નહીં ? તો પતિએ જવાબ આપ્યો કે હા, મેં પોતાની પત્નીને તલાક આપી છે." તો બંને સુરતોમાં ઓરતને તલાક લાગી જશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬ – ૨૪૭) આ તપાસ દરમિયાન ઈદ્દતની મુદત પણ ખતમ થઈ જાય તો ઈદ્દત પુરી થઈ સમજવામાં આવશે અને ઓરત ત્યાર પછી બીજી જગ્યાએ શાદી કરી શકશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) પત્ર દ્વારા તલાક મોકલવી

**સવાલ (૨૩૨૧) :** પતિએ પોતાની પત્નીને સંબોધીને નીચેનો પત્ર લખ્યો છે તો તેનો શું હુકમ છે ?

રૂકૈયા અને મસીહ તરફ ...... અલ્લાહ તઆલા તમને બધાને તંદુરસ્તી બખ્શે. આમીન

મેં ભારતના રોકાણ દરમિયાન જાતે પણ અને બીજા રિશ્તેદારો દ્વારા પણ સમાધાન કરીને તને બોલાવવાની કોશિશ કરી, પરંતુ તારા માતા – પિતાને મારાથી નફરત થઈ ગઈ હતી. એટલે તને મોકલવાથી ઈનકાર કરી દીધો. હવે હું મારા ખરાબ જીવન સાથે તારું જીવન ખરાબ કરવા માંગતો નથી અને તુ તારું જીવન

બહેતર બનાવી શકે એટલે તને ઈસ્લામી નિકાહથી હું અલગ કરું છું. તુ મારા છોકરા મસીહ અને છોકરી રૂકૈયાને મારી બહેનના હવાલે કરી દેજે. તારા તરફથી કરવામાં આવેલી માંગણીથી મજબુર થઈને આ પત્ર લખ્યો છે, અલ્લાહ તઆલા માફ ફરમાવે અને દીને ઈસ્લામ પર મૃત્યુ નસીબ ફરમાવે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્રમાં લખેલા શબ્દોથી માલુમ થાય છે કે ભલે લખનારે પોતાની પત્નીનું નામ નથી લખ્યું, પરંતુ પત્નીને સંબોધન કર્યુ છે. માટે તલાક લાગી ગઈ અને ઈદત પણ પુરી થઈ ગઈ. હવે ઓરત બીજા નિકાહ કરવા ચાહે તો બીજા નિકાહ કરી શકે છે, ઈદતનો ખર્ચ અને મહેર પતિથી વસુલ કરી શકે છે. તેમજ અવલાદ સાત વર્ષની થઈ જાય તે દરમિયાનનો પરવરિશનો ખર્ચ ઓરત પણ માગી શકે છે. શરત એ છે કે તે બીજી શાદી છોકરીના ગેર મહરમથી ન કરે, નહીં તો બાળકોની પરવરિશનો ખર્ચ રદ થઈ જશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૨)
ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) પતિએ પોતાના પિતાના આગ્રહ પર તલાકનામું વાંચ્યા વગર તેની ઉપર સહી કરી દેવી

સવાલ (૨૩૨૨) : સલામ બાદ અરજ કે મુનીરા ખાનમના નિકાહ તારીખ : ૨૪ / ૩ / ૧૯૮૯ના રોજ નિસાર એહમદ સાથે થયા હતા. મુનીરા ખાનમે બી.એડ.ની ડિગ્રી પ્રાપ્ત કરી છે. પરંતુ હમણાં કયાંય નોકરી નથી. નિસાર અહમદના માતા – પિતાને એ લાલચ હતી કે વહુ નોકરી કરશે અને તેના પગારમાંથી અમે ૬૦ હજારનું કરજ અદા કરીશું. તેમાં નિષ્ફળ જતા તેઓ છોકરીને પોતાના પિતાથી રૂપિયા માંગવા મજબુર કરે છે. અને પોતાના પુત્રને માતાના દુધની કસમ આપીને વારંવાર આગ્રહ કરે છે કે તે તેને તલાક આપી દે. છેવટે પતિના માતા – પિતા અને એક ત્રીજા વ્યકિતએ મળીને વકીલ દ્વારા એક તલાકનામુ તૈયાર કરાવ્યું અને પોતાના પુત્રને તેની ઉપર સહી કરવા મજબુર કર્યો માટે તેણે સહી કરી દીધી.

એ જ દિવસે પતિએ પત્નીના માતા – પિતાને તમામ હાલાતની ખબર કરી દીધી અને રાત્રે આઠ વાગે જાતે ત્યાં પહોંચીને કહયું કે જો તલાકનામુ ટપાલ દ્વારા પહોંચે તો તે વસુલ ન કરવું અને કસમ ખાઈને કહયું કે મેં તલાકનામુ વાંચ્યા વગર મજબુર બનીને સહી કરી છે. માટે પત્નીએ એ તલાકનામુ વસુલ પણ ન કર્યુ અને ન

તેને જોયું છે, હવે આ તલાકનામાનો પત્ર વકીલ પાસે પાછો પહોંચ્યો. પતિ હમણાં પોતાના સાસરીયામાં રહે છે. પરંતુ પત્નીના માતા – પિતા તેનાથી મળવાની મનાઈ કરે છે. તો આ હાલતમાં તલાક લાગી કે નહી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માતા – પિતાએ તલાક આપવાનો આગ્રહ કરવો અથવા માતાના દુધની કસમ આપવી શરઈ દ્રષ્ટિએ બળજબરી ન કહેવાય. કતલ કરવાની અથવા હાથ – પગ તોડી નાંખવાની ધમકી જો એવા વ્યકિત તરફથી આપવામાં આવે જે કતલ કરવા પર અથવા હાથ પગ તોડવા પર શકિત ધરાવતો હોય, તો તેને બળજબરી કહેવાય. (જવહીરતુન્નય્યિરહ : ૨ / ૨૫૩)

જો તલાકનામું કોઈએ લખ્યું છે અને તેની ઉપર પતિએ માત્ર સહી કરી છે. પરંતુ મોઢાથી તલાકના શબ્દો કહયા નથી અને ન તો તલાકનો કોઈને વકીલ બનાવ્યો છે. તો તલાક નહી લાગે.

وكذا كل كتاب لم يكتبه بخطه ولم يمله بنفسه لايقع الطلاق مالم يقر أنه كتابه اھ ـ ملخصا

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬, ૨૪૭)

હા, જો પતિએ તલાકના શબ્દો કહયા છે, અથવા પોતાની ખુશીથી તલાકનામુ લખ્યું છે તો તલાક લાગી જશે. જો તલાકનામુ ટપાલથી રવાના કર્યુ છે તો પણ તલાક લાગી જશે ભલે પત્નીએ તે ટપાલને કબુલ ન કરી હોય, પૂછેલી સુરતમાં કઈ તલાક લાગશે તે તલાકનામાના લખાણ પર આધારિત છે. તલાકનામુ વાંચ્યા પછી તલાકનો પ્રકાર અને તેનો હુકમ નકકી કરી શકાય છે.

وفی البحر ان المراد الاكراه على التلفظ بالطلاق، فلو أكره على أن يكتب طلاق امرأته

فكتب لا تطلق لان الكتابة أقيمت مقام العبارة باعتبار الحاجة هنا، كذا فى الخانية

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૩૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) પતિનું કાગળ પર ત્રણ તલાક લખીને પત્નીથી કહેવું કે તુ આ કાગળને વાંચી લે

સવાલ (૨૩૨૩) : મારી છોકરી નાઝીમાબાનુની શાદી સુરતમાં થઈ હતી ૧૨ ઓકટોબર ૧૯૮૯ના રોજ હું મારી પુત્રીને પોતાના ઘરે કોઈ પ્રસંગ માટે બોલાવીને લાવ્યો. ઘરે પહોંચીને મારાથી મારી પુત્રીએ કહયું કે મારા પતિ મુહમ્મદ હુસેને

આજે સવારે જયારે હું રોટલી બનાવતી હતી મારાથી કહયું કે ઉપરના કમરામાં જઈ ટીવી પાસે એક કાગળ લખેલો રાખ્યો છે તે તુ વાંચી લેજે, જયારે હું ઉપરના કમરામાં ગઈ અને તે કાગળ વાંચ્યો તો તેમાં ત્રણ વખત તલાક લખ્યું હતું. પછી આ કાગળ મેં મારી સાસુને આપી દીધો. પછી તેના ચાર દિવસ પછી મારી પુત્રીના સસરાથી મારી મુલાકાત થઈ તે વખતે તેમણે એ તલાકની એક કોપી મને આપી. જે આ સવાલ સાથે જોડેલી છે હવે સવાલ એ છે કે શું એ કાગળને કારણે મારી પુત્રીને તલાક થઈ ગઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ લખાણ પ્રમાણે ત્રણ તલાક લાગી ગઈ.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮)

ઈદ્દત પુરી થઈ ગયા પછી એ ઓરત બીજા નિકાહ કરી શકે છે જો ગર્ભવતી છે તો બાળકના જન્મ સુધી અને જો હૈઝ આવે છે તો ત્રણ હૈઝ પુરા થતા ઈદ્દત ખતમ થઈ જશે. નહીં તો ત્રણ મહિના પુરા થતા ઈદ્દત ખતમ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) પત્ર દ્વારા ત્રણ તલાક આપવી

**સવાલ (૨૩૨૪) :** એક વ્યકિતએ પોતાની પત્નીને એક પત્ર લખ્યો. તેનો વિષય એ હતો કે તુ મારુ ઘર છોડીને સવા વર્ષથી પોતાના પિતાના ઘરે રહે છે. વારંવાર બોલાવવા છતાં તુ આવવા માટે તૈયાર નથી. આ રીતે તુ મારુ અને અવલાદનું જીવન બરબાદ કરી રહી છે. માટે આ હાલતમાં મને લાગતુ નથી કે આપણું જીવન પસાર થાય માટે હું ઈસ્લામી શરીઅત પ્રમાણે તલાક આપીને તને પોતાના નિકાહમાંથી અલગ કરું છું

(૧) તલાક (૨) તલાક (૩) તલાક

હવે તમે પોતાની મરજી પ્રમાણે જેવી રીતે ચાહો રહો. મહેર નિકાહ વખતે રોકડમાં આપી દીધી છે અને આ પત્ર સાથે ઈદ્દતનો ખર્ચ પણ રવાના કરી રહયો છું.

યાદ રહે કે આ તલાકનામુ હું મારી રાજીખુશીથી કોઈની બળજબરી વગર, કોઈ નશા વગર, સ્વસ્થ ભાનમાં લખી રહયો છું. જેની ઉપર મારી અને બે ગવાહોની સહીઓ પણ છે.

આ તલાકનામા વિશે ઈસ્લામી શરીઅતનો શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્રમાં લખેલ લખાણથી ત્રણ તલાક લાગી જશે. માટે નિકાહ બિલ્કુલ તુટી ગયા છે અને પત્ની હરામ થઈ ગઈ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) પતિએ પત્ર દ્વારા ત્રણ તલાક આપવી

સવાલ (૨૩૨૫) : એક વ્યકિતએ પોતાની પત્નીને પત્ર મોકલ્યો, તેનું લખાણ હતું કે તુ મારું ઘર છોડીને ચાલી ગઈ છે અને લાંબી મુદતથી તુ તારા પિતાના ઘરે છે. ખુબ સમજાવવા છતાં તુ આવવા રાજી નથી. એટલે મારી અને મારી અવલાદની જિંદગી ખરાબ થઈ ગઈ છે. આવા હાલાતમાં મને લાગે છે, આપણું સાંસારિક જીવન બંધાય એવુ મને લાગતું નથી માટે તને ઈસ્લામી શરીઅત પ્રમાણે એક તલાક, બે તલાક અને ત્રણ તલાક આપું છું.

હવે તમે પોતાની મરજી પ્રમાણે જિંદગી ગુજારી શકો છો. રોકડ મહેર નિકાહ વખતે આપી હતી. આ પત્ર સાથે ઈદ્દતનો ખર્ચ પણ રવાના કરું છું આ તલાકનામુ મેં પોતાની મરજીથી ગવાહોની હાજરીમાં લખ્યું છે. આ લખાણ વિશે શરઈ હુકમ શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકનામા પર પતિએ પોતાની ખુશીથી સહી કરી છે. માટે તલાક લાગી જશે. નિકાહ ખતમ થઈ જશે અને તેથી ઓરત પતિ માટે હરામ થઈ ગઈ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) લેખિત તલાકની સુરતમાં તલાક કયારથી લાગશે ?

સવાલ (૨૩૨૬) : એક વ્યકિતએ લખ્યું મારી પત્ની જેનું નામ....... છે. પિતાનું નામ...... છે. જે મારી સાથે રહેવા અને મારી પાસે આવવા તૈયાર નથી. એટલે હું તેને તલાક આપી રહયો છું. સહી.............

બોલ્યો કઈ નથી. અલબત્ત ગવાહોથી કહયું છે : આપ સહી કરી દો. હમણાં મેં તલાકની નિય્યત કરી નથી. બાદમાં જોઈશ. તે કાગળ તલાક લખનાર પાસે જ છે. હવે સવાલ એ છે કે તલાક જયારથી લખી ત્યારથી ગણાશે અથવા જયારે પત્નીને તલાકનો કાગળ આપશે ત્યારથી ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સુરતમાં જયારે તલાક લખી ત્યારથી એક તલાકે રજઈ લાગી ગઈ, નિય્યત કરી હોય કે ન કરી હોય. ઈદ્દત પણ ત્યારથી શરૂ થશે. કાગળ ઓરતને આપ્યો હોય કે ન આપ્યો હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૭૮)

હવે જો તે વ્યકિત એ જ ઓરતને સાથે રાખવા માંગે છે, તો ઈદ્દત દરમિયાન ઓરતને પત્ર લખી દે અથવા બે ગવાહોની સામે કહે દે કે મેં એક તલાકે રજઈ આપી હતી, પરંતુ તેને બીજી વખતે પત્ની બનાવીને રાખવા માગુ છું, એટલે રૂજૂઅ કરું છું. જો ઈદ્દત ખતમ થઈ ગઈ હોય તો બીજી વખતે નિકાહ પઢીને પોતાની પત્ની બનાવી શકે છે. હલાલાની જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) માત્ર તલાકનામા પર સહી કરવાથી તલાક લાગશે કે નહીં ?

સવાલ (૨૩૨૭) : હું વકીલ પાસે ઘરેલું મસ્અલા વિશે સલાહ લેવા ગયો અને મારા દિલમાં મારી પત્નીને તલાક આપવા વિશે કોઈ ઈરાદો ન હતો. વકીલે જાતે તલાકનામુ લખ્યું, તેમાં છે " મેં તમને તલાક આપી અને મોઢાથી આપી છે એટલે બોલીને આપી છે."

મેં સહી કરી દીધી, પોતાના મોઢાથી કોઈ શબ્દ બોલ્યો નથી. વકીલ પાસે જવાનો હેતુ પણ માત્ર મશ્વરો લેવાનો હતો. તો તેનાથી તલાક લાગી જશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકનામામાં લખ્યું છે : " મેં તમને તલાક આપી અને મોઢાથી આપી છે." તેનાથી એક તલાકે રજઈ લાગી ગઈ. હવે તેનો હુકમ એ છે કે આપની પત્ની જયાં સુધી ઈદ્દતમાં છે તેને શહવત સાથે હાથ લગાવી દીધો અથવા એવું કહી દીધું કે હું તને પત્ની બનાવીને રાખું છું તો તે આપની પત્ની થઈ ગઈ. નવેસરથી નિકાહની જરૂરત નથી. આ ત્યારે છે જયારે કે પત્ર પર સહી કર્યા પછી ત્રણ હૈઝ ન આવી ગયા હોય. જો ઈદ્દત ખતમ થઈ ગઈ તો નવેસરથી નિકાહ પઢવા પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

وإذا أضافه إلى الشرط وقع عقيب الشرط اتفاقا مثل أن يقول لامرأته : إن دخلت الدار فأنت طالق . (الفتاوى الهندية - لجنة علماء برئاسة نظام الدين البلخي : ١ / ٤٢٠ ، كتاب الطلاق ، الباب الرابع في الطلاق بالشرط ونحوه ، الفصل الثالث في تعليق الطلاق بكلمة إن وإذا وغيرهما ، ط : دار الفكر )

**તર્જુમો : જો તલાકને શરત સાથે આપી તો શરત જોવા મળતા જ તલાક લાગી જશે. દા.ત. કોઈએ પોતાની પત્નીને કહયું કે જો તુ દરવાજામાં દાખલ થઈ તો તને તલાક. (ફતાવા હિન્દિય્યહ : :૧ / ૪૨૦)**

ففي البحر : أنت طالق بدخول الدار أو بحيضك لم تطلق حتى تدخل أو تحيض .( ردالمحتار على الدر المختار : ٣ / ٣٥٢ ، كتاب الطلاق ، باب التعليق ، مطلب في ألفاظ الشرط ، ط : دار الفكر - بيروت )

**તર્જુમો : બહરમાં લખ્યું છે કે તું ઘરમાં દાખલ થવાથી અથવા તને માસિક આવવાથી તને તલાક છે. તલાક ત્યાં સુધી નહીં થાય જયાં સુધી તે ઘરમાં દાખલ ન થાય અથવા તેને માસિક ન આવે.**

**(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૫૨)**

# શરતી તલાકનો હુકમ

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# શરતી તલાકનો હુકમ

## (૧) શરતી તલાકની એક સુરતનો હુકમ

**સવાલ (૨૩૨૮) :** પતિએ કહયું " જો તારી માતાના ઘરે ગઈ તો તને તલાક" તો જો એ ઓરતની માતા પોતાનું ઘર બદલીને બીજા ઘરે રહેવા જતી રહે, તો પણ તેના ઘરે જવાથી તલાક લાગશે ? જવાબ આપવા મહેરબાની છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ઓરતની માતા જો બીજા ઘરે રહેવા જાય છે, તો પણ તલાક લાગી જશે.

(કારણ કે આ કથનનો હેતુ, માતાના ઘરે જઈને તેની મુલાકાતની મનાઈ છે. માતાએ ઘર બદલી લીધું અને પુત્રી મુલાકાત માટે ત્યાં જતી રહી, તો પણ હેતુની વિરુદ્ધ છે. એટલે તલાક લાગી ગઈ. કારણ કે શરત જોવા મળે છે અને ફુકહાએ કિરામ ફરમાવે છે કે જો પત્નીની તલાકને શરત પર છોડી હોય, તો શરત જોવામાં આવતા તલાક લાગી જશે.) (હિદાયહ ફી શર્હે બિદાયહ :૧ / ૨૪૪) અલબત્ત એ તલાક " તલાકે રજઈ" હશે. (હિયાદહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫)

તેનો હુકમ એ છે કે જો પતિ તેનાથી સંભોગ કરી ચુકયો છે, તો તલાક પછી જયાં સુધી તે ઈદ્દતમાં રહે, તેનાથી રુજૂઅ કરી શકે છે. (તેમાં નિકાહની જરૂરત નથી.) પતિ બે ગવાહોની સામે માત્ર એટલું કહી દે કે હું મારી પત્નીને નિકાહમાં પરત લાવું છું. ફરીથી તેના નિકાહમાં આવી જશે. (અલ જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) શરતી તલાક શરત સાથે લાગે છે.

**સવાલ (૨૩૨૯) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ કે શરતી તલાક આપવી જાઈઝ છે કે નહીં ? દા.ત. ઝૈદે કહયું અથવા લખ્યું કે જયારે મારી પત્ની મને ૬૦૦ પાઉન્ડ આપશે, તો તેને તલાક, અથવા તેના પિતા અથવા ફલાણા હાજી સાહેબ મને દસ હજાર રૂપિયા આપશે તો મારી પત્નીને તલાક. તો તેનો શું હુકમ છે ? અને આ તલાક હમણાં લાગશે અથવા શરત પછી ? ઉમ્મીદ છે કે તફસીલથી જવાબ

આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરતી તલાકને "તલાકે મુઅલ્લક" કહે છે, જરૂરત પ્રમાણે જાઈઝ છે. અને આ તલાક લખતા અને બોલતા તરત જ લાગતી નથી. બલકે જે કઈ શરત લગાવવામાં આવી છે એ શરત પછી લાગશે. જેમકે સવાલ પ્રમાણે જયારે ઓરત ૬૦૦ પાઉન્ડ આપશે, અથવા તેના પિતા અથવા ફલાણા હાજી સાહેબ દસ હજાર રૂપિયા આપશે તો એ ઓરતને તલાક લાગશે અને જયાં સુધી આ રકમ પતિને નહીં આપે. તલાક નહીં લાગે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦)

(સવાલમાં વર્ણન કરેલી સુરત હકીકતમાં તલાક બદલાની છે. બદલાને શરત રૂપે વર્ણન કર્યુ છે. મુફતી સાહેબે તેને ધ્યાનમાં રાખીને જવાબ લખ્યો છે. એટલે જવાબના બીજા ફકરામાં હઝરતે શરતી તલાકને ખુલઅનો એક તરીકો લખ્યો છે. ઉલમાએ કિરામ જાણે છે કે શરતી તલાક ખુલઅનો પ્રકાર નથી. બલકે બદલાની તલાક ખુલઅનો પ્રકાર છે. (મુજતબા હસન કાસમી)

અને આ હકીકતમાં ખુલઅનો એક પ્રકાર છે. તેમાં પતિ રૂપિયાઓ સાથે મહેર અને ઈદ્દતનો ખર્ચ પણ માફ કરાવી શકે છે. માટે જયારે ઓરત શરત પ્રમાણે રકમ આપશે અને મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરી દેશે. તો તેની ઉપર તલાકે બાઈન લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૮) ઈદ્દત પછી તે બીજા નિકાહ કરી શકે છે. (બહરુર્રાઈક : ૪ / ૬૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરવાની શરત પર તલાક આપવી

સવાલ (૨૩૩૦) : એક વ્યકિતએ નિકાહ કર્યા ત્યાર પછી તેની પત્ની તેનાથી તલાક માંગે છે અને પતિ તલાક આપતો નથી. એ દરમિયાન પતિએ ઓરતથી કહયું કે હું એક શરત પર તલાક આપી શકું છું કે ઈદ્દતનો ખર્ચ નહીં આપું અને તમે મહેર પણ માફ કરી દો. તો આ રીતે ખર્ચ અને મહેર માફ કરાવીને તલાક આપવી કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક આપવાનું કારણ શું છે ? જો પતિ ઓરતના બધા હક્કો અદા કરે છે, તેમ છતાં ઓરત તેની સાથે રહેવા તૈયાર નથી અને તલાકની માંગણી કરે છે તો પતિ મહેર અને ઈદ્દતનો ખર્ચ વગેરે માફ કરવાની શરત લગાવે અને એ શરત પર તલાક

આપે અને ઓરત પણ તેને મંજુર કરે તો જાઈઝ છે. તેને શરીઅતમાં ખુલઅ કહે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) શરતી તલાકનો હુકમ

**સવાલ (૨૩૩૧) :** બે બહેનોના અલગ અલગ જગ્યાએ નિકાહ થયા. તેમાં નાની બહેનના નિકાહ, મોટી બહેને અને તેના પતિએ મળીને કરાવ્યા હતા. નિકાહ પછી નાની બહેનના પતિએ મોટી બહેન પાસેથી એક હજાર રૂપિયા કરજ લીધા. થોડી મુદ્દત પછી અમુક કારણોસર મોટી બહેન અને તેનો પતિ, નાની બહેનને તેના પતિ પાસે જવાથી રોકવા લાગ્યા અને તલાકની માંગણી કરી. નાની બહેનના પતિએ કહયું કે હું તલાક નહીં આપું. હા, એક શરત પર તલાક આપી શકું છું કે મારી શાદીમાં જે કંઈ ખર્ચ થયો છે તે ખર્ચ મને અદા કરો. એવી રીતે મેં જે એક હજાર રૂપિયા કરજ લીધા છે તે પણ માફ કરો, તો શું આ રીતે શાદીના ખર્ચની માંગણી કરવી અને કરજ માફ કરાવીને તલાક આપવી કેવું છે ?

તે વ્યકિત તલાક આપવા પર રાજી ન હતો, પરંતુ જબરદસ્તી કરીને તેનાથી તલાક લેવામાં આવી છે અને તેને તલાક આપતી વખતે વર્ણન કરેલી શરતો સાથે, ઈદ્દતનો ખર્ચ અને મહેર પણ માફ કરવામાં આવે એટલે હું તલાક એ શરત પર આપું છું કે ઉપરોકત શરતો સાથે ઈદ્દતનો ખર્ચ અને મહેર પણ માફ કરવામાં આવે, તો શું આ રીતે કરવું જાઈઝ છે ? અને આ સુરતનો શું હુકમ છે ? તફસીલથી જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરત તરફથી નાફરમાની હોય તો મહેર વગર બીજી રકમ માંગવી અથવા માફ કરાવવી મકરૂહે તન્ઝીહી છે અને જો ઓરત નાફરમાન ન હોય, બલકે પુરુષ તરફથી જુલ્મ હોય, તે ઓરતના હકો બરાબર અદા ન કરતો હોય તો કંઈ પણ માંગવું અથવા માફ કરાવવું મકરૂહે તહરીમી છે. મહેર માફ કરાવવી પણ મકરૂહ છે.

તેમ છતાં જો પતિએ વર્ણન કરેલી શરતો પ્રમાણે તલાક આપી હોય તો તે પ્રમાણે લાગશે અને જે હકો હશે. અહીંયા સુધી કે એક હજારનું કરજ જે તેને પોતાના સાળુભાઈ પાસેથી લીધું હતું (જો તેણે મંજુર કરી લીધુ તો) તે પણ માફ થઈ જશે. (સૂરએ બકરહ : ૧૨૯, સૂરએ નિસાઅ : ૨૨૯, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૪૫)

અને સાળુભાઈએ સમજવું જોઈએ કે ઈસ્લામ જોડ શિખવાડે છે, ન કે તોડ. પતિ – પત્નીમાં શકય હોય ત્યાં સુધી સુલેહ કરાવવી જોઈએ. તલાક લેવા માટે સાળીને બહેકાવવી અને તેની મદદ કરવી જાઈઝ નથી. (સૂરએ બકરહ : ૧૨૮, બુખારી ૧ / ૩૭૧, હદીસ નં. ૨૬૯૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) પુત્રને ઘરમાં દાખલ કર્યો તો તને તલાક

**સવાલ (૨૩૩૨) :** એક વ્યકિતનો પોતાના છોકરા સાથે ઝઘડો થઈ ગયો તેને કારણે તેને પોતાની પત્નીને કહયું કે જો તે તેને પોતાના ઘરમાં દાખલ કર્યો તો તને તલાક, તો હવે જો પિતાએ પુત્રને દાખલ કર્યો અથવા પુત્ર જાતે દાખલ થઈ જાય તો તલાક લાગશે કે નહીં ? અને આ તલાકે રજઈ થશે અથવા બીજી કોઈ તલાક ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ શરતી તલાક છે. એવી સુરતમાં શરત જોવા મળે તો તલાક લાગશે. અહીંયા શરત એ છે કે માતા જો એ છોકરાને દાખલ કરે તો તલાક લાગશે. માટે જો માતાએ છોકરાને ઘરમાં દાખલ ન કર્યો બલકે પિતાએ દાખલ કર્યો અથવા માતાની મનાઈ કરવા છતાં છોકરો જબરદસ્તી ઘરમાં દાખલ થઈ ગયો, તો એ તમામ સુરતમાં તલાક નહીં લાગે. કારણ કે શરત જોવા મળતી નથી.

જો માતા પોતાની ખુશીથી છોકરાને ઘરમાં દાખલ કરે. (આવવા દે) તો શરત જોવા મળતા તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦, બહરુર્રાઈક :૪ / ૩૩૧)

અને એ સુરતમાં એક રજઈ તલાક લાગશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૫, લિસાનુલ હુક્કામ : ૩૨૫)

તેનો હુકમ એ છે કે જયાં સુધી ઈદ્દત બાકી હોય, નવેસરથી નિકાહ કર્યા વગર પતિ તેનાથી રુજૂઅ કરી શકે છે અને તેને પત્ની બનાવી શકે છે. પરંતુ જો ઈદ્દત ખતમ થઈ જાય, તો નવેસરથી નિકાહ પઢવાની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જો હવે પછી હસ્તમૈથુન કર્યુ તો પત્નીને ત્રણ તલાક

**સવાલ (૨૩૩૩) :** એક પરણિત વ્યકિતને હસ્તમૈથુન કરવાની આદત હતી. શાદી પછી પણ આ કામ કરતો હતો. તેનાથી મુકિત મેળવવાની ઘણી કોશિશ કરી પરંતુ તે આદતથી મજબુર હતો. એક વખતે તેણે આ આદતથી છુટકારો મેળવવા માટે આ કસમ ખાધી કે જો મેં હવે પછી હસ્તમૈથુન કર્યુ તો મારી પત્નીને ત્રણ તલાક. આવું

તેણે એકાંતમાં કહયું. તેના વગર કોઈ સાંભળનાર ન હતું. એ કસમ પછી પણ તેણે આદતથી મજબુર થઈને હસ્તમૈથુન કરી લીધું. તો આ સુરતમાં તેની પત્નીને ત્રણ તલાક લાગી ગઈ કે નહીં ? સંતોષકારક જવાબ આપવા વિનંતી છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જયારે તેણે કહયું હવે પછી મેં હસ્તમૈથુન કર્યુ તો મારી પત્નીને ત્રણ તલાક અને સવાલમાં વર્ણન પ્રમાણે તેણે ફરી હસ્તમૈથુન કર્યુ. તો શરત જોવા મળતા તેની પત્નીને ત્રણ તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૫૨) હવે હલાલા વગર પત્ની તેના માટે હલાલ નહીં થાય. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સૂરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ફલાણી તારીખ સુધી ન આવી તો તલાક

સવાલ (૨૩૩૪) : પતિએ પત્નીને જે પોતાના પિતાના ઘરેથી બોલાવવા છતાં અને ખૂબ જ કોશિશ છતાં ન આવતી હતી. એવું લખીને મોકલ્યું કે જો તુ તારીખ ૩૦ ફેબ્રુઆરી ૧૯૭૯ સુધી નહીં આવે તો તને એક તલાક અને તેની ઉપર બે ગવાહોની સહી પણ લઈ લીધી. તો આ સુરતમાં શું હુકમ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જો ઓરત પોતાના પતિના ઘરે તારીખ ૩૦ ફેબ્રુઆરી ૧૯૭૯ સુધી જતી રહે છે તો કોઈ તલાક નહીં લાગે અને જો આ તારીખ સુધી ન ગઈ તો એક રજઈ તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૪૪)

રજઈ તલાકનો હુકમ એ છે કે જયાં સુધી તલાકવાળી ઓરત ઈદતમાં હોય પતિ તેનાથી રુજૂઅ કરી શકે છે, નિકાહની જરૂરત નથી અને જો રુજૂઅ ન કર્યુ અને ઈદતની મુદત ખતમ થઈ ગઈ (એટલે તલાક પછી ત્રણ માસિક આવી ગયું.) તો નિકાહ ખતમ થઈ ગયા. હવે બીજી વખતે પત્ની બનાવવી હોય તો નવેસરથી નિકાહની જરૂરત પડશે. ત્યાર પછી ઓરત તેને માટે હલાલ થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) ફલાણાથી વાત કરી તો તને તલાક

સવાલ (૨૩૩૫) : મેં પોતાની પત્નીને પહેલા ત્રણ તલાક આપી હતી. પછી

શરીઅત પ્રમાણે હલાલો કરાવીને બીજી વખતે તેનાથી નિકાહ કર્યા. બીજા નિકાહ વખતે મેં એ શરત લગાવી હતી કે તુ કોઈ પ્રકારનો ઝઘડો નહીં કરે. તેમજ ફલાણાં ચાર વ્યકિતઓથી વાત નહીં કરે. જો આ ચારમાંથી કોઈની સાથે વાત કરી તો તને બે તલાક આ લેખિતમાં એકરાર થયો. તેની ઉપર માતા અને બે છોકરાઓની સહીઓ લેવામાં આવી.

થોડી મુદત પછી એ ઓરત (મારી પત્ની) મને ખુબ જ ગાળો આપવા લાગી અને એ મોકા પર મેં જોયું કે એ ચાર વ્યકિતઓમાંથી એક વ્યકિત સાથે તેણે વાત કરી, જેની મેં મનાઈ કરી હતી. તો મે કહયું, તે એ વ્યકિતથી વાત કરી એટલે તને બે તલાક લાગી ગઈ કારણ કે મેં તલાકને તેની સાથે રાખી હતી. પરંતુ ઓરત મના કરે છે અને છોકરો પણ તેના સમર્થનમાં કહે છે કે તલાક નથી થઈ અને મને ધમકી આપે છે કે આ વાત કોઈને બતાવવી નહીં અને એ પણ કહી દઉં કે ઓરતને માસિક આવવાનું લગભગ પાંચ વર્ષથી બંધ થઈ ગયું છે. તો આ મસ્અલામાં શરીઅતનો શું ફેસલો છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જયારે આપે પત્નીને કહયું કે તુ ફલાણાં ચાર વ્યકિતઓમાંથી કોઈની સાથે વાત કરશે તો તને બે તલાક અને ઓરતે તેમાંથી એકની સાથે વાત કરી લીધી તો શરત પ્રમાણે બે તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૪૪) અને આ બે તલાકે રજઈ છે. (જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૩) ઈદ્દતમાં એટલે વાત કરવાના ત્રણ મહિનાની અંદર નિકાહ વગર રુજૂઅ કરી શકે છે. બે ગવાહોની સામે એવું કહી દે કે મેં રુજૂઅ કરી લીધું. અથવા પત્નીથી સંભોગ કરી લે તો તેનાથી રુજૂઅ થઈ જાય છે. અને જો ઈદ્દતમાં એટલે ત્રણ મહિનાની અંદર રુજૂઅ ન કર્યુ તો હવે નવેસરથી નિકાહ પઢવા પડશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) પરંતુ હલાલાની જરૂરત પડશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) જો કાલે તારા પિતાના ઘરે ન ગઈ તો ત્રણ તલાક

સવાલ (૨૩૩૬) : એક વ્યકિતએ ઝઘડામાં પોતાની પત્નીથી કહયું કે જો તુ કાલે સવારે તારા પિતાને ત્યાં ન ગઈ તો તને ત્રણ તલાક. તો જો તેની પત્ની પોતાના પિતાના ઘરે જાય અને સાંજે જ પરત આવી જાય, તો તલાક થશે કે નહીં ? અને જો

તે કાલે સવારે ન જાય, બલકે આજે જ નીકળી જાય. અથવા ત્રીજા દિવસે જાય, તો આ વિશે શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ મસ્અલામાં તલાક માટે કોઈ શરત કરવી, જો તેની પત્ની કાલે સવારે પિતાના ઘરે ગઈ તો તલાક નહીં લાગે, કારણ કે તેણે શરત પ્રમાણે અમલ કર્યો છે. અને જો બીજા અથવા ત્રીજા દિવસે ગઈ તો શરત પ્રમાણે તલાક લાગી જશે. તલાકનો આધાર ઓરતનું કાલે પિતાના ઘરે જવા ન જવા પર છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૪૪, ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૪૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) આ શરત પર તલાક કે મારી વસ્તુઓ મને સોંપી દે

**સવાલ (૨૩૩૭) :** હું મારી પત્ની "સારા"ને બે ગવાહોની હાજરીમાં સંપૂર્ણ અકલ અને હોશ સાથે, આ શરત પર ત્રણ તલાક આપું છું કે મારી જે વસ્તુઓ તેની પાસે છે જેમકે ઘરેણાં, ઘડિયાળ, ૧૫૦૦ રૂપિયા રોકડ વગેરે તેમજ મારો છોકરો હારૂન રશીદ, બધુ મને સોંપી દે. તો આ સુરતમાં શું હુકમ છે ? તલાક લાગશે કે નહીં ? અને થશે તો કયારે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ફિકહની પરિભાષામાં તલાકને કોઈ શરત પર આપવી કે જયારે તે શરત જોવા મળશે તો તલાકનો હુકમ લગાવવામાં આવશે.

તેનો હુકમ એ છે કે જો શરત જોવા મળશે એટલે તમારી પત્ની વર્ણન કરેલી વસ્તુઓ તમને સોંપી દે તો તલાક લાગી જશે અને જો નહીં સોંપે તો શરત ન જોવા મળવાના કારણે તલાક નહીં લાગે. (રદ્દુલ મુહતાર : ૩ / ૩૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) જો મારી હયાતીમાં ફલાણાંથી કોઈ પણ વખતે વાત કરી તો તને ત્રણ તલાક

**સવાલ (૨૩૩૮) :** ઝૈદે પોતાની પત્નીને કોઈ કારણથી એવું કહી દીધું કે જો તે ફલાણાં વ્યકિતથી મારા મૃત્યુ સુધી વાત કરી, કોઈ પણ વખતે, તો તને ત્રણ તલાક. તો એ વ્યકિતથી ઓરત વાત કરે તો શું તલાક લાગી જશે, જો તલાક લાગી જાય છે

તો એવી શકલ બતાવો કે જેનાથી તલાક ન લાગે.

વાત કરવાથી તલાક ન લાગે એવી શકલની જરૂરત એટલા માટે છે કે તે વ્યકિત એ ઓરતનો નજીકનો રિશ્તેદાર છે. પંદર વર્ષ સુધી એ ઓરતે વાત કરી નથી. પરંતુ હવે વ્યવહાર એવો છે કે હવે પછી બચવું મુશ્કેલ છે. જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઝૈદ દ્વારા વાપરવામાં આવેલા શબ્દો " મારા મૃત્યુ સુધી, કોઈ પણ સમયે વાત કરી તો તને ત્રણ તલાક" એટલે જયારે ઓરત વાત કરશે, શરત જોવા મળવાથી તલાક લાગી જશે. જો શબ્દોમાં "કોઈ પણ વખતે"ના શબ્દો ન હોત તો કોઈ શકલ પેદા થઈ જતી. હવે પૂછેલી સુરતમાં માત્ર સબર સિવાય કોઈ રસ્તો નથી. જેવી ફલાણાંથી વાત કરવાની શરત જોવા મળશે. તલાક લાગી જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) નાફરમાન ઓરતને પત્ર દ્વારા શરતી તલાક આપવી

**સવાલ (૨૩૩૯) :** અનેક દિવસોથી પતિ – પત્ની વચ્ચે ઝઘડો ચાલી રહયો છે. પત્ની પોતાના પતિની ફરમાબરદાર નથી. અને ખુબ જ સમજાવવા છતાં સુધરવા તૈયાર નથી. ઘણી વખતે પોતાના પતિની ઈજાઝત વગર પણ તે બીજા ગામમાં જતી રહે છે. તેમજ પતિની ઈજાઝત વગર તે બજારોમાં પણ ફરે છે. પતિ તેનાથી ખુબ જ તંગ આવી ગયો છે. તેના વિશે તેના રિશ્તેદારોને પણ જાણ કરી. સમજાવવાથી પણ આ પ્રશ્ન હલ થયો નથી. આ બધી હરકતો છતાં તેના રિશ્તેદારોને અને ખાસ કરીને તેના ભાઈઓને સાવધ કર્યા કે પોતાની બહેનને પોતાના ઘરે લઈ જાઓ અને તેને સમજાવો. થોડા દિવસો તેને ત્યાં રાખો, પરંતુ રિશ્તેદારો આટલું બધુ કહયા છતાં પણ માનવા તૈયાર નથી અને ન પોતાની બહેનને લઈ જાય છે.

હવે મારો સવાલ એ છે કે પતિ તરફથી તેના સાળાને પત્ર લખવામાં આવે છે તેનું લખાણ આ છે કે "ફલાણી તારીખ સુધી તમે તમારી બહેનને લઈ જાઓ જો આ મુદત સુધીમાં પોતાની બહેનને નહીં લઈ જાઓ તો તેને તલાક લાગી જશે. " હવે જો તેનો ભાઈ ઓરતને ન લઈ જાય તો શું ઓરતને તલાક લાગી જશે ? અને લાગશે તો કેટલી લાગશે ? એક વખતે પહેલા પણ પતિ તેને તલાક આપીને રુજૂઅ કરી ચુકયો છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ઓરતને તલાક લાગી જશે અને આ પ્રકારની વાત સામાન્ય રીતે બોલચાલમાં પણ વપરાય છે, દા.ત. ફલાણાં કામ વિશે હું આપની પંદર દિવસ સુધી રાહ જોઈશ. જો તમે આ તારીખ સુધી મારી પાસે ન આવ્યા તો આ કામ થઈ જશે અને તેની સંપૂર્ણ જવાબદારી તમારી રહેશે વગેરે. આપણે રાત – દિવસની વાતચીતમાં પણ આ પ્રકારના શબ્દો બોલીએ છીએ અને તેને વિશ્વાસપાત્ર પણ માનવામાં આવે છે. એટલે વર્ણન કરેલી તારીખ સુધીમાં જો ઓરતનો ભાઈ તેને આવીને ન લઈ ગયો, તો એક તલાકે રજઈ લાગી જશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૫૨)

તલાક લાગવાથી તેની ઈદ્દત શરૂ થઈ જશે. એક તલાકે રજઈ તો આપ પહેલા આપી ચુકયા છો અને આ બીજી તલાકે રજઈ થઈ. જયાં સુધી તે ઈદ્દતમાં છે આપ તેને બીજી વખતે નિકાહમાં પરત (રુજૂઅ કરીને) પોતાની પત્ની બનાવી શકો છો. ફરી નિકાહ પઢવાની જરૂરત નથી. પરંતુ ઈદ્દત ખતમ થયા પછી બીજી વખતે નિકાહમાં લાવવા માટે નવેસરથી નિકાહ પઢવા પડશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) શરતી તલાકનો શરઈ હુકમ

**સવાલ (૨૩૪૦) :** અમારા ગામ કક્લેતાની જમાતના દીની મામલાની વિરુદ્ધ અને દુન્યવી કાર્યોમાં અન્યાયને કારણે અમે લોકો પરેશાન થઈ ગયા છે અને ભારે ગમથી છુટકારા માટે પોતાની ખુશીથી નીચેના એકરારનામા પર અમે પોતાની સહીઓ કરીએ છીએ. તેમાં કોઈ પણ પ્રકારનું બાહય દબાણ નથી, તે એકરારનામું આ છે.

(૧) ગામની જમાતે શરીઅતનો ખોટો ઉપયોગ કરીને દીની અથવા દુન્યવી મામલામાં અમારા આ વચનમાં શામિલ કોઈ પણ કાયદા પર જમાતી શકલમાં જો પગલુ ભરવામાં આવ્યું તો અમે સહી કરનારાઓ એક થઈને એ દીની અથવા દુન્યવી મામલામાં એક બીજાની મદદમાં આવીને કામ કરીશું.

(૨) ઉપરોકત એકરારનામાના કોઈ પણ મુદ્દાનો કોઈએ પણ વિરોધ કર્યો અને કામ કરવામાં અમારો સાથ ન આપ્યો તો વિરોધ કરનારની પત્નીને ત્રણ તલાક અને આ વિશે કોઈ પણ બહાનુ ચાલશે નહીં.

(૩) એકરારનામા પર સહી કર્યા પછી જો કોઈ વ્યકિત પોતાની ખુશીથી

તેનાથી અલગ થવા માગે તો કોઈ પણ હાલતમાં તે તેનાથી અલગ થઈ શકતો નથી. જયાં સુધી એકરારનામા પણ સહી કરનારા બધા લોકો એકમત થઈને તેને અલગ ન કરે. જો તે પોતે અલગ થશે, તો તેની પત્નીને ત્રણ તલાક, જેની ઉપર અમે બધા ભેગા મળીને સહીઓ કરીએ છીએ.

(૪) આ કરારને કોઈ વ્યકિત પોતાની રીતે રદ કરી શકતો નથી. પરંતુ બધા લોકો ભેગા મળીને જો તેને રદ કરવા માંગે તો રદ કરી શકે છે અને જયાં બધા લોકો ભેગા મળીને તેને રદ કરે તો કોઈની ઓરતને તલાક નહીં લાગે. જેની ઉપર અમે બધા ભેગા મળીને સહી કરીએ છીએ.

ઉપરોકત મુદ્દાઓ પર ખુબ જ વિચાર વિમર્શ કર્યા પછી અમે સહી કરીએ છીએ :

(૧) ગુલામ મુહમ્મદ યુસૂફ મુસેજી

(૨) અબ્દુલહય યુસૂફ પટેલ

(૩) અબ્દુલ અઝીઝ યુસુફ મુસેજી

(૪) અહમદ સઈદ મુહમ્મદ

(૫) અહમદ યુસુફ પટેલ

(૬) ઈસ્માઈલ મુહમ્મદ મુલ્લા

હઝરત મુફતી સાહેબ !

ઈ.સ. ૧૯૭૪માં અમારા ગામની જમાતના ઘણા મામલામાં અન્યાયને કારણે અમારા એક સભ્ય અબ્દુલઅઝીઝે આ કરારને લખતા પહેલા મરહૂમ અહમદ પટેલના ઘરે આવીને રડતા રડતા, ઓરતને ત્રણ તલાકની કસમ ખાઈને કહયું કે ગામના લોકોના અન્યાયને બરદાશ્ત કરીને, ગામવાસીઓને દંડ ભરવાનો નથી. જો હું તેમના તાબે બની જાઉં, તો મારી પત્નીને ત્રણ તલાક. હું તમને તલાકની કસમ ખાઈને વિશ્વાસ અપાવું છું.

આ ઘટના બન્યા પછી અમે એક કરારનામુ તારીખ : ૧૦ / ૨ / ૭૪ ના રોજ કર્યુ હતું. અને તેનો ખાસ હેતુ અમારા દિલમાં એ જ હતો કે કોઈ તેની વિરુદ્ધ કરે તો તેની માફી નહીં બલકે તેની પત્નીને ત્રણ તલાક પડશે.

આ કરારનામાનો હેતુ એ જ છે કે અમારામાંથી જે લોકોએ મોઢાથી વાયદો કર્યો હતો. તેમાં ભાઈ અબ્દુલ અઝીઝે આ કરારનામાની અને પોતાના મૌખિક

વચનની વિરૂદ્ધ કર્યુ છે અને પછી માફી માંગીને દંડ પણ આપ્યો છે. તો અબ્દુલ અઝીઝની પત્નીને ત્રણ તલાક લાગશે કે નહીં ? અને તેમની બે પત્નીઓ છે તો તેમાંથી કઈ પત્નીને તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી તફસીલ પ્રમાણે બંને ઓરતોને બે બે તલાક લાગશે. (અલ મવસુઅતુલ ફિકહિય્યહ : ૨૯ / ૩૮) અને બંને ઓરતને મદખૂલ બિહા (તેમની સાથે સંભોગ થયો) હોવાને કારણે બંનેને તલાકે રજઈ લાગી જશે. ઈદ્દતમાં જયારે પણ અબ્દુલ અઝીઝ તેમનાથી રુજૂઅ કરવા માંગે રુજૂઅ કરી શકે છે. ઈદ્દત ખતમ થયા પછી નવેસરથી નિકાહ કરવા પડશે. હલાલાની જરૂરત નથી. અલ્લાહ તઆલા કોમના નવયુવાનોને સાચી સમજ આપે, કારણ કે આ અન્યાયનો હલ બીજી રીતે પણ થઈ શકતો હતો. એટલે તલાકની કસમ ખાવાની કોઈ જરૂરત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શરત સાથે તલાકનો હુકમ

**સવાલ (૨૩૪૧) :** શું પતિ પોતાની પત્નીને શરતી તલાક આપી શકે છે ? એટલે પુરુષ જે શરતો પોતાની ઓરત સામે રજૂ કરે એ બધી શરતોને ઓરત કબૂલ કરે, તો તલાક થઈ જશે અને એ શરતોમાંથી એક પણ શરત ઓરત કબુલ કરવાનો ઈનકાર કરે તો તલાક થશે કે નહીં ? શરતો નીચે પ્રમાણે છે :

(૧) નિકાહ વખતે મેં તને મહેર રોકડમાં આપી હતી. એટલે હવે મહેર નહીં આપું.

(૨) તુ (ઓરત) ઘરમાં જે કંઈ નાની – મોટી વસ્તુઓ લાવી છે તે તને હું પરત નહીં કરું. એ રીતે તુ એ વસ્તુઓ પર પોતાનો કોઈ હક બાકી નહીં રાખી શકે અને પરત માંગી તો તને આપેલી તલાક રદ સમજવી, ભલે કોર્ટ દ્વારા હોય અથવા ખાનગી કે સમાજ દ્વારા હોય.

(૩) જો તુ તલાક કબુલ કરી લે તો તલાક પછીના જે હકો પતિ પર લાગુ પડે છે દા. ત. ભરણપોષણ, રહેઠાણ વગેરે ભલે તે થોડા દિવસો માટે હોય અથવા હમેશાં માટે. હું તેનો જવાબદાર નહીં રહું. ભલે તે કાનૂન પ્રમાણે હોય કે કાનૂન વિરુદ્ધ અને જો માંગીશ તો આપેલી તલાક રદ.

(૪) મારો છોકરો જે તારી પાસે છે. જો તુ પરત આપવા તૈયાર હોય તો હું તેને રાખવા તૈયાર છું. અને જો તુ પરત ન કરે તો તેના ભરણપોષણનો કોઈ ખર્ચ

નહીં આપું અને કોઈ પણ રીતે જો તેની માંગણી કરી તો આપેલી તલાક રદ સમજવી.

વર્ણન કરેલી શરતોમાંથી જો એક પણ શરત તને મંજુર ન હોય તો આપેલી તલાકને રદ સમજવી. તલાક નહીં થાય અને મારા નિકાહમાં રહીશ.

શું શરત વગરની તલાક આ રીતે લખી શકું છું ?

(૧) શાદીની વાત થયા પછી મારા પિતાએ તમને (એટલે તમારા પિતાને અથવા તમારા ભાઈ દ્વારા) જે રકમ આપી હતી. તેનાથી બનાવેલા ઘરેણા જો સંપૂર્ણ અમને આપી દેશો તો અમે પણ તમારુ જે કંઈ છે તે બધું પરત આપી દઈશું. અને સાથે તલાક પણ આપી દઈશું.

(૨) જો તુ અમારી સાથે રાજી ખુશીથી નિષ્ઠાપુર્વક ઘર આબાદ કરવા માંગે છે તો તુ મારો છોકરો અને મારા રૂપિયાથી બનાવેલા ઘરેણા લઈને ખુશીથી પરત આવી શકે છે. હું તારી સાથે ખુશીથી ઘર આબાદ કરવા તૈયાર છું. અને હું તને રાખવા તૈયાર છું.

તો શું તલાકનામામાં ઉપર લખેલ શરતો વગર તલાક લખી શકાય છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બહેતર એ છે કે પહેલા આપ સંપૂર્ણ તફસીલ કોઈ દીનદાર અને સમજદાર વ્યકિત સામે રજુ કરો. જે આપનો અને આપના પુત્રનો હમદર્દ હોય, તેને સંપૂર્ણ સમજાવી દો. લવાદી બનાવીને છોકરી અને છોકરીના રિશ્તેદારો સામે ઉપરોકત સમસ્યાનો હલ શોધવા મોકલો કે પતિ – પત્ની બંને પરસ્પર મુહબ્બતથી બીજી વખતે રહેવા લાગે. કુર્આને કરીમમાં અલ્લાહ તઆલા ફરમાવે છે :

فَابْعَثُوْا حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا ۚ اِنْ يُّرِيْدَآ اِصْلَاحًا يُّوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا

(સૂરએ નિસાઅ : ૩૫)

જો બંને પક્ષોમાં સુલેહ નથી થતી તો મજબુરી અને લાચારીમાં તેને તલાક આપવી અને શરતો સાથે તલાક આપવી જાઈઝ છે.

(તિરમિઝી : ૧ / ૨૫૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૩)

(૧) ઓરત જો પોતાના પતિ સાથે રહેવા રાજી ન હોય તો પતિ તેની પાસેથી પોતે આપેલી મહેરની રકમ અને પોતે આપેલા ઘરેણા પરત લઈ શકે છે.

(૨) વર્ણન કરેલી નાફરમાન ઓરત, ઈદ્દતના ખર્ચની હકદાર નથી. તેમજ

તલાકનામુ લખતી વખતે આપે લખ્યું છે કે ઓરત પોતાની ઈદતનો ખર્ચ માફ કરી દેશે તો તેને તલાક, જો ઓરત તે કબુલ કરી લે તો પતિના જિમ્મે ઈદતનો ખર્ચ વાજિબ નહી થાય. (મજમઉલ અન્હુર : ૧ / ૪૮૮, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

ઓરતે પોતાના પતિની સાથે બે – ત્રણ વર્ષ રહીને કપડા વગેરે ફાડયા પણ હશે એટલે તે માંગી શકાતા નથી. પરંતુ જે પણ ઘરેણા હશે, તે પતિ પરત માંગવાનો હકદાર છે અને તેના બદલામાં ઓરતની જે પણ વસ્તુઓ તેની પાસે હશે પતિ પોતાના આપેલા ઘરેણાની કિંમતનો હિસાબ કરીને એ વસ્તુઓ લઈ શકે છે.

પતિ અથવા પતિની માતા જો બાળકની પરવરિશ કરવા માંગે અને ઓરત પરવરિશનો હક આપી દે. તો જાઈઝ છે. ઓરત પતિની વાત ન માનીને નાફરમાન છે. એટલે તેની પાસેથી પતિ મહેરની રકમ અને ઘરેણા પરત માંગી શકે છે. ઉપરોકત બધી શરતો ઓરત કબુલ કરશે તો જ તલાક લાગુ પડશે.

પરંતુ તલાક લાગી ગયા પછી જો ઓરત કોઈ અયોગ્ય હરકત કરે તો તેનાથી આપેલી તલાક રદ નહીં થાય અને જે શરતોનું વર્ણન નંબર ૧–૨ અને ૪ માં છે. પતિ તલાક આપવા માટે બધી શરતો લગાવી શકે છે.

નોંધ : વર્ણન કરેલ બધુ કામ બે ત્રણ સમજદાર ગવાહોને સાથે રાખીને કરવામાં આવે, જો ગવાહ નહીં હોય તો આપને બાદમાં પરેશાની વેઠવી પડશે. દુઆ કરું છું કે અલ્લાહ તઆલા આપની પરેશાનીને દુર ફરમાવે. (આમીન) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) જો તુ ફલાણી તારીખ સુધીમાં ન આવી તો તને તલાક

સવાલ (૨૩૪૨) : એક વ્યકિતએ પોતાની પત્નીને નીચેનું લખાણ લખીને મોકલ્યું તેના વિશે જવાબ જોઈએ.

(૧) તે નસબંધીનું ઓપરેશન મારી ઈજાઝત વગર મારી મરજી વિરુદ્ધ મારા નામની સહી બીજાથી કરાવીને કરાવ્યું છે.

(૨) મેં તને તારા પિતાના ઘરેથી ત્રણ વખતે બોલાવવા વ્યકિત મોકલ્યો હતો પરંતુ તે જવાબ આપ્યો કે મારી માતા બિમાર છે. અને કોઈ સંભાળ કરનાર નથી એટલે જયારે મારી માતા તંદુરસ્ત થશે ત્યારે હું આવીશ.

(૩) મેં તને પોસ્ટથી બે ત્રણ પત્ર મોકલ્યા હતા પરંતુ તે તેના કોઈ જવાબ

આપ્યા નથી અને ન તો તુ મારા ઘરે આવી. તુ પોતાની મરજીથી તારા ઘરે ગઈ છે. મેં તને મોકલી નથી. હું તને છેવટે પત્ર લખીને મોકલું છું તને અધિકાર છે, જેવું તારે કરવું હોય તે પ્રમાણે તુ કરી શકે છે.

તારીખ ૨૬ ઓકટોબર ૧૯૮૦ સુધી તુ મારા ઘરે નહીં આવે તો તને એક તલાક, પછી જો ૨૬ નવેમ્બર ૧૯૮૦ સુધી નહીં આવે તો બીજી તલાક અને ૨૬ ડિસેમ્બર ૧૯૮૦ સુધી નહીં આવે તો ત્રીજી તલાક.

તો ઓરત ૨૬ ડિસેમ્બર સુધી પતિના ઘરે ન આવી પરંતુ હવે તે પોતાના પતિના ઘરે આવવા માટે તૈયાર છે. તો તેના માટે શું હુકમ છે ? જો નિકાહ બાકી હોય, તો પતિ લાવવા માટે તૈયાર છે અને જો હલાલાની જરૂરત પડે તો પતિ તેના માટે તૈયાર નથી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં જયારે ઓરત ૨૬ ડિસેમ્બર ૧૯૮૦ સુધી પતિના ઘરે આવી નથી તો શરત પ્રમાણે તેની ઉપર ત્રણ તલાક લાગી જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦) હવે તેનો હુકમ એ છે કે ઈદ્દત ખતમ થયા પછી ઓરત બીજા પુરુષથી નિકાહ કરવા માંગે તો કરી શકે છે અને જો ઓરત પહેલા પતિથી નિકાહ કરવા માંગે તો હલાલા વગર તેની ગુંજાઈશ નથી.

હલાલાનો તરીકો એ છે કે બીજો પતિ તેની સાથે નિકાહ પછી સંભોગ કરે, પછી તે પુરુષ પોતાની ખુશીથી ઓરતને તલાક આપી દે. જયારે તેની ઈદ્દત પુરી થઈ જાય તો તે ઓરત પહેલા પતિ સાથે નિકાહ કરી શકે છે. હલાલા વગર નિકાહ કરવા હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) શરત પર તલાકની સુરતમાં મહેરનો હુકમ

સવાલ (૨૩૪૩) : ઝૈદે પોતાના છોકરા હબીબની શાદી ઉમરની છોકરી ઝેનબથી કરી હતી. તે વખતે પત્નીની મહેર ૧૫૨ રૂપિયાનો આમ રિવાજ હતો. એ જ મહેરમાં શાદી થઈ ગઈ. હવે હબીબ અને જેનબને ત્રણ બાળકો છે, હમેશા ઝઘડો થવાને કારણે હબીબે નીચેની શરતો સાથે ઝેનબને તલાક આપી છે.

નોંધ : ગોધરાના રિવાજ પ્રમાણે જે ઘરેણા અને કપડા આપવામાં આવે છે તે ભેટ રૂપે નહીં, કપડા અને ઘરેણા માત્ર વાપરવા માટે આપે છે. તેને વેચવાની ઈજાઝત નથી હોતી. કાગળમાં તલાકની શરત આ રીતે છે.

ચાર તોલા સોનુ અને વીસ તોલા ચાંદી પરત કરે તો એક તલાક અને બાકીના ઘરેણા પરત કરે તો બે તલાક અને બધુ પરત કરી દે તો ત્રણ તલાક.

ઉપરોકત શરત પ્રમાણે તલાક આપી છે તો શું ઝેનબને તલાક પછી મહેર મળી શકે છે ? અને તે બીજા નિકાહ કરી શકે છે કે નહીં ? ઉપરના લખાણ પ્રમાણે ઘરેણા પરત કરવા પડશે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપે સવાલમાં જે વસ્તુઓનું વર્ણન કર્યુ છે. તે તલાકની શરતો છે. લખેલી શરત પ્રમાણે તલાક લાગશે. તેના વગર તલાક નહીં લાગે, પરંતુ પતિ એ ઓરતને શરત પુરી કર્યા વગર પણ તલાક આપવા માંગે તો આપી શકે છે. તેની ઈજાઝત છે.

(દુર્રે મુખ્તાર : ૩ / ૩૪૮)

અને જયારે રિવાજ વાપરવા માટે ઘરેણા આપવાનો છે. તો ઓરત માટે જરૂરી છે કે જયારે માલિક માંગણી કરે, તો તેના ઘરેણા તેને પરત આપી દે, નહીં તો ગુનેહગાર થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૬ /૨૧૬)

મહેર ઓરતનો હક છે, પતિના જિમ્મે ફરજ છે. તલાક આપે કે ન આપે મહેર આપવી પતિની જવાબદારી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૦૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) "મારા નિકાહથી નીકળી જઈશ" કહેવાથી કઈ તલાક લાગશે ?

**સવાલ (૨૩૪૪) :** મારી પત્ની બે વર્ષથી તેના પિતાના ઘરે ગઈ હતી. મેં તેને એક પત્ર લખ્યો. તેનો વિષય હતો. "મકબુલ જહાં તમને એક મહિનાની મુદત આપવામાં આવે છે. નકકી કરેલી મુદતની છેલ્લી તારીખ સુધીમાં ચાલી આવો અને પત્રથી જાણ કરો કે હું આવી રહી છું, જો તમારા તરફથી કોઈ પત્ર ન આવ્યો અને તમે ન આવી તો હું એવું સમજીશ કે તમે ત્રણ તલાક લેવા માંગો છો. નક્કી કરેલી મુદત પુરી થતા તમે મારા નિકાહથી નીકળી જશો. એટલે મારા તરફથી તમને ત્રણ તલાક લાગી જશે.

આ પત્રને લખ્યે પંદર દિવસ થયા હતા કે હું જાતે સાસરીયામાં ગયો અને ત્યાં પત્નીથી સમાગમ પણ કર્યુ અને મારી પત્ની મારી સાથે આવવા તૈયાર પણ થઈ

ગઈ. પરંતુ બંને કુટુંબોમાં ઝઘડાને કારણે મારા સસરાએ મારી પત્નીને મારી સાથે આવવા ન દીધી અને મારી પત્ની પોતાના પિતાની સામે મારી સાથે આવવા માટે વધારે જોર ન કરી શકી. તેથી મારે એકલું જ આવવું પડયું. હમણાં સુધી મારી પત્ની આવવા માટે તૈયાર છે.અને હું પણ લાવવા માંગુ છું પરંતુ મારા સસરા કહે છે કે પત્ર પ્રમાણે ત્રણ તલાક થઈ ગઈ છે. માટે આપ સહીહ મસ્અલો સહી સાથે આપો કે મારી પત્નીને તલાક થઈ કે નહીં ? અને થઈ તો કેટલી થઈ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"નકકી કરેલી મુદત પુરી થતા તમે મારા નિકાહથી નીકળી જશો. એટલે મારા તરફથી તમને ત્રણ તલાક લાગી જશે." આપનું આ લખવું શરતી તલાક છે. જો આપની પત્ની નક્કી કરેલી મુદતમાં ન આવી તો ત્રણ તલાક લાગી જશે. મુદત પુરી થયા પછી આપના સસરાનું કહેવું કે ત્રણ તલાક લાગી ગઈ છે, દુરુસ્ત છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૪૪) હલાલા વગર એ ઓરત આપના માટે હલાલ નથી. (તફસીરે કુર્તુબી : ૩ / ૧૪૭, સુરએ બકરહ : ૨૩૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# કોઈને તલાકનો અધિકાર સોંપવો

## (૧) નિકાહનામામાં તલાકનો હક સોંપવાના આધારે કમિટી નિકાહ રદ કરી શકે છે

**સવાલ (૨૩૪૫) :** કમિટીના નિકાહના રજીસ્ટરમાં તલાકના હક વિશે એક નોંધ લખી છે, જેમાં છે કે હું દુલ્હો ફલાણા ઈબ્ને ફલાણા રહેવાસી..........,રાજપુરની જમાઅતને અધિકાર આપું છું કે અમે પતિ – પત્નીમાં કોઈ જાતનો ઝઘડો કે કંકાશ પેદા થઈ જાય, તો મામલાની વ્યવસ્થિત પૂછપરછ કરી શરઈ સમાધાન અથવા તલાક કરાવી દે. ઉપર દર્શાવેલ શરતો મને મંજુર છે. દુલ્હાની સહી ........

હવે સમસ્યા એ છે કે છોકરો છોકરીને લઈ જતો નથી, અને છોકરીને ભરણપોષણ ખર્ચ પણ આપતો નથી, જેથી છોકરીએ જમાત(કમિટી) ને ફરિયાદ કરી, તો જમાતે છોકરાને પહેલા તો નોટિસ આપી અને હાજર થવા માટે કહયું, પરંતુ છોકરો હાજર રહયો નહીં, અને પોતાની પત્નીને લઈ જતો પણ નથી, તો હવે ઉપર લખેલી નોંધ પ્રમાણે જયારે કે છોકરાએ જમાઅતને તલાકનો હક આપ્યો હતો, જમાઅતે છોકરીની તલાક કરાવી આપી તો શું શરીઅતની દ્રષ્ટિએ તલાક થઈ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો દુલ્હાએ નિકાહનામામાં તલાકનો હક સોંપવા વિશેની જે નોંધ લખી હતી તેને જાતે વાંચી લીધી અથવા બીજાએ પઢીને સંભળાવી, પછી તેણે સહી (દસ્તખત) કરી તો જયારે પતિ તરફથી જુલ્મ થઈ રહયો છે કે તે નોટિસ પર હાજર થતો નથી અને ન તો પોતાની પત્નીને લઈ જાય છે અને ન તો સમાધાન કરવા માટે તૈયાર છે, તો આ આધારે જમાઅતના જિમ્મેદારોનું નિકાહ તોડી નાખવું જાઈઝ છે. (સુનને અબૂ દાવુદ : ૨ / ૫૦૬ હદીસ નં. ૫૦૬) ત્યાર પછી શરીઅત પ્રમાણે છોકરી બીજી જગ્યાએ શાદી કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) નિકાહ વખતે તલાકનો હક સોંપવો અને ઈકરારનામુ

**સવાલ (૨૩૪૬) :** અમારે ત્યાં નિકાહ વખતે દુલ્હાને કમિટી તરફથી એક ઈકરાર નામુ આપવામાં આવે છે. જેમાં અમુક શરતો પર કમિટીને તલાકનો અધિકાર સોંપવામાં આવે છે અને દુલ્હો આ કરારનામાને મંજુર કરી તેની ઉપર સહી કરે છે, આ ઈકરારનામાની વિગત આપ સામે રજૂ કરીએ છીએ.

હું ફલાણો.......... ઈબ્ને ફલાણો....... નીચે દર્શાવેલ સુરતોમાં ફલાણી .........બિન્તે ફલાણી............ને જેનાથી મારો નિકાહ થયો છે, હું કમિટીને નિકાહથી અલગ કરવા અને એક તલાકે બાઈન આપવાનો સંપૂર્ણ અધિકાર આપું છું, જો કમિટી તલાક આપે તો તે તલાક એવી જ સમજવામાં આવશે, જાણે જાતે મેં તલાક આપી છે.

(૧) હું મારી તાકત અને શકિત છતાં શરઈ કારણ વગર મારી પત્નીને જરૂરી ભરણપોષણ ખર્ચ અદા ન કરું.

(૨) હું મારી પત્નીને કારણ વગર અતિશય શારિરીક અને માનસિક તકલીફ આપું.

(૩) હું કોઈ કમજોરી, નામર્દી (નપુસંકતા) અથવા બીમારીને લીધે પત્ની સાથે સંભોગ કરતો નથી, જેથી મને એક વર્ષના ઈલાજની મુદત આપવામાં આવે, ત્યાર પછી પણ હું આ તાકત પ્રાપ્ત ન કરી શકું.

(૪) હું કોઈ ગુનાહમાં સાત વર્ષ અથવા તેનાથી વધારે મુદત જેલમાં જાઉં અને પત્નીનું ભરણપોષણ અને જરૂરી હક્કો અદા ન કરી શકું.

(૫) મારું અપહરણ કરી લેવામાં આવે અથવા ખોવાય જાઉં, ઘણી શોધખોળ છતાં પણ મળી ન શકું અને ન કયાંય મારો પત્તો હોય, આ રીતે ચાર વર્ષ પસાર થઈ જાય.

(૬) અમે બન્ને પતિ – પત્નીમાં વારંવાર ઝઘડો થતો રહેતો હોય અને કમિટી તરફથી સમાધાન અને સુલેહની કોશિશ કરવા છતાં તેનો કોઈ ઉકેલ ન નીકળતો હોય.

(૭) જો ઉપરોકત શરતોમાંથી કોઈ શરત જોવામાં આવે અને કમિટી તરફથી ઓરતને તલાક આપી દેવામાં આવે તો તેની મહેર અને ઈદ્દતનો ખર્ચ અદા કરીશ નહીં. બલકે ઓરત તેને માફ કરી દેશે.

આ ઈકરારનામામાં દર્શાવેલ તમામ શરતો હું સંપૂર્ણ હોશો હવાસ સાથે, સમજી વિચારીને કોઈ પણ જાતની બળજબરી અને લાલચ વગર ખુશી અને રગબત સાથે કબૂલ કરું છું, મંજુર કરું છું. પતિની સહી............................

હવે સવાલ એ કે આ ઈકરારનામું શરીઅત પ્રમાણે છે કે નહીં ? આપ મોહતરમથી આ બાબતે જરૂરી માર્ગદર્શન ચાહું છું, આશા છે કે સાચું માર્ગદર્શન આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઉપરોકત ઈકરારનામું પઢ્યું, કમિટીવાળાઓથી અપીલ છે કે મારી કિતાબ "તોહફતુન્નિસાઅ, મુસલમાન ઔરત" (પેજ : ૩૮ – ૪૪) નો અભ્યાસ કરે.

આ ઈકરારનામાને "તફવીઝે તલાક" (તલાકનો હક અન્યને સોંપવો) કહેવામાં આવે છે, જેમાં પતિ તલાકનો હક બીજા માણસને અથવા ઔરતને અથવા કમિટીના હવાલે કરે છે, તે અનુસંધાનમાં અમુક વાતો ધ્યાનમાં રાખવી જોઈએ :

(૧) આ કરારનામાને શાદીથી પહેલા અથવા નિકાહની મજલિસમાં જ મંજૂર કરવામાં આવે, નહીં તો નિકાહ પછી પતિ ઈન્કાર કરી શકે છે.

(૨) આ ફિત્ના–ફસાદવાળા માહોલમાં કમિટીના તમામ સભ્યોની સહમતિ મુશ્કિલ છે, પતિનો કોઈ રિશ્તેદાર કમિટીમાં હશે તો તે તેની તરફદારી કરશે અને ઓરતનો હક મારશે, માટે બધાની સંમતિને બદલે બહુમત પર ફેસલો કરવો જોઈએ. આ એક "નિયમ"નો વધારો કરવાની સલાહ છે.

(૩) કમિટીમાં એક આલિમનું હોવું જરૂરી છે, જે આ વિશેના મસાઈલમાં કમિટીને શરઈ માર્ગદર્શન આપતો રહે.

(૪) આમાં નિયમ નંબર ૭ નો સંબંધ સ્ત્રી સાથે છે, માટે ઓરતથી પણ આ કરારનામુ મંજૂર કરાવવું જોઈએ, અને તેની પણ સહી લેવી જોઈએ.

(૬) સહીમાં પતિની સહી અને ઓરત (બંનેની) સહી હોવી જોઈએ. અને કમિટીના તમામ સભ્યોની સહી (પણ) હોય તો બહેતર છે, નહીં તો બે સાક્ષીઓની સહી (તો) જરૂર હોવી જોઈએ.

આશા છે કે આટલું માર્ગદર્શન કાફી છે, જો આમાં કોઈ શંકા હોય તો લખી જણાવશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તલાકના વધતા પ્રમાણને અટકાવવાનો એક અસરકારક ઉપાય

સવાલ (૨૩૪૭) : આજકાલ લોકો પોતાની વ્યકિતગત પરેશાનીઓને કારણે ઓરતને તલાક આપી દેતા હોય છે અને માત્ર એક તલાક આપતા નથી બલકે એકી સાથે ત્રણ તલાક આપી દે છે, અને હલાલા વગર બીજી વાર તે ઓરતને પોતાના નિકાહમાં પણ લઈ લે છે માટે કોઈ એવો યોગ્ય રસ્તો બતાવવામાં આવે જેનાથી લોકો તલાકથી અટકી જાય અને ઓરતને પોતાના નિકાહમાં કોઈ પણ જાતની લડાઈ – ઝઘડા વગર બાકી રાખે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જહાલત (અજ્ઞાનતા) ને કારણે તલાકનું પ્રમાણ વધતું હોય છે, અને તેના એવા પરિણામો જોવામાં આવે છે કે ત્રણ તલાક આપવા છતાં પણ પતિ – પત્ની કોઈ પણ જાતના શરઈ હલાલા વગર પોતાનું દાંપત્ય જીવન યથાવત રાખે છે. જે સદંતર હરામ છે. અથવા જે કોઈ હલાલો કરાવે છે તે પણ ગેર શરઈ તરીકાથી કરાવે છે, બીજા મર્દથી હલાલાની શરતે નિકાહ કરાવવામાં આવે છે કે બીજો પતિ માત્ર એક રાત ગુજારી તલાક આપી દે, હાલાંકે અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે હલાલો કરનાર અને કરાવનાર બંને મલ્ઉન છે એટલે બન્ને પર અલ્લાહ અને તેના રસૂલ (સલ.) ની લાનત છે. (સુનને અબૂદાઉદ : ૧ / ૨૮૪,હદીસ નં. ૨૦૭૬, સુનને ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૬)

આજે તલાકનું પ્રમાણ વધી રહયું છે, તેના અનેક કારણો જવાબદાર છે, તે પૈકી એ પણ છે કે કયારેક ઓરતને પતિ પસંદ નથી હોતો, કયારેક તેના અખ્લાક સારા નથી હોતા, કયારેક તે એવી બીમારીનો ભોગ બને છે જેનાથી ઓરતને નફરત થઈ જાય છે, અથવા પતિ ગાંડો થઈ ગયો છે જેને લીધે ઓરત તેની સાથે પોતાનું દાંપત્ય જીવન બાકી રાખી શકતી નથી. આવી પરિસ્થિતીઓમાં ઓરતને પોતાના પતિથી મુકિત મેળવવાનો રસ્તો પણ આસાન બનાવવાની જરૂરત છે. તેના માટે નીચે દર્શાવેલ વાતોને ધ્યાનમાં રાખે.

(૧) શાદીથી પહેલા બન્ને પક્ષોના ગામના અમુક ઈમાનદાર અને સમજદાર લોકોની કમિટી બનાવવામાં આવે.

(૨) કમિટીમાંથી કોઈ એકને સંપૂર્ણ અધિકાર આપવામાં ન આવે.

(૩) હમેશાં માટે પાવર (તલાકનો અધિકાર) પણ ન આપવામાં આવે.

(૪) દસ પંદર વર્ષ માટે પાવર (તલાકનો અધિકાર) આપવામાં આવે, આ સમય દરમિયાન તેમને ત્યાં બે ત્રણ બાળકો પણ પેદા થઈ જશે, જેથી પતિનો નશો પણ થોડો ઓછો થઈ થશે.

(૫) માત્ર સ્ત્રીને પણ સંપૂર્ણ અધિકાર આપવામાં ન આવે, કારણ કે તે પુરુષોની તુલનામાં વધારે જઝબાતી હોય છે.

(૬) તલાકનો હક પતિ પાસેથી લઈને પંદર વર્ષ સુધી બન્ને પક્ષો તરફથી નક્કી કરેલ કમિટીના સભ્યોને સોંપી દેવામાં આવે. તે બંનેની વાતો સાંભળશે અને જો તેમને યોગ્ય લાગશે તો જ તલાકનો ફેસલો કરશે.

(૭) શાદીથી પહેલા એક લેખિત આપવામાં આવે, કારણ કે શાદી પછી પતિને કોઈ બાબતે મજબૂર કરવો જાઈઝ નથી. આ સૂરતમાં રાજી હશે તો જ તલાકનામું લખી શકે છે.

(૮) શાદીથી પહેલા ઈકરારનામુ એ રીતે તૈયાર કરે કે "હું ફલાણી ઔરત સાથે નિકાહ કરું છું, તેમાં ઓરત અને તેના ખાનદાનનું સંપૂર્ણ સરનામુ લખે, અનિવાર્ય સંજોગોમાં મારી પત્નીને તલાક આપવાનો અધિકાર હું મારા હકમ હઝરાત ( ફેસલો કરનાર – કમિટીના સભ્યો) ને આપું છું, જો હકમ હઝરાતને આ વાતની જાણ થઈ કે હું મારી પત્ની પર દમન ગુજારું છું અને તેના અધિકારો અદા કરવાની શકિત ધરાવતો નથી, જો હકમ હઝરાતને આ વાત યોગ્ય જણાય કે તેઓ મારી પત્નીને તલાક આપી દે તો તેઓ મારી પત્નીને એક તલાકે બાઈન આપી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



مدة ، اعتبارا قال : " ولا يفرق بينه وبين امرأته " ، وقال مالك : إذا مضى أربع سنين ، يفرق القاضي بينه وبين امرأته ، وتعت ، وتعتد عدة الوفاة ، ثم تتزوج من شاءت ، لأن عمر رضي الله عنه هكذا قضى في الذي استهواه الجن بالمدينة ، وكفى به إماما ، ولأنه منع حقها بالغيبة ، فيفرق القاضي بينهما بعد مضي م بالإيلاء والعنة ، وبعد هذا الاعتبار أخذ المقدار منهما الأربع من الإيلاء ، والسنين من العنة عملا بالشبهين .. ولنا قوله صلى الله عليه و سلم في امرأة المفقود : " إنها امرأته حتى يأتيها البيان " وقول علي رضي الله عنه فيها : هي امرأة ابتليت ، فلتصبر حتى يستبين موت أو طلاق ، خرج بيانا للبيان المذكور في المرفوع ، ولأن النكاح عرف ثبوته ، والغيبة لا توجب الفرقة والموت في حيز الاحتمال ، فلا يزال النكاح بالشك ، وعمر رضي الله عنه رجع إلى قول علي رضي الله عنه ، ولا معتبر بالإيلاء ، لأنه كان طلاقا معجلا فاعتبر في الشرع مؤجلا ، فكان موجبا للفرقة ، ولا بالعنة ، لأن الغيبة تعقب العودة والعنة قلما تنحل بعد استمرارها سنة .. قال : " وإذا تم له مائة وعشرون سنة من يوم ولد حكمنا بموته " قال رضي الله عنه : وهذه رواية الحسن عن أبي حنيفة، وفي ظاهر المذهب يقدر بموت الأقران ، وفي المروي عن أبي يوسف بمائة سنة ، وقدره بعضهم بتسعين ، والأقيس أن لا يقدر بشيء ، والأرفق أن يقدر بتسعين ، وإذا حكم بموته ، اعتدت امرأته عدة الوفاة من ذلك الوقت " . ( الهداية في شرح بداية المبتدي - علي بن أبي بكر بن عبد الجليل الفرغاني المرغيناني ، أبو الحسن برهان الدين ( م : ٥٩٣ ه ) : ٢٣٢٤ ٢ ، كتاب المفقود ، ت : طلال يوسف ، ط : دار احياء التراث العربي - بيروت )

તર્જુમો : મફકુદુલ ખબર (જેનો કોઈ પત્તો ન હોય તે) પતિ અને તેની પત્ની દરમિયાન જુદાઈ કરવામાં આવશે નહી, અને ઈમામ માલિક (રદિ.) ફરમાવે છે કે મફકુદુલ ખબર પતિ પર ચાર વર્ષ ગુજરી જાય તો કાઝી તે પતિ અને તેની પત્ની દરમિયાન જુદાઈ કરાવી દેશે, ત્યાર પછી તે ઓરત વફાતની ઈદ્દત ગુજારશે, ચાર મહિના અને દસ દિવસ, ત્યાર પછી તે જે મર્દ સાથે નિકાહ કરવા ઈચ્છે નિકાહ કરી લેશે. કારણ કે મદીના શરીફમાં જે વ્યકિતનું જિન્નાતે અપહરણ કરી લીધું હતું, જેને જિન્નાત લઈ ગયો હતો તે માણસ વિશે હઝરત ઉમર (રદિ.) એ આ જ ફેસલો કર્યો હતો અને આપણા ફેસલા માટે હઝરત ઉમર (રદિ.) નું આ કથન કાફી છે. બીજી અકલી દલીલ છે કે મફકુદુલ ખબર પતિએ ગાયબ રહીને ઓરતનો હક રોકયો અને બરબાદ કર્યો તો કાઝી આ પતિ – પત્ની દરમિયાન એક મુદત પસાર થયા પછી જુદાઈ કરાવી દેશે. ઈલાઅ અને ઈન્નીન (નપુસંક) પર કયાસ કરતા અને કયાસની સુરત આ બંનેની મિકદારથી આ છે કે ચારનો શબ્દ અને હુકમ ઈલાઅથી લીધો, કેમકે ઈલાઅમાં ચાર મહિના છે, અને ઈન્નીનથી વર્ષનો હુકમ લીધો કેમકે ઈન્નીનમાં એક વર્ષ સુધી ઈન્તિઝાર કરવાનો હુકમ છે અને બંને શંકાઓ પર અમલ કરતા ચાર વર્ષનો હુકમ લગાવી દેવામાં આવ્યો અને અમારી દલીલ મફકુદૂલ ખબર પતિની પત્ની વિશે અલ્લાહના નબી (સલ.) નું ફરમાન છે કે જયાં સુધી પતિનું બયાન અને સ્પષ્ટા ન આવી જાય, ઓરત તેની પત્ની છે, અને આવા ગુમ થયેલ પતિની પત્ની વિશે હઝરત અલી (રદિ.) નું ફરમાન પણ છે કે તે ઓરત પતિના મૃત્યુ અથવા તેના તરફથી તલાકની સ્પષ્ટતા ન થઈ જાય ત્યાં સુધી સબર કરે, હઝરત અલી (રદિ.) નું આ વાકય એક મરફૂઅ હદીસથી લેવામાં આવ્યું છે. બીજી દલીલ છે કે ઓરતનો પતિથી નિકાહ સાબિત અને મજબુત છે, અને ગુમ થયેલ પતિની ગેરહાજરી અને તેનું મરણ થયું છે કે નહીં ? તેમાં શંકા છે, તો આ મૃત્યુની શંકાને લીધે નિકાહ જેવી મજબુત વસ્તુને ખતમ કરવામાં નહીં આવે. અને જયાં સુધી તમારી દલીલોની વાત છે તો હઝરત ઉમર (રદિ.) એ અંતમાં હઝરત અલી (રદિ.) ના કથન તરફ રુજૂઅ કરી લીધું હતું. એટલા માટે તે દલીલ બરાબર નથી. અને આપનું ઈલાઅ પર કયાસ કરવું પણ ભરોસા પાત્ર નથી. કેમકે જાહિલિયતના યુગમાં ઈલાઅથી તત્કાળ તલાક લાગી જતી હતી, અને હવે શરીઅતે ચાર મહિના મોડું કરવા પર તલાકને લાગુ કરી છે. જો કે ઈલાઅ જુદાઈનું કારણ છે પરંતુ પતિનું

ગુમ થવું એ જુદાઈનું કારણ નથી. અને ઈન્નીન (નપુસંક) પર પણ કયાસ કરી શકાય નહીં, કારણ કે ગુમ થયા પછી પરત ફરવાની શકયતા છે અને ઈન્નીન (નપુસંક) માં વર્ષ વિતી ગયા પછી ઠીક થવાની શકયતા નથી. એટલે ઈન્નીન ઉપર પણ કયાસ કરી શકાય નહીં. અને જયારે પતિના જન્મ દિવસથી લઈ અત્યાર સુધી ૧૨૦ વર્ષ પૂર્ણ થઈ જાય તો પતિના મૃત્યુનો હુકમ લગાવી દેવામાં આવશે. અને આ ૧૨૦ વર્ષનું ઈમામનું કથન હઝરત હસન (રદિ.) ની રિવાયતથી છે. બીજી જાહેરી મઝહબની રિવાયત આ છે કે ગુમ થયેલ પતિની ઉમરના લોકો મૃત્યુ પામે તો તેના મૃત્યુનો હુકમ લગાવવામાં આવશે. અને ત્રીજી રિવાયત ઈમામ અબૂ યુસૂફ રહ.ના હવાલાથી આ છે કે ૧૦૦ વર્ષ પછી મૃત્યુનો હુકમ લગાવવામાં આવશે. અને ચોથી રિવાયત છે કે ૯૦ વર્ષ પછી મૃત્યુનો હુકમ લગાવવામાં આવશે. અને પાંચમી રિવાયત કયાસનો તકાદો છે કે કોઈ વર્ષને નકકી કરવામાં ન આવે, બલકે પરિસ્થિતિનું નિરિક્ષણ કરી ફેસલો કરવામાં આવે. પરંતુ આ બધી રિવાયતોમાં આસાન રિવાયત છે કે ૯૦ વર્ષની ઉમરમાં મૃત્યુનો હુકમ લગાવવામાં આવશે જયારે મૃત્યુનો હુકમ લાગી જશે ત્યારથી તેની પત્ની વફાતની ઈદ્દત ચાર મહિના અને દસ દિવસ ગુજારશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૪૨૪)

# નિકાહને રદ કરવા અને જુદાઈનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# નિકાહને રદ કરવા અને જુદાઈનું બયાન

## (૧) ગુમ થયેલ પતિનો હુકમ

**સવાલ (૨૩૪૮) :** એક ઓરતનો પતિ ચાર – પાંચ વર્ષની લાપતા છે, ન કોઈ પત્ર અને ન તો કોઈ ખબર, તેનો કોઈ પતો નથી, તે કયાં છે તે વિશે કોઈ કશું જાણતું નથી. તો શરીઅતની દ્રષ્ટિએ આવી ઓરતનો શું હુકમ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા ઓરત, શરઈ પંચાયતમાં આ બાબતનો કેસ દાખલ કરે અને સાક્ષીઓ મારફતે તે મર્દ સાથે નિકાહ થવા અને તેના ગુમ થયાનું સાબિત કરે, ત્યાર પછી શરઈ પંચાયતના ઝિમ્મેદારો દૈનિક, સાપ્તાહિક અને માસિક દરેક પ્રકારના સમાચાર પત્રોમાં જાહેરાત આપી અને તેના રિશ્તેદારો અને લાગતા વળગતા માણસો દ્વારા તેને શોધવાની કોશિશ કરે, જો તમામ પ્રયાસો છતાં તેનો કોઈ અતોપતો ન હોય તો ઓરત તેનો આ દાવો રજૂ કરે કે હું પતિ વગર એકલી જીવન વિતાવી શકતી નથી. ખાવા – પીવાની વ્યવસ્થા મારાથી થઈ શકતી નથી. અથવા આ ફિત્નાવાળા યુગમાં પતિ વગર મારા માટે સબર કરવી મુશ્કેલ છે. અને ગુનાહનો ખતરો છે, અને મારી પ્રતિષ્ઠા અને આબરૂનો સવાલ છે, આ સૂરતમાં શરઈ પંચાયત તેને એક વર્ષ સુધી ઈન્તેજાર કરવાનો હુકમ આપશે, જો પછી પણ તેનો પતિ આવ્યો નથી અને ન તેની કોઈ ખબર છે, તો પછી પંચાયત તેનો નિકાહ ફસ્ખ (રદ) કરી દેશે અને હુકમ આપશે કે ત્રણ હેઝની ઈદ્દત પૂર્ણ કરી તમને બીજા નિકાહની ઈજાઝત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગુમ થયેલ પતિનો હુકમ

**સવાલ (૨૩૪૯) :** એક ઔરતનો પતિ લાપતા છે, તેની ઘણી શોધ કરવામાં આવી, પરંતુ તેનો કોઈ અતો પતો નથી, તો શું આ ઔરત હવે બીજો નિકાહ કરી શકે છે ? વિગતવાર જવાબ આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે ઓરત પોતાની તલાક વિશે શરઈ પંચાયતમાં દાવો કરે, તેમજ શરઈ

પંચાયત સામે પોતાના ગુમ થયેલ પતિ સાથે નિકાહની સાબિતી, ત્યાર પછી તેનું ગુમ થવું, ગવાહોથી સાબિત કરે, તો હવે શરઈ પંચાયત શરીઅત પ્રમાણે કાર્યવાહી કરશે અને જયાં સુધી પંચાયતનો ફેસલો ન આવે, ઔરત માટે બીજો નિકાહ કરવો હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ગુમ થયેલની પત્નીના નિકાહનો શરઈ હુકમ

સવાલ (૨૩૫૦) : અબ્દુલ્લાહ નામના એક માણસે અત્તરબાનુ નામની એક ઓરત સાથે નિકાહ કર્યા, સવા વર્ષ સુધી બન્ને પતિ – પત્ની એક સાથે રહયા, ત્યાર પછી પતિ પોતાની પત્નીને જાણ કર્યા વગર પાકિસ્તાન ચાલ્યો ગયો, પતિને પાકિસ્તાન ચાલ્યા જવાના આજે ૧૧ વર્ષ થઈ ગયા, ત્યાં ગયા પછી આજ સુધી તેના તરફથી ન પત્ની પર કોઈ પત્ર આવ્યો છે અને ન તો અન્ય કોઈ પર. અને ન તો આજ સુધી તેના તરફથી કોઈ રૂપિયા – પૈસા આવ્યા છે અને પાકિસ્તાનમાં તે માણસ કઈ જગ્યાએ અને કયા શહેરમાં રહે છે, તે પણ અહીંયા કોઈને ખબર નથી.

અત્યારે અત્તરબાનુની ઉમર ૨૮ વર્ષની છે અને તેના પતિથી તેને એક પુત્ર પણ છે, પતિની અત્યારે કોઈ સંપત્તિ નથી. અત્તરબાનુ પોતાના માતા–પિતાના ઘરે રહે છે, તેનો ભાઈ મુંબઈથી જે કંઈ ખર્ચ માટે થોડી રકમ તેના માટે મોકલે છે, તેના પર તેનું ગુજરાન ચાલે છે, ઔરત હવે બિલ્કુલ સબર કરી શકે તેમ નથી. અને બીજો નિકાહ કરવા માંગે છે; પરંતુ તે માટે તે મુફતિયાને કિરામના ફત્વા અને તેના જવાબની રાહ જુએ છે તો તે ઔરતે હવે શું કરવું જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ઔરતના ગામના દીનદાર મુસલમાન ઝિમ્મેદાર હઝરાતની એક કમીટી બનાવવામાં આવે જેમાં એક આલિમ પણ હોય, જેને શરઈ પંચાયતનું નામ આપવામાં આવે, ત્યાર પછી આ ઔરત આ શરઈ પંચાયતના ઝિમ્મેદારો પાસે આવીને તે માણસ સાથે પોતાના નિકાહને ગવાહો દ્વારા સાબિત કરે, તેમજ એ પણ સાબિત કરે કે ૧૧ વર્ષથી પતિ ગુમ થઈ ગયેલ છે, અને આજ સુધી તેનો કોઈ પત્તો નથી અને તેણે (અત્યાર સુધી) તેની પત્નીનો કોઈ હક અદા કર્યો નથી અને આ ફિત્નાવાળા જમાનામાં ઈઝઝત અને પાકદામની સાથે પતિ વગર એકલું જીવન પસાર કરવું મુશ્કેલ છે, ઉપરોકત બધી બાબતો ગવાહોની ગવાહીથી શરઈ પંચાયતના ઝિમ્મેદારો સામે દાવા પેટે રજૂ કરી તેને સાબિત કરી દે, તો હવે શરઈ

પંચાયતના ઝિમ્મેદારો અને ઔરત અને તેના રિશ્તેદારો પતિ અબ્દુલ્લાહની શોધખોળમાં લાગી જાય, શોધખોળ પછી પણ જો તે (અબ્દુલ્લાહ) ન મળે તો હવે શરઈ પંચાયતના ઝિમ્મેદારો ઔરતને એક વર્ષ સુધી ઈન્તિઝાર કરવાની મુદત આપશે, વર્ષ વિતી ગયા પછી પણ જો પતિ પરત ન આવે તો હવે ઔરત બીજી વાર શરઈ પંચાયતના ઝિમ્મેદારો સામે એ દાવો કરે કે એક વર્ષ થઈ ગયું છે અને પતિ અબ્દુલ્લાહ પરત આવ્યો નથી, હવે શરઈ પંચાયત ઔરતનો નિકાહ તેના પતિથી ખતમ કરવાનો ફેસલો કરી દેશે, ફેસલા પછી ઔરત પોતાની તલાકની ઈદ્દત ગુઝારીને બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૪૨૪, હુલ્યતુન્નાજિઝહ : ૯૮–૯૯)

અબ્દુલ્લાહને શોધવા માટે શકય હોય તો કોઈ માણસને પાકિસ્તાન મોકલવામાં આવે અથવા ત્યાંના સમાચાર પત્રોમાં ખબર છપાવવા માટે આપે. મતલબ કે તેને શોધવાની સંપૂર્ણ કોશિશ અને મહેનત કરવી જરૂરી છે. અને પતિને શોધવાનો ખર્ચ, જો તાકત હોય તો પત્ની ઉઠાવશે. નહીં તો ગામમાં ચંદો કરવામાં આવે અને આ ખર્ચને ગામવાળાઓ ઉઠાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ગુમ થયેલાની પત્નીના નિકાહનો શરઈ હુકમ

**સવાલ (૨૩૫૧) :** એક માણસ સાત વર્ષ પહેલા ગુમ થઈ ગયો હતો, તેની કહાની આ પ્રમાણે છે કે તારીખ ૩ / ૪ / ૧૯૬૯ ઈસ્વીના રોજ આ માણસ પોતાની પત્ની, ભાઈ, ભાભી અને પોતાના બે સંતાનોને લઈને દરિયા કિનારે ફરવા ગયો હતો, આ સ્થળ તેના ઘરેથી આશરે એક સો પચાસ (૧૫૦) માઈલના અંતરે છે. તે માણસે પાછા ફરતી વખતે તેના ભાઈને કહયું કે તમે બાજુની હોટલમાં બેસો, હું ગુસલ કરીને આવું છું, અને પોતાના કપડાં પણ આપી દીધા. માત્ર સતર છુપાવી શકાય એટલા કપડા પોતાની પાસે રાખ્યા અને ચાલ્યો ગયો, તેના ભાઈ વગેરે હોટલમાં બેસીને તેની રાહ જોતા રહયા, ઘણું મોડું થઈ ગયું, પરંતુ તે માણસ પરત ન આવ્યો, જેથી બધા લોકો તેની શોધમાં નીકળ્યા, પંરતુ ઘણી શોધખોળ પછી પણ તે માણસ મળ્યો નહીં, લગભગ એક બે વર્ષ સુધી તેની શોધખોળ ચાલુ રહી, તેમજ વર્તમાન પત્રોમાં પણ જાહેરાતો આપવામાં આવી અને રેડિયો મારફતે પણ તેના સમાચાર પ્રકાશિત થતા રહયા, પરંતુ હજુ સુધી તેનો કોઈ પોત્તો મળી શકયો નથી.

હવે તેની પત્ની અને તેના સંતાનો એકલા રહે છે, સવાલ એ છે કે હવે તે ઓરતની શાદી બીજી જગ્યાએ કરવી હોય તો કરી શકાય કે નહીં ? જો કરી શકાય તો કેટલી મુદ્દત પછી ? વિગતવાર જવાબ આપવા મહેરબાની.

નોંધ : ઉપરોકત ઘટના પોર્ટુગિઝની છે. ત્યાં ઈસ્લામી હુકૂમત નથી, તો ફેસલો કેવી રીતે કરવો જોઈએ ? નોંધ : તે માણસનો કોઈની સાથે કોઈ જાતનો લડાઈ – ઝઘડો પણ થયો ન હતો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઓરતનો પતિ ગુમ થઈ જાય અને તેને વર્ષો પસાર થઈ જાય અને સબર અને સુકૂનથી જિંદગી ગુઝારી શકતી હોય અને તેના રોજિંદા (ભરણ પોષણ) ખર્ચની પણ સંપૂર્ણ વ્યવસ્થા હોય તો (તે) પોતાની જિંદગી ગુજારી લે, પરંતુ આ ફિત્નાવાળા માહોલમાં જો પવિત્રતા અને પાકદામની સાથે જિંદગી ગુજારવી મુશ્કેલ હોય અને જરૂરી ખર્ચની પણ વ્યવસ્થા ન હોય અથવા જરૂરી ખર્ચની વ્યવસ્થા તો હોય પરંતુ યુવાન ઓરતને પોતાના પતિ વગર ગુનાહમાં સંડોવાય જવાનો ભય હોય તો આવી પરિસ્થિતિમાં તે ઓરત માટે જરૂરી છે કે ત્રણ માણસોની એક કમિટી બનાવે જેમાં એક આલિમ હોય, જે આ સંબંધિત મસાઈલનો જાણકાર હોય, તેમને આ બાબતની ફરિયાદ કરે.

કમિટી સામે પહેલા તો આ માણસ સાથે પોતાના નિકાહ અને શાદી થયાની સાબિતી આપે, ત્યાર પછી ઓરત પોતાનો પતિ ગુમ થયો છે એ સાબિત કરે. અને પતિથી નિકાહ ફસ્ખ (રદ) કરવાની અને પતિનું મૃત્યુ થવાને લીધે નવા નિકાહની માંગણી કરે. ત્યાર પછી કમિટી તમામ વાતોને સાંભળીને ઓરતને ચાર વર્ષ સુધી પોતાના પતિની રાહ જોવાનો હુકમ કરશે અને તેની શોધખોળ માટે માણસો નક્કી કરશે, શોધવા માટે વર્તમાન સમયના બધા માધ્યમોનો ઉપયોગ કરે, વર્તમાન પત્રોમાં જાહેરાત આપે, રેડિયો (ટીવી) પર એલાન કરાવે વગેરે.

પતિને શોધવામાં પત્ની અને કમિટી બંને કોશિશ કરે, ચાર વર્ષ પસાર થઈ ગયા પછી પણ જો પતિ ન મળે તો ઓરત ફરીવાર કમિટી સમક્ષ દાવો કરશે કે મારો પતિ (હજુ સુધી) પરત આવ્યો નથી, કમિટી ઓરતની વાત સાંભળીને કે પતિની કોઈ ખબર નથી, તેની વફાતનો ફેસલો કરશે અને ઓરતને મરણની ઈદ્દત ગુઝારવાનો આદેશ આપશે. મરણની ઈદ્દત પૂર્ણ કર્યા પછી ઓરત બીજા નિકાહ કરી

શકે છે. અલબત્ત કોઈ ઓરત છ – સાત વર્ષ ઈન્તિઝાર કરી ચુકી છે અને ફિત્ના – ફસાદનો માહોલ હોવાથી ગુનાહમાં સંડોવાય જવાનો ભય છે તો કમિટી માત્ર એક વર્ષ સુધી રાહ જોવાનો હુકમ કરશે. એક વર્ષ પસાર થઈ ગયા પછી ઓરત ઉપરોકત દર્શાવ્યા પ્રમાણે કે " પતિનો હજુ સુધી કોઈ પત્તો નથી" એ વાતનો દાવો કરે અને કમિટી સામે તેને સાબિત કરે, ત્યાર પછી કમિટી પતિનું મરણ થયું હોવાનો હુકમ લગાવી ઓરતને મરણની ઈદ્દત ગુઝારવાનું કહેશે. અને ત્યાર પછી તેને બીજા નિકાહ કરવાની પરવાનગી આપશે.

પતિને શોધવામાં જે ખર્ચ થયો હોય, જો ઓરત આપી શકે એમ હોય તો ઓરત આપશે, નહીં તો મુસલમાનો ઉઠાવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) કોર્ટ દ્વારા તલાક લેવી

**સવાલ (૨૩૫૨) :** મેં મારી છોકરીની શાદી લંડનમાં એક માણસ સાથે કરી હતી, પતિએ એક વર્ષ સુધી છોકરીને તેની સાથે રાખી, ત્યાર પછી દગો આપીને ઈન્ડિયા પરત મોકલી આપી, મેં ફરી વાર છોકરીને લંડન મોકલી, પરંતુ તે બીજા માણસના ઘરે રહે છે. પતિ તેને બોલાવતો નથી, અને ન તો કોઈ જાતનો ખર્ચ આપે છે, અમે તલાકની માંગણી કરી તે તો તલાક આપવાની પણ ના પાડે છે, અને કહે છે કે હું આ રીતે જ લટકાવી રાખીશ, અહીંયા લંડનનો કાયદો છે કે શાદીના ત્રણ વર્ષ પછી ઓરત મર્દ પર તલાક બાબતે કેસ કરી શકે છે, એટલે કોર્ટ દ્વારા તલાક લઈ શકે છે, તો આપનાથી સવાલ છે કે જો પતિ તલાક ન આપે તો ઉપરોકત કાયદાનો સહારો લઈ અમે છોકરીની તલાક લઈ શકીએ છીએ ? શરીઅતનો આ વિશે શું ફેસલો છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં કોર્ટથી તલાક લેવાથી આપની છોકરી તેના પતિના નિકાહથી અલગ નહીં થાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨) મેજિસ્ટ્રેટ (જજ) બિન મુસ્લિમ, યહૂદી અથવા ખ્રિસ્તી હોય, તો તેનો ફેસલો મુસલમાન માટે દલીલ નથી, અને જો મુસલમાન પણ હોય, તો તલાક વિશે તેને જે કાયદેસરથી અધિકાર મળવો જોઈએ, તે મળતો નથી, માટે કોર્ટની તલાકથી શરીઅતની રૂએ તેને તલાક થશે નહીં. (હુલ્યતુન્નાજિઝહ : ૪૯)

આવી પરિસ્થિતિમાં ઈંગ્લેન્ડમાં મુસલમાનોએ પોતાની એક જમાઅત બનાવવી જોઈએ, જેમાં ઓછામાં ઓછા એક સનદ મેળવેલ અને ભરોસાપાત્ર આલિમ પણ હોય અને એ જમાઅત સામે છોકરી પોતાની ફરિયાદ કરી તેના નિકાહ અને તેના પતિ તરફથી હક્કો અદા ન કરવાના સુબૂત પેશ કરવામાં આવે અને ઓરત કહે કે વર્તમાન ફિત્નાવાળા જમાનામાં એકલું જીવન વિતાવવું મારા માટે મુશ્કેલ છે, ગુનાહ કરી બેસવાનો ભય છે, મને મારા પતિથી અલગ કરી દેવામાં આવે, તો તે પંચ એટલે કે કમીટીવાળા કાયદા પ્રમાણે બન્ને પક્ષોની વાત સાંભળીને જો યોગ્ય જણાય તો પતિને તલાક અથવા ખુલઅ માટે તૈયાર કરે અને નિકાહ તોડવા વિશે પોતાનો ફેસલો આપી દે. (બદાઈઉસ્સનાઈઅ : ૭ / ૩, હુલ્યતુન્નાજિઝહ : ૧૬૭,૧૬૮) તો હવે ઓરત ઈદ્દત ગુજારી બીજા નિકાહ કરી શકે છે.

(સૂરએ બકરહ : ૨૨૮, અલઈખ્તિયારુ લિતઅદીલિલ મુખ્તાર : ૩ / ૧૭૨)

આ (ફસ્ખે નિકાહ) થી પહેલા તે ઓરતને બીજા નિકાહ કરવાની ગુંજાઈશ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જે ઓરતનો પતિ લાપતા હોય તો તે શું કરે ?

સવાલ (૨૩૫૩) : મારી બહેનની શાદીને સાત વર્ષ થઈ ગયા, તેનો પતિ નિકાહ પછીથી આજ સુધી લાપતા છે, દરેક જગ્યાએ શોધખોળ કરી છતાં તેની કોઈને ખબર નથી, અત્યારે મારી બહેનની ઉમર ૨૧ વર્ષની થઈ છે. ફિત્નાઓનો જમાનો છે, તેને સામે રાખી તેની બીજી શાદી કરવા માંગુ છું, તો તેની સુરત શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા તમારી બહેન મુસલમાન હાકેમ જો હોય તો તેની પાસે કેસ દાખલ કરે અને પોતાના નિકાહ થયાની સાબિતી આપે, અને જો હાકેમ મુસલમાન ન હોય તો દીનદાર મુસલમાનોની પંચાયત (કમીટી) બનાવવામાં આવે, જેમાં એક આલિમે દીનનું હોવું જરૂરી છે, તે કમીટી સમક્ષ તમારી બહેન પોતાની વાત રજૂ કરે, એટલે કે પંચાયત સામે પોતાના નિકાહ થયા હોવાનું સાબિત કરે અને એ પણ સાબિત કરે કે મારો પતિ સાત વર્ષથી લાપતા છે, અત્યાર સુધી ન તો તેનો કોઈ પત્ર (કે ફોન) છે અને એ પણ ખબર નથી કે તે જીવે છે કે નહીં.

ત્યાર પછી કમીટીના સભ્યો તેના પતિની શોધખોળ કરાવે, કોઈ માણસ મોકલીને અથવા વર્તમાન પત્રમાં જાહેરાત આપે. મતલબ કે શોધવાની સંપૂર્ણ

કોશિશ કરવામાં આવે, કોશિશ કરવા છતાં પણ તે (પતિ) ન મળે તો પંચાયત વધુ ચાર વર્ષ રાહ જુએ, ચાર વર્ષ વિતી ગયા પછી ઓરત બીજી વાર પંચાયત સમક્ષ ફરિયાદ કરે, હવે પંચાયત તેના પતિનું મરણ થયું હોવાનો ફેસલો કરશે. ત્યાર પછી ઓરત ચાર મહીના અને દસ દિવસ ઈદત ગુઝારી બીજી શાદી કરી શકે છે. યાદ રહે કે મૃત્યુનો ફેસલો માત્ર નિકાહ વિશે જ છે, તેના માલ વિશે આ ફેસલો માન્ય ગણાશે નહીં. તેમજ બીજી શાદી એવી ઓરત માટે છે જે ભરણપોષણની વ્યવસ્થા કરી શકતી ન હોય અને ફિત્ના ફસાદને કારણે પોતાની ઈઝઝત અને આબરૂ બચાવી શકતી ન હોય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) જે ઓરતનો પતિ ગુમ થયેલ હોય તે બીજો નિકાહ કેવી રીતે કરે ?

સવાલ (૨૩૫૪) : આમિના બીબી બિન્તે રસૂલ ભાઈ કુરૈશીનો નિકાહ ૧૯૫૫ ઈસ્વીમાં અબ્દુલ મજીદ બિન કાસિમ ભાઈ કુરૈશી સાથે થયો, પતિ દોઢ વર્ષ સુધી પોતાની પત્ની સાથે રહયો, ત્યાર પછીથી આજ સુધી સાત વર્ષથી તે લાપતા છે, તલાશ કરવાની શકય એટલી કોશિશ કરી અને વર્તમાન પત્રો તથા રેડિયો વગેરે માધ્યમો દ્વારા પણ જાહેરાતો આપવામાં આવી પંરતુ નાકામ રહયા, ભારત અને પાકિસ્તાન ઉપરાંત જયાં જયાં પણ અમને શંકા હતી ત્યાં પત્ર વગેરેથી માલુમ કર્યુ, પરંતુ આ જ જવાબ મળ્યો કે અહીંયાં નથી. હવે અમે શોધખોળ અને માલુમાતના બધા જ માધ્યમોનો ઉપયોગ કરી ચુકયા છે. પરંતુ કયાંથી પણ ખબર મળી શકી નથી કે પતિ જીવિત છે કે મૃત્યુ પામ્યો છે, દરેક જગ્યાએથી એક જ જવાબ મળે છે કે અમે પણ ઘણી કોશિશ અને મહેનત કરી, પરંતુ કયાંય મળ્યા નહીં. હવે આમિનાના પિતાનું કહેવું છે કે પોતાની છોકરીને કયાં સુધી પોતાની પાસે ઘેરી રાખે, જાતે આમિના પણ કંટાળી ગઈ છે, તે કહે છે કે હવે હું વધારે ઈન્તિઝાર કરી શકું એમ નથી. જમાનો ખરાબ છે, ગુનાહ કરી બેસવાનો દરેક ઘડીએ ભય રહે છે, એટલા માટે તેના પિતા બીજી જગ્યાએ (દિકરીનો) નિકાહ કરવા ચાહે છે, તો મહેરબાની કરી શરીઅતની રૂએ સહીહ કિતાબોના હવાલાથી જવાબ આપશો કે આમિનાના પિતા ગુમ થયેલ પતિની તલાક વગર બીજા માણસ સાથે નિકાહ કરાવી શકે છે કે નહીં ? અને નિકાહ દુરુસ્ત થશે કે પછી કોઈ અન્ય વસ્તુ અવરોધક બનશે ? જો કે સાત વર્ષથી આમિનાનો ભરણપોષણ ખર્ચ અને અન્ય ખર્ચાઓ તેના પિતા જ

કરે છે. અને આમિના પોતાના પિતાના ઘરે (એટલે કે તેના પિયરમાં) રહે છે. અને હવે જો જુદાઈ (તલાક) થશે તો શું તેમાં ઈદ્દત ભરવી પડશે ? અથવા ઈદ્દત ગુઝાર્યા વગર કોર્ટ અને શરીઅત દ્વારા જુદાઈ (તલાક) પછી નિકાહ કરી શકે છે ?

નોંધ : વર્તમાન જમાના પ્રમાણે કોર્ટનો ફેસલો, જયારે કે મુસલમાન હકમ અને જજ નથી, ભરોસાપાત્ર છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત અને તેના પિતાને અધિકાર નથી કે તે તત્કાળ નિકાહ તોડવાનો હુકમ લગાવી દે, બલકે પત્ની માટે જરૂરી છે કે જો મેજિસ્ટ્રેટ મુસલમાન હોય અને પાકી ઉમ્મીદ હોય કે શરીઅતના બતાવેલ મસ્અલા પ્રમાણે ફેસલો કરશે, તો તેમની તરફ રુજૂઅ કરે, નહીં તો ઓછામાં ઓછા ત્રણ મુસલમાન પુરુષોની એક કમીટી બનાવવા માં આવે, જેમાં એક આલિમને જરૂર શામેલ કરવામાં આવે. જે જરૂરી દીની માર્ગદર્શન આપે.

તેનો તરીકો આ પ્રમાણે છે કે ઓરત આ કમીટી સમક્ષ કેસ કરે અને લાપતા પતિ સાથે પોતાનો નિકાહ થયો છે તે સાબિત કરે, ત્યાર પછી તેમનું લાપતા થવું સાબિત કરે કે આટલા વર્ષથી ગુમ છે. હવે પંચાયત તેના શકય એટલા પ્રયાસો કરી તેને શોધવાની કોશિશ કરશે, જયાં માણસ મોકલવો શકય હોય, ત્યાં માણસ મોકલી શોધખોળ કરશે. અથવા પત્ર મારફતે અથવા વર્તમાન પત્રમાં જાહેરાત આપીને, મતબલ કે કોઈ પણ પ્રકારે લાપતા પતિને શોધાવશે, જયારે તેને મળવાની કોઈ ઉમ્મીદ બાકી ન રહે, તો હવે પંચાયત (કમીટી) તેને વધુ ચાર વર્ષ ઈન્તિઝાર કરવાનો હુકમ આપશે.

પૂછેલ મસ્અલામાં ઓરત પહેલેથી જ ચાર વર્ષથી વધુ સમય ઈન્તિઝારમાં પસાર કરી ચુકી છે. તેમજ તેના ભરણપોષણની કોઈ વ્યવસ્થા પણ નથી, એ પણ ભય છે કે તે ગુનાહનું કામ કરી બેસે, જેમકે આજ કાલ હાલાત છે. ઉપરાંત ઓરતનું કહેવું છે કે મારામાં આટલા લાંબા વખત સુધી સબર અને સહન કરવાની તાકત નથી. કમીટીની શોધખોળથી પહેલા પણ તેના પતિની શોધ કરવામાં આવી હતી. જેથી આવી પરિસ્થિતિને જોતા પંચાયતે જો માત્ર એક વર્ષ રાહ જોવાનો હુકમ આપ્યો હોય, તો પણ દુરુસ્ત અને સહીહ છે. એક વર્ષ પસાર થઈ ગયા પછી પણ તેને પતિ મળ્યો નથી. તો હવે ફરીથી ઓરત માંગણી કરશે કે વર્ષ પુરુ થઈ ગયું,

પરંતુ પતિનું કોઈ ઠેકાણું નથી, હવે પંચાયત બંનેમાં જુદાઈ કરી દેશે અને આ જુદાઈ રજઈ તલાકના હુકમમાં હશે. તલાકની ઈદ્દત ગુજાર્યા પછી તે ઓરત અન્ય વ્યકિત સાથે નિકાહ કરી શકે છે.

અને ચાર વર્ષ રાહ જોયા પછી જો આ જુદાઈ (તલાક) થાય છે, તેમાં મરણની ઈદ્દત ગુજારવી જરૂરી છે.

જો કોઈ કાફિર હકમ (જજ)થી ફેસલો કરાવશે, તો તેના માટે બીજા પતિ સાથે શાદી કરવી જાઈઝ થશે નહીં. હરામ થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) મજબુરીમાં પતિના તલાકનામા પર સહી કરવી

## (૯) કોર્ટ દ્વારા અથવા પંચાયત દ્વારા તલાકનો હુકમ

સવાલ (૨૩૫૫) : (૧) પતિ અને પતિના ઘરવાળાઓએ પત્ની પર ખૂબ અત્યાચાર કર્યો, જેના કારણે પતિ –પત્નીમાં મતભેદ ઊભો થયો, અને બંનેએ વકીલ મારફતે કોર્ટથી ફેસલાનો ઈરાદો કર્યો, જેમાં પતિનું કેસ હારવું નક્કી હતું, એટલા માટે (પતિએ) તેના પોતાના વકીલને બળજબરી પૂર્વક સમાધાન માટે તલાકનામુ લખવાનું કહયું, જેના કારણે બન્ને પક્ષોના વકીલો આ વાત પર સહમત થઈ ગયા અને એક તલાકનામુ લખી બંને પતિ – પત્નીથી સહી લેવામાં આવી અને કોર્ટમાં રજૂ કરવામાં આવ્યું. જેથી કોર્ટ દ્વારા તલાકનો ફેસલો કરવામાં આવ્યો, તો હવે શરઈ તલાક લાગશે કે નહીં ?

(૨) બયાન કરેલી સુરતમાં જો શરીઅત પ્રમાણે તલાક થઈ નથી, તો હવે પરિસ્થિતિ એ છે કે છોકરો તલાક આપવાની ના પાડે છે, અને બહાના બનાવી તે છોકરીને લટકાવી રાખવાની કોશિશ કરે છે અને છોકરી અત્યાચારની બીકે તેની સાસરીમાં જવા માંગતી નથી. અને ખુલઅની પણ કોઈ સુરત નથી, કારણ કે અમારે ત્યાં ખુલઅમાં ઘણી મોટી રકમ આપવી પડે છે, જેના કારણે ઘણા બદમાશોએ તેને એક ધંધો બનાવી લીધો છે, અને છોકરીઓ પર જુલમ કરી તેમનાથી ઘણી મોટી રકમ વસુલે છે, જેથી છોકરીઓ ઈમાનથી પણ હાથ ધોઈ બેસે છે, આવા અનેક ઉદાહરણો આપણી સમક્ષ છે. આ રીતે તલાક દેવાના કારણે કોઈ હિન્દુ સાથે અથવા ઈસાઈ સાથે કોર્ટ મારફતે નિકાહ કરી લે છે, અથવા કોઈ બિદઅતી આલિમથી

તલાકનો ફત્વો લઈ લે છે, અને મજબૂર થઈ કોઈ બિદઅતી સાથે શાદી કરી લે છે, અને તેના ઘરે જિંદગી ગુઝારે છે, તો આ મામલામાં શરઈ પંચાયતનો ફેસલો દુરુસ્ત થશે કે નહીં ? વધુ પડતી છોકરીઓ નેક અને ઈબાદત ગુઝાર હોય છે, પરંતુ પતિ અને તેના ઘરવાળાઓના ત્રાસના લીધે મજબુરન આવું કરે છે, આવા ઘણા વાકિયા આપણી સામે છે, તો શરઈ પંચાયતમાં આ વિશે શું તરીકો હોય છે ? એટલે કે શરઈ પંચાયતની કાર્ય પદ્ધતિ ઉપરાંત તેની કેફીયત અને તેના ફેસલાનો હુકમ વગેરે વિગતવાર બયાન ફરમાવી શુક્રિયાનો મોકો આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પૂછેલ સવાલમાં તલાક નહીં થાય, એટલા માટે કે બન્નેએ સુલેહ મારફતે તલાક લેવા પર સહી કરી છે અને તેના પર પતિ રાજી ન હતો, તેણે બળજબરી પૂર્વક સહી કરી છે, માટે આ સમાધાનનો કોઈ એતેબાર થશે નહીં, અને ઈસાઈ, યહૂદી અને કાફિર હાકિમના ફેસલાથી પણ તલાક થશે નહીં. માટે તલાક નહીં થાય.

(૨) આ આપણા ગુનાહોની સજા છે કે ઈસ્લામી હુકૂમત નથી અને આપણે ઈસ્લામી આદેશો પણ અમલ કરી શકતા નથી આવી પરિસ્થિતિમાં જો કોઈ જગ્યાએ દારૂલ કઝા ન હોય તો ત્યાં મુસલમાન શરઈ પંચાયતની સ્થાપના કરે અને ફેસલો કરે તો આ પંચાયતનો ફેસલો દુરુસ્ત થઈ જશે. અને આપના દેશમાં તો આખી દુનિયામાંથી ખાસ કરી ભારતથી માહેર ઉલમા આવે છે તેમનો સંપર્ક કરવામાં આવે, અથવા દારૂલ ઉલૂમ બોલ્ટનના મોહતમિમ મૌલાના યુસૂફ સાહેબ મોતાલાથી આપની આ પરિસ્થતિ વિશે સલાહ મશ્વેરો કરો અને તેઓ જેવો મશ્વેરો આપે તે પ્રમાણે અમલ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) પતિના અત્યાચારના કારણે નિકાહનામાની શરતોના આધારે કમિટી દ્વારા નિકાહને રદ કરવો

સવલા (૨૩૫૬) : શમ્સુન્નિસાના નિકાહ કદીરખાં સાથે આશરે ચૌદ (૧૪) વર્ષ પહેલા થયા હતા, કદીરખાંએ શમ્સુન્નિસાને ચાર વર્ષ રાખી, ત્યાર પછી સામાન્ય ઝઘડો થવાથી કદીરખાં પોતાની પત્ની "શમ્સુન્નિસા"ને તેના માતા–પિતાના ઘરે મુકી ગયો, હવે કદીરખાંને (પત્નીને પિયરમાં મુકી જવાના) દસ વર્ષ થઈ રહયા છે,

તે ન મળવા આવે છે અને ન તો શમ્સુન્નિસાને લઈ જાય છે, અને ન તો તેને ખર્ચ વગેરે આપે છે, અને ન તલાક આપે છે. અદાલતમાં કેસ પણ કર્યો પરંતુ કોર્ટમાં પણ હાજર થતો નથી, માત્ર એક વાર હાજર થયો હતો. કોર્ટે ખર્ચ ચુકવવાનો આદેશ આપી દીધો છે, પરંતુ કદીરખાં માત્ર ગાડીનો ડ્રાઈવર છે, તેની પાસે ઘર અને સંપત્તિ કઈ પણ નથી. કદીરખાંની વાલિદા પણ તેનાથી પરેશાન છે, તેને દારૂ અને જુગારની પણ આદત છે.

અમારા ગામના નિકાહના રજીસ્ટર્ડમાં એક શરત લખી છે કે હું દુલ્હો જાતે "સુન્નત જમાત" ને અધિકાર આપું છું કે અમો પતિ – પત્નીમાં જો કોઈ ઝઘડો થઈ જાય, તો મામલાની તપાસ કરી સુલેહ અથવા તલાક કરાવી આપે,.... ઉપર લખેલ શરતો મને મંજૂર છે, લખાણની નીચે કદીરખાંની સહી છે.

જયારે જમાતના સભ્યોએ તપાસ કરી તો કદીરખાં મળ્યો નહીં અને ન મળે છે, તેના માતા–પિતાએ બતાવ્યું કે તે આઠ વર્ષથી ઘરે નથી અને ઉપર દર્શાવેલ તમામ વાતો બતાવી અને લોકોએ પણ આ વાતની ગવાહી આપી, શમ્સુન્નિસાએ નિકાહના રજિસ્ટર્ડને સામે રાખી અરજી આપી જેથી "સુન્નત જમાતે" તલાક લખી દીધી, તો શરીઅતની રૂએ આ રીતે તલાક થઈ ગઈ કે નહીં ? શું શમ્સુન્નિસા બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે અથવા નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા એ વાતની તહકીક કરવામાં આવે કે કદીરખાં પઢેલો – ભણેલો છે કે નહીં, ત્યાર પછી માલૂમ કરવામાં આવે કે સહી કરતી વખતે કદીરખાંને એ વાતની જાણ હતી કે હું કઈ વસ્તુ પર સહી કરી રહયો છું, અથવા તેને કમસે કમ કહી દીધું હતું કે તમે આ વસ્તુ પર સહી કરી રહયા છો, અને એ વસ્તુઓને ગવાહો દ્વારા સાબિત કરવામાં આવે.

ત્યાર પછી તેની તહકીક કરવામાં આવે કે કદીરખાંએ પત્નીને છોડતી વખતે ખર્ચ આપ્યો નથી. અને ન તો મુકી ગયા પછી જઈને ખર્ચ મોકલ્યો, આ બધી બાબતોને પણ ગવાહોથી સાબિત કરવામાં આવે.

આ બાબતોને સાબિત કર્યા પછી શમ્સુન્નિસા પોતાની ફરિયાદ "સુન્નત જમાત" સમક્ષ રજૂ કરે અને રજિસ્ટર્ડની શરતને સામે રાખી અરજી કરે.

હવે સુન્નત જમાત માટે જરૂરી છે કે તે કદીરખાંની પાસે બે ભરોસાપાત્ર

માણસોના હાથે એક લખાણ મોકલે કે તમારી પત્નીએ નિકાહના રજિસ્ટર્ડને સામે રાખી તલાક (જુદાઈ)ની અરજી કરી છે, તમે અહીંયા હાજર થઈ મામલો સાફ કરો. જો હાજર નહીં થાવ તો અમે આ મુદ્દત પછી જુદાઈ કરી દઈશું (એક મહીનાનો સમય આપવામાં આવે) અને જો કદીરખાં ન મળે તો આ ખબરને સમાચાર પત્રોમાં પ્રકાશિત કરવામાં આવે કે તમારી પત્ની શમ્સુન્નિસાએ તમારા વિરુદ્ધમાં ફરિયાદ કરી છે કે નિકાહના રજિસ્ટર્ડમાં લખેલી શરતો અદા ન કરવાના કારણે કદીરખાંને મારાથી અલગ કરી દેવામાં આવે. માટે ફલાણી તારીખ સુધીમાં આવી (એક મહીનાનો સમય આપવામાં આવે) પોતાના કેસની વિરુદ્ધ સફાઈ આપે, નહીં તો સફાઈ ન આપવાના કારણે એક તરફી ફેસલો કરી દેવામાં આવશે. જો ત્યાર પછી કદીરખાં હાજર થઈ ગયો તો પછી મામલો સાફ કરાવે, નહીં તો "સુન્નત જમાઅત" માટે જાઈઝ છે કે બન્નેમાં જુદાઈ કરાવી દે અને ઈદ્દત પુરી થયા પછી શમ્સુન્નિસા બીજા નિકાહ કરી શકે છે. (હુલ્યતુન્નાજિઝહ : ૨૬૪ – ૨૭૧)

જો ઉપર બતાવ્યા પ્રમાણે તપાસ ન કરાવી તો જુદાઈ (તલાક) અને બીજો નિકાહ દુરુસ્ત નહીં થાય.

જો કે રજિસ્ટર્ડમાં લખ્યું છે કે સૌથી પહેલા તપાસ કરી સમાધાનની કોશિશ કરવામાં આવે અને સમાધાન ન થાય તો જુદાઈ કરાવી દે, તપાસની રીત અમે ઉપર બયાન કરી છે, આ બાધી બાબતોની તહકીક કર્યા પછી પણ જો કદીરખાં હાજર ન થાય તો જુદાઈ કરવામાં આવે, નહીં તો નહીં.

(હિદાયહ ફી શર્હે બિદાયતુલ મુબ્તદી : ૧ / ૨૪૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૦૭)

તમામ સવાલથી જણાય છે કે સુન્નત જમાઅતે જુદાઈવાળી શરત પર તો અમલ કર્યો છે, પરંતુ બીજી શરત તપાસ અને સમાધાનવાળી શરત પર અમલ કર્યો નથી, માટે આ તલાક (જુદાઈ) દુરુસ્ત થશે નહીં. (સુનને તિરમિઝી : ૧ / ૨૫૧, હદીસ નં. ૧૩૫૨, સુનને અબી દાઉદ : ૨ / ૫૦૬, હદીસ નં. ૩૫૯૪) સુન્નત જમાઅત માટે જરૂરી છે કે ફરીવાર ઉપર વર્ણન કરેલ તરીકા પ્રમાણે તહકીક કરે ત્યાર પછી જુદાઈ કરાવે, ત્યાર પછી ઓરત (શમ્સુન્નિસા) ઈદ્દત ગુઝારી બીજા નિકાહ કરે.

નોંધ : જે "સુન્નત જમાઅત"નું વર્ણન તમે સવાલમાં કર્યુ છે, તેના માટે જરૂરી છે કે તેમાં એવો માહેર આલિમ હોય જે ફિકહનો સારો જાણકાર હોય, અને શરૂઆતથી અંત સુધી તેના મશ્વેરાથી કાર્યવાહી કરવામાં આવે અને જો એવો

માહેર આલિમ ન હોય તો કોઈ જાણકાર આલિમથી દરેક મુદ્દાની તહકીક કરી તેના પર અમલ કરવામાં આવે, આ રીતે જુદાઈ (તલાક) દુરુસ્ત થશે, નહીં તો નહીં થાય. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) શરઈ "લિઆન"ની રીત

સવાલ (૨૩૫૭) : એક શબ્દ "લિઆન" સામાન્યપણે કિતાબમાં જોવા મળે છે, શરીઅતમાં લિઆન કોને કહેવાય છે ? તેની હકીકત શું છે ? અને તેની રીત શું છે ? તેના વિશે વિગતવાર સ્પષ્ટતા ફરમાવશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

"લિઆન" શરીઅતની એક પરિભાષા છે, જયારે પતિ ઓરતને ઝિનામાં સંડોવાયેલી જુએ, તો જો તેની પાસે ચાર ગવાહ છે અને ઈસ્લામી હુકૂમત છે, તો આ ગુનાહ બદલ ઓરતને રજમ (પથ્થરો મારીને હલાક) કરી દેવામાં આવે છે.

(હિદાયા ફી શર્હે બિદાયહ : ૨ / ૩૩૯)

અને જો ચાર ગવાહ ન હોય, તો ઈસ્લામી અદાલત (ન્યાયાલય)માં પહેલા પતિ પાંચ વાર કસમ ખાશે જેમાં પહેલી ચાર વખત બોલશે "અલ્લાહની કસમ ખાયને કહું છું ઝિના (વ્યાભિચાર) વિશે મેં જે કંઈ કહયું છે તેમાં હું સાચો છું, અને પાંચમી કસમ ખાતી વખતે કહેશે કે જો હું મારી વાતમાં જુઠો છું તો મારા પર અલ્લાહની લાનત !" ત્યાર પછી ઓરત પાંચ કસમો ખાશે જેમાં ચાર વખતે કહેશે : " હું અલ્લાહની કસમ ખાયને કહું છું કે તેણે મારા પર જે આરોપ લગાવ્યો છે તે જુઠો છે. અને પાંચમી કસમ ખાતી વખતે કહેશે કે જો તેની વાત સાચી હોય તો મારા પર અલ્લાહની લાનત થાય. ત્યાર પછી કાઝી તે બન્નેમાં જુદાઈ કરાવી દેશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૦)

લિઆનનો સંબંધ માત્ર પતિ સાથે છે, જો કોઈ પરાયો મર્દ, કોઈ ઓરત પર ઝિનાનો આક્ષેપ લગાવે, તો તેની સાથે લિઆનનો હુકમ નથી, બલકે જો (તે માણસ) ચાર ગવાહો વડે ઝિના સાબિત ન કરી શકયો તો તેને (જુઠો આરોપ લગાવવા બદલ) ૮૦ કોરડા ફટકારવામાં આવશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૩૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) પતિના ત્રાસથી કંટાળીને તલાક વગર ઓરતે બીજા નિકાહ કરવા

સવાલ (૨૩૫૮) : મારી શાદીને ૮ વર્ષ થઈ ગયા છે, શાદી પછી મારા પતિએ મારી સાથે માત્ર બે – ત્રણ મહીના સુધી પતિ – પત્ની જેવો સંબંધ રાખી, સદવર્તન કર્યુ હતું, ત્યાર પછી એક સલમા નામની જુલાહાની છોકરી સાથે આડા સંબંધોમાં ફસાય ગયા, પરંતુ તે મને ન ફાવતા હું મારા પતિ સાથે આઠ – નવ મહીના રહી, તે સમય દરમિયાન મારો પતિ મારી સાથે મા–બહેન જેવું વર્તન કરતો હતો (એટલે કે મારી સાથે પત્ની જેવો સંબંધ રાખતો ન હતો.) અને દરેક વખતે એ જ કહેતો કે હું મારું જીવન તારી સાથે વિતાવવા માંગતો નથી. મને તારી કોઈ જરૂરત નથી, હું તારા ઉપર બીજી છોકરીને શોક બનાવીને લાવીશ, અને તારી સાથે મા–બહેન જેવો વર્તાવ કરીશ, આખી જિંદગી તને લટકાવીને રાખીશ, (એટલે કે) તલાક આપી મારા નિકાહથી અલગ નહીં કરું. તને ભરણપોષણ ખર્ચ પણ નહીં આપું, મને તારી કોઈ જરૂરત નથી, તુ તારા પિયરમાં ચાલી જા.

આવું કહયા પછી હું મારા માતા – પિતાના ઘરે લગભગ એક વર્ષ સુધી રહી, ત્યાર પછી મારો પતિ બે – ત્રણ વર્ષ સુધી પેલી જુલાહાની છોકરી 'સલમા" ની પાછળ પડી રહયો. અને સલમાના માતા–પિતાથી તેણે તેની શાદીની વાત કરી અને તેમને સમજાવ્યા, પરંતુ તે જુલાહાએ ના પાડી દીધી, ત્યાર પછી મારો પતિ સલમાને લાલચ આપી લઈને ભાગી ગયો, પછી જુલાહા ફકીર મુહમ્મદે પોલીસ સ્ટેશનમાં ફરિયાદ કરી, છોકરી નાબાલિગ હતી, જેના કારણે અંતે તેને તેના વાલિદૈનને સોંપી દેવી પડી. અને છોકરીના પિતા પોતાની પુત્રીને લઈને તેના વતન "કાઠીયાવાડ" ચાલ્યો ગયો.

ત્યાર પછી મારા માતા – પિતાએ મારી સાસરીવાળાઓને મને લઈ જવાનું કહયું, તો તેમણે જવાબ આપ્યો કે અમારો છોકરો તમારી છોકરીને રાખવા માટે રાજી નથી, જેથી અમે તેને બોલાવવા માંગતા નથી.

ત્યાર પછી મારો પતિ "વરેડિયા" ગામની શરીફા નામની એક ઓરત પાછળ પડયો, અને તારીખ ૨૪ / ૯ /૧૯૭૩ ના રોજ તેને લઈને ભાગી ગયો, અને તેની સાથે નિકાહ પણ કરી લીધા, તે સમયે શરીફા મારા પતિની સાથે રહેતી હતી, તેનાથી

તેના બે સંતાનો છે, અમે સાસરી પક્ષવાળાથી તલાકની માંગણી કરી, પરંતુ તેઓ મને તલાક પણ નથી આપતા, અમે બે વર્ષ સુધી કોર્ટમાં કેસ લડતા રહયા, પરંતુ ત્યાં અમારું કામ બન્યું નહી. હવે મારા માતા–પિતા વૃદ્ધ થઈ ગયા છે, અને ગરીબ પણ છે, જેના કારણે મને કોઈ કમાયને ખવડાવે એવી સ્થિતિમાં નથી, તો શું હું તલાક લીધા વગર નિકાહ કરી શકું છું ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં લખેલ વિગત જો સાચી છે, તો તમે તલાક વગર બીજો નિકાહ નથી કરી શકતા.

પતિ જો પત્નીના હક્કો અદા કરતો ન હોય, પત્નીને ભરણપોષણ ખર્ચ અને કપડા વગેરે (નો ખર્ચ) ન આપતો હોય અને એક પતિની હેષીયતથી તેની સાથે વ્યવહાર કરતો ન હોય, એવા પતિને શરીઅતની પરિભાષામાં "મુતઅન્નત" કહેવામાં આવે છે. (મુતઅન્નત એ વ્યકિતને કહે છે જે શકિત હોવા છતાં પત્નીના હકો, ભરણપોષણ વગેરે અદા ન કરે.) (હુલ્યતુન્નાજિઝહ : ૧૦૦)

એવી સ્થિતિમાં તમારા ગામની એક મુસલમાન કમિટી (જેમાં ત્રણ અથવા પાંચ માણસો હોય અને તેમાં એક આલિમ પણ હોય) બનાવવામાં આવે, તે (કમિટી) સામે તમે તમારા મામલાની સંપૂર્ણ વિગત કહી સંભળાવો, અને દાવો કરો કે આટલા વર્ષોથી મારી શાદી થઈ છે, પરંતુ મારો પતિ મને પત્નીની જેમ રાખતો નથી, અને મારા ભરણ પોષણ ખર્ચની પણ કોઈ વ્યવસ્થા કરતો નથી, અને મારા માતા – પિતા મારો ખર્ચ ઉપાડે છે અને મને ગુનોહ કરી બેસવાનો ડર છે, એટલા માટે મને મારા પતિથી અલગ કરી (તલાક) આપવામાં આવે.

મુસ્લિમ કમિટી તમારી સંપૂર્ણ વાત ધ્યાનથી સાંભળ્યા પછી પતિની વાત સાંભળશે, પછી બંને (પતિ – પત્ની) દરમિયાન ખુલઅ કરવાનો પ્રયાસ કરશે, જો પતિ ખુલઅ માટે પણ રાજી ન થાય અને પત્નીની હેષીયતથી તમારા હક્કો અદા કરવા માટે તૈયાર ન થાય, તો ઉપરોકત કમિટી તમારી માંગણી પર બંનેમાં જુદાઈ (તલાક)નો ફેસલો કરશે, જેથી તલાક થઈ જશે. તલાકની ઈદ્દત ગુજાર્યા પછી તમે બીજી જગ્યાએ નિકાહ કરી શકો છો. (હુલ્યતુન્નાજિઝહ : ૧૦૦,૧૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) પતિના ત્રાસને કારણે ઓરતને ખુલઅનો શરઈ હક

**સવાલ ( ૨૩૫૯ ) :** ઉપરના સવાલની હકીકતને સામે રાખીને મને તલાક માંગવાનો હક છે કે નહીં ? મને વહેલી તકે તલાક આપીને અલગ કરવી જોઈએ કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપર વર્ણન કરેલી સુરતમાં આપ તમારા પતિથી તલાકની માંગણી કરી શકો છો, મુસ્લિમ કમિટી (જેમાં એક આલિમનું હોવું જરૂરી છે) ની સામે તમે તમારી સંપૂર્ણ હકીકત બયાન કરો, કમિટી યોગ્ય ફેસલો કરશે. (હુલ્યતુન્નાજિઝહ : ૧૦૦,૧૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) શાદી કર્યા પછી પતિ બિલ્કુલ ગાંડો થઈ જાય તો નિકાહનો હુકમ

**સવાલ (૨૩૬૦) :** અબ્બાસ નામના માણસની ઉમર ૨૩ વર્ષની છે, તેની શાદી વીસ વર્ષની કુંવારી છોકરી "હવ્વા બીબી" સાથે થઈ છે, શાદી પછી તરત હવ્વા બીબીની રૂખ્સતી થઈ ગઈ હતી, ત્યાર પછી અબ્બાસ તેની પત્ની "હવ્વા બીબી" સાથે આશરે બે મહીના રહયો, તે સમયે અબ્બાસ એકદમ સ્વસ્થ અને તંદુરસ્ત હતો, પત્ની (હવ્વા બીબી) સાથે ઘણો સારો વર્તાવ કરી તેના દરેક હુકમો પુરા કરતો હતો, પરંતુ શાદીના માત્ર બે મહીના પછી અબ્બાસ એકદમ ગાંડો થઈ ગયો, તેની અકલ એકદમ ખતમ થઈ ગઈ, મુંબઈ, જામનગર, રાજકોટ, જુનાગઢ વગેરેના નિષ્ણાંત ડોકટરો પાસે તેનો ઈલાજ કરાવવામાં આવ્યો, અમુક વિજળીના શોર્ટ પણ મારવામાં આવ્યા, પરંતુ કંઈ ફાયદો ન પડયો અને અમુક લોકોને એ વહેમ હતો કે તેને કોઈ જીન અથવા ભૂતનો અસર છે, જેથી આમિલોને પણ બતાવવામાં આવ્યું, તેમની પાસે પણ ઈલાજ કરાવ્યો, ભરૂચ, કંથારીયા, મહૂધલા, સીધ્ધુપર અને પાટણ વગેરે જગ્યાઓએ આમિલો પાસે ઈલાજ કરાવવામાં આવ્યો, પરંતુ દરેકે એ જ કહયું કે તેને કોઈ જીન – ભૂતનો અસર નથી, આ ભાઈની માનસિક સ્થિતિ ખરાબ થઈ ગઈ છે. ત્યાર પછી તેના રિશ્તેદારો તેને 'મીરાદાતા"ની દરગાહ પર લઈ ગયા, ચાલીસ દિવસ સુધી ત્યાં રાખ્યો, પરંતુ કોઈ ફાયદો થયો નહીં. અત્યારે શાદીના બે વર્ષ પુરા થઈ ગયા છે. અને અબ્બાસનો ઈલાજ ચાલુ છે, ફાયદો બિલકુલ નથી, અહીંયા સુધી કે તે પોતાના કપડાં પણ ફાડી નાંખે છે, કપડાંમાં જ પેશાબ – પાખાનું પણ કરી દે

છે, હાથમાં જે વસ્તુ આવી તેને ઉઠાવી આવતા – જતાને મારી દે છે, તેની આ હરકતોને લીધે તેને સાંકળો વડે બાંધી દીધો છે, તે બચકુ પણ ભરી લે છે. તેની પત્ની હવ્વા બીબી આશરે દોઢ વર્ષથી તેના માતા – પિતાના ઘરે (પિયરમાં) રહે છે અને તેના પાગલ પતિની સાથે રહેવાનું બિલ્કુલ પસંદ કરતી નથી. તેની ઉમર અત્યારે ૨૦ વર્ષની છે, બિલ્કુલ યુવાન છે, હવે તે પોતાની આબરૂ અને ઈઝઝતની હિફાઝત ખાતર અને પોતાના કુદરતી તકાઝાઓને પૂર્ણ કરવા માટે આ પાગલ પતિથી અલગ થવા માંગે છે, અને નવા નિકાહ કરવા માંગે છે, તો આ બાબતે શરીઅતનો શું હુકમ છે ? તેના માટે કયો રસ્તો છે, જેનાથી તે પતિથી અલગ થઈ શકે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સવાલમાં જયારે હવ્વા બીબી તેના પતિ સાથે જિંદગી પસાર કરી શકતી નથી, કારણ કે તેનો પતિ એવો પાગલ છે કે પોતાના ગાંડપણના કારણે લોકોને મારે છે, આ હરકતથી તેની પત્નીની જાનને પણ ખતરો છે, તેમજ બીજી તરફ ઓરત યુવાન હોવાને લીધે ગુનાહમાં ફસાવવાનો પણ ભય છે અને તેના ભરણપોષણ ખર્ચની પણ પતિ તરફથી કોઈ વ્યવસ્થા નથી.

આવી હાલતમાં સૌથી પહેલા એક આલિમની સરપરસ્તીમાં એક કમિટી બનાવવામાં આવે, જે આલિમ આ વિશેના મસાઈલના જાણકાર હોય, ત્યાર પછી ઓરત પોતાની સંપૂર્ણ વાત ફરિયાદ રૂપે કમિટી સામે રજૂ કરે, કમિટી સંપૂર્ણ તહકીક કરશે કે પતિ બે–દોઢ વર્ષથી ગાંડો થઈ ગયો છે અને દરેક પ્રકારના ઈલાજ કરાવ્યા છતાં તેને કોઈ ફાયદો નથી, સંપૂર્ણ તપાસ થઈ ગયા પછી કમિટી પતિને અને તેના રિશ્તેદારોને વધુ એક વર્ષ માટે ઈલાજની મુદત આપશે, વર્ષ પૂર્ણ થઈ ગયા પછી તેને કોઈ ફાયદો ન થાય તો હવે કમિટી બન્નેમાં જુદાઈ કરી દેશે. (શામી : ૫ / ૧૭૬, ફતાવા આલમગીરી : ૧ / ૫૨૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) શરઈ પંચાયત ન હોવાથી હંગામી ધોરણે ખુલઅ માટે કમિટી બનાવવી

સવાલ (૨૩૬૧) : અમારા માંગરોલ વિસ્તાર અને જુનાગઢ જિલ્લામાં ન કોઈ ઈસ્લામી કાઝી છે અને ન તો કોઈ શરઈ પંચાયત, તો શું પતિ – પત્ની દરમિયાન જુદાઈ (તલાક) માટે હંગામી ધોરણે અમુક માણસોની એક કમિટી બનાવી શકીએ

છીએ ? એવી કમિટી જેમાં ઉલમા, દીનદાર અને અનુભવી મુસલમાન હોય ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ભારતમાં ઈસ્લામી કાઝી નથી, એટલા માટે ઉલમાએ કિરામે મુસ્લિમ કમિટી પાસે પોતાની સમસ્યાઓનું સમાધાન કરવાની ઈજાઝત આપી છે, અલબત્ત આ કમિટીમાં દીનદાર અને સમજદાર લોકો ઉપરાંત એક આલિમનું હોવું પણ જરૂરી છે. (હુલ્યતુન્નાજિઝહ : ૫૧)

આ વિશે "તોહફતુન્નિસાઅ ભાગ : ૨ માં વાંચી શકો છો, જેમાં હંગામી ધોરણે કમીટી બનાવવાની ઈજાઝતની વિગત મોજૂદ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) શરઈ કાઝી ન હોવાની સૂરતમાં ખુલઅ માટે ઉલમા અને મુફતીયાને કિરામનો ફેસલો

**સવાલ (૨૩૬૨) :** જો ઉપરોકત મુસીબતના ઉકેલ માટે હંગામી ધોરણે નક્કી કરેલ જમાઅત (કમીટી) કાફી ન હોય તો શું ગુજરાતના મોટા ઉલમા અને મુફતીઓ કોઈ એક જગ્યાએ ભેગા થઈ હવ્વા બીબીના પાગલ પતિને પોતાની નરી આંખોથી જોઈ તેને પોતાના પતિથી અલગ કરવાનો કોઈ રસ્તો કાઢી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ મસ્અલાના હલ માટે મોટા ઉલમા અને મુફતીઓને ભેગા કરવાનો હુકમ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ખુલઅ માટે બીજા રાજયોમાં જવાનો મસ્અલો

**સવાલ (૨૩૬૩) :** ફેસલો કરવો મુશ્કેલ હોય તો પછી આખા ભારતમાં કોઈ એવું રાજય કે જયાં શરઈ પંચાયત અથવા શરઈ કાઝી હોય અને તેનો ફેસલો થઈ શકે, આજે મુસલમાનોમાં લગભગ વધુ પડતા લોકોમાં ઈમાન અને પરહેજગારી એટલી મજબૂત નથી કે જેનાથી તે નફસાની અને શયતાની વિચારોથી પોતાને કાબુમાં રાખી શકે, તેમજ આપણો દેશ ઈસ્લામી દેશ નથી કે જેનાથી દરેક હકદાર કોર્ટ કચેરી દ્વારા આસાનીથી પોતાનો હક હાસિલ કરી શકે, એટલા માટે આવી વિકટ પરિસ્થિતિમાં ઉમ્મતના મઝલૂમ અને હકદારોને તેમનો હક આપવા માટે રાજયના મોટા ઉલમાએ કિરામે મળીને એક એવી કમીટીની સ્થાપના કરવી જોઈએ કે જેનો સહારો લઈ દરેક

મઝલૂમ પોતાની ફરિયાદ કરી શકે, અને ત્યાં તેની દરેક વાત સારી રીતે સાંભળવામાં આવે, તેને પોતાની દરેક સમસ્યાનું સમાધાન મળી શકે, દુઆ કરું છું કે અલ્લાહ તઆલા ઉલમાએ કિરામને તેની શકિત અને નેક કામની તૌફીક આપે, જેથી ઉમ્મતના મઝલૂમો તેમની ખિદમતમાં હાજર થઈ પોતાની સમસ્યાઓનું સમાધાન કરી શકે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતે આ મસ્અલાના હલ માટે કોઈ બીજા રાજયમાં જવાની કોઈ જરૂરત નથી, વલસાડ અને સુરત વગેરેમાં પણ આવી કમીટીઓ છે, ત્યાં પણ જવાની જરૂરત નથી, (બલકે ગામમાં ઓછામાં ઓછા ત્રણ માણસોની એક કમિટી બનાવવામાં આવે. તેમાં એક વિદ્વાન આલિમને રાખવામાં આવે. અને તેમની સામે પ્રશ્નો મુકવામાં આવે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) પત્નીના હક્કો અદા ન કરવા અને તેના પર જુલમ કરનાર પતિનો હુકમ

**સવાલ (૨૩૬૪) :** એક ઓરતના નિકાહને લગભગ ૧૪ વર્ષ થઈ ચુકયા છે, પરંતુ તે ૧૨ – ૧૩ વર્ષથી પોતાના પિતાના ઘરે બેઠી છે, તેનો પતિ તેને બોલાવતો નથી, અને ન તો તેનો ભરણપોષણ ખર્ચ મોકલે છે, અને છોકરી કયારેક તેના પતિના ઘરે જાય છે તો પતિ તેની મારપીટ કરે છે, તેના પર જુલમ કરે છે, (અત્યારે) તે છોકરી મજુરી કરીને પોતાનું ગુજરાન ચલાવે છે.

બીજી તરફ તેનો પતિ તેને તલાક પણ નથી આપતો, આવી હાલતમાં છોકરી તેના માટે કયો રસ્તો અપનાવી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ તાકત અને કુદરત હોવા છતાં પત્નીના હક્કો અદા ન કરે અને તેનો ભરણપોષણ ખર્ચ ન આપે તો શરીઅતની પરિભાષામાં એવા માણસને "મુતઅન્નત" કહેવાય છે.

માટે બહેતર એ છે કે સૌથી પહેલા ઓરત કોઈ નેક, અકલમંદ અને ઈઝઝતદાર માણસની સામે પોતાની હકીકત બયાન કરે અને તેને પોતાના પતિની પાસે વાતચીત અને તેના હક્કો અદા કરવા વિશે ખબર લઈને મોકલે અને જુલમ–અત્યાચારથી બચવાની પુરેપુરી તાકીદ કરે, જો પતિ તેમની વાતને માન્ય

રાખી પત્નીના હક્કોની અદાયગી પર તૈયારી દર્શાવે તો ઓરત માટે જરૂરી છે કે તે પોતાના ઘરને આબાદ કરે.

પરંતુ જો પતિ ઘર આબાદ કરવા અને જુલ્મની બચવા માટે તૈયાર ન હોય, ઈન્કાર કરતો હોય તો મોકલેલ માણસ પતિને પત્ની સાથે ખુલઅ માટે તૈયાર કરે.

જેની તફસીલ આ પ્રમાણે છે કે પતિએ પત્નીને જે મહેર આપી હોય, તે મહેર પત્ની પરત કરી દે, અને જો મહેર આપી ન હોય તો પત્ની મહેર માફ કરી દે, ત્યાર પછી પતિ તેના બદલામાં પત્નીને તલાક આપી દે, બની શકે તો પત્ની પાસે ઈદ્દતનો ખર્ચ પણ માફ કરાવી લે, અને આ તલાક "તલાકે બાઈન" ગણાશે, ઈદ્દત ગુઝાર્યા પછી પત્નીને બીજો નિકાહ કરવો હોય તો કરી શકે છે.

(સૂરએ બકરહ : ૨૨૯, સૂરએ નિસાઅ : ૪, ૧૨૮, દારે કુત્ની : ૪ / ૩૭૬)

પરંતુ પતિ સુધરવાનું નામ નથી લેતો અને જુલ્મ કરે છે અને પત્નીના હક્કો અદા કરવા માટે તૈયાર નથી અને ખુલઅ માટે પણ તૈયાર નથી થતો તો ઓરત શરઈ પંચાયતમાં પોતાની ફરિયાદ દાખલ કરે અને ગવાહો દ્વારા પોતાના ઉપર અત્યાચાર થવાનું સાબિત કરે, પછી શરઈ પંચાયતની આ કમિટી સૌથી પહેલા પતિને ખુલઅ માટે તૈયાર કરશે તેમ છતાં જો પતિ ખુલઅ માટે તૈયાર ન થાય તો સખત મજબુરીની હાલતમાં ઓરતને તેના નિકાહથી અલગ કરી દેવામાં આવે. (હુલ્યતુન્નાજિઝહ : ૨૫૭) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) પત્ની સાથે અન્યાય કરનાર પતિનો હુકમ

**સવાલ (૨૩૬૫) :** એક છોકરીના નિકાહને લગભગ ૧ વર્ષ થઈ ગયું, પતિ તેને પોતાના ઘરે બોલાવતો નથી, તે (પત્ની) આશરે છ – સાત મહીનાથી તેના માતા – પિતાના ઘરે બેઠી છે. ઘરવાળા ગરીબ છે, મહેનત મજૂરી કરીને તેને ખવડાવે છે, તેને કામ કરવાની તૌફીક નથી થતી, ઘરનું ગુજરાન ચલાવવું ઘણુ મુશ્કેલ થઈ રહયું છે, એ સિવાય આજ કાલ ફિત્નાઓનો જમાનો છે, છોકરી યુવાન છે, આવા હાલાતમાં ઈઝઝત અને આરૂબને બચાવવી ઘણું મુશ્કેલ કામ છે, માટે સવાલ એ છે કે આવી છોકરી માટે કયો રસ્તો અપનાવવો જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરતના ભરણપોષણ અને કપડાં વગેરેના ખર્ચની વ્યવસ્થા પતિ ન કરતો હોય અને ઓરત પણ પોતાની ઈઝઝત અને આબરૂ બાકી રાખવા ખાતર પોતાના

માટે રોજી – રોટીની વ્યવસ્થા કરી શકતી ન હોય અને ન તો તેનામાં કમાવવાની શકિત હોય, અથવા શકિત તો હોય પરંતુ તેને યુવાન હોવાને કારણે અને ફિત્નાવાળા માહોલને લીધે ગુનાહ કરી બેસવાનો ખતરો હોય, તો તેને ઈમામ માલિક (રહ.) ના મસ્લક પ્રમાણે પોતાના પતિથી અલગ થવાનો અધિકાર છે, માટે ઓરત સુરત જિલ્લાની શરઈ પંચાયતના કાઝી સામે સંપૂર્ણ મામલાને બયાન કરે અથવા પોતાના જ ગામની મુસ્લિમ કમિટી સામે બતાવેલા તરીકા પ્રમાણે આખી ઘટના બયાન કરે, અને કાયદા પ્રમાણે તે ઓરત વિશે કોઈ યોગ્ય ફેસલો કરશે. (અલ મર્કુમાતુ લિલ મઝલૂમાત : ૧૮૫–૧૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) પતિ પત્નીને તલાક ન આપીને અધ્ધર છોડી રાખે તો પત્ની શું કરે ?

**સવાલ (૨૩૬૬) :** મારું નામ શીરીન છે, સાલેહ નામના છોકરા સાથે એક વર્ષ પહેલા મારા નિકાહ થયા હતા, થોડાક જ દિવસો બાદ મને એહસાસ થયો કે મારા પતિનો વર્તાવ અને મામલો મારી સાથે સારો નથી, અને દાંપત્ય જીવનના હક્કો અદા કરતો નથી, હું લાંબા સમયથી મારા માતા – પિતાના ઘરે (પિયરમાં) રહું છું, આ સમય દરમિયાન તેણે મને કોઈ ખર્ચ પણ નથી આપ્યો, હું કહું છું કે તે મારા ઘરે આવે અને મારી સાથે ખુશગવાર (સુખી) જીવન પસાર કરવાનો વાયદો કરે, પરંતુ તેના માટે પણ તે તૈયાર નથી, અને કયારેય મારા બોલાવવા પર તે આવ્યો નથી, તેના વ્યવહારથી લાગે છે કે ઈસ્લામી અને શરઈ અંદાઝથી તે મારી સાથે ખુશીથી જિંદગી ગુઝારવા માટે તૈયાર નથી, અને બીજું કે હું યુવાન ઓરત છું, માટે હવે મારી ઈચ્છા છે કે તે મને પોતાના નિકાહમાંથી અલગ કરી દે. જેથી હું મારા ભવિષ્ય માટે કોઈ યોજના બનાવી શકું.

પરંતુ પતિ મને નિકાહમાંથી અલગ કરવા ચાહતો નથી એટલા માટે શરીઅત પ્રમાણે મારા માટે જુદાઈ (તલાક)ની કોઈ સુરત બતાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિએ જયારે પત્ની સાથે નિકાહ કરી લીધા છે તો હવે પોતાના કરાર અને શરઈ કાયદા અને નિયમ પ્રમાણે પત્નીના હક્કો અદા કરવાનો પ્રયાસ કરે, તેની દરેક જરૂરિયાતો પુરી કરે.

ઓરતની જવાબદારી છે કે જયારે પતિ તેના બધા હક્કો સારી રીતે અદા કરતો હોય તો ઓરતે પણ પોતાના પતિની ફરમાંબરદાર રહેવું જોઈએ.

જો પતિ – પત્નીમાં કોઈ અણબનાવ બની જાય, અથવા પતિ પત્નીના હક્કો અદા ન કરે તો સમજી વિચારીને અકલમંદી અને હોંશિયારીથી કામ લેવું જોઈએ, આવી સ્થિતિમાં બન્ને માટે સીધો અને બહેતર રસ્તો આ છે કે પતિ તરફથી પત્નીને જે તકલીફો હોય તેના હલ માટે કોઈ દીનદાર માણસને વકીલ બનાવે. એ જ રીતે પતિને પણ પત્ની તરફથી જો કોઈ તકલીફ હોય તો તેના ઉકેલ માટે પોતાનો કોઈ દીનદાર વકીલ નક્કી કરે ત્યાર પછી બન્ને વકીલ આપસમાં મળીને વિચાર વિમર્શ કરી બંનેની વાતો સાંભળીને બંને વચ્ચે સુલેહ, સમાધાન કરી બંનેને નિકાહમાં બાકી રહેવાની તાકીદ અને હિદાયત કરે, અલ્લાહ તઆલાની ઝાતથી ઉમ્મીદ છે કે બંનેમાં સુલેહની કોઈ સુરત નીકળી આવશે, આ સ્થિતિનું વર્ણન અલ્લાહ તઆલાએ પણ કુર્આને પાકમાં ફરમાવ્યું છે :

وَإِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوا حَكَمًا مِّنْ أَهْلِهِ وَحَكَمًا مِّنْ أَهْلِهَا إِن يُرِيدَا إِصْلَاحًا

يُوَفِّقِ اللَّهُ بَيْنَهُمَا ۗ إِنَّ اللَّهَ كَانَ عَلِيمًا خَبِيرًا ﴿٣٥﴾

**તર્જુમો :** અને જો તમને (ઉપરવાળાઓને) તે બંને (પતિ–પત્ની) વચ્ચે (અનિષ્ટ) અણબનાવનો ડર હોય તો એક (લાયક) લવાદ પતિના કુટુંબ તરફથી અને એક પત્નીના કુટુંબ તરફથી નક્કી કરો. જો આ બન્ને લવાદ (અંતઃકરણપૂર્વક) સુલેહ કરાવવા ચાહશે તો અલ્લાહ તે બન્ને વચ્ચે બનાવ કરી આપશે. બેશક, અલ્લાહ સર્વજ્ઞ (અને) સંપૂર્ણ માહિતીવાળો છે. (સૂરએ નિસાઅ : ૩૫)

જો સમાધાનની કોઈ સુરત શકય ન હોય, તો (પૂછેલા સવાલમાં) બીજો રસ્તો એ છે કે ઓરત પોતાની મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરી દે અને પતિ તેના બદલામાં તેને તલાક આપી દે, તેને શરીઅતમાં ખુલઅ કહેવાય છે.

(ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫, હિદાયા : ૨ / ૨૬૧)

જો પતિ ખુલઅ માટે તૈયાર ન હોય અને કુદરત હોવા છતાં ઓરતના હક્કો અને ખોરાકી– પોશાકી ખર્ચ પણ અદા ન કરતો હોય, તો આવા પતિને શરીઅતની પરિભાષામાં મુતઅન્નત એટલે કે "સરકશ" કહેવામાં આવે છે, ઓરત પર આ રીતે અત્યાચાર (જુલમ) કરવો હરામ છે, પ્રથમ બયાન કરેલી બંને સુરતોમાંથી કોઈ

સુરત ઈખ્તિયાર કરવાની કોશિશ કરવામાં આવે, જો પતિ ઉપર દર્શાવેલ બંને તરીકાઓ પર અમલ કરવા માટે તૈયાર ન હોય તો બીજી વાર પત્ર લખે, તેનો જવાબ બાદમાં આપવામાં આવશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) પતિની સરકશી બાદ લવાદનું ઓરતને તલાક આપવું

**સવાલ (૨૩૬૭) :** ઝેદનો નિકાહ ઝયનબ સાથે થયો છે, ઈજાબ અને કબૂલ પછી ઈકરારનામા પર હક્કોની અદાયગી વિશે તેને સહી કરી. થોડા દિવસો પછી બંને પતિ – પત્નીમાં કોઈ બાબતે ઝઘડો થયો, અને ઝયનબે "રાપુર"ની એહલે સુન્નત વલ જમાઅતની એક કમીટીને લેખિતમાં એક અરજી કરી તલાકની ઈચ્છા વ્યકત કરી.

યાદ રહે કે આ કમીટીને ઝેદ અને ઝયનબ બંનેએ પોતાના હકમાં સંપૂણ પણે ફેસલો કરવાનો અધિકાર આપ્યો છે.

કમીટીએ તલાકનામાની એક નકલની સાથે ઝેદને તેની ખબર કરી અને બંને દરમિયાન સુલેહ સફાઈનો સંપૂર્ણ મોકો આપ્યો, પરંતુ ઝેદે તે તરફ કોઈ ધ્યાન ન આપ્યું, એટલા માટે કમીટીવાળાઓને એ વાતનું પુરું યકીન થઈ ગયું કે બંને દરમિયાન તલાક સિવાય અન્ય કોઈ વિકલ્પ નથી, જેથી જમાઅત (કમીટી) તરફથી નક્કી કરેલ એક માણસે તેની પત્નીને એક તલાક આપી અને બંને દરમિયાન એક મહીનામાં સમાધાન કરવાનો મશ્વેરો આપ્યો, પરંતુ તેમ છતાં બંનેમાં સમાધાન થઈ શકયું નહીં. ત્યાર પછી કમિટીના માણસે ઓરતને બીજી તલાક આપી અને એક મહીના સુધી ફરીવાર સુલેહનો ઈન્તિઝાર કર્યો, પરંતુ બંનેમાં સમાધાન થઈ શકયું નહીં. થોડા દિવસો પછી ત્રીજી તલાક પણ આપી દીધી તો શું આ રીતે આપેલી તલાક શરઈ દ્રષ્ટિએ ભરોસાપાત્ર ગણાશે કે નહીં ? જયારે કે ઝેદ તલાક આપવા ચાહતો ન હતો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા સવાલમાં ઝેદને પહેલી વખતે સુલેહ – સમાધાનનો મોકો આપવામાં આવ્યો હતો, પરંતુ તેમ છતાં તેણે તે તરફ કોઈ ધ્યાન આપ્યું નહીં, જેનો મતલબ એ થયો કે તે તેની પત્નીને તલાક આપવા રાજી છે, જો કે આ કમિટીને બંને પક્ષો તરફથી તલાકનો સંપૂર્ણ અધિકાર આપવામાં આવ્યો છે, એટલે તેમણે કાયદેસરથી રૂબરૂ કહી દીધું અથવા લખી દીધું હતું કે આ કમિટી અમારા બંનેના હકમાં જે ફેસલો

કરશે તે અમને મંજૂર રહેશે, એટલે કમિટી બંને તરફથી વકીલ થઈ, માટે જયારે આ કમિટી તરફથી નિયુક્ત કરેલા માણસે કમિટીના આદેશથી પતિનો વકીલ બની તેની પત્નીને ત્રણ વખતમાં એક એક તલાક આપી દીધી તો ઓરતને તલાકે મુગલ્લઝા પડી ગઈ.

(હિદાયા : ૧ / ૨૪૧, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૦૭, ફતાવા તાતારખાનિયહ : ૪ / ૪૮૯)

પરંતુ મારી સલાહ છે કે :

(૧) કમિટી ફેસલો કરવામાં એહતિયાતના પેહલુને ધ્યાનમાં રાખે.

(૨) કમિટી બન્નેના હાલાત સાંભળે, જયારે કમીટીના વધુ પડતા લોકો અથવા બધાને યકીન થઈ જાય ત્યાર પછી તે ફેસલો કરે.

(૩) કમિટીના માત્ર એક માણસને ફેસલો કરવાનો હક આપવામાં ન આવે.

(૪) કમિટી–જમાતને તલાક આપવાનો હક એક મુદ્દત દા.ત. સાત વર્ષ અથવા દસ વર્ષ માટે આપવામાં આવે, હમેશાં માટે આપવામાં ન આવે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ઓરતે કોર્ટ દ્વારા તલાક લેવી

સવાલ (૨૩૬૮) : સામાન્ય રીતે સાંભળ્યું છે કે "જો પતિ તલાક આપી રહયો ન હોય, તો ઓરત તલાક માટે કોર્ટમાં કેસ દાખલ કરે. તેનો મતલબ એ થયો કે ઓરત પણ તેના પતિને તલાક આપી શકે છે, તો શું શરઈ દ્રષ્ટિએ આ જાઈઝ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામી શરીઅતમાં ઓરતને તલાક આપવાનો અધિકાર નથી.

(ઈબ્ને માજહ : ૧ / ૧૫૧, હદીસ નં. ૨૦૮૧)

અલબત્ત અમુક હાલાતમાં (દા.ત. પતિ ગાંડો થઈ જાય) જયારે કે ઓરતને પતિ પાસે રહેવાથી જાનનો ખતરો હોય, તેના માટે શરીઅતે ઈજાઝત આપી છે કે ઈસ્લામી કોર્ટ અથવા શરઈ પંચાયતમાં પોતાની ફરિયાદ દાખલ કરે, અને કહે કે હું મારા પતિ સાથે રહી શકતી નથી, તેને તલાક આપી દેવામાં આવે, કમીટી, જમાઅતુલ મુસ્લીમીન અથવા કાઝી શરીઅત પ્રમાણે કાનૂની કાર્યવાહીને પૂર્ણ કર્યા પછી જો ઓરતના નિકાહ રદ (ખતમ) કરી દે અથવા તેને નિકાહથી અલગ કરવાનો ફેસલો કરી દે તો દુરુસ્ત છે. (દારૂલ ઈફતા દેવબંદ : જવાબ ૧૫૧૫૬૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) પતિ દાંપત્ય હક્કો અદા કરવા પર શક્તિમાન ન હોવાને કારણે પત્નીએ કોર્ટ દ્વારા બિન મુસ્લિમ જજ દ્વારા તલાક લેવી

**સવાલ (૨૩૬૯) :** એક છોકરો તેની બહેનની સાથે ઈ.સ. ૧૯૮૨માં ઈંગ્લેન્ડથી ભારત આવ્યો અને શાદી કરી, આ છોકરાની માનસિક હાલત વીક અને કમજોર છે, ભારતમાં શાદીના બે અઠવાડિયા પછી પાછા તેઓ બધા ઈંગ્લેન્ડ ગયા અને છોકરો પહેલાની જેમ પત્ની સાથે તેની બહેનને ત્યાં રહેવા લાગ્યો, છોકરાનું ઈંગ્લેન્ડમાં પોતાનું ઘર નથી, એટલા માટે બહેન અને બનેવીના ઘરમાં પાંચ મહીના સુધી પોતાની પત્ની સાથે રહયો, પરંતુ કયારેય તેની પત્નીને હાથ પણ લગાવ્યો નથી. અને ન તો તેની નજીક આવ્યો, તેનાથી માલૂમ થાય છે કે છોકરો નપુસંક (નામર્દ) હશે એક જ ઘરમાં રહેવાના કારણે છોકરીના બનેવીની નજર અને હરકત સારી ન હોય એવું લાગ્યું, જેથી છોકરી શહેરમાં પોતાના બીજા રિશ્તેદારના ઘરે ચાલી ગઈ, અને ત્યાં કામ કરી પોતાનું જીવન ગુઝારવા લાગી છે.

ત્યાર પછી છોકરીએ ઈ.સ.૧૯૮૮માં કોર્ટમાં તલાકની અરજી કરી, કોર્ટે જરૂરી તપાસ પછી તલાકનું સર્ટીફિકેટ આપી દીધું, કોર્ટે જે વખતે તલાકનો ફેસલો કર્યો, ત્યાં છોકરાને પણ હાજર રહેવાનું કહેવામાં આવ્યું હતું, પરંતુ તે હાજર થયો નહીં, આવી જ હાલતમાં નવ વર્ષનો લાંબો સમય પસાર થઈ ચુકયો છે, પતિ તરફથી કયારેય કોઈ જાતનો સંબંધ રહયો નથી. અજનબી શહેરમાં છોકરીનું એકલું રહેવું પણ ઠીક નથી, ખાસ કરી પશ્ચિમી દેશોમાં તો વધારે મુશ્કેલ છે, તો સવાલ એ છે કે છોકરી કયાં સુધી આવી હાલતમાં રહે ? જો તે બીજા નિકાહ કરવા ચાહે તો કરી શકે છે કે નહીં ?

અહીંયા ઈંગ્લેન્ડમાં શરીઅત કાઉન્સિલ છે, જેમાં એક મુફતી સાહેબ અહલે સુન્નત વલ જમાઅતના અકીદાના પાબંદ છે, અને બીજા મુફતીઓ અહલે હદીસ અથવા મવદૂદી છે, તો આવી શરીઅત કાઉન્સિલનો ફેસલો આ બાબતે ભરોસાપાત્ર ગણાશે કે નહીં ? શરીઅત કાઉન્સિલના ઝિમ્મેદાર ઉલમા બંને પક્ષોની વાત સાંભળ્યા પછી ફેસલો કરે છે, અને જરૂરત મુજબ ગમે તે પક્ષને રૂબરૂ મળવા માટે જાતે પણ બોલાવે છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ જો નામર્દ હોય, પત્નીના હક્કો અદા કરવા પર શકિતમાન ન હોય, અને પત્નીને તલાક પણ ન આપતો હોય, તેમજ તલાક લેવાની કોઈ શરઈ સુરત પણ બાકી ન રહે, તો આવી સુરતમાં શરઈ પંચાયતમાં ફરિયાદ દાખલ કરવામાં આવે. અને શરઈ દ્રષ્ટિએ શરઈ પંચાયત દ્વારા આપેલ તલાક (જુદાઈ) માન્ય ગણાશે, જે જુદાઈ (તલાક) પછી છોકરી બીજા નિકાહ કરી શકે છે, પરંતુ આ જુદાઈ (તલાક) નો હક માત્ર શરઈ પંચાયતને જ પ્રાપ્ત છે. બિન મુસ્લિમ જજની જુદાઈ માન્ય નથી.

જો શરઈ પંચાયતમાં એહલે હદીસ અને મવદૂદી ઉલમા હોય, પરંતુ જો તેમણે શરીઅતના નિયમો પ્રમાણે સહીહ ફેસલો કર્યો છે, તો તે માન્ય ગણાશે. પરંતુ બહેતર છે કે પહેલા તો તમે ઈંગ્લેન્ડના એહલે સુન્નત વલ જમાઅતના અકાઈદના પાબંદ ઉલમાથી સંપર્ક કરો, આપણા મકતબે ફિક્રના ઉલમા ત્યાં (ઈંગ્લેન્ડમાં) મોટી સંખ્યામાં છે, ઈંગ્લેન્ડમાં તબ્લીગી જમાઅતનું મરકઝ પણ છે, દારૂલ ઉલૂમ પણ છે, તો ત્યાંના એહલે હક ઉલમાથી મળીને તેમની કમિટી બનાવી આ બાબતે જુદાઈ (તલાક)નો ફેસલો કરાવી શકો છો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) પતિ પત્નીના હક્કો અદા ન કરે, અને તલાક પણ ન આપે તો બંનેમાં જુદાઈ કેવી રીતે થશે ?

સવાલ (૨૩૭૦) : પ્રસ્તાવના : એક માણસે એક છોકરી સાથે નિકાહ કર્યા, અને તેનાથી એક બાળક પણ છે, જયારથી શાદી થઈ છે ત્યારથી લઈ આજ સુધી તેણે પત્નીના હક્કો અદા કર્યા નથી, છેલ્લા બે વર્ષોમાં તો જુલ્મની હદ થઈ ગઈ, તે પોતાની પત્નીથી અલગ રહે છે, તે પત્ની અને છોકરાનો ખર્ચ પણ નથી આપતો, વિદેશ ચાલ્યો ગયો છે, તેને અનેક વાર નરમી અને મુહબ્બતથી સમજાવવામાં આવ્યો, તેમ છતાં તે સમજતો નથી, અંતે મજબુર થઈને અમે તેને કહયું કે તલાક આપી દે, તો તે તલાક પણ નથી આપતો, આવી હાલતથી લાચાર થઈ છોકરીએ કોર્ટમાં ફરિયાદ કરી, કે કોર્ટ તેના પર દબાણ કરી તલાક અપાવે, પરંતુ તે તારીખ પર કોર્ટમાં હાજર પણ રહેતો નથી, બીજું કે સરકારી અધિકારીઓ સાથે તેની સારી ઓળખાણ છે, માટે જજ પણ તેના પર કોઈ પ્રકારનું દબાણ કરતા નથી, અને ગોળ ગોળ વાતો કરી બહાના બનાવે છે.

અત્યારે સ્થિતિ એ છે કે તે બે વર્ષથી વિદેશ ચાલ્યો ગયો છે, તે સારુ કમાય છે, તેમ છતાં એક પૈસો પણ મોકલતો નથી, ટુંકમાં એ કે તેની નિય્યત ખરાબ છે, નિય્યત આ પ્રમાણે છે કે તે ઓરતને આ રીતે (તલાક ન આપીને) લટકાવી રાખવા માગે છે, તો હવે સવાલ એ છે કે

આ મઝલૂમ ઓરત માટે શરઈ દ્રષ્ટિએ પતિથી અલગ થવાનો હલ અને રસ્તો શું છે ? પતિ તલાક આપતો નથી અને હક્કો પણ અદા કરતો નથી તો તેનાથી તલાકનો તરીકો બતાવશો.

ઉપરાંત આ બનાવ જયાં બન્યો છે, ત્યાં ઈસ્લામી હુકૂમત નથી અને મુસ્લિમ હાકિમ અને કાઝી પણ નથી, તો આવી હાલતમાં બે ત્રણ ઉલમા અથવા જમાતી ગ્રુપમાંથી બે ત્રણ માહિર આલિમ આવી વિકટ સમસ્યાઓનો ઉકેલ લાવી શકતા હોય અથવા મુસલમાનોની જમાત બનાવી મસ્અલાની તહકીક કરી (બંનેમાં) જુદાઈ કરી શકે છે અને ઓરતની ઈદ્દત પછી તેની બીજી શાદી કરી શકે છે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈસ્લામ ધર્મ એક વ્યવસ્થિત જીવન ગુઝારવાનો હુકમ આપે છે, શાદી કરવાથી મર્દ પર અમુક જવાબદારીઓ આવે છે, એ જ પ્રમાણે ઓરત પર પણ અમુક જવાબદારીઓ આવે છે, કે પતિની ફરમાબરદાર બની, પાકદામની સાથે જીવન પસાર કરે અને પતિની જવાબદારી છે કે તે ઓરતને મહેર આપે, એ જ રીતે તેનો ભરણપોષણ ખર્ચ અદા કરે અને અવલાદના ભરણપોષણ ખર્ચની જવાબદારી પણ પતિની છે.

આપના લખાણ પ્રમાણે પતિ ઉપરોકત જવાબદારીઓ તે સમયે પણ અદા કરતો ન હતો જયારે તે ભારતમાં હતો, કોર્ટમાં પત્ની તરફથી ફરિયાદ દાખલ કરવામાં આવી તો રિશ્વત (લાંચ) આપી દેશથી ફરાર થઈ વિદેશ ચાલ્યો ગયો.

(નાચીઝ (મારી) સમક્ષ જે સવાલ છે તેમાં તેનું કોઈ વર્ણન નથી કે પતિ લાંચ આપીને વિદેશ ફરાર થઈ ગયો છે, હાં, એટલી વાત જરૂર છે કે "તેની સરકારી કર્મચારીઓ સાથે સારી ઓળખાણ છે, એટલા માટે જજ પણ તેની ઉપર કોઈ જાતનું દબાણ નાંખતો નથી. અને વાતને ગોળ ગોળ ફેરવી લે છે. અસલ વાત આ છે કે અમુક લાંબા સવાલને ટુંકા કરવામાં ઘણી ફાયદામંદ વાતો રહી જાય છે, એટલા માટે

એવું બની શકે છે કે સવાલનો આ હિસ્સો પણ નીકળી ગયો હોય, આ કારણે મારો ખ્યાલ છે કે સવાલને મુખ્તસર કરવો ન જોઈએ. કેમકે દરેક જવાબ પોતાના સવાલથી જોડાયેલ હોય છે.) (મુજતબા હસન કાસમી)

સારી આવક હોવા છતાં પતિ તેની પત્ની અને અવલાદની ફિકર કરતો ન હોય, તો જોવામાં આવશે કે ઓરતના ગુજરાનની બીજી કોઈ જગ્યાએથી વ્યવસ્થા થાય છે કે નહીં તેમજ પતિ વગર પવિત્રતા અને પાકદામની સાથે સબર કરી જીવન પસાર કરી શકે છે કે નહીં, જો આવું શકય હોય, તો નિકાહ તોડવાની જરૂરત નથી. નહીં તો (એટલે જો ભરણપોષણની વ્યવસ્થા થઈ રહી ન હોય અથવા આવા ફિત્ના – ફસાદવાળા સમયમાં પવિત્રતા અને પાકદામની સાથે જીવન પસાર કરવું મુશ્કેલ હોય અને ગુનોહ કરી બેસવાનો ખતરો હોય) તો પાંચ દીનદાર માણસોની કમિટી બનાવવામાં આવે, જેમાં એક આલિમનું હોવું જરૂરી છે, અને તેની સામે પતિના જુલ્મ (અત્યાચાર)ને ગવાહોથી સાબિત કરવામાં આવે, ત્યાર પછી કમીટી પતિને એક વાર મોકો આપે કે તે પોતાની ઈસ્લાહ કરી લે, જો પતિએ પોતાની ભૂલ સુધારી લીધી, અને પોતાનો સ્વભાવ બદલી લીધો તો પછી નિકાહ તોડવાનો હક હાસિલ થશે નહીં, પરંતુ જો પતિએ કોઈ જવાબ ન આપ્યો અને ન તો તેનો સ્વભાવ બદલ્યો, તો કમીટી નિકાહ રદ કરી નાંખશે, પછી ઓરત ઈદ્દત ગુઝારી બીજા માણસ સાથે બીજા નિકાહ કરી શકશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) પતિ દ્વારા તલાક ન આપી લટકાવી રાખનાર ઓરત માટે પતિથી છુટકારાનો તરીકો

**સવાલ (૨૩૭૧) :** એક માણસ પોતાની પત્નીને તરછોડી ૧૭ વર્ષથી વિદેશ ચાલ્યો ગયો છે, તેણે એ દરમિયાન પોતાની પત્ની અને બાળકોના ભરણપોષણ ખર્ચ વગેરે બાબતે કંઈ પુછયું નથી, અને પાછલા ૬ વર્ષોથી તો પત્ર વ્યવહાર પણ બંધ છે, તે ઓરત મોહતાજગીની હાલતમાં પોતાના ભાઈના ઘરે રહે છે, આવી ઓરત માટે બીજો નિકાહ કરવો જાઈઝ છે કે નહીં ? શરીઅતનો હુકમ શું છે ? તે જણાવશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમારા સવાલથી ખબર પડે છે કે તમારો પતિ હયાત છે, પરંતુ તે જિમ્મેદારીઓ અદા કરતો નથી, માટે ઓરત મુસલમાન જજથી પોતાના કેસની સુનાવણી કરાવે, જો તે શરીઅતના નિયમ પ્રમાણે ફેસલો કરે તો માન્ય રાખવામાં

આવશે, અને જો શરીઅત વિરુદ્ધ ફેસલો કરે તો અમાન્ય રાખવામાં આવે. ભારતમાં શરીઅત પ્રમાણે ફેસલો થવો અશકય છે. માટે નીચે દર્શાવેલ સૂરત અપનાવવામાં આવે.

તમારા ગામના નમાઝ – રોઝાના પાબંદ ત્રણ માણસોની કમીટી બનાવવામાં આવે, જેમાં ઓછામાં ઓછો એક આલિમ હોય, તે (કમિટી) ને અરજી આપે કે મારો પતિ ૧૭ વર્ષથી તેની જવાબદારી નિભાવતો નથી, કોઈ જાતનો ખર્ચ પણ નથી આપતો અને ન તો અહીં કોઈ ખર્ચ છોડીને ગયો છે, અને ન મોકલે છે, અને મેં મારો હક માફ પણ કર્યો નથી. (આ પ્રમાણે લખીને આપે) અને આ દાવાને ગવાહોથી સાબિત કરે.

કમિટી ઓરત પાસેથી સોગંદનામું લઈ તેના પતિ પાસે બે ત્રણ દીનદાર માણસોને નોટિસ લઈને મોકલે, (૧) ઓરત પાસે આવીને હક અદા કરો. (૨) અથવા ત્યાં તમારી પાસે બોલાવીને હક અદા કરો. (૩) અથવા કમસે કમ ત્યાંથી ભરણપોષણ ખર્ચની વ્યવસ્થા કરો. (૪) જો તમે આમાંથી કંઈ ન કરી શકો તો તલાક આપી દો. (૫) જો આ ચારેવ વાતોમાંથી કોઈ પર અમલ નહીં કરો તો અમે તમારો નિકાહ રદ કરી નાંખીશું, પતિને એક મહીનાની મુદત આપવામાં આવે, જો પતિ કોઈ જવાબ ન આપે, તો ઓરત ફરીવાર (કમિટી સામે) અરજી કરે, કે મને તલાક અપાવી દેવામાં આવે, કમિટી જરૂરી કાર્યવાહી કરી નિકાહ તોડી નાંખશે, આ રીતે તેને તલાક થઈ જશે, અને તે ઓરત ઈદ્દત ગુઝાર્યા પછી બીજો નિકાહ કરી શકશે. હા ! જો ઈદ્દત દરમિયાન પતિ આવી જાય, અને કહે કે હું તારા હક્કો અદા કરવા માટે તૈયાર છું તો તેના નિકાહમાં રહેશે. જો પતિ એટલે દૂર છે કે ત્યાં કોઈનું જવું મુશ્કેલ છે, તો પત્ર લખી રજિસ્ટર્ડ ટપાલ મોકલવામાં આવે, પછી અમુક સમય પછી કમીટી જરૂરી કાર્યવાહી કર્યા પછી ફેસલો કરી દે, ત્યાર પછી ઈદ્દત ગુઝારી તે બીજો નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



(ولو قال أنت علي مثل أمي أو كأمي فان نوى الكرامة صدق أو ) نوى (الظهار فظهار أو ) نوي (الطلاق بائن ) ؛ لأن اللفظ يحتمل كلا منها فماترجح بالنية تعين . ( وإن لم ينو شيئا فليس بشيء ) عند الشيخين لتعارض المعاني وعدم المرجح . (مجمع الأنهر في شرح ملتقى الأبحر - عبد الرحمن بن محمد بن سليمان المدعو بشيخي زاده، يعرف بداماداًفندى( م : ١٠٧٨ هـ) ٤٤٩/١،كتاب الطلاق ، باب الظهار ، ط دار إحياء التراث العربي )

**તર્જુમો :**જો કોઈ વ્યકિતએ પોતાની પત્નીથી કહયું કે તુ મારા પર મારી માતા જેવી છે. અથવા તો મારી માં જેવી છે. તો આ વાકય કિનાયા છે, આ શબ્દોમાં નિય્યતનો ત્યારે એતેબાર થશે જયારે કે પતિ કહે કે મેં માની ઈજ્જત અને આબરૂમાં સરખામણી કરી છે તો માન્ય રાખવામાં આવશે અને ઝિહાર થશે નહીં. અથવા તો તલાકની નિય્યત કરી તો તેનાથી તલાકે બાઈનનો હુકમ લગાવવામાં આવશે. માટે આ વાકયમાં અનેક શકયતા છે. માટે તેનો આધાર નિય્યત પર છે. અને જો કોઈ જાતની નિય્યત ન હતી તો આવી સુરતમાં હઝરાતે શૈખેનના નજીક કંઈ પણ નહીં થાય. મતલબના મતભેદ અને અપસંદગીના કારણે. (મજમઉલ અન્હુર : ૧ / ૪૪૯)

# ઝિહારનું બયાન

(એવા શબ્દો કહેવા જેથી તલાકની પરિસ્થિતિ ઊભી થાય, દા.ત. પત્નીને એમ કહેવું કે તુ મારી માં બરાબર છે. વગેરે)

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ઝિહારનું બયાન

## (૧) પતિનું કથન "માં અથવા માસીને બોલાવો" થી નિકાહ પર કોઈ અસર પડશે ?

## (૨) પતિનું કથન " તારા પિતાની જેમ મારી સાથે વાત કરે છે" થી ઝિહારનો પુરાવો

**સવાલ (૨૩૭૨) :** (૧) એક માણસ પોતાના છોકરાને એમ કહે કે "મમ્મી પાસે આવવું છે ?" અથવા એવું કહે " જા બેટા ! મમ્મીને બોલાવી લાવ" (અહીંયા મમ્મીથી મુરાદ બોલનારની પત્ની છે. જે હકીકતમાં છોકરાની મમ્મી છે, જેથી છોકરો સમજી શકે, એટલા માટે બાળકની ભાષામાં પતિ જાતે પોતાની પત્નીને મમ્મી, બહેન અને માસી વગેરે કહીને બોલાવે છે) તો શું આ રીતે બોલાવવાથી નિકાહમાં કોઈ વાંધો આવશે ?

(૨) પતિની પોતાની પત્ની સાથે સામાન્ય બોલા બોલી થઈ જાય, અને પતિની વાત પર ઓરત એવું કહે કે " તમે જે કહેશો તે હું નહીં કરું" તો પતિ કોઈ પણ જાતની નિય્યત વગર ઓરતને કાનૂનનો જવાબ આપતા એવું કહે કે " જેવી રીતે તારા બાપ સાથે વાત કરે છે એવી રીતે મારી સાથે વાત કરે છે" અથવા આવું કહે "જેવો તારા બાપને જવાબ આપે છે એવો મને જવાબ આપે છે" તો શું પતિના આ રીતે બોલવાથી નિકાહમાં કોઈ વાંધો આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પિતાનું પોતાના પુત્રને એમ કહેવું કે મમ્મીને બોલાવ, અને તેનાથી મુરાદ એ હોય કે " એ છોકરા ! તારી મમ્મીને બોલાવી લાવ અથવા નાના બાળકને કહે કે માસીને બોલાવી લાવ અને તેનાથી આ મુરાદ લે કે એ છોકરા ! તારી માસીને બોલાવી લાવ, અથવા કોઈ જાતની નિય્યત વગર આ શબ્દો કહે અને મુરાદ આ જ હોય તો આ સુરતમાં નિકાહ પર કોઈ ફર્ક પડશે નહીં. (મજમઉલ અન્હુર : ૧ / ૪૪૯, આલમગીરી : ૧/ ૫૦૭, શામી : ૩ / ૪૭૦)

(૨) એ જ પ્રમાણે ઓરતની નાફરમાનીના કારણે તેની ભૂલ પર આગાહ કરવા માટે કહે કે " શું તુ જે રીતે તારા બાપ સાથે વાત કરે છે, એ રીતે મારી સાથે વાત કરે છે," તો તેનાથી ન તો તલાક થશે અને ન નિકાહમાં કોઈ ફર્ક પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) પત્નીને કહેવું કે "તુ મારા માટે મારી માં અને બહેન જેવી છે, માટે ચાલી જા"

**સવાલ (૨૩૭૩) :** કોઈએ પોતાની પત્નીને કહયું કે "તુ મારા માટે મારી માં અને બહેન જેવી છે, માટે તુ ચાલી જા" અને આ વાકય એકથી વધુ વાર કહે, તો કેટલી તલાક લાગશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો આ વાકય (પતિએ) તલાકની નિય્યતે કહયું છે, તો એક તલાકે બાઈન લાગુ થશે, તેનો હુકમ એ છે કે ઓરત નવા નિકાહ વગર હલાલ નહીં થાય, જો પતિ આ જ ઓરતને પોતાના નિકાહમાં લાવવા માંગતો હોય તો તેના માટે જરૂરી છે કે સૌથી પહેલા ઈદ્દત ભરે, જો ઓરતને હૈઝ આવે છે તો ત્રણ હૈઝ ખતમ થતા ઈદ્દત પુરી થશે. પછી નવેસરથી મહેર સાથે નિકાહ કરવા પડશે. ઉપરોકત ઈદ્દતનો ખર્ચ પણ પતિના જિમ્મે જરૂરી છે, જો પતિ – પત્ની બંને માલદાર છે તો તે પ્રમાણે માસિક પાંચસો રૂપિયા, ગરીબ હોય તો માસિક ૨૦૦ રૂપિયા અને જો દરમિયાની હેષીયતનો છે તો માસિક ત્રણસો રૂપિયા અદા કરવા પડશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



فَإِنْ خِفْتُمْ أَلَّا يُقِيمَا حُدُودَ اللَّهِ ۙ فَلَا جُنَاحَ عَلَيْهِمَا فِيمَا افْتَدَتْ بِهِ ۗ تِلْكَ حُدُودُ
اللَّهِ فَلَا تَعْتَدُوهَا ۚ وَمَن يَتَعَدَّ حُدُودَ اللَّهِ فَأُولَٰئِكَ هُمُ الظَّالِمُونَ ﴿٢٢٩﴾

**તર્જુમો :** પછી જો તમને આ વાતનો ડર હોય કે બન્ને અલ્લાહના હુકમને પાળી શકશે નહિ, તો સ્ત્રી કંઈક બદલો આપીને પોતાનો પીછો છોડાવી લે, તેમાં બંને પર કંઈ ગુનાહ નથી; આ (તલાક વગેરેના હુકમો) અલ્લાહની બાંધેલી હદો છે તો તેથી આગળ વધો નહિ, અને જે કોઈ અલ્લાહની આ હદો ઓળંગી જાય તો તેવા જ લોકો પોતાનું નુકસાન કરનાર છે. (સૂરએ બકરહ : ૨૨૯)

# ખુલઅનું બયાન

(મુસલમાન ઓરતે પોતાના મહેર અને ઈદતની રકમ જતી કરીને તલાક મેળવવી)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ખુલઅનું બયાન

## (૧) પતિ દ્વારા તલાકનો ઈનકાર કરતા કોર્ટ મારફતે તલાક લેવી

**સવાલ ( ૨૩૭૪) :** લંડનના રહેવાસી એક માણસે પોતાની છોકરી સાથે શાદી કરાવવા માટે ઈન્ડિયાથી એક માણસને બોલાવ્યો અને છોકરી સાથે તેની શાદી કરાવી. થોડા વખત પછી બંને કુટુંબો વચ્ચે કોઈ કારણસર ઝઘડો થયો. છોકરાના બાપે ત્યાં લંડનની કોર્ટમાં કેસ દાખલ કરી કોર્ટ મારફતે છોકરીને તલાક અપાવી દીધી, ત્યાર પછી હુકૂમતે પતિને ઈન્ડિયા રવાના કરી દીધો.

હવે સવાલ એ છે કે કોર્ટે તો બન્ને પક્ષોમાં જુદાઈ કરી દીધી, પરંતુ પતિએ હજુ સુધી તલાક આપી નથી અને પતિ તલાક આપવાની ના પાડે છે, કહે છે કે કોઈ પણ સૂરતમાં તલાક નહીં આપું, છોકરી પણ તેની સાથે રહેવા રાજી છે. પરંતુ છોકરીનો બાપ પોતાની છોકરીને તેની પાસે મોકલવા બિલ્કુલ તૈયાર નથી, તો હવે પતિથી તલાક લેવાની કઈ સૂરત હશે ? શું અદાલત મારફતે લીધેલી તલાક માન્ય ગણાશે અથવા નહીં ? વિગતવાર જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત જયારે પોતાના પતિ સાથે રહેવા માટે રાજી છે, બંને પતિ – પત્નીમાં કોઈ ઝઘડો નથી, તો માત્ર ખાનદાની ઝઘડાના લીધે છોકરીના પિતાનું (તેની પુત્રીને તેના) પતિ પાસે ન મોકલવું ખુલ્લો જુલમ છે. શાદી પછી છોકરીને પોતાના પતિ પાસે જવાથી મના કરવું જાઈઝ નથી. (અબૂદાવૂદ : ૧ / ૨૯૬, હદીસ નં. ૨૧૭૫)

ગવર્મેન્ટનો સહારો લઈ કોર્ટ દ્વારા જે તલાક લેવામાં આવી છે અને કોર્ટે પોતાના કાનૂનના કારણે બંનેમાં જુદાઈ કરી દીધી છે, ફેસલો કરનાર ગેર મુસ્લિમ છે, જેનો તલાકના મામલામાં ફેસલો વાજબી ગણાશે નહીં. તેમજ પતિએ તલાકનો એક શબ્દ પણ ઉચ્ચાર્યો નથી માટે તલાક પડશે નહીં.

માટે આ ઓરતનું બીજી જગ્યાએ શાદી કરવું અથવા બાપનું બળજબરી પૂર્વક (બીજી જગ્યાએ) શાદી કરાવી આપવી જાઈઝ નથી. પહેલો નિકાહ બાકી રહેવાની

સુરતમાં બીજો નિકાહ તેના માટે બિલ્કુલ હરામ છે. અને આ મામલામાં છોકરીનું માતા – પિતાની વાત ન માનવી શરીઅતની વિરુદ્ધ નહીં ગણાય.

જો બંનેના મિલાપની કોઈ સૂરત ન હોય તો ઓરત ઈદ્દતનો ખર્ચ અથવા મહેર માફ કરી તેનાથી તલાક લઈ લે, તેને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહેવામાં આવે છે, આ સિવાય કોઈ અન્ય સુરત તલાકની નથી. કારણ કે પતિ તેને રાખવા માટે રાજી છે, માટે આ સૂરતમાં માત્ર આ એક રસ્તો ખુલઅનો છે. (ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) કોર્ટ મારફતે તલાકનો હુકમ

**સવાલ (૨૩૭૫) :** અહીંયા ઈંગ્લેન્ડમાં ભારત અને પાકિસ્તાનથી આવનારા મુસ્લિમ છોકરા અને છોકરીઓને, અહીંયાના કાયદા પ્રમાણે નિકાહનું રજીસ્ટ્રેશન કરાવવું જરૂરી છે. ત્યાર પછી પાસપોર્ટ રજીસ્ટ્રેશનની નકલ સાથે હોમ ઓફિસ મોકલવામાં આવે છે, એક વર્ષ પછી અહીંયા આવનારા એ છોકરા અથવા છોકરીને અહીંયાની કાયમી નાગરિકતા મળી જાય છે. અને તેની પાસપોર્ટ પર તેનો સિક્કો લગાવી દેવામાં આવે છે. કોઈ કારણસર પતિ – પત્નીમાં ઝઘડો થઈ જાય છે, તો અહીંયાની અદાલતમાં નોટિસ આપી કોર્ટ દ્વારા અલગ થઈ શકાય છે. કયારેક મર્દ તરફથી ફરિયાદ દાખલ કરવામાં આવે છે તો કયારેક ઓરત તરફથી ; અહીંયા ઓરતોને પણ પુરુષોની જેમ તમામ અધિકારો આપવામાં આવ્યા છે. ઓરતની દરેક ફરિયાદ સાંભળવામાં આવે છે અને જો ઓરત માંગણી કરે તો કોર્ટ નિકાહ રદ કરી દે છે. અને તેને બીજો નિકાહ કરવાની ઈજાઝત આપવામાં આવે છે.

સવાલ એ છે કે અહીંયાની કોર્ટનો "નિકાહ રદ કરવાનો" ફેસલો માન્ય ગણાશે કે નહીં ? જો પતિ તલાક ન આપે, અને અદાલત બન્નેને અલગ કરી દે તો આ જુદાઈ તલાકના હુકમમાં હશે કે નહીં ? વિગતવાર જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈંગ્લેન્ડ સરકાર હોય અથવા ઈન્ડિયાની સરકાર, ગેર મુસ્લિમ જજની અદાલત દ્વારા જુદાઈ, તલાક ગણાશે નહીં. જયાં સુધી પતિ કાયદેસરથી તલાક ન આપે, ઓરત માટે બીજી શાદી કરવી જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૦) હા, જો કોઈ મેજિસ્ટ્રેટે (જજે) પતિથી તલાકના શબ્દો બોલાવ્યા, તો તેના આ શબ્દોથી તલાક થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩) પરંતુ આવું સામાન્ય રીતે થતું નથી.

માટે માત્ર અદાલત (કોર્ટ)ના ફેસલાથી તલાક થશે નહીં.

જો તલાકની જરૂરત હોય, તો પતિને આ બાબતે સમજાવવામાં આવે, જો તે ન માને, તો મહેર અથવા ઈદ્દતનો ખર્ચ માફ કરાવી અથવા અમુક રકમ આપીને તલાક લેવામાં આવે, તેને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૮) ખુલઅથી તલાકે બાઈન પડે છે, (તબ્યીનુલ હકાઈક : ૨ / ૨૬૮) ઈદ્દત પુરી કર્યા પછી બીજા નિકાહ કરી શકે છે. પરંતુ ખુલઅમાં પતિની રજામંદી જરૂરી છે.

જો પતિ ખુલઅ માટે પણ રાજી ન હોય અને હાલત એ હોય કે પત્નીના હક્કો અદા ન કરતો હોય અથવા ઓરત તરફથી નિભાવ પર રજામંદી હોવા છતાં તે તેને બોલાવવા તૈયાર ન હોય તો આવી મજબુરીમાં ઓરત શરઈ પંચાયતમાં પોતાનો દાવો રજૂ કરી બે ગવાહો મારફતે એ સાબિત કરે કે પતિ તરફથી આ કોતાહીઓ છે, ત્યાર પછી શરઈ પંચાયત પતિને નોટિસ ફટકારી કોઈ નક્કી સમયમાં પંચ સામે હાજર થવાનો હુકમ આપે અને બધી વિગત સામે આવી ગયા પછી પતિને ઈન્સાફથી શરીઅતના વર્તુળમાં રહી ઘર સંસાર આબાદ કરવાનો હુકમ આપે, જો તે ઓરતના હક્કો અદા કરવા માટે તૈયાર ન હોય, તો શરઈ પંચાયત નિકાહ રદ કરવાનો ફેસલો કરી દે, પંચાયતના આ ફેસલા પછી ઓરત ઈદ્દત ગુઝારીને બીજો નિકાહ કરી શકે છે.

**નોંધ :** ઉપરોકત પંચાયતમાં એક માહિર આલિમનું હોવું જરૂરી છે, જે મસાઈલની રોશનીમાં શરીઅત મુજબ ફેસલામાં મદદગાર બની શકે. વધુ વિગત માટે જુઓ હઝરત અકદસ થાનવી (રહ.) ની કિતાબ "અલ હુલ્યતુન્નાજિઝહ : ૫૯" એવી જ રીતે મારી કિતાબ " મુસલમાન ઔરત : ૩ અને "તોહફતુન્નિસાઅ" જુઓ. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ખુલઅની વ્યાખ્યા અને તેની હકીકત

**સવાલ (૨૩૭૬) :** શરીઅતમાં ખુલઅ કોને કહે છે ? તે વિશે વિગતવાર સ્પષ્ટતા કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઓરતનો પતિ સાથે કોઈ કારણસર નિભાવ ન થઈ શકતો હોય અને ન તો પતિ તેને તલાક આપતો હોય, તો આવી સૂરતમાં ઓરત પતિને દરખ્વાસ્ત

કરશે કે હું તમને મારી મહેર માફ કરી દઉં છું અથવા પરત કરી દઉં છું તેના બદલામાં તુ મને તલાક આપી દે, તો તેની મહેરના બદલામાં તેને એક તલાક આપી દે અથવા એવું કહે કે હું તને નિકાહથી અલગ કરું છું તો આ "ખુલઅ" છે.

તેને "ફસ્ખે નિકાહ" પણ કહેવામાં આવે છે, તેનાથી ઓરત પર એક તલાકે બાઈન પડી જશે, (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૮) પરંતુ તેમાં પતિ પર બળજબરી કરવી અને દબાણ નાખી તેનાથી તલાક લેવી જાઈઝ નથી. તેનો ખાસ ખ્યાલ રાખવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઔરત પાસેથી રૂપિયા લઈને તલાક આપવી

સવાલ (૨૩૭૭) : શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ મસ્અલામાં કે,

અમારા ત્યાં એક માણસ તેની પત્નીથી રૂપિયા લઈને તલાક આપવા માંગે છે, તો શું પતિએ તલાક માટે પોતાની પત્નીથી રૂપિયાની માંગણી કરવી જાઈઝ છે ? અને આ રૂપિયા તેના માટે હલાલ થશે અથવા નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહેવામાં આવે છે, પતિ, પત્નીના બધા હક્કો અદા કરે છે, પરંતુ દીની અથવા દુન્યવી કોઈ કારણસર પત્નીને તે પતિ પસંદ નથી અને તે તેનાથી અલગ થવા ચાહે છે, જેથી તે કહે છે કે આપે જે મહેર મને આપી છે, તે હું તમને પરત કરું છું તેના બદલામાં મને તલાક આપી દો, પતિ મહેર પરત કરવાની શરતને સ્વીકારી તલાક આપે છે, તો શરીઅતની દ્રષ્ટિએ આ જાઈઝ છે, આ રકમનું લેવું તેના માટે હલાલ છે, અને આ સૂરતમાં એક તલાકે બાઈન થઈ જશે. (ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫) અલબત્ત પતિએ જેટલી મહેર અદા કરી છે, તેનાથી વધારે લેવી તેના માટે મકરૂહ છે. (સૂરએ નિસાઅ : ૧૨૮, સૂરએ મુજાદલા : ૧૧, સૂરએ નિસાઅ : ૨૦, અલબહરુર્રાઈક શર્હે કન્ઝુદ દકાઈક : ૪ / ૮૨, ૮૩)

જો ઓરત વધારે રકમ આપી તલાક લેવા માંગે છે અને પતિ તે મુજબ તલાક આપે છે, તો પણ તલાકે બાઈન થશે, ઈદ્દત ગુજારી તે ઓરત બીજા મર્દ સાથે નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) છોકરીવાળા તરફથી તલાકની માંગણી પછી ઈદ્દતના ભરણપોષણનો શરઈ હુકમ

**સવાલ (૨૩૭૮) :** છોકરીના રિશ્તેદારો તલાકની માંગણી માટે આવી રહયા છે, પરંતુ તેમાં બે જમાતો છે, જેમાંથી એકનું કહેવું છે કે અમે સામેથી તલાકની માંગણી કરીએ છીએ, એટલા માટે તેના પતિ પાસેથી આપણે મહેર અને ઈદ્દતનો ભરણ પોષણ ખર્ચ લેવો દુરુસ્ત નથી. તેને માફ કરવું જરૂરી છે. અને આપણે તેની જેટલી પણ વસ્તુઓ લીધી છે તે બધી વસ્તુઓ આપણે તેને પાછી આપવી પડશે.

સવાલ એ છે કે આ જમાતનું કહેવું દુરુસ્ત છે ? અને એવી સુરતમાં જો પતિ તલાક આપે તો શું તેના જિમ્મે ઓરતની મહેર અને ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ જરૂરી થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત સામેથી તલાક માંગે, અને પતિ તેને તલાક આપવાનો ઈન્કાર કરે, એવી સુરતમાં પતિને હક છે કે તે ખુલઅમાં મહેર માફ કરવાનું કહે.

એ જ પ્રમાણે પતિને એ પણ હક છે કે તેણે આપેલા ઘરેણાંને પાછા લેવાની માંગણી કરે, તેમજ તે ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ માફ કરવાની શરત લગાવે તો પણ જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૮, સૂરએ નિસાઅ : ૨૦)

અલબત્ત પતિ જો તેને તલાક આપવામાં પહેલ કરે, તો ઓરત પોતાની મહેર, જયારે કે પતિએ હજુ સુધી તેને અદા કરી ન હોય અને ઈદ્દતના ભરણ પોષણ ખર્ચની માંગણી કરવાની પણ હકદાર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

હકની માંગણી અને માફીનો આધાર પતિ અને પત્ની પર છે, ભલે તે માંગે અથવા તેને માફ કરી દે. (કે હકવાળાને હક માંગવાનો અને માફ કરવાનો હક છે.) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલાક પછી ભરણપોષણ ખર્ચની માફી અને મહેર પરત કરવાનો શરઈ હુકમ

**સવાલ ( ૨૩૭૯) :** ઓરતને પતિ પોતાના ઘરે પરત લાવવા ઈચ્છે છે, પરંતુ તેના ઘરવાળાઓ અને રિશ્તેદારો તેને મોકલતા નથી અને તલાક માંગે છે, તો શું આવી સુરતમાં ઓરતને મહેર અને ભરણપોષણ ખર્ચ આપવો પડશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરત પોતાના પતિથી કોઈ કારણ વગર તલાક માંગે છે તો પતિ એ કહે કે હું તને ખુલઅ પ્રમાણે તલાક આપી દઈશ, એ શરતે કે તુ મહેરની રકમ મને પરત કર (જો મહેર અદા કરી હોય) અથવા તેને માફ કરી દો, (જો મહેર ન આપી હોય) અને હું ઈદ્દતનો ખર્ચ (ભરણ પોષણ) પણ તમને નહીં આપું. જો ઓરત ઉપરોકત શરતો સાથે પોતાના પતિથી તલાક લેશે, તો પતિ તેની પાસેથી મહેરની રકમ પરત લેવાનો હકદાર છે (જો આપી દીધી હોય) અને ઈદ્દતનો નફકો (ભરણપોષણ ખર્ચ) પણ વાજિબ થશે નહીં. આ સુરતને ફુકહાએ કિરામની પરિભાષામાં ખુલઅ (અથવા તલાક બિલ માલ) કહેવામાં આવે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૮૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) પતિ ગાંડો થઈ જાય તો પત્ની શું કરે ?

સવાલ (૨૩૮૦) : હથોડા ગામના " ઉસ્માન અબ્દુર્રહમાન"ની છોકરી "હનીફા બીબી" ની શાદી "મેહબૂબ ગુલામ ટેલર"ના છોકરાની સાથે લગભગ દોઢ વર્ષ પહેલા થઈ હતી, શાદીના લગભગ એક વર્ષ પછી પતિની માનસિક હાલત બગડી ગઈ, જેના કારણે તેણે છોકરી (હનીફા બીબી)ને મારીને તેના પિતાના ઘરે પરત મોકલી દીધી. છોકરીને પોતાના પિયર (પિતાના ઘરે) આવવાના લગભગ છ મહીના થઈ ગયા છે. હજુ સુધી પતિએ કોઈ રકમ અને કોઈ ખર્ચ વગેરે આપ્યો નથી. છોકરીવાળાઓ તરફથી કેટલીયે વાર ઉકેલ લાવવાનું કહેવામાં આવ્યું, પરંતુ પતિ અને રિશ્તેદારો તરફથી કોઈ જવાબ મળ્યો નથી, તેમને એમ પણ કહેવામાં આવ્યું કે તમારો જે પણ અમારા પર હક છે. એટલે કે શાદીના અવસર પર આપવામાં આવેલા ઘરેણાં તમે લઈ લો અને અમારો જે કઈ હક તમારા ઝિમ્મે છે એટલે કે શાદી વખતે પિયરમાંથી આપવામાં આવેલ ફર્નિચર વગેરે, તે અમને આપી દો, આવું કહેવા છતાં પણ તેમના તરફથી કોઈ જવાબ મળ્યો નથી. પતિની માનસિક હાલત એટલી બધી ખરાબ છે કે તે કયારે શું કરી બેશે કંઈ કહી શકાય નહીં.

સવાલ એ છે કે આવી હાલતમાં છોકરી (હનીફા બીબી) વિશે શરીઅતનો હુકમ શું છે ? છોકરીના રિશ્તેદારો છોકરીને બીજી વાર કોઈ પણ સંજોગોમાં તેના પતિને ત્યાં મોકલવા માંગતા નથી. છોકરીના નિકાહને તોડી નાંખવાના મૂડમાં છે. કારણ કે જો એ છોકરીને તેના પતિના ઘરે મોકલવામાં આવે તો પતિના ગાંડપણના

કારણે તેના જીવનો પણ અતિ ભય છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા મસ્અલામાં બહેતર આ છે કે છોકરી પોતાના પતિને ખુલઅ માટે તૈયાર કરે, એ રીતે કે છોકરી પોતાની મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરી પતિથી છુટકારો મેળવે, અને પતિ રાજી ખૂશીથી તે (પત્ની)ને તલાક આપી દે.

(સૂરએ બકરહ : ૨૨૯, ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫)

જો પતિ ખુલઅ કરવા માટે રાજી ન હોય, તો પત્ર દ્વારા અમારો સંપર્ક કરશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પતિ તરફથી ભરણપોષણ ન આપવાની સૂરતમાં ઓરત શું કરશે ?

**સવાલ (૨૩૮૧) :** મારી છોકરીનો નિકાહ વેરાવળમાં મારા ભાણીયાની સાથે થયો, નિકાહ થવાને લગભગ પાંચ – છ વર્ષ થઈ ચુકયા છે, પરંતુ હજુ સુધી કોઈ અવલાદ થઈ નથી.

બે મહીના સુધી બંને પતિ – પત્ની સાથે રહયા, ત્યાર પછી ઘરેલું ઝઘડાઓને લીધે મારી છોકરી "બીબી આમિના" મારા ઘરે આવી ગઈ, અને અત્યારે તે મારી સાથે જ રહે છે.

મારો ભાણીયો ગુલામ હુસેન મુંબઈમાં કામ કરે છે, વેરાવળમાં મારી બહેન અને બનેવી છે, ઝઘડાની હકીકત મેં અહીંયાની જમાતના લોકો સામે બયાન કરી, સામે પક્ષે પોતાનો કોઈ જામીન રજૂ કર્યો નથી. જેના કારણે જમાતના લોકોએ પતિના જિમ્મે દર મહીને સાઈઠ રૂપિયા કપડા અને ખોરાકી પેટે આપવા જરૂરી ઠેરવ્યા હતા.

પરંતુ પતિએ હજુ સુધી એક રૂપિયો આપ્યો નથી, પતિ જમાતે કરેલ કરાર પર પણ અમલ નથી કરતો.

છોકરીનો બધો સામાન પતિના ઘરે છે, વકીલ મારફતે નોટિસ પણ મોકલવામાં આવી છે.

સવાલ એ છે કે તેનો ઉકેલ કઈ રીતે કાઢવામાં આવે, ઉમ્મીદ છે કે સંતોષ કારક જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા તો બન્ને પક્ષો મળીને કોશિશ કરે કે પતિ– પત્નીનું ઘર આબાદ થાય, પરસ્પરની તકલીફ અને મન દુઃખને ભુલી જઈ આપની છોકરીને પતિના ઘરે મોકલી આપો અને તમારા બહેન – બનેવી (છોકરીના સાસુ અને સસરા) પણ ખૂશ દિલીથી પોતાની વહુને બોલાવે અને ખુશીથી તેનું સ્વાગત કરે. (સૂરએ નિસાઅ : ૧૨૮)

જો ઉપર દર્શાવેલ તરીકા પ્રમાણે સમાધાન ન થઈ શકે અને નિભાવની કોઈ સુરત ન હોય અને ન તો છોકરો તલાક આપતો હોય, તો ખુલઅ કરવામાં આવે, (ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫) એટલે કે છોકરી પોતાની મહેર માફ કરી પતિને તલાક આપવા માટે તૈયાર કરે, જો પતિના આપેલા ઘરેણા છે, તો તેને પણ પરત કરી દે અને ઓરત દહેજમાં જે કંઈ સામાન (પિયરમાંથી) લાવી હોય, એ બધો સામાન પતિ ઓરતને સોંપી દે.

જો પતિ ખુલઅ કરવા રાજી ન હોય અને ઓરતને અધ્ધર રાખીને તેની ઉપર જુલ્મ કરતો હોય તો પોતાના ગામની શરઈ પંચાયતમાં તેનો મુકદમો પેશ કરો. તેમાં ઓરત પોતાની ઉપર થતા જુલ્મને સાબિત કરે. ત્યાર પછી શરઈ પંચાયત ઓરતના હકો અદા કરવાની તાકીદ કરે, તાકીદ કરવા છતાં જો પતિ ઓરતના હકો અદા કરવા તૈયાર ન થાય તો શરઈ પંચાયત (તેમાં એક આલિમનું હોવું જરૂરી છે.) ફેસલો કરશે અને ઓરતને પોતાના પતિથી અલગ કરશે. પછી ઓરત પોતાની ઈદ્દત પુરી કરી બીજી જગ્યાએ પોતાના નિકાહ કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાક આપવાનો તરીકો અને ઈદ્દતનો ખર્ચ

**સવાલ (૨૩૮૨) :** મારી શાદીને આશરે પાંચ વર્ષ થઈ ગયા છે, મારી પત્ની મારી સાથે શરૂઆતના માત્ર નવ મહીના રહી, ત્યાર પછી મારી વાલિદા સાથે ઝઘડો – કંકાશ થવા લાગ્યો, જેના કારણે તે તેના ભાઈને ત્યાં ચાલી ગઈ, અને દોઢ વર્ષ સુધી પોતાના ભાઈના ત્યાં રહી. પછી તેના ગામ (ઈટાલવા)ના બે પ્રતિષ્ઠિત આગેવાનો સાથે મારી પત્નીને મારા ઘરે મોકલી આપી, પછી દસ મહીના સુધી તે મારા ઘરે રહી, ત્યાર પછી પાછો એ જ ઝઘડો શરૂ થયો, જેથી તે પાછી તેના ભાઈના ઘરે ચાલી ગઈ, હું તેની દરેક શરત પુરી કરવા તૈયાર છું, પરંતુ તે પોતાની એક જ વાત પર અડગ છે કે તમે મને તલાક આપી દો, હાલાંકે હું તેને રાખવા માટે પણ તૈયાર છું, પરંતુ તે તલાક જ માંગી રહી છે, તો મારે તેને કેવી રીતે તલાક આપવી જોઈએ ?

અને ઈદ્દતનો ખર્ચ કેટલો આપવો જોઈએ ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

માં અને પત્ની (સાસુ અને વહુ) માટે જરૂરી છે કે ઘરના માહોલને સુખી બનાવવા માટે એક બીજાની ભુલોને જતી કરે. અને એક બીજાના હક્કો અદા કરવાની કોશિશ કરે, ઈન્શાઅલ્લાહ તેનાથી જીવન સુખી અને સુકૂનવાળુ પસાર થશે.

અકલમંદ લોકો સારી રીતે જાણે છે કે પરિસ્થિતિ બગડી જાય, અને એક સાથે જિંદગી ગુઝારવાની સૂરતમાં સાસુને અમુક બાબતોમાં તકલીફ થાય, તો પણ માફ કરવાની આદત પાડવી જોઈએ, બન્નેમાં જો કોઈ કારણ સર ઝઘડો થઈ ગયો હોય, તો ઝઘડાને દૂર કરવાનો પ્રયાસ કરવો જોઈએ, નાની નાની બાબતોને પકડીને બેસી રહેવું ન જોઈએ.

જાતે પતિ અને તેની પત્નીમાં ઝઘડો હોય, તો પતિ – પત્નીમાંથી દરેકે દરગુઝરની આદત બનાવી લેવી જોઈએ. પરંતુ જો ઝઘડો ઉગ્ર રૂપ ધારણ કરી લે કે મામલાને જાતે સંભાળવો મુશ્કેલ થઈ જાય તો બન્ને પક્ષો તરફથી બે હકમ નક્કી કરવામાં આવે, મર્દ પોતાની તકલીફને પોતાના હકમ સામે બયાન કરે અને ઔરત પોતાની તકલીફને પોતાના હકમ સામે રજૂ કરે. પછી બન્ને હકમ એક સાથે બેસીને તેમની કહેલી વાતો પર વિચારણા કરે અને બન્નેમાં સુલેહ – સમાધાનનો કોઈ રસ્તો કાઢી આપે. ઈન્શાઅલ્લાહ જરૂર ફાયદો થશે.

જો હકમો દ્વારા પણ સમાધાન શકય ન બને તો અંતે પાંચ રૂપિયાના સ્ટેમ્પ પેપર પર એક લખાણ લખી ત્રણ માણસોની સહી લઈ ઓરતના હવાલે કરી દે, ઓરત તરફથી બે અથવા ત્રણ માણસોની સહી લઈ લેવી જોઈએ. લખાણ નીચે પ્રમાણે છે.

" હું સહી કરનાર નામ સાદિક પાંડોર ઈટાલવાવાળા" મારી પત્નીના બધા હક્કો અદા કરી રહયો છું અને હવે પછી પણ અદા કરવા રાજી છું. તેમ છતાં મારી પત્ની મારાથી તલાકની માંગણી કરી રહી છે. હું તેની માંગણીના કારણે તેને એ શરતે તલાક આપી રહયો છું કે તે પોતાની મહેર (જે હજુ સુધી અદા કરવામાં આવી નથી) અને ઈદ્દત ખર્ચ માફ કરી દે." (ફતાવા તાતારખાનિયહ : ૫ / ૫, હિદાયા ફી શર્હે બિદાયતુલ મુબ્તદી : ૨ / ૨૬૧)

સહી.............

સાક્ષીઓની સહી :

(૧).................... (૨) ....................... (૩)..................

ઓરત તરફથી આ રીતે લખવામાં આવશે :

" હું મારા પતિ તરફથી મારા ઉપર લગાવેલી શરતો (મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરવો) સહિત મારા પતિથી તલાક લઈ રહી છું. હવેથી મારો તેના ઝિમ્મે કોઈ હક રહેશે નહીં.

સહી......................

સાક્ષીઓની સહી

(૧).................... (૨) ....................... (૩)..................

આ રીતે તલાક આપવામાં આવે, તો એક તલાકે બાઈન પડશે, તેને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહે છે. હા ! જો પતિના ત્રાસથી કંટાળીને ઓરત તલાક માંગી રહી છે, તો પતિએ મહેર પણ અદા કરવી જોઈએ અને ઈદ્દતનો ખર્ચ પણ આપવો જોઈએ. તેની માફીની શરત લગાવવી દુરુસ્ત નથી. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ઓરત તરફથી તલાકની માંગણી અને ભરણપોષણનો હુકમ

**સવાલ (૨૩૮૩) :** પતિ – પત્નીમાં નિભાવ થતો ન હતો, જેના કારણે પત્નીએ પતિ પાસે તલાકની માંગણી કરી, પતિએ પોતાની ખુશીથી તેને તલાક આપી દીધી. હવે છોકરાના ઘરવાળા કહે છે કે છોકરીએ જાતે તલાકની માંગણી કરી હતી. માટે તે પોતાના પતિ પાસેથી તલાક પછી પોતાની ઈદ્દતના ભરણપોષણ (ખર્ચ) ની હકદાર નથી, એટલા માટે છોકરાવાળાઓ છોકરીને ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ આપવાની ના પાડે છે.

સવાલ એ છે કે શું એવી હાલતમાં ઓરત પોતાની ઈદ્દતનો ખર્ચ લેવાની હકદાર છે ? શરીઅતની દ્રષ્ટિએ જવાબ આપવા વિનંતી છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં ઓરતે પોતાના પતિથી તલાકની માંગણી કરી છે, અને

પતિએ પોતાની ખૂશીથી ઓરતને તલાક આપી દીધી છે, અને તેણે તલાક આપતી વખતે ઓરત પર કોઈ શરત પણ લગાવી નથી માટે પતિ માટે જરૂરી છે કે તે પોતાની ઓરતને મહેર અને ઈદતનો ખર્ચ અદા કરી દે અને ઓરતને પણ માંગણી કરવાનો હક છે.

અલબત્ત તલાક આપતા પહેલા પતિએ આ શરત લગાવી હોય કે હું તો તને મારી પત્ની બનાવી રાખવા અને તારા બધા હક્કો અદા કરવા માટે તૈયાર છું. પરંતુ જો તુ મારી સાથે રહેવા માંગતી નથી અને તલાકની માંગણી કરે છે, તો હું તને એ શરતે તલાક આપું છું કે તુ પોતાની મહેર અને ઈદતનો ખર્ચ માફ કરી દે, ત્યાર પછી ઓરતે તે શરત મંજૂર કરી લીધી, ત્યાર પછી પતિએ તેને તલાક આપી તો તલાક થઈ જશે. અને પતિ પર મહેર અને ઈદતનો ખર્ચ આપવો વાજિબ અને જરૂરી નથી, તેને શરીઅતની પરિભાષામાં "ખુલઅ" કહે છે. (અલજવહિરતુન્નય્યિરહ : ૨ / ૫૯) અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ઓરતનું તલાકની માંગણી પર, ખુલઅ માટે રાજી થવું

**સવાલ (૨૩૮૪) :** મારી શાદી બોધાનમાં થઈ છે, હું મારી પત્ની સાથે રહીને ઘર વસાવવા માંગું છું, પરંતુ મારી સાસરીવાળા અને જાતે મારી પત્ની રાજી નથી કે તે મારી સાથે રહે બલકે તે તલાકની માંગણી કરી રહયા છે, પૂછવાનું એ કે શું હું તેમની તલાકની માંગણી પર ખુલઅ માટે રઝામંદી જાહેર કરી શકું છું. અને એવું કહી આપું કે હું એક શરતે તમને ખુલઅ અને છુટકારો આપીશ કે તમે મારી મહેર અને ઈદતનો ખર્ચ માફ કરી દો, જો તમને મંજુર હોય તો હું ઓરતને ખુલઅ માટે તૈયાર છું, નહીં તો નહીં.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ – પત્ની એક બીજાના હક્કો અદા કરીને પ્યાર અને મુહબ્બતથી રહે, એક બીજાના હક્કો અદા કરવામાં જો કોતાહી થઈ જાય, તો દરગુઝરની આદત બનાવે, તેનાથી તઅલ્લુક મજબૂત થશે, તેમ છતાં જો પતિ – પત્નીમાં અનબન થઈ જાય તો બહેતર છે કે બન્નેના રિશ્તેદારો બંનેમાં સુલેહ કરાવવાની કોશિશ કરે, તેમ છતાં જો તઅલ્લુક દુરુસ્ત ન થાય તો પતિ – પત્ની પરસ્પર બહેતર તરીકાથી અલગ થઈ જાય, કે પતિ એવા તોહર (પાકીના દિવસોમાં) પત્નીને માત્ર એક તલાક આપે, જેમાં તેણે પત્નીથી જિમાઅ (સંભોગ) ન કર્યો હોય, જો કે તલાકનો અમલ અપ્રિય

છે, પરંતુ મજબુરીના દરજામાં તેને ઈખ્તિયાર કરવાની પરવાનગી છે, હુઝૂર (સલ.) નું ફરમાન છે : જાઈઝ કામોમાં સૌથી અપ્રિય કામ અલ્લાહ તઆલાની નજીક તલાક છે. (સુનને અબૂદાઉદ : ૧ / ૨૯૬)

કયારેક એવું થાય છે કે પતિ પત્નીને રાખવા તૈયાર હોય છે, અને તેના દરેક હક્કો અદા કરવા ચાહે છે, પરંતુ ઓરત રહેવા માંગતી નથી, અને પતિથી તલાકની માંગણી કરે છે કે મને તલાક આપી દો. અને તે ઓફર કરે છે કે મારી જે મહેર આપના જિમ્મે છે, હું તેને અને ઈદ્દતના ખર્ચને માફ કરું છું. જો પતિ તેને કબુલ કરી લે, અને તલાક આપી દે, તો એક તલાકે બાઈન થઈ જશે. શરીઅતમાં તેને "ખુલઅ" કહેવામાં આવે છે. આ સુરતમાં પતિએ ઓરતને જે મહેર આપી છે તે પતિને પરત કરી દે. અને એમ પણ કહી દે કે હું ઈદ્દતનો ખર્ચ નહીં લઉં, બહેતર છે કે પતિ – પત્ની બે ગવાહોની સામે એક ખુલઅનામું લખાવી લે. જેમાં બંને તરફથી લખવામાં આવે કે હું ઉપર લખેલ શરતોને કબૂલ કરું છું તો તેનાથી તલાકે બાઈન થઈ જશે. આવી સુરતમાં ઈદ્દત ગુઝારી બીજો નિકાહ કરી શકે છે.

(હિદાયા ફી શર્હે બિદાયા : ૨ / ૨૬૧)

અથવા પતિ પત્નીને લખાણ આપી દે કે મહેર અને ઈદ્દતનો ખર્ચ માફ કરવાની શરત સાથે અને એ શરત સાથે કે તમે દુન્યવી કોર્ટમાં મારા વિરુદ્ધ ભરણપોષણનો કેસ કરી કોઈ રકમ વસૂલ કરો નહીં. તો હું તને એક તલાક આપી દઈશ, ઓરત તેને કબૂલ કરી લે તો આ સુરતમાં પણ એક તલાકે બાઈન લાગી જશે. ઓરત ઈદ્દત ગુઝારી બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે. અને પતિ કોર્ટના ચક્કર ખાવાથી બચી જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) ઓરતની માંગણી પર ખુલઅનો હુકમ

**સવાલ (૨૩૮૫) :** એક મોલવી સાહેબની પત્ની નાફરમાન છે, તેમ છતાં મોલવી સાહેબ તેને (નિકાહમાં) રાખવા ચાહે છે, પરંતુ ઓરત રહેવા માંગતી નથી, અને તલાક માંગે છે, ઓરત દાઢી અને શરઈ લિબાસથી નફરત કરે છે, હવે મૌલાના એવું કહે છે કે જો તુ મને આટલી રકમ આપી દે તો હું તને તલાક આપી દઈશ, તો શું આ રીતે રકમ લઈ તલાક દેવી જાઈઝ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવાલમાં ઓરતની જે હાલત બયાન કરી છે, તેનાથી માલૂમ થાય છે કે જુલમ ઓરત તરફથી છે, આ હાલતને શરીઅતમાં "ખુલઅ" કહેવાય છે. માટે પતિએ

જેટલી મહેર પત્નીને આપી હતી, એટલી રકમ માંગી શકે છે, તેથી વધુ રકમ લેવી મકરૂહ છે. જેમકે હિદાયામાં છે :

وان كان النشوز منها كرهنا له أن يأخذ منها أكثر مما اعطاها

અને ઓરતે તોબા અને ઈસ્તિગ્ફાર કરવું જોઈએ, કારણ કે તેને ઈસ્લામના પ્રતિક (શિઆર) થી નફરત છે, માટે ઈમાનથી નીકળી જવાનો પણ ખતરો છે.

નોંધ : વર્તમાન સમયમાં કાયદા કાનૂનથી બચવા માટે પતિ ઓરતથી ખુલઅનામું લખાવી લે, જેથી ઓરત ઈદ્દત પછી પતિ પાસે ભરણપોષણ ખર્ચની માંગણી નહીં કરે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તલાકનો હક સોંપવો અને ખુલઅ પતિ પર જરૂરી નથી

સવાલ (૨૩૮૬) : શું ફરમાવે છે ઉલમાએ કિરામ આ વિશે કે અબ્દુસ્સમદની પત્નીને તેના વાલિદૈન ડિલેવરી માટે પોતાના ઘરે લઈ ગયા, આજે તેને ૨ વર્ષ થઈ ગયા, પરંતુ છોકરીના પિતાએ છોકરીને પરત મોકલી નથી, હવે છોકરીના પિતાનું કહેવું છે કે ત્રણ શરતો કબૂલ કરો.

(૧) તમે તમારા પિતાને સાથે લઈને આવો.

(૨) તલાકનો હક લખી દો.

(૩) ખુલઅ કરી લો.

શરત નંબર (૧) તો એટલે લગાવી છે કે વાલિદ સાહેબ ત્યાં જવા માટે રાજી નથી.

શરત નંબર (૨) પ્રમાણે છોકરીના પિતાનું કહેવું છે કે મારી છોકરીને અબ્દુસ્સમદના ઘરે કોઈ તકલીફ નથી, તેના ગવાહ જે માણસો સાથે આવ્યા હતા તે છે. તો પછી તલાકનો હક લખવાનો શું અર્થ ?

શરત નંબર (૩) ખુલઅ કરવું અબ્દુસ્સમદ પસંદ કરતો નથી એ શરત પર કે છોકરીના વાલિદૈન દસ હજાર (૧૦૦૦૦) રૂપિયા ખુલઅના બદલામાં આપે તો આ વસ્તુ અબ્દુસ્સમદ માટે જાઈઝ છે અથવા નહીં ? છોકરીના પિતા કહે છે કે અમે કોર્ટ દ્વારા તલાક લઈશું, શરીઅતની દ્રષ્ટિએ કોર્ટથી તલાક લેવી જાઈઝ છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતે મુહમ્મદીમાં તલાક આપવાનો હક મર્દને આપવામાં આવ્યો છે, મર્દ જાતે પણ આ હકને અદા કરી શકે છે અને બીજાને પણ તલાકનો હક સોંપી શકે છે,

જેને "તફવીઝે તલાક" કહે છે, તો મર્દનું તલાક આપવાનો ઈન્કાર કરવો અને ઓરતને તફવીઝે તલાક (તલાકનો હક સોંપવા)થી ઈન્કાર કરવો જાઈઝ છે. કારણ તલાક માત્ર મર્દનો હક છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૨૩૦)

જો કોર્ટમાં કેસ કરી, પતિની મરજી વગર તલાક અપાવી તો શરઈ તલાક થશે નહીં, ઓરતની બીજા મર્દ સાથે શાદી કરવી હરામ થશે.

શરત (૧) પ્રમાણે અબ્દુસ્સમદના પિતા જાય અને સાંભળે કે છોકરીના પિતા શું કહેવા માંગે છે ? ઉમ્મીદ છે કે અલ્લાહ તઆલા કોઈ બહેતર રસ્તો પેદા કરી દે.
(સૂરએ નિસા : ૧૨૮, સૂરએ નિસાઅ : ૩૫ આસાન તર્જુમા 'મુફતી મુહમ્મદ તકી ઉસ્માની)

જો પતિમાં કોઈ એવી ખામી ન હોય, જે ખુલઅને દાવત આપનાર હોય, તો ઓરત માટે ખુલઅની માંગણી કરવી સારી નથી, અને અલ્લાહના રસૂલ (સલ.) તરફથી વઈદ આવી છે, આપ (સલ.) નું ફરમાન છે : સખત જરૂરત વગર 'ખુલઅ'ની માંગણી કરનાર (ઓરત)પર જન્નતની ખુશ્બૂ હરામ છે. અહમદ, તિરમિઝી, ઈબ્ને માજહ, ઈબ્ને દાવુદ અને દારમીએ આ રિવાયત કરી છે.

(મિશ્કાતુલ મસાબિહ : ૨ / ૯૭૮, હદીસ નં. ૩૨૭૯)

પરંતુ જયારે ઓરત ખુલઅ કરવા માંગે છે, તો અબ્દુસ્સમદની દસ હજાર રૂપિયાની માંગણી કરવી દુરુસ્ત નથી, જેટલા રૂપિયાની મહેર આપી છે, એટલા રૂપિયાની જ માંગણી કરી શકે છે, વધારે રકમની માંગણી કરવી મકરૂહે તન્ઝીહી છે, જો પતિ તરફથી જુલમ અને અત્યાચાર કરવામાં આવતો હોય, તો વધારાની માંગણી કરવી હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



الرجعة إبقاء النكاح على ما كان ، ما دامت في العدة ، كذا في التبيين ، وهي على ضربين : سني وبدعي ( فالسني ) أن يراجعها بالقول ، ويشهد على رجعتها شاهدين ، ويعلمها بذلك ، فإذا راجعها بالقول ، نحو أن يقول لها : راجعتك أو راجعت امرأتي ، ولم يشهد على ذلك ، أو أشهد ، ولم يعلمها بذلك ، فهو بدعي، مخالف للسنة، والرجعة صحيحة ، وإن راجعها بالفعل ، مثل : أن يطأها أو يقبلها بشهوة ، أو ينظر إلى فرجها بشهوة ، فإنه يصير مراجعا عندنا ، إلا أنه يكره له ذلك ، ويستحب أن يراجعها بعد ذلك بالاشهاد ، كذا في الجوهرة النيرة .

**તર્જુમો :** તલાક પછી રુજૂઅ કરવું એ નિકાહને પોતાની હાલત પર બાકી રાખે છે. આ ત્યાં સુધી રહેશે જયાં સુધી ઓરત ઈદ્દતની હાલતમાં હશે. આવું જ તબ્યિનુલ હકાઈકમાં છે. અને રજઅતના બે પ્રકાર છે : રજઅતે સુન્ની અને રજઅતે બિદઈ. રજઅતે સુન્ની આ છે કે મોઢાથી બોલીને રુજૂઅ કરે અને સાથે સાથે આ રજઅત પર બે વ્યકિતઓને ગવાહ પણ બનાવી લે, અને ઓરતને એની ખબર પણ હોય. જયારે ઓરતથી બોલીને રુજૂઅ કર્યું દા.ત. પોતાની તલાકવાળી પત્નીને ઈદ્દત દરમિયાન કહયું : "મેં તારાથી રુજૂઅ કરી લીધું અથવા મેં મારી પત્નીથી રુજૂઅ કરી લીધું. અને જો તેના પર બે ગવાહો બનાવ્યા નથી અથવા બે ગવાહોને ગવાહ તો બનાવ્યા પરંતુ ઓરતને આ રુજૂઅ કરવાની ખબર નથી તો આ રજઅતે બિદઈ કહેવાશે. જે સુન્નતની વિરુદ્ધ છે. પરંતુ આ બંને સુરતોમાં રુજૂઅ સહી થઈ જશે. અને જો પોતાની પત્નીથી અમલથી રુજૂઅ કર્યું દા.ત. તલાકવાળી પત્નીથી ઈદ્દત દરમિયાન સંભોગ કરી લીધો અથવા તેને શેહવત સાથે ચુંબન કર્યું, અથવા તેની શર્મગાહ તરફ કામવાસનાની નજરે જોયું તો આવો વ્યકિત શરઈ રીતે અમારી નજીક પોતાની પત્નીથી રુજૂઅ કરનાર સમજવામાં આવશે. પરંતુ આ અમલથી પોતાની પત્નીથી રુજૂઅ કરવું મકરૂહ છે. એટલા માટે અમલથી રુજૂઅ કર્યા પછી મુસ્તહબ અને અફઝલ આ છે કે આ રજઅત પર બે વ્યકિતને ગવાહ બનાવી લે. આવું જ જવહિરતુન્નય્યિરહમાં છે.
(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

# રજઅતનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# રજઅતનું બયાન

## (૧) હલાલા વિશે અમુક સવાલો

**સવાલ (૨૩૮૭) :** એક માણસે લગભગ ૭ વર્ષ પહેલા પોતાની પત્નીને તલાકે મુગલ્લઝા આપી હતી. પરંતુ અત્યારે બન્ને પતિ – પત્ની સંતાનો ખાતર બીજી વાર નિકાહ કરવા ચાહે છે. એટલે જાહેર છે કે તેના માટે હલાલો કરવો જરૂરી થશે. પરંતુ તેમાં અમુક સવાલો છે :

(૧) એવો માણસ હલાલો કરી શકે છે, જેના નિકાહમાં તે ઓરતની બહેન (સાળી) હોય. કારણે એવું કરવામાં આવ્યું છે, તો હલાલો થયો કે નહીં ?

(૨) શું હલાલામાં સંભોગ જરૂરી છે ? જો સંભોગ વગર બીજો પતિ તલાક આપી દે તો શું હુકમ છે ?

(૩) હલાલા માટે તલાકની શરત સાથે નિકાહ જાઈઝ છે અથવા નહીં ?

(૪) હલાલો કરાવનાર પ્રથમ પતિને કોઈ ગુનોહ થશે ?

(૫) તલાકના સાત વર્ષ થઈ ગયા છે, તો શું અત્યારે પણ હલાલામાં ઈદ્દત ગુઝારવી જરૂરી થશે ? વિગતવાર જવાબ આપશો ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

(૧) જયારે પતિએ ઓરતને ત્રણ તલાકો આપી છે, તો હલાલા વગર ઓરત તેના માટે હલાલ નહીં થાય, અને સવાલમાં લખેલી વિગત પ્રમાણે હલાલો કરનારના નિકાહમાં ઓરતની બહેન છે, જેથી નિકાહ સહીહ ન હોવાના કારણે હલાલો દુરૂસ્ત થશે નહીં. (અલજામિઉલ લિઅહકામિલ કુર્આન : ૩ / ૧૪૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩)

(૨) હલાલા માટે બીજા પતિનું સંભોગ કરવું જરૂરી છે, સંભોગ કર્યા વગર ઓરત પહેલા પતિ માટે હલાલ થશે નહીં. (સહીહ બુખારી : ૨ / ૮૦૧ હદીસ નં. ૫૩૧૭, મુસ્લિમ : ૧/ ૪૬૩, હદીસ નં. ૧૧૧ – ૧૪૩૩)

(૩–૪) નિકાહ વખતે તલાકની શરત લગાવવી ગુનાહનું કામ છે. (સુનને અબૂ દાઉદ : ૧/ ૨૮૪, હદીસ નં. ૨૦૭૬, ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૫)(માત્ર સદભાવના ખાતર કોઈ માણસ કોઈ શરત વગર નિકાહ કરી લે અને સંભોગ કર્યા

પછી તલાક આપી પ્રથમ પતિ માટે ઓરતને હલાલ કરી દે, તો આ જાઈઝ છે. બલકે ખેરખ્વાહી કરવા બદલ સવાબનો હકદાર થશે.) હવે શરતવાળા નિકાહમાં જે પણ શરીક થશે તે બધા ગુનેહગાર થશે, હાં નિકાહ થઈ ગયા પછી શરત કરી શકાય છે, પરંતુ શરતી (શરત કરનાર) નિકાહમાં સંભોગ કર્યા પછી તલાક આપવાથી હલાલો થઈ જાય છે, ઈદ્દત ગુઝાર્યા પછી પ્રથમ પતિ આ ઔરત સાથે નિકાહ કરી શકે છે. (સુનને અબૂ દાઉદ : ૧/ ૨૮૪, હદીસ નં. ૨૦૭૬, ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૫)

(૫) હા, બીજા પતિ દ્વારા તલાક આપ્યા પછી ઈદ્દત ગુઝારવી જરૂરી છે, જયાં સુધી ઈદ્દત ગુઝરશે નહીં, પ્રથમ પતિ માટે ઓરત હલાલ થશે નહીં. (સુનને અબૂ દાઉદ : ૧/ ૨૮૪, હદીસ નં. ૨૦૭૬, ઈબ્ને માજહ : ૧ / ૧૩૯, હદીસ નં. ૧૯૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) બે તલાક પછી, બીજી વાર નિકાહ કરવા માટે હલાલાની જરૂરત નથી

**સવાલ : (૨૩૮૮) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ગુસ્સામાં બે વાર તલાક આપી દીધી. આ બનાવને લગભગ દોઢ વર્ષ થઈ ગયું, તે ઓરતથી બે બાળકો પણ છે, હવે તે વ્યકિત તે ઓરતને પાછી નિકાહમાં લાવવા ચાહે છે, તો આ વિશે શરીઅતનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં જયારે પતિએ (માત્ર) બે તલાક આપી છે, તો નવો નિકાહ કરી મુતલ્લકા (તલાક થયેલ ઓરત) ને ફરીવાર પત્ની બનાવી શકે છે, આ સૂરતમાં માત્ર ગવાહોની હાજરીમાં નિકાહ પઢવા જરૂરી છે, હલાલાની જરૂરત નથી, જો ત્રણ તલાક આપી દેત, તો હલાલાની જરૂરત પડતી, બે તલાકમાં હલાલાની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨, દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૧૫, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) હલાલા માટે, હલાલાની નિય્યત જરૂરી નથી

**સવાલ (૨૩૮૯) :** એક વ્યકિતએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી, ત્યાર પછી ઈદ્દત ગુજારી, તેણે બીજી જગ્યાએ નિકાહ કર્યા, ત્યાર પછી બે વર્ષ પછી બીજા

પતિએ પણ તેને તલાક આપી દીધી, હવે તે પ્રથમ પતિ સાથે નિકાહ કરવા ઈચ્છે છે. તો તેમાં હલાલાની જરૂરત રહેશે કે આ બીજો નિકાહ હલાલા માટે કાફી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં ત્રણ તલાકવાળી ઓરતે બીજા નિકાહ કર્યા, અને ત્યાં (બીજા પતિ સાથે) બે વર્ષ રહી, તો જો આ બીજા પતિએ તેની સાથે સંભોગ કર્યો હોય, અને ઓરત તેનો ઈકરાર કરતી હોય, અને તલાક પછી તેની ઈદ્દત પણ ખતમ થઈ ગઈ હોય, તો હવે પ્રથમ પતિ સાથે નિકાહ જાઈઝ છે. કારણ કે હલાલો દુરુસ્ત થઈ ગયો છે, તેમાં કોઈ નિય્યતની જરૂર નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૩, ૪૭૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તલાકે રજઈમાં જો પતિ રુજૂઅનો દાવો કરે અને પત્ની ઈન્કાર કરે તો ?

સવાલ (૨૩૯૦): એક વ્યકિતએ પોતાની પત્નીને એક તલાક આપી અને તેના બે દિવસ પછી રુજૂઅ કરી લીધા, ઓરત પણ આ રુજૂઅ કરવાથી ખુશ હતી અને બંને પતિ – પત્ની સાથે રહેવા લાગ્યા, આ વાતની ખબર ઓરતના ઘરવાળાઓને બિલ્કુલ ન હતી, પરંતુ ઓરત જયારે પોતાના પિયરમાં ગઈ, તો ખબર નહીં તેને શું થયું કે તેણે તલાકનો દાવો કર્યો તેમજ રુજૂઅનો પણ ઈન્કાર કર્યો, હવે પતિ તે ઓરતને બોલાવે છે, પરંતુ તેના ઘરવાળાઓ ઓરતને મોકલતા નથી, તો આવી સૂરતમાં શરીઅતનો હુકમ શું છે ? શું ઓરતની વાત આ બાબતે ભરોસાપાત્ર ગણાશે? જો ભરોસાપાત્ર છે, તો બીજી વાર નિકાહ કરવો હોય તો તેમાં હલાલાની જરૂરત પડશે કે નહીં ? યાદ રહે કે આ તલાકને સાત મહીના થઈ ગયા છે, વિસ્તારપૂર્વક જવાબ આપવા વિનંતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પુછેલ સુરતમાં મર્દનો દાવો છે કે તેણે તલાકે રજઈ પછી રુજૂઅ કરી લીધા હતા, જયારે કે ઓરત રુજૂઅની ના પાડે છે. તો પતિએ પોતાના રુજૂઅ કરવાના દાવા પર બે ગવાહ પેશ કરવા જરૂરી છે, જો તેણે બે ગવાહો રજૂ કરી દીધા તો તેનો રુજૂઅ વિશેનો દાવો વિશ્વાસ પાત્ર ગણાશે અને ઓરત તેના નિકાહમાં રહેશે. પરંતુ જો તે પોતાના દાવા પર ગવાહ ન પેશ કરી શકે અને ઈદ્દત પૂર્ણ થઈ ગઈ તો ઓરતની

વાત કસમ સાથે ભરોસા પાત્ર ગણાશે. (સુનને તિરમિઝી : ૧ / ૨૪૯, હદીસ નં. ૧૪૪૨, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૪૦૧,૪૦૨) એટલે કે જો ઓરત કસમ ખાય કે (મારા) પતિએ ઈદ્દતમાં કોઈ રુજૂઅ કર્યો નથી અને ઈદ્દતનો સમય પૂર્ણ થઈ ગયો, તો બંને દરમિયાન જુદાઈ (તલાક) થઈ જશે.

ત્યાર પછી બન્ને પરસ્પર નિકાહ કરવા પર રાજી અને તૈયાર હોય તો હલાલા વગર નવો નિકાહ કરી શકાય છે. તેમાં હલાલાની કોઈ જરૂરત નથી. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૦૯, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) તલાકે રજઈનો હુકમ અને રજઅતનો તરીકો

સવાલ (૨૩૯૧) : શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે....

મેં મારી પત્ની સકીના (રહેવાસી માણેકપુર)ને ધમકાવવા ખાતર તારીખ ૧૭ માર્ચ ૧૯૮૩ ઈસ્વીના રોજ તલાક આપી હતી, અત્યારે તે તેના પિયર (માતા –પિતાના ઘરે) માં રહે છે.

ત્યાર પછી તારીખ ૨૭ મે ૧૯૮૩ના રોજ બીજા મહોલ્લામાં એક સંબંધીના ઘરે મારી અને તેની મુલાકાત થઈ, ત્યાં મેં તેને સાફ શબ્દોમાં કહયું હતું કે મેં તને જે તલાક લખી છે, તેને ગણવી નહીં. હું તે તલાકને પરત લઉં છું. તે સમયે ત્યાં માત્ર ઓરતો જ હાજર હતી, પુરુષોમાંથી કોઈ ન હતું.

ત્યાર પછી બીજા દિવસે તારીખ ૨૮ મે ૧૯૮૩ના રોજ મારી પોતાની પત્ની સકીના સાથે બિલીમોરા ખાતે મુલાકાત થઈ, ત્યાં પણ મેં તેને આજ શબ્દો કહયા કે મેં તને જે તલાક આપી છે, તેને શુમાર કરવી નહીં. હું તે તલાકથી રુજૂઅ કરું છું. અને રુજૂઅના આ શબ્દો બોલતી વખતે બે મુસલમાન ભાઈ "ઈસ્માઈલ ભાઈ અને કાસિમભાઈ" ત્યાં હાજર હતા, તે પણ આ વાતના સાક્ષી છે.

ત્યાર પછી તારીખ ૧ / જુન ૧૯૮૩ ઈ.સ. ના રોજ હું મારી સાસરીમાં પણ ગયો, અને પતિ – પત્નીવાળું ચુંબન વગેરે બધુ કર્યુ, સમાગમ સિવાય, (એટલે કે હમબિસ્તરી કરી નથી.) કારણ કે તેને ટીબીની બીમારી છે, અને ડોકટરોએ સમાગમની મનાઈ કરી છે.

આ સંપૂર્ણ વિગતને સામે રાખી બતાવો કે તે ઓરત મારા નિકાહમાં બાકી છે કે નહીં ? અને જે તલાક આપી છે તે ભરોસાપાત્ર છે કે નહીં ? બસ આ જ ગરજ છે, ઉમ્મીદ છે કે જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તમારે તલાકનામાની નકલ મોકલાવવી જોઈતી હતી.

(૨) જો તમારી આ હકીકત સાચી છે, કે આપે માત્ર એક તલાક લખી હતી, તો એક તલાકે રજઈ થઈ જશે. (હિદાયા ફી શર્હે બિદાયા : ૧ / ૨૨૫, અલ ઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૩ / ૧૨૫) ઓરત જયાં સુધી ઈદ્દતમાં રહેશે તમે તેને તમારી પત્ની બનાવી શકો છો. (હિદાયહ ફી શર્હે બિદાયા : ૨ / ૨૫૪, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, જવહિરતુન્નય્યિરહ : ૨/૩૩)

તારીખ : ૨૮ / મે ૧૯૮૩ ના રોજ બે માણસોની રૂબરૂ આપે ઓરતને સંબોધીને કહયું : હું તલાકને પાછી લઉં છું, તો તે સમયે જો ઓરત ઈદ્દતમાં હશે તો રજઅત થઈ જશે (એટલે કે તલાક પાછી ખેંચાઈ જશે) અને ઓરત તમારા નિકાહમાં આવી જશે, પરંતુ શરત એ કે ઓરત તમારી વાતને માન્ય રાખે. (હિદાયા ફી શર્હે બિદાયા : ૨ / ૨૫૫, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦) જો તે તમારી વાતને સ્વીકારતી નથી તો બે ન્યાયી ગવાહોની ગવાહીથી રજઅત થઈ જશે.

(મબ્સૂત : ૬ / ૨૩, બહરુર્રાઈક : : ૪ / ૫૬)

જો ઈદ્દત પૂરી થઈ ગઈ હોય અથવા બે દીનદાર ગવાહો ગવાહી ન આપે તો ઈદ્દત પૂર્ણ થવા પર માત્ર નવા નિકાહ કરી લેવા કાફી છે, તેમાં હલાલાની જરૂરત નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૦૯, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮)

નોંધ : મારી સલાહ છે કે આપના ગામમાં મુફતી ઈસ્માઈલ કછોલવી સાહેબ મોજૂદ છે, તેમની રૂબરૂ મુલાકાત કરી આ મસ્અલો હલ કરાવી લો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) તલાક આપ્યા પછી ઓરતને નિકાહમાં પરત લાવવાનો શરઈ હુકમ

સવાલ (૨૩૯૨) : ફાતિમા નામની એક ઓરતના નિકાહ દાવુદ નામના છોકરા સાથે થયા હતા. નિકાહના થોડા દિવસો પછી દાવુદે ફાતિમાને તલાક આપી દીધી, આ બનાવને આશરે બે વર્ષ થઈ ગયા છે, હવે આ ઓરત પોતાના પતિ સાથે હલાલો

કર્યા વગર ફરીવાર નિકાહમાં આવી શકે છે કે નહીં ? જયારે ઓરત દાવુદના નિકાહમાં હતી, ત્યારે તેનાથી તેની એક છોકરી પણ હતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દાવુદે તેની પત્ની ફાતિમાને તલાક આપી છે, પરંતુ તમે એવું લખ્યું નથી કે તેણે પત્નીને કેટલી તલાક આપી હતી, જો તેણે એક તલાક અથવા બે તલાક અથવા પત્નીને સંબોધીને માત્ર તલાકનો શબ્દ બોલ્યો છે, તો હવે ફરીવાર નિકાહમાં લાવવા માટે હલાલો કરાવવાની કોઈ જરૂરત નથી. પરંતુ જો તમે તેને ત્રણ તલાકો આપી દીધી હશે તો હલાલા વગર નિકાહમાં ફરીવાર લાવી શકશો નહીં. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ /૪૦૮–૪૧૫, બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બે તલાક આપ્યા પછી ઓરતને ફરીવાર નિકાહમાં લાવવાનો તરીકો

સવાલ (૨૩૯૩) : મેં મારા અમુક ઘરેલૂ ઝઘડાઓના કારણે મારી પત્નીને એક તલાક હૈઝની હાલતમાં આપી દીધી છે. પરંતુ તેના સ્વભાવમાં કોઈ બદલાવ ન આવવાથી મેં તેને બીજી તલાક પણ આપી દીધી. ત્યાર પછી જયારે હું નમાઝ માટે ગયો તો મારી પત્ની ઘરનું કામકાજ છોડી બે બાળકોને લઈ તેના માતા – પિતાના ઘરે ચાલી ગઈ. હવે તે પોતાની જુની આદતોને છોડી સારી રીતે મારી સાથે પુનઃ જીવન ગુજારવા તૈયાર છે. અને હું પણ તેને મારી સાથે રાખવા તૈયાર છું, તો મારે શું કરવું જોઈએ ? આ બાબતે વિસ્તૃત જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમે તમારી પત્નીને બે તલાકે રજઈ આપી છે, તો જયાં સુધી તેની ઈદ્દત બાકી છે, તમે તેને તમારા નિકાહમાં પાછી લાવી શકો છો.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

ફરીથી નિકાહમાં લાવવાનો બહેતર તરીકો આ છે કે આપ બે ગવાહો સામે એમ કહો કે "હું મારી પત્નીને ફરીવાર મારા નિકાહમાં લાવવા માગું છું." આવું કહેવાથી તમારી પત્ની ફરીવાર તમારા નિકાહમાં આવી જશે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩૯૭–૪૦૧)

આ સુરતમાં નવા નિકાહ કરવાની અથવા હલાલો કરવાની કોઈ જરૂરત નથી, હાં, જો તલાકે બાઈન (ત્રણ તલાક) આપી હોય અથવા તલાકે રજઈ આપી હોય, પરંતુ ઈદ્દત ભરાઈ ચુકી હોય, તો નવો નિકાહ કરવાની જરૂરત પડશે. (ફતાવા હિન્દિય્યહ: ૧ / ૪૭૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૦૯–૪૧૫, બદાઈઉસ્સનાઈઅ :૩ / ૧૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) હલાલો કરનાર કુંવારો હોય તો હલાલો દુરુસ્ત થશે કે નહીં ?

**સવાલ (૨૩૯૪) :** મારી બહેન ગુલશન આરાને થોડા સમય પહેલા ત્રણ તલાક (તલાકે મુગલ્લઝા) આપવામાં આવી હતી, તેની એક છોકરી પણ છે, હવે તેનો નિકાહ એક કુંવારા છોકરા સાથે થઈ રહયો છે, યાદ રહે કે આ નિકાહ હલાલા માટે થઈ રહયો છે, તો જાઈઝ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે છોકરા સાથે નિકાહ થઈ રહયા છે, તેનું બાલિગ હોવું જરૂરી છે, જો તે બાલિગ છે, તો હલાલો દુરુસ્ત થશે, નહીં તો દુરુસ્ત નહીં થાય. અને હલાલો સહીહ થવા માટે સંભોગ પણ જરૂરી છે, સંભોગ કર્યા પછી બીજો પતિ તલાક આપી દે તો ઈદ્દત પૂર્ણ થયા પછી પહેલા પતિની સાથે નિકાહ જાઈઝ થશે. બીજો પતિ કુંવારો હોય તો કોઈ વાંધો નથી. (શામી : ૨ / ૪૧૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) ગર્ભની હાલતમાં બે તલાકે રજઈ આપ્યા પછી રુજૂઅ કરવું

**સવાલ (૨૩૯૫) :** મેં મારી પત્નીને ગર્ભવતી હોવાની હાલતમાં બે તલાકો આપી દીધી, ગર્ભ ત્રણ મહીનાનો છે, અત્યારે તે તેના પિયરમાં છે, અને હું રુજૂઅ કરવા ચાહું છું, તો શું શરઈ દ્રષ્ટિએ રુજૂઅ કરી શકું છું કે નહીં ? તલાક થઈ જશે કે નહીં ? શું અત્યારે ઈદ્દત ગુજારવી જરૂરી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલ સૂરતમાં જયારે કે ગર્ભ ત્રણ મહિનાનો છે, અને બે તલાકો આપવામાં આવી છે, જો તલાકનો શબ્દો બોલવામાં આવ્યા છે તો તલાકે રજઈ ગણાશે, હવે જો તમે રુજૂઅ કરવા માંગો છો તો બહેતર છે કે ઈદ્દત પૂર્ણ થવાથી

પહેલા પહેલા બે ગવાહોની સહી સાથે ઓરતને પત્ર લખવામાં આવે કે હું તને પત્ની બનાવીને રાખવા ચાહું છું અને પત્ની હોવાની હેષીયતથી બધા હક્કોની અદાયગી કરીશ, તો તે તમારા નિકાહમાં આવી જશે, નવા નિકાહ અને હલાલો કરવાની કોઈ જરૂરત નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

પરંતુ યાદ રહે કે હવે તમે માત્ર એક તલાકના માલિક હશો, માટે હવે પછી એક વખતે પણ તલાકનો શબ્દ બોલી ગયા તો ઓરત હમેંશા માટે અલગ થઈ જશે, ત્યાર પછી હલાલા વગર હલાલ થશે નહીં. (મબ્સૂત : ૬ / ૯૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) ત્રણ તલાક ન આપી હોય તો હલાલાની જરૂરત નથી

**સવાલ (૨૩૯૬) :** એક વ્યકિતએ તેની પત્નીને તારીખ : ૨૬ / જુલાઈ ૧૯૮૨ના રોજ બે તલાકો આપી, હવે તે માણસ તેની સાથે ફરીવાર શાદી કરવા ચાહે છે, તો શું શકય છે ? શું તે ફરીથી શાદી કરી શકે છે કે નહીં ? આથી પહેલા તેની પત્નીને તલાક આપતી વખતે કહયું હતું કે "અત્યારે તને બે તલાક આપું છું અને ત્રીજી તલાક ત્યારે આપીશ જયારે કે મારી બહેનનો ઝઘડો ખતમ થઈ જશે, ત્રીજી તલાક હજુ આપી નથી અને ફરીથી શાદી કરવા માંગુ છું, માટે સાસરીવાળાઓએ ફત્વો મંગાવ્યો છે, તેઓનું કહેવું છે કે ત્રણ તલાક પડી ગઈ છે, તો આ બાબતે આપનો શું મત છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જયારે કે પુરુષે બે સ્પષ્ટ તલાકો આપી છે, તો બે તલાકે રજઈ પડી જશે, જેનો હુકમ છે કે જો ઈદ્દત પૂર્ણ ન થઈ હોય તો નવા નિકાહની જરૂરત નથી, બહેતર છે કે માત્ર બે દીનદાર ગવાહો સામે અથવા કોઈ કાગળ પર સહી કરી લે કે મેં મારી પત્નીને મારા નિકાહમાં પાછી લાવી લીધી છે. અને જો ઈદ્દત પૂર્ણ થઈ ગઈ તો પછી નવો નિકાહ કરવો જરૂરી છે, આ સૂરતમાં પણ હલાલાની જરૂરત નથી, કારણ કે તલાકે મુગલ્લઝા (ત્રણ તલાક) થઈ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) બે તલાકો આપી હોય તો હલાલો નથી

**સવાલ (૨૩૯૭) :** તા. ૨૭ / ૭ / ૧૯૮૨ ના રોજ મગરિબની નમાઝ પછી મારા ઘરે મારો સાળો આવ્યો, મેં મારી એક સાળીના નિકાહ કરાવવામાં મહત્વની ભૂમિકા

ભજવી હતી, પરંતુ બન્યું એમ કે તેનો પતિ કોઈ જાતનો ધંધો કે કામકાજ કરતો નથી, એટલા માટે મારી સાસરીવાળાઓને મારી સાળીને તેની સાસરીમાં મોકલવાનો વિચાર નથી, એ સિલસિલામાં વાતચીત માટે મારો સાળો મારા ઘરે આવ્યો હતો, તેની સાથે મારો બીજો સાળો અને સાસુ પણ હતા. વાતચીત દરમિયાન મારા મોટા સાળાએ ગુસ્સામાં આવી જોરથી કહેવા લાગ્યો કે "હનીફા (મારી સાળી) ઘરે (એટલે કે તેની સાસરીમાં) નહીં જાય. અને જે લોકોએ મારી બહેનને આવી જગ્યાએ ફસાવી છે, તેની બહેનોની પણ આ જ હાલત થશે. અમે તો અમારી બહેનને ઘરે બેસાડીને પાલવી લઈશું." આવા શબ્દો કહયા, તે વખતે તો મને ગુસ્સો હતો જ, પરંતુ છેલ્લા શબ્દો જે તેણે કહયા તે મારાથી બરદાશ્ત ન થયા, તો મેં મારી પત્નીનો હાથ પકડીને મારા સાળાને સંબોધીને કહયું કે "પાલવવી છે તો આને પાલવ" અને હું મારી પત્નીને ઘરમાંથી બહાર કાઢવા લાગ્યો, એ દરમિયાન મારો બીજો સાળો, ભાઈ, માં વગેરે પણ વચમાં આવ્યા, અને અમને એક બીજાથી અલગ કરવા લાગ્યા તો મેં મારા સાળાને બે લાફા મારી દીધા, તેણે પણ મને એક લાફો માર્યો, જેથી મને વધારે ગુસ્સો આવ્યો, જેના કારણે હું જોરથી તલાક બોલ્યો, ત્યાર પછી (બીજી) એક તલાક બોલ્યો, ગુસ્સાની હાલતમાં હું એ સમજયો કે હું મારી પત્નીને તલાક આપી ચુકયો છું, પરંતુ મને પોતાને ખબર નથી કે મેં કેટલી તલાક આપી છે.

થોડી વાર પછી મારો ગુસ્સો ઠંડો થયો તો મારી પત્નીને કહયું કે જો હવે તારે મારી સાથે રહેવું હોય તો હલાલો કરવો જરૂરી છે, તો જ તુ મારી સાથે નિકાહ કરી શકીશ.

પત્નીના ભાઈઓ અને રિશ્તેદારોએ કહી દીધું કે તમારો રિશ્તો ખતમ થઈ ગયો, પરંતુ સાંભળનારાઓ કહે છે કે તમે બે તલાક આપી છે, અને સાળા પણ એવું જ કહે છે, મારી માં તો કહે છે કે એક જ તલાક આપી છે, અને પત્ની તો કહે છે, મેં તો સાંભળી જ નથી, સાચુ કહું તો ગુસ્સામાં મને ખબર જ નથી કે મેં કેટલી તલાકો આપી છે ! અલબત્ત મને એટલો તો એહસાસ હતો કે હું તલાક બોલી રહયો છું, એ આધારે ગુસ્સો ઠંડો પડયા પછી મેં મારી પત્નીને ઉપરોકત વાત કહી, જેથી આપ આ સમગ્ર ઘટનાને સામે રાખી ફેસલો ફરમાવો કે આવી હાલતમાં કેટલી તલાક થશે ?

યાદ રહે કે મારી શાદીને દસ વર્ષ થયા છે, આ દરમિયાનમાં અમારામાં કોઈ

ઝઘડો થયો નથી, સાંભળનારાઓમાંથી એક તલાક બોલવા બાબતે એક બહેનનું બયાન આ પ્રમાણે છે :

" હું નીચે સહી કરનાર "રાબિયા ઈબ્રાહીમ ઘટા" અલ્લાહને હાજિર નાજિર રાખી ગવાહી આપું છું કે તા. ૨૭ / ૭ / ૧૯૮૨ની સાંજે મગરિબની નમાઝ પછી હું આદમ ઈબ્રાહીમના ઘરે હતી, તે સમયે તેમના ઘરે ઝઘડો થયો, ત્યારે આદમ બિન ઈબ્રાહીમ ગુસ્સામાં આવી જોરથી તલાકનો શબ્દ એક વખતે બોલ્યા, તે મેં જાતે સાંભળ્યું, ત્યાર પછી તે કશું બોલ્યા નથી, અને મેં કશું સાંભળ્યું નથી.

તે સમયે હું આદમ ભાઈથી પાંચ કે સાત ફુટ દૂર હતી, આ વાત એકદમ સાચી છે અને મેં આ વાત કોઈના દબાવમાં આવીને લખી નથી. સહી.... રાબિયા..

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલા મસ્અલામાં તમારા ભાઈએ અને બીજા લોકોએ બે તલાકો સાંભળી છે, જયારે રાબિયા બહેનનું લખાણ એક તલાક વિશેનું છે, તો આવી સૂરતમાં બે તલાકો ગણાશે, કારણ કે બે તલાક પર ગવાહીનો નિસાબ (ગવાહોની સંખ્યા) મુકમ્મલ છે. (મુહીતુલ બુરહાની : ૮ / ૩૦૭)

જો કે બંને તલાકો સાફ શબ્દોમાં બોલવામાં આવી છે, એટલા માટે બે તલાકે રજઈ ગણાશે, ઓરત જયાં સુધી ઈદ્દતમાં હશે, નવા નિકાહ કર્યા વગર રુજૂઅ કરી શકાય છે. (જવહિરુન્નય્યિરહ : ૨ / ૫૦, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) જેની બેહતરીન સૂરત આ છે કે બે માણસની સામે આપ કહો : હું મારી પત્નીને પુનઃ મારા નિકાહમાં લાવું છું, જેથી તે ફરીથી તમારી પત્ની બની જશે, અને જો ઈદ્દત પૂર્ણ થઈ ગઈ છે તો નવો નિકાહ કરવો પડશે, અલબત્ત હલાલો કરવાની જરૂરત નથી. માત્ર નિકાહ કરવાથી તે તમારા નિકાહમાં આવી તમારી પત્ની બની જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૩૯૮ – ૪૦૧)

પતિનું એવું સમજવું કે કે બધું ખતમ થઈ ગયું, હવે હલાલો કર્યા વગર પત્ની હલાલ નહીં થાય, વગેરે આ શરીઅતથી અજાણતાની દલીલ છે, તેના તલાકે રજઈમાં મજબુતાઈ પેદા નહીં થાય.

બહેતર આ છે કે મહોલ્લાના બે ત્રણ માણસો, જેઓ આ લડાઈ વખતે ત્યાં હાજર હતા, જે કંઈ બન્યું હતું તે મુજબ ગવાહી લખી દે.

જો ત્રણ તલાક વિશે બે મર્દ અથવા એક મર્દ અને બે ઓરતો ગવાહી આપે

તો ત્રણ તલાકનો ફેસલો કરવામાં આવશે. જેથી ઓરત હલાલા વગર પહેલા પતિ માટે હલાલ નહીં થાય. ( સૂરએ બકરહ : ૨૩૦, અલ જામિઉલ અહકામુલ કુર્આન : ૩ / ૧૪૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) તલાકે રજઈથી રુજૂઅ કરવાની રીત

**સવાલ (૨૩૯૮) :** મારી પત્ની લગભગ બે વર્ષ પહેલા તેના પિતાના ઘરે ચાલી ગઈ છે, વારંવાર બોલાવવા છતાં તે આવતી નથી, મેં એક કાગળમાં લખીને મોકલ્યું કે જો તુ ચાર દિવસમાં ઘરે નહી આવે તો તને એક તલાક, ચાર દિવસ પુરા થઈ ગયા પરંતુ તે આવી નહી. તલાક લખ્યાના એક મહિના પછી મેં અમુક લોકો સામે તલાક પાછી ખેંચી લીધી અને કહયું કે હું મારી પત્નીને રાખવા ચાહું છું, તલાક પાછી ખેંચવાને બે વર્ષ થઈ ગયા, હવે હું તેને બોલાવવા માગું છું, તો શું અમે સાથે રહી શકીએ છીએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તમે તમારી પત્નીને લખ્યું કે જો ચાર દિવસમાં નહી આવે તો તને એક તલાક અને તે ચાર દિવસમાં ન આવી, તો તેને એક તલાકે રજઈ પડી ગઈ.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૨૦)

તલાકના ત્રણ પ્રકાર છે : (જેમાંથી એક તલાકે રજઈ છે) અને દરેક તલાકનો હુકમ અલગ અલગ છે.

તલાકે રજઈ પણ અલગ અલગ તરીકાથી આપી શકાય છે, તલાકે રજઈનો હુકમ એ છે કે જયાં સુધી ઓરત ઈદ્દતમાં હોય, પતિને હક છે કે તેને (તલાક પાછી ખેંચી) પોતાના નિકાહમાં પાછી લઈ લે. એટલે કે રુજૂઅ કરી લે, તલાક પાછી ખેંચવાનો એક તરીકો તો આ છે કે આ રીતે કહે કે મેં મારી પત્નીને તલાકે રજઈ આપી હતી, હું તેને ફરીથી મારી પત્ની બનાવીને રાખું છું, બીજો તરીકો એ છે કે પત્ની સાથે સંભોગ કરી લે અથવા શહવતથી તેને સ્પર્શી લે, આ એક રીતે મકરૂહે તંઝીહી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૬૮)

જો તમારી પત્નીએ કબૂલ કરી લીધું કે તમે તલાકથી રુજૂઅ કરી લીધું છે, (એટલે કે તલાક પાછી ખેંચી લીધી છે) તો તે કાયદેસરથી તમારી પત્ની છે. તમે તેને તમારા ઘરે લાવી શકો છો, અને જો પત્ની ઈન્કાર કરે કે મારો પતિ જુઠ બોલે છે તો શરીઅતના પાબંદ બે ગવાહોની જરૂરત પડશે, જો આ બે ગવાહોથી તમે રુજૂઅ

સાબિત કરી ન શકયા તો ઓરત નિકાહમાંથી નીકળી જશે, જો કે ઈદ્દત પૂર્ણ થઈ ગઈ છે, તો પત્નીની રઝામંદીથી બીજી વાર નિકાહ કરી શકો છો.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦)

જયારે તલાકથી કોઈ માણસ રુજૂઅ કરે (તલાક પાછી ખેંચે) તો પત્નીને જાણ કરવી મુસ્તહબ છે, એ જ પ્રમાણે બે ગવાહો બનાવી લેવા પણ મુસ્તહબ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



وَ الْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ قُرُوْٓءٍ ؕ

**તર્જુમો :** અને જે સ્ત્રીઓને તલાક આપવામાં આવી હોય (તે) તેણીઓ પોતાને ત્રણ હૈઝ (પૂરા થવા) સુધી (નિકાહથી) રોકી રાખે; (સૂરએ બકરહ : ૨૨૮)

وَالّٰٓئِیْ یَئِسْنَ مِنَ الْمَحِیْضِ مِنْ نِّسَآئِكُمْ اِنِ ارْتَبْتُمْ فَعِدَّتُهُنَّ ثَلٰثَةُ اَشْهُرٍ ، وَّالّٰٓئِیْ لَمْ یَحِضْنَ ، وَ اُولَاتُ الْاَحْمَالِ اَجَلُهُنَّ اَنْ یَّضَعْنَ حَمْلَهُنَّ ، وَمَنْ یَّتَّقِ اللّٰهَ یَجْعَلْ لَّهٗ مِنْ اَمْرِهٖ یُسْرًا ﴿۴﴾

**તર્જુમો :** અને તમારી (તલાક આપેલી) સ્ત્રીઓમાંથી જેણીઓ (વયોવૃદ્ધ હોઈ) હૈઝથી નિરાશ થઈ ગઈ છે (તેણીઓની ઈદ્દત વિશે) જો તમને શંકા રહી હોય તો તેણીઓની ઈદ્દત ત્રણ માસ છે અને એ જ પ્રમાણે (તે ઔરતની પણ ઈદ્દત છે કે) જેણીઓને (હજુ સુધી કદી) હૈઝ આવ્યું જ નથી અને જે ગર્ભવતીઓ છે તેણીઓની ઈદ્દત પેટનું બચ્ચું જણવું છે અને જે કોઈ અલ્લાહથી ડરતો રહેશે તો અલ્લાહ તેના માટે તેના મામલામાં સરળતા કરી આપશે. (સૂરએ તલાક : ૪)

# ઈદ્દતનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# ઈદ્દતનું બયાન

## (૧) ગર્ભની હાલતમાં તલાક

સવાલ (૨૩૯૯) : એક વ્યકિતએ પોતાની પત્નીને મહોલ્લાવાળઓ સામે ત્રણ તલાકો આપી, તલાક વખતે ઓરત સગર્ભા હતી, તલાકના એક મહિના પછી તેને છોકરી થઈ, તો સવાલ એ છે કે ગર્ભની હાલતમાં તલાક આપવાથી તલાક થાય છે કે નહીં ? અને તે ઓરત બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે કે નહીં ? કુર્આન અને હદીસની રોશનીમાં જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ગર્ભની હાલતમાં પણ તલાક થઈ જાય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૨, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૪૯, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૨)

પૂછેલી સૂરતમાં ત્રણ તલાકો પડી ગઈ, હવે ઓરત શરઈ હલાલા વગર પતિ માટે હલાલ નહીં થાય. કુર્આને મજીદમાં છે :

فَإِنۡ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهٗ مِنۡۢ بَعۡدُ حَتّٰى تَنۡكِحَ زَوۡجًا غَيۡرَهٗ

અને તલાક વખતે તે સગર્ભા હતી, માટે બાળક પેદા થતાની સાથે તેની ઈદ્દત ખતમ થઈ જશે. કારણ કે સગર્ભાની ઈદ્દત બાળકનું પેદા થવું છે. કુર્આને કરીમમાં છે:

وَاُولَاتُ الۡاَحۡمَالِ اَجَلُهُنَّ اَنۡ يَّضَعۡنَ حَمۡلَهُنَّ

તર્જુમો : અને જે સગર્ભાઓ છે તેણીઓની ઈદ્દત પેટનું બચ્ચું જણવું છે.

(સૂરએ તલાક : ૪)

માટે તે ઓરત માટે હવે બીજા વ્યકિતથી નિકાહ કરવા જાઈઝ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) ગર્ભની હાલતમાં તલાક અને ઈદ્દતનો હુકમ

સવાલ (૨૪૦૦) : ઓરત ગર્ભની હાલત (પ્રેગ્નેન્સી) માં છે. જયારે કે હમલ (ગર્ભ) ચાર મહીનાનું થઈ ગયું છે. તો તલાક થશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સગર્ભા ઓરતને પણ તલાક પડી જાય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૨૨, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૪૯, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૩૨) જો ગર્ભની હાલતમાં તલાક આપવામાં આવી તો તેની ઈદ્દત બાળકનું પેદા થવું છે. એટલે કે જયારે બાળક પેદા થઈ જશે તેની ઈદ્દત ખતમ થઈ જશે. (બહરુર્રાઈક : ૪ / ૧૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) સભર્ગાના પેટમાં છોકરો હોય અથવા છોકરી, તલાક થઈ જાય છે

**સવાલ (૨૪૦૧) :** એવું મશ્હુર છે કે તલાક આપવાની સૂરતમાં જો ઓરતને છોકરી પેદા થાય તો તલાક થતી નથી. શું આ વાત સાચી છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તેની કોઈ અસલ નથી, ગર્ભની હાલતમાં આપવામાં આવેલ તલાક પણ થઈ જાય છે, ભલે પછી છોકરો પેદા થાય કે છોકરી ! તલાક દરેક હાલતમાં થઈ જાય છે. અને બાળક પેદા થતા તેની ઈદ્દત પુરી થઈ જાય છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧/૨૨૨, ફતાવા હિન્દિય્યહ: ૧/૩૪૯, જવહિરતુન્નય્યિરહ : ૨/ ૩૨)

## (૪) ગર્ભની હાલતમાં તલાક

**સવાલ (૨૪૦૨) :** એક વ્યકિતએ પોતાની સગર્ભા પત્નીને એકી સાથે ત્રણ તલાકો આપી દીધી, હવે અમુક લોકોનું કહેવું છે કે તેને તલાક નથી થઈ, ડિલેવરી પછી તેને તલાક થશે, શું તેમનું આવું કહેવું સાચું છે ? આ વિશે વિસ્તૃત માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એક સાથે ત્રણ તલાકો આપવાથી પણ તલાક થઈ જશે, જોકે આ ગુનાહિત કૃત્ય છે, ત્રણ તલાક પછી હલાલા વગર તે ઓરત પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય. જોકે તલાક થનાર ઓરત સગર્ભા છે, એટલા માટે બાળકના જન્મથી તેની ઈદ્દત પુરી થઈ જશે. લોકોનું કહેવું કે સગર્ભા ઓરતને તલાક આપવાથી તલાક નથી થતી એ ખોટુ છે.

**હલાલાની રીત :** જયારે વર્ણન કરેલ ઓરતની બાળક પેદા થવાથી ઈદ્દત ખતમ થઈ ગઈ, તો હવે તે નિફાસથી પાક થઈને બીજા નિકાહ કરે, બીજો પતિ તેની સાથે સંભોગ કર્યા પછી તેને તલાક આપી દે, ત્યાર પછી ઈદ્દત ગુજાર્યા પછી હવે તે

ઓરત પહેલા પતિ માટે હલાલ થશે, હલાલામાં પતિ અને પત્નીનું સમાગમ જરૂરી છે. જયાં સુધી ઉપર મુજબ કરવામાં નહીં આવે ત્યાં સુધી ઓરત પહેલા પતિ માટે હલાલ થશે નહીં. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) વફાતની ઈદ્દત બીજી જગ્યાએ જઈને ગુજારવી

**સવાલ (૨૪૦૩) :** એક ઓરતના પતિનો મુંબઈમાં ઈન્તિકાલ થઈ ગયો, તેની દફનવિધી અહિંયા ગામમાં કરવામાં આવી. તેનું પોતાનું એક મકાન મુંબઈમાં છે અને એક ગામમાં છે. (બંને જગ્યાએ છે), તેનો માત્ર એક છોકરો છે, જે પુણેમાં નોકરી કરે છે, તો હવે સવાલ એ છે કે વિધવા ઓરત સાથે ઘરમાં રહેવા માટે કોઈ મહરમ નથી, તો તે પુણે જઈને ઈદ્દત ગુજારી શકે છે કે નહીં ? ઉમ્મીદ છે કે જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સૂરતમાં વિધવા ઓરતે મુંબઈમાં જ ઈદ્દત ગુજારવી જરૂરી છે. (કારણ કે પતિના જયારે બે વતનો છે, તો જયાં ઈન્તિકાલ થયો હોય બની શકે તો ત્યાં જ ઈદ્દત ગુજારવી જરૂરી છે.) (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯, તબયીનુલ હકાઈક : ૩ / ૩૬, જવહિતુન્નય્યિરહ : ૨ / ૮૦)

વિધવા ઓરતે ખેતી અથવા અન્ય કોઈ જરૂરી વસ્તુની દેખરેખ માટે માત્ર દિવસે પરદા સાથે નીકળવું જાઈઝ છે. રાત ઘરમાં ગુજારવી જરૂરી છે.

મકાનમાં રહેવા માટે મહરમનું સાથે હોવું જરૂરી નથી, પરંતુ જો એકલી રહેવામાં જાન અથવા ઈજ્જત–આબરૂનો ખતરો હોય તો મુંબઈની આજુબાજુ જયાં પણ જગ્યા મળે, ત્યાં રહેવાની ગુંજાઈશ છે. (જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૦, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૫, બહરુર્રાઈક : ૪ / ૧૬૬) તેમજ વર્ણન કરેલી મજબુરીની હાલતમાં રિશ્તેદારોને જોઈએ કે ચાર મહીના દસ દિવસ તેમની સાથે રહે, આ બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) જે ઓરતનો પતિ મૃત્યુ પામ્યો હોય તેની ઈદ્દત શું છે ?

**સવાલ (૨૪૦૪) :** જે ઓરતના પતિનું મૃત્યુ થઈ ગયું હોય અથવા લખવામાં આવી હોય, બંને પર ઈદ્દત ગુજારવી જરૂરી છે કે નહીં ? અને કેટલી ઈદ્દત ગુજારશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

લીટી દોરેલ વાકયનો મતલબ શું છે ? સ્પષ્ટ કરો, ત્યાર પછી તેનો જવાબ આપવામાં આવશે.

એવી ઓરત જેનો પતિ મૃત્યુ પામ્યો હોય તેના પર ઈદ્દત જરૂરી છે, જો ગર્ભવતી હોય તો બાળકની પેદાઈશ તેની ઈદ્દત છે. અને જો ગર્ભવતી નથી તો તેની ઈદ્દત ચાર મહિના અને ૧૦ દિવસ છે. (બુખારી : ૧ / ૧૭૧, હદીસ નં. ૧૨૮૧, મુસ્લિમ : ૧ / ૪૮૬ હદીસ નં. ૬૨ – ૧૪૮૬, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૫) ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) મૃત્યુની ઈદ્દત

**સવાલ (૨૪૦૫) :** જે ઓરતોંના પતિઓનું મૃત્યું થઈ જાય, તેમણે કેટલી ઈદ્દત ગુજારવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઓરતના પતિનું મૃત્યુ થઈ ગયું હોય, જો તે સગર્ભા છે તો તેની ઈદ્દત બાળકનું પેદા થવું છે. અને જો સગર્ભા નથી તો તેની ઈદ્દત ચાર મહિના અને દસ દિવસ છે. (બુખારી : ૧ / ૧૭૧, હદીસ નં. ૧૨૮૧, મુસ્લિમ : ૧ / ૪૮૬ હદીસ નં. ૬૨ – ૧૪૮૬, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૫) ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) શું સવા મહિનાની ઈદ્દત ગુજારી શકાય છે ?

**સવાલ (૨૪૦૬) :** બે મહિના પેહલા અમે એક છોકરાની સગાઈ કરી હતી, પરંતુ જે છોકરી સાથે તેની સગાઈ કરવામાં આવી, તેના વિશે ખબર પડી કે તેની માતાને તલાક થઈ હતી અને તેણે માત્ર સવા મહિનો જ ઈદ્દત ગુજારી બીજા માણસ સાથે નિકાહ પઢી લીધા હતા. અને તેનાથી આ છોકરી પેદા થઈ છે, તો જયારે કે છોકરીની માતાનો નિકાહ (ઈદ્દત પુરી કર્યા વગર નિકાહ કરવાના લીધે) થયો જ નથી તો આવી હાલતમાં પેદા થનાર છોકરીથી રિશ્તો કરવો કેવું છે ? વિગતવાર જવાબ આપવા મહેરબાની.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સવા મહિનો બલકે તેનાથી ઓછી મુદતમાં ઈદ્દત પુરી થઈ શકે છે, જો ઓરતને ગર્ભવતી હોવાની હાલતમાં તલાક આપવામાં આવે, અને ત્રણ દિવસ પછી

જ બાળકનો જન્મ થાય તો બાળક પેદા થતાં જ ઈદ્દત ખતમ થઈ જશે. (સહીહ મુસ્લિમ : ૧ / ૪૮૬, હદીસ નં. ૫૭–૧૪૮૫)

એ જ પ્રમાણે જો ગર્ભ ન હોય તો સાહિબૈન (એટલે કે ઈમામ મુહમ્મદ રહ. અને ઈમામ અબૂ યુસૂફ રહ.) ના મત મુજબ (જયારે હેઝ જલ્દી જલ્દી આવતું હોય) તો ૩૯ દિવસમાં પણ ઈદ્દત ખતમ થઈ શકે છે. (જુઓ લામિઉદ્ દુરારી : ૧ / ૧૨૬) જેથી જો સવા મહિનામાં ઈદ્દત ગુજરી ગઈ તો તે ઓરતનું શાદી કરવું જાઈઝ છે. (તફસીરે મઝહરી : ૨૨ / ૬૪, સૂરએ નિસાઅ : ૨૪)

અને જો ખરેખર ઈદ્દત ન ગુજારી હોય તો ઓરત ગુનેહગાર થશે, પરંતુ તેનાથી પેદા થનારી અવલાદનો તેમાં કોઈ ગુનોહ નથી. જો તે છોકરી દીનદાર છે, તો તમારા છોકરાના નિકાહ કોઈ પણ જાતના સંકોચ વગર કરી લેવા જોઈએ. જાઈઝ છે. (બુખારી : ૨ / ૭૬૨, હદીસ નં. ૫૦૯૦, મુસ્લિમ : ૧ / ૪૭૪, હદીસ નં. ૫૩–૧૪૬૬) ગુનોહ માંએ કર્યો છે તેનાથી છોકરી – છોકરાના નિકાહમાં કોઈ વાંધો આવશે નહીં. (તફસીરે મઝહરી : ૮ / ૫૧, સૂરએ ફાતિર : ૧૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાક પછી પતિના જિમ્મે કાયમી ખર્ચનો ફેસલો

**સવાલ (૨૪૦૭) :** અમારે ત્યાં તલાક પછી પંચાયત અને કોર્ટ દ્વારા પતિ પર કાયમી ખર્ચનો ફેસલો કરવામાં આવે છે, એટલે તલાક આપ્યા પછી જયાં સુધી ઓરત મૃત્યુ ન પામે અથવા તેની શાદી ન થાય ત્યાં સુધી ખાવા – પીવા વગેરેનો ખર્ચ પિતાના જિમ્મે નક્કી કરી દેવામાં આવે છે. તો આ કેવું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અલ્લાહના રસૂલ (સલ.)નો ઈર્શાદ છે કે ઉલમાને ઉઠાવી લેવાના કારણે ઈલ્મ ઉઠાવી લેવામાં આવશે અને લોકો જાહિલોને પોતાના સરદાર બનાવી લેશે, અને તેમની પાસે પોતાના ફેસલા કરાવશે, તે ફેસલાઓ કરનારા જહાલતને લીધે જાતે પણ ગુમરાહ થશે અને બીજાઓને પણ ગુમરાહ કરશે.

(બુખારી : ૧ / ૨૦, હદીસ નં. ૧૦૦, મુસ્લિમ : ૨ / ૩૪૦, હદીસ નં. ૧૩–૨૬૭૩)

માટે ઉપરોકત ફેસલો ભલે કોઈ મુસ્લિમ જમાઅતે કર્યો હોય, કુર્આન અને ફિકહની વિરુદ્ધ હોવાના કારણે અમલ કરવા પાત્ર નથી. ભારતીય બંધારણમાં આ વાત છે કે અહીંયા ભારતમાં દરેક ધર્મવાળાને પોતાના ધર્મ પર અમલ કરવાની

સંપૂર્ણ આઝાદી છે. માટે જે કમિટી અને પંચ ફેસલ બને તેમણે જોઈએ કે ઈસ્લામી શરીઅત પ્રમાણે ફેસલો કરે કે તલાક આપ્યા પછી પતિ પર મહેર અને ઈદ્દતના ખર્ચ સિવાય બીજો કોઈ વધારાનો ખર્ચ જરૂરી ન કરે.

ઉપરોકત મસ્અલામાં કોઈ અકલમંદ માણસ શાદી અને તલાક વિશે વિચારે તો તેની સામે આ વાત આવશે કે શાદીથી પહેલા મર્દ અને ઓરત માટે એક બીજાને જોવા, સાથે રહેવું બધું હરામ હતું, પરંતુ જેવી શાદી થઈ ગઈ તો હવે જોવું, સાથે રહેવું અને એક બીજાથી ફાયદો ઉઠાવવો બધું હલાલ થઈ ગયું. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૩–૪) બલકે જો નિય્યત સારી હોય તો પરસ્પર મળવું (સંભોગ કરવો) પણ ઈબાદત બની જાય છે. (બુખારી શરીફ : ૧ / ૫૬૦, હદીસ નં. ૩૯૩૬, મુસ્લિમ : ૨ / ૩૯, હદીસ નં. ૫ – ૧૬૨૮) તો વિચારવા જેવું છે કે શાદીનો અર્થ શું છે મર્દ ઓરતનો ખાવા, પીવા, કપડાં, મકાન વગેરેનો ખર્ચ કેમ ઉઠાવે છે ? અને જાતે સવારથી સાંજ સુધી નોકરી અને વેપાર વગેરે પાછળ કેમ નાસભાગ કરે છે ? બસ મકસદ એ જ છે કે ઘર આબાદ રહે, સુખ અને શાંતિથી જીવન વિતાવે, અવલાદ પેદા થવા પર દીની અને દુન્યવી બંને રીતે સફળતા મળે, પરંતુ જો ઓરત જ સુખ અને શાંતિ પહોંચાડનારી ન હોય તો પતિ શું કરે ? જો તેને અલગ કરી દે અને શરીઅત પ્રમાણે તલાક આપી દે તો તેણે શું ગુનોહ કર્યો ? આ વાત યોગ્ય છે કે તલાક જાઈઝ બાબતોમાં સૌથી વધુ નાપસંદ વસ્તુ છે. જેવું કે હદીસમાં છે. પરંતુ જરૂરત પડે તો તેની ઈજાઝત છે, માટે જો કોઈ કારણસર પતિ તલાક આપે તો તે ઈબ્રત માટે સજા આપવી અથવા ઓરત જયાં સુધી બીજી શાદી ન કરે અથવા મૃત્યુ ન પામે, તેનો ભરણપોષણ ખર્ચ પતિના માથે નાંખવો ખુલ્લો અત્યાચાર છે. જયારે કે તે (પતિ) ઓરતથી ફાયદો ઉઠાવતો નથી, ઓરત તેના કબ્જામાં નથી, તો પછી તેના પર ઓરતની જિમ્મેદારી કેવી રીતે હોય શકે ? તે ઓરતનો ખર્ચ કેવી રીતે બરદાશ્ત કરશે ? જો કોઈ કમિટી (પંચે) આવો ફેસલો કર્યો છે તો તે હરામ છે. શરીઅતની વિરુદ્ધ છે, ઉમ્મતે મુસ્લિમામાં દરેક મર્દ અને ઓરતનો ફરીજો છે કે આ બુરાઈને બની શકે ત્યાં સુધી દૂર કરવાનો પ્રયાસ કરે.

આનાથી ઓરતનું પણ નુકસાન છે, એટલા માટે કે જયારે પતિને તલાક આપવી હશે તો વિચારશે કે જો તેને તલાક આપીશ તો આખી જિંદગી અથવા જયાં સુધી તે શાદી ન કરે, ખર્ચ આપવો પડશે, અને તે ઓરતને રાખવા માટે પણ રાજી

નથી, કોઈ જાતનો સંબંધ તેનાથી રાખવા ચાહતો નથી, તો આવી સૂરતમાં ઓરતને લટકાવી રાખશે એટલે કે પત્નીને ન પત્નીની જેમ રાખશે અને ન તો તલાક આપી તેને આઝાદ કરશે. અને તે જાતે બીજી શાદી કરી લેશે. તો આવી સૂરતમાં ઓરતનું પણ મોટુ નુકસાન છે, માટે ભલાઈ એમાં જ છે કે તલાક પછી મહેર અને ઈદ્દતના ખર્ચ સિવાય બીજા કોઈ જાતના ખર્ચની માંગણી ન કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) અલબત્ત બાળકો થઈ ગયા હોય તો તે બાળકોની પરવરિશ માટે (શરીઅતે નક્કી કરેલ મુદત સુધી) ઈદ્દત પછી પણ આ બાળકોનો ભરણપોષણ ખર્ચ અને તેમની ખિદમતનું મહેનતાણું ઓરત લઈ શકે છે. આ તેનો હક છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦–૫૬૧)

અને ઈસ્લામી તાલીમમાં મધ્યમ માર્ગ છે, અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે :

وَإِنْ يَتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ۚ وَكَانَ اللّٰهُ وَاسِعًا حَكِيْمًا

જો પતિ – પત્ની બંને અલગ થઈ જાય છે, તો અલ્લાહ તઆલા પોતાની કુદરતથી એક બીજાને બેનિયાજ કરી દેશે, મર્દને બીજી પત્ની અને ઓરતને બીજો પતિ અતા કરશે અને દરેકની જરૂરત અને હાજત પૂરી થઈ જશે.

(સૂરએ નિસાઅ : ૧૩૦)

જરા વિચારો ! જો ઈદ્દત પછી પણ ઓરતને ખાવા, પીવા, કપડાં, મકાન વગેરે ખર્ચ મળતો રહે, તો પછી તે બીજી શાદી શા માટે કરે ? તેને તો આમ પણ ભરણપોષણ ખર્ચ મળી જ રહયો છે, તો પછી નિકાહના બંધનમાં પોતાને શા માટે કેદી બનાવશે ? ત્યાર પછી શારીરિક ભુખને સંતોષવા માટે ઝિનાનો માર્ગ અપનાવી, પોતાનું જીવન આઝાદ ગુજારવાનું પસંદ કરશે. આમ તે જાતે પણ બદનામ થશે અને બીજાઓને પણ બદનામ કરશે અને સમાજમાં એક જાતની બુરાઈ ફલાશે અને આ બધું પતિથી બળજબરી પૂર્વક ખર્ચ અપાવવાના કારણે થયું, માટે શરીઅતમાં તલાક પછી મહેર અને ઈદ્દતના ખર્ચ સિવાય બીજો વધારાનો ખર્ચ પતિ પર જરૂરી ઠેરવવામાં આવ્યો નથી.

કયારેક એવું પણ બને છે કે પતિ એ બીકે કે આખી જિંદગી ભરણપોષણ ખર્ચ આપવો પડશે, જરૂરત હોવા છતાં તે તલાક નથી આપતો, અને તેને લટકાવી રાખે છે અને બીજી શાદી કરી લે છે, પછી ઓરત કોર્ટનો સહારો લે છે અને ત્યાં વચન

અને સોગંદ લીધા પછી તેના હક્કો અદા કરવાનું નક્કી કરવામાં આવે છે, અને પતિ રાતના અંધારામાં જાનવરો જેવી હરકત કરી ઓરતને મજબૂર કરી દે છે અને તેનાથી કસમ લે છે કે કયારેય તે અદાલતનો સહાર નહીં લે. અને આ વિશે કોઈ ફરિયાદ પણ નહીં કરે. આ બધું ઉપરોકત નાજાઈઝ ફેસલાનું પરિણામ છે. માટે આ વિચારવાની જગ્યા છે. માટે તલાક પછી ખર્ચ બાબતે કુર્આન અને હદીસ એટલે કે શરીઅત પ્રમાણે ફેસલો કરવો જરૂરી છે, શરીઅતની વિરુદ્ધ કરવામાં નુકસાન જ નુકસાન છે. (તફસીરે કુર્આન :૨ / ૭૦, સૂરએ આલિ ઈમરાન : ૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) વાંઝણી ઓરત ઉપર પણ ઈદ્દત જરૂરી છે

**સવાલ (૨૪૦૮) :** એક માણસે પોતાની પત્નીને ગુસ્સામાં ત્રણ તલાકો આપી દીધી, હવે તે ખૂબ જ પસ્તાય છે, ઓરત પણ પરેશાન છે, તેમનો એક ખૂબ જ નાનો છોકરો પણ છે, તેના જન્મ વખતે ઓરતને ઘણી તકલીફ ઉઠાવવી પડી હતી, તે બાળક ઓપરેશનથી પેદા થયું છે, ત્યાર પછી એવું ઓપરેશન કરી દેવામાં આવ્યું કે હવે પછી તેને કોઈ અવલાદ થઈ શકતી નથી. મર્દ તે ઓરતને હલાલા પછી લાવવા ચાહે છે, સામે ઓરત પણ રાજી છે, તો સવાલ એ છે કે જે મર્દથી ઓરતનો હલાલો કરવામાં આવે, તેના તલાક આપ્યા પછી તરત અથવા બીજા દિવસે જ પ્રથમ પતિથી આ ઓરત નિકાહ કરી શકે છે કે નહીં ? જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સૂરતમાં ઈદ્દત ગુજારવી જરૂરી છે, ઈદ્દત ગુજાર્યા વગર પહેલા પતિ સાથે નિકાહ સહીહ નહીં થાય.

(તફસીરે મઝહરી : ૨૨ / ૬૪, સૂરએ નિસાઅ : ૨૪, મજમઉલ અન્હુર : ૧ / ૪૬૪)

તમે એમ સમજો છો કે ઈદ્દત એટલે માત્ર માંના પેટમાં બાળક છે કે નહીં ? તે માલૂમ કરવામાં આવે, હાલાંકે ઈદ્દતનો મતલબ માત્ર આટલો જ નથી, બલકે તેના સિવાય બીજા પણ મકસદો છે, તે સિવાય ઓરત પર પતિના હક્કો પણ છે.

(હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૨ / ૨૧૯–૨૨૦)

એટલા માટે જે ઓરતને વધુ ઉમરના કારણે હેઝ ન આવતું હોય, અથવા બાલિગ થયા પછી એક વખતે પણ હેઝ ન આવ્યું હોય, જેથી બાળક પેદા કરવાની

સલાહિયત બિલ્કુલ ન હોય, તો તેણે પણ ત્રણ મહિના ઈદ્દત ગુજારવી જરૂરી છે, માટે ઓપરેશન પછી હેઝ જો આવતું હોય, તો ત્રણ હેઝ અને જો હેઝ ન આવતું હોય તો ત્રણ મહિના ઈદ્દત ગુજારવી જરૂરી છે. (મજમઉલ અન્હુર : ૧ / ૪૬૫)

અને તમે અનેક પરેશાનીઓને બયાન કરી છે, મારા ભાઈ ! આવી પરેશાનીઓથી બચવા માટે જ તો અલ્લાહના રસૂલ (સલ.) એ (જરૂરત પડયે) માત્ર એક તલાક આપવાનો હુકમ ફરમાવ્યો છે, જેથી બંનેમાંથી ગલતી કરનારને પોતાની ગલતીનો એહસાસ થાય, તો ફરીવાર નિકાહ કરી શકે અથવા ઈદ્દતમાં રૂજૂઅ થઈ શકે, પરંતુ જયારે જહાલત અને ગુસ્સામાં (એકી સાથે) ત્રણ તલાક આપી દીધી છે, તો હવે તેની સજા ભોગવવી જ પડશે.

ઉપરોકત સૂરતમાં ઈદ્દત પુરી થવાની રાહ જોવી પડશે, અને ઈદ્દત પૂરી કર્યા પછી જ નિકાહ થઈ શકશે. અને બાળકને ઓરત (નક્કી કરેલ મુદ્દત સુધી) રાખી શકે છે, તેની મનાઈ નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) ગર્ભાશયનું ઓપરેશન કરાવનાર ઓરતની ઈદ્દત

સવાલ (૨૪૦૯) : એક ઓરતને તલાક આપવામાં આવી, જેનું ડોકટરોની સલાહથી બર્થ કંટ્રોલ કરી નાંખવામાં આવ્યું છે. જેના લીધે હમેંશા માટે તેને કોઈ સંતાન થઈ શકતું નથી. તો આવી ઓરતની ઈદ્દત કેટલી હશે ? કેટલા મહિના ઈદ્દત ગુજારવી પડશે ? અને પતિ પર કેટલા મહિનાની ઈદ્દતનો ખર્ચ વાજિબ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો ઓરતને હેઝ આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ હેઝ છે, અને જો હેઝ ન આવતું હોય બલકે ગર્ભવતી હોય તો તેની ઈદ્દત બાળકની પેદાઈશ (પ્રસૂતિ) છે. અને જો ન હેઝ આવતું હોય અને ન તો ગર્ભવતી હોય તો તેની ઈદ્દત ત્રણ મહિના છે.

(હિદાયા ફી શર્હે બિદાયહ : ૨/ ૨૭૪)

માટે જે પણ ઈદ્દત હોય, ઈદ્દતના જમાનામાં પતિએ ( ઈ.સ. ૧૯૮૯ ના હિસાબે) માસિક સો અથવા સવા સો રૂપિયા ખર્ચ પેટે આપવાના રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) તલાક પછી ઈદ્દત અને અવલાદના ખર્ચનો હુકમ

સવાલ (૨૪૧૦) : શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે....

મેં મારી પત્ની આઈશાને ૧૨ વર્ષ પછી ઈ.સ. ૧૯૭૪માં તલાક આપી હતી, તેના પેટના મારા છ બાળકો છે, તેમાંથી સૌથી નાનો છોકરો ૬ વર્ષનો છે, તે ઓરતે અત્યારે મારા પર કેસ કર્યો છે કે હું મારા વૃધ્ધ માતા – પિતા સાથે રહું છું, માટે આવી મોંઘવારીને સામે રાખી તલાક પછીથી આજ સુધી અને હવે પછી પણ ખર્ચ પેટે મને બસો રૂપિયા આપવાનો ફેસલો કરવામાં આવે, એવી રીતે હું મારી અવલાદ વગર રહી શકતી નથી. માટે અવલાદ પણ મને સોંપવામાં આવે, આ અવલાદ પર મારો હક છે અને સાથે તેમનો ખર્ચ પણ આપવામાં આવે, તો હવે સવાલ એ છે કે

(૧) તલાક પછી પણ ઓરતને કાયમી ભરણપોષણ ખર્ચ આપવો પતિની જવાબદારી છે ?

(૨) તલાક પછી અવલાદને રાખવાનો હક માંનો છે કે બાપનો ? અને તેની ફરિયાદ પ્રમાણે શું મને મારી અવલાદ તેને સોંપવી પડશે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ઓરતને તલાક આપ્યા પછી, જયાં સુધી તે ઈદ્દતમાં હોય ત્યાં સુધી પતિના જિમ્મે તેના ખાવા–પીવા વગેરેનો ખર્ચ આપવો (પતિ માટે) જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ઈદ્દત ખતમ થઈ ગયા પછી આ ખર્ચ પતિના જિમ્મે જરૂરી નથી. (મબ્સૂત : ૫ / ૨૦૫)

(૨) છોકરો હોય તો સાત વર્ષ સુધી અને છોકરી હોય તો ઈમામ મુહમ્મદ (રહ.) ના નજીક જયાં સુધી શેહવતના કાબેલ ન થાય, (અને એક કથન પ્રમાણે નવ વર્ષની મુદત છે.) માતા પોતાની પાસે રાખવાની હકદાર છે. એ મુદતથી પહેલા પતિને લેવાનો હક નથી, પરંતુ શરત એ છે કે ઓરત તે છોકરાઓના ગેર મહરમમાં નિકાહ ન કરે. અને તે ઓરત અવલાદના અકીદાઓ અને અખ્લાક ખરાબ કરનારી ન હોય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧–૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫)

તો આપે જે અવલાદને ઓરતની માંગણી પર આપી હોય, તેમનો માસિક ખાવા– પીવાનો ખર્ચ આપવો જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૧૨) એ જ પ્રમાણે ઓરત આ બાળકો પર પોતાનો જે વખત ખર્ચ કરશે અને તેમની સેવા – ચાકરી કરશે તેનું મહેનતાણું (જો તે ઓરત માંગે તો) આપવું જરૂરી છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦, ૫૬૧) પરંતુ જો અવલાદ ઉપર વર્ણન કરેલ ઉમરથી મોટી થઈ ગઈ હોય તો ઓરતને તે (ના ખર્ચ)ની માંગણીનો હક નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) ઈદ્દતની ઓછામાં ઓછી મુદ્દત કેટલી હોઈ શકે છે ?

**સવાલ (૨૪૧૧) :** શું ફરમાવે છે ઉલમાએ દીન આ મસ્અલામાં કે અમારા ગામમાં એક માણસે તેની પત્નીને તા. ૮ / ૧૦ / ૧૯૭૮ ઈસ્વીના રોજ તલાક આપી હતી, ત્યાર પછી ઓરતે ૮ / ૧ / ૧૯૭૯ ઈ.ના રોજ બીજા નિકાહ કરી લીધા, એટલે કે આ રીતે તેણે તલાકના સવા બે મહીના પછી બીજા માણસથી નિકાહ કરી લીધા, શું આ સહીહ છે ? ઈદ્દતમાં નિકાહ દુરુસ્ત થાય છે કે નહીં ? જો નથી થતા તો હવે શું કરવું જોઈએ ? આ નિકાહને લગભગ સવા વરસ થઈ ગયું છે, આ સમયગાળા દરમિયાન તે ઓરતને એક છોકરી પણ પેદા થઈ છે, તો આ છોકરી બાબતે શું હુકમ છે ? વિગતવાર જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સૂરતમાં ઓરતે તલાકના ૬૮ દિવસ પછી નિકાહ કર્યા છે, જો ઓરતે ત્રણ હેઝ ખતમ થવાની વાત નિકાહ વખતે કહી હતી તો તેની વાત સોગંદ સાથે માન્ય રાખવામાં આવશે, કારણ કે હેઝવાળી ઓરતની ઈદ્દત વર્ણન કરેલી મુદ્દત (આટલા દિવસો) માં ખતમ થઈ શકે છે.

(લામિઉદ્ દુરારી : ૧ / ૧૨૬, મબ્સૂત : ૩ / ૨૧૭, ઈનાયહ શર્હે હિદાયહ : ૪ / ૧૮૬)

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) ના નજીક ૬૦ દિવસમાં ઈદ્દત ખતમ થઈ શકે છે અને સાહિબેન (રહ.) (એટલે કે ઈમામ અબૂ યૂસુફ રહ. અને ઈમામ મુહમ્મદ રહ.) ના નજીક તો ૩૯ દિવસમાં પણ ઈદ્દત પૂરી થઈ શકે છે. (શામી : ૨ / ૮૪૩)

મતલબ કે ઈદ્દત પૂર્ણ થવા માટે ત્રણ હેઝનું આવવું જરૂરી છે. ભલે જલ્દી હોય કે મોડેથી.

અને જયારે નિકાહ સહીહ થઈ ગયા તો છોકરી પણ પતિની થઈ, તેમાં શંકાની કોઈ વાત નથી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) ઈદ્દતમાં નિકાહ અને મંગણી જાઈઝ નથી

**સવાલ (૨૪૧૨) :** મારી છોકરીને ત્રણ તલાક થઈ ગઈ છે અને તલાકને લગભગ એક મહીનો થઈ ગયો છે, એક જગ્યાએ રિશ્તાની વાત ચાલી રહી છે, અમે ચાહિયે છે કે તેનો વહેલી તકે નિકાહ કરી નાંખીએ. કેમકે છોકરી કાબૂ બહાર છે, જો તે કોઈ ગલત હરકત કરી બેસશે તો અમારી ઈજ્જતની પથારી ફરી જશે.

માટે રિશ્તો નક્કી થતાં જ તરત ઈદ્દતમાં જ તેના નિકાહ કરી નાંખીએ તો ગુંજાઈશ છે કે નહીં. અથવા ઈદ્દત પુરી કરવી જરૂરી છે, જવાબ આપી મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

એવી સ્ત્રી જેને તલાક થઈ હોય અને તે ગર્ભવતી ન હોય અને તેને હેઝ આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ હેઝ છે. (મજમઉલ અન્હુર : ૧ / ૪૬૪) અને જયાં સુધી ઈદ્દત પૂર્ણ ન થાય, તેના બીજી જગ્યાએ નિકાહ કરવા દુરુસ્ત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૨૮૦) અને સવાલમાં લખવા મુજબ તલાક આપવાને એક મહિનો થઈ ગયો છે, તો એક હેઝ પુરું થઈ ગયું હશે, માટે હવે બે હેઝ ખતમ થવાની રાહ જુએ, ત્યાર પછી બીજા નિકાહ કરવા જાઈઝ છે, આથી પહેલા નિકાહ કોઈ પણ હાલતમાં જાઈઝ નથી. બલકે ઈદ્દતના સમયગાળા દરમિયાન નિકાહ વિશે વાતચીત કરવી પણ નાજાઈઝ છે. માટે જયાં સુધી ઈદ્દત ખતમ ન થાય ત્યાં સુધી તેના રિશ્તા વિશે કોઈ જગ્યાએ વાત ન ચલાવે, કારણ કે આ જાઈઝ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) ઈદ્દત દરમિયાન બીજા નિકાહ હરામ છે

સવાલ (૨૪૧૩) : મારી છોકરીને તેના પતિએ તલાક આપી દીધી છે અને અત્યારે ઈદ્દતના દિવસો ચાલે છે, મેં બીજી જગ્યાએ રિશ્તો શોધ્યો છે, કારણ કે છોકરીનો ખરાબ રવાડે ચઢી જવાનો ભય રહે છે. એટલે મારો ઈરાદો છે કે હું તેનો વહેલી તકે બીજી જગ્યાએ રિશ્તો જોડી દઉં, જેથી મારી ઈજ્જત જળવાઈ રહે, પરંતુ હજુ તેની ઈદ્દત ખતમ થઈ નથી, તો શું હું તેની ઈદ્દત પુરી થતા પહેલા તેની શાદી કરાવી શકું છું ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો તમારી છોકરીને તલાક થઈ છે અને તે ગર્ભવતી નથી અને તેને હૈઝ આવે છે તો તેની ઈદ્દત ત્રણ હેઝ છે, જયાં સુધી તેની ઈદ્દત પૂરી ન થાય ત્યાં સુધી બીજી જગ્યાએ નિકાહ કરવા દુરુસ્ત નહીં થાય. એ જ પ્રમાણે ઈદ્દતના દિવસોમાં બીજા નિકાહની વાતચીત કરવી પણ દુરુસ્ત નથી, બલકે હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઈદ્દતનો ખર્ચ અને તેની મુદ્દત

**સવાલ (૨૪૧૪) :** એક છોકરીને તેના પતિએ તંદુરસ્તીની હાલતમાં ત્રણ તલાક આપી છે, અને શાદી વખતે છોકરીના બાપ તરફથી આપેલ પલંગ, ખુરસીઓ અને બીજો સામાન તેણે પાછો આપી દીધો છે, તેમજ મહેરના એક સો સાડા સત્તાવીસ રૂપિયા પણ પરત કરી દીધા છે, પરંતુ ઈદ્દતનો ખર્ચ અને છોકરીના પિતા પાસેથી લીધેલ કરજની રકમ તેને પરત કરી નથી, દોઢ મહિનાનો વાયદો છે, તો શું તે ઓરતને તલાક થઈ જશે કે નહીં ? જો પતિ દોઢ મહિના પછી ઈદ્દતનો ખર્ચ ન આપે, તો શું કરવું જોઈએ ? તેમજ ઈદ્દતનો ખર્ચ કેટલો લેવો જોઈએ ? અત્યારે સરકારી કાનૂન પ્રમાણે ઈદ્દતનો ખર્ચ અને ઈદ્દત પછીનો ખર્ચ લઈને ફાયદો ઉઠાવી શકાય છે કે નહીં ? ઉપરાંત ઈદ્દતની મુદ્દત કેટલા મહિના ગણવામાં આવે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં ઓરતને ત્રણ તલાક થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૫) ઓરત હલાલો કર્યા વગર પોતાના પહેલા પતિ માટે હલાલ નહીં થાય. હલાલો સહીહ થવા માટે ઈદ્દતનો ખર્ચ, કરજ અને મહેરની રકમનું તત્કાલ પરત કરવું જરૂરી નથી.

(બુખારી : ૨ /૮૦૧,હદીસ નં. ૫૩૧૭, મિર્કાતુલ મફાતીહ : ૫ / ૨૧૪૯, હદીસ નં. ૩૨૯૫)

જો પતિ ઈદ્દતનો ખર્ચ ઓરતને ન આપે તો પત્ની કોર્ટનો સહારો લઈ ખર્ચ વસૂલ કરી શકે છે, સૌથી પહેલા આપ ઓરતના નામથી મહેર અને ઈદ્દતના ખર્ચની માંગણીની ફરિયાદ આપી દો, (કોર્ટ જરૂરી કાર્યવાહી જાતે કરશે.)

ઈદ્દતનો ખર્ચ ૧૨૫ રૂપિયાથી લઈ ૧૫૦ રૂપિયા સુધી લઈ શકાય છે, ઈદ્દત દરમિયાન ખર્ચ લેવો પત્નીનો હક છે, પરંતુ ઈદ્દત પતિના ઘરે ગુજારે, અને ઈદ્દત પછી ભરણપોષણનો ખર્ચ દેશના કાનૂન પ્રમાણે લઈ તેનાથી ફાયદો ઉઠાવવો બિલ્કુલ જાઈઝ નથી, હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

જો ઓરત ગર્ભવતી હોય, તો ઈદ્દતની મુદ્દત બાળકની પૈદાઈશ (પ્રસૂતિ –ડિલેવરી) સુધી છે. એટલે બાળક પેદા થવાથી તેની ઈદ્દત (પણ) પૂરી થઈ જશે. અને જો (તલાકવાળી ઓરત) સગર્ભા ન હોય અને તેને હૈઝ આવતું હોય તો ત્રણ હૈઝ પુરા થવાથી તેની ઈદ્દત પુરી થશે અને જો સગર્ભા ન હોય અને ન તો તેને મોટી ઉમર થવાને કારણે હૈઝ આવતું ન હોય, તો તેની ઈદ્દત ત્રણ મહીના છે. (હિદાયહ ફી

શર્હે બિદાયહ : ૨ / ૨૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) બીજા પતિની તલાક પછી બે હેઝ આવે, ત્યાર પછી સતત પાંચ મહિના તોહર (પાક) રહી

**સવાલ (૨૪૧૫) :** મેં મારી પત્નીને ત્રણ તલાક આપી હતી, તેના પછી તેણે બીજા માણસ સાથે શાદી કરી, સંભોગ કરી તેણે તલાક આપી દીધી, તલાકને લગભગ નવ મહિના થઈ ગયા છે, એ સમય દરમિયાન તેને માત્ર બે જ વખતે હેઝ આવ્યું છે. ચાર મહિનામાં બે વખત હેઝ આવ્યું છે, અને ત્યાર પછી સતત પાંચ મહિના પુરા થઈ ગયા પરંતુ હજુ સુધી ત્રીજું હેઝ આવ્યું નથી, તો શરીઅતનો કાયદો તો ત્રણ મહિનાનો છે, અને ત્રણ હેઝનો પણ છે, અત્યાર સુધી નવ મહિના થઈ ચુકયા છે, અને માત્ર બે હેઝ આવ્યા છે, તો હવે બીજા નિકાહ કરવા વિશે શું કરવામાં આવે ? શરીઅતના હુકમ પ્રમાણે જવાબ આપશો.

એવું પણ બને છે કે ઓરતની ઉમર વધારે હોવાથી હેઝ કુદરતી રીતે બંધ થઈ જાય છે, તો હવે હેઝ બિલકુલ ન આવે તો કયાં સુધી તેનો ઈન્તિઝાર કરવામાં આવે ? નવ મહિના પુરા થઈ ચુકયા છે, તો શું નવા નિકાહ કરી લેવામાં આવે ? અથવા હજુ પણ ત્રીજા હેઝની રાહ જોવી પડશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપને મસ્અલો સમજવામાં ભૂલ થઈ રહી છે. અલબત્ત આપના સવાલનો જવાબી ખુલાસો નીચે પ્રમાણે છે :

જે ઓરતને લાંબા સમય પછી હેઝ આવતું હોય, તો જરૂરતના મોકા પર નવ મહિના વિતી જવાથી તેની ઈદ્દત પુરી થઈ જશે. પરંતુ પૂછેલ મસ્અલામાં ઓરતને જો કે બે વખત હેઝ આવી ચુકયું છે. જેથી હજુ એક મહિનો વધુ ઈન્તિઝાર કરી દસ મહિના પૂરા કરી લે. ત્યાર પછી નિકાહ કરવા જાઈઝ થશે. (શામી : ૨ / ૮૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) મક્કા મુકર્રમામાં પતિના ઈન્તિકાલ પર ઓરતની ઈદ્દતનો હુકમ

**સવાલ (૨૪૧૬) :** હું હજ પઢવા ગયો હતો, મારી સાથે મારી વાલિદા, માસી, ફોઈ, મારી છોકરી, મારી પૌત્રી, નવાસી અને મારી પત્ની હતાં. બધી મળીને કુલ સાત ઓરતો થઈ, હજનો એહરામ બાંધી અમે આઠ સભ્યો મક્કા મુકર્રમા પહોંચ્યા.

હવે માની લો કે મારી જિંદગી પુરી થઈ જાય અથવા તો હજથી ફારિગ થયા પછી પૂરી થઈ જાય, તો આ બંને સૂરતોમાં આ ઓરતોએ શું કરવું જોઈએ ? વિગતથી જવાબ આપશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

જયારે પતિ–પત્ની બંને સફરમાં હોય અને પતિનું મૃત્યુ થઈ જાય, અને જો તમે તમારા વતનથી પંચોતેર (૭૫) કિ.મી. ની અંદર હોય તો આ સૂરતમાં ઓરત પોતાના પતિના ઘરે આવીને ઈદ્દત ગુજારશે અને જો પંચોતેર કિ.મી. થી વધારે દૂરી પર હોય, પરંતુ હજુ મક્કા મુકર્રમા અથવા મદીના મુનવ્વરા પહોંચ્યા નથી તો આ સૂરતમાં પણ પોતાના વતન પરત આવી જાય.

હાં, જો પતિનું મૃત્યુ થયું ત્યારે તે મક્કા મુકર્રમા અથવા મદીના મુનવ્વરામાં મુકીમ હતા, તો ત્યાં જ ઈદ્દત ગુજારે, આ બહેતર તરીકો છે, અલબત્ત સાહિબૈન (ઈમામ અબૂ યૂસુફ રહ. અને ઈમામ મુહમ્મદ રહ.)ના કથન મુજબ જો તેની સાથે કોઈ મહરમ હાજર હોય તો ઈદ્દત ગુજાર્યા પહેલા પણ સફર કરીને પોતાના પતિના ઘરે પાછા આવવું જાઈઝ છે. (મજમઉલ અન્હુર : ૪૭૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઓરત પોતાની ઈદ્દતના દિવસો ક્યાં ગુજારશે ?

**સવાલ (૨૪૧૭) :** મેં મારી પત્નીને પુરી ત્રણ તલાકો આપી છે, તો તેની ઈદ્દત કેટલી છે ? ઉપરાંત તેણે પોતાની ઈદ્દતના દિવસો કયાં ગુજારવાના રહેશે ? મારા ઘરે અથવા તેના પિતાના ઘરે ? તેમજ આવી ઈદ્દતવાળી ઓરત એક ગામથી બીજે ગામ સફર કરી શકે છે કે નહીં ? અથવા ઈદ્દતના દિવસો પુરા થતા સુધી તેણે એક જ જગ્યાએ રહેવું પડશે ? કારણ કે આજકાલ ઘણી વખતે એવું થાય છે કે ઓરત ઈદ્દતમાં હોવા છતાં એક ગામથી બીજે ગામ જાય છે. દા.ત. અમુક દિવસો માટે પોતાના કાકાના ઘરે, અમુક દિવસો પોતાના મામાને ત્યાં અને અમુક દિવસો પોતાની ફોઈને ત્યાં ચાલી જાય છે, આ રીતે ઓરત પોતાની ઈદ્દતના દિવસો આમ તેમ ફરી ફરીને પુરા કરી લે છે તો શું આ જાઈઝ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઈદ્દતના દિવસોમાં ઓરતે પોતાના ઘરેથી બહાર નીકળવું જાઈઝ નથી, જયાં તે રેહતી હતી ત્યાં જ તે પોતાની ઈદ્દત પુરી કરે, ત્રણ તલાકમાં તો જયાં સુધી તે

ઈદ્દતમાં છે, તેના માટે બનાવ શણગાર કરવું, ઘરેણા પહેરવા, ખૂશ્બુ લગાવવી, બારીક કાંસકીથી માથાના વાળમાં કાંસકી કરવી, અને જરૂરત વગર તેલ વગેરે લગાડવું પણ જાઈઝ નથી. (શામી : ૨ / ૬૧૭)

માટે પૂછેલ સૂરતમાં ઓરતે ઈદ્દતના દિવસોમાં પોતાના ઈદ્દતના મકાનને છોડી કાકા, મામા અને ફોઈને ત્યાં જવું જાઈઝ નથી., હા, અલબત્ત જો પતિ નાલાયક હોય અને તેના ઘરમાં ઈદ્દત ગુજારવાના કારણે હરામકારીમાં ફસાય જવાનો ખતરો હોય, તો મજબૂરીના દરજામાં તેના માટે પોતાના પતિના મકાનને છોડી બીજાને ત્યાં જવામાં કોઈ વાંધો નથી.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૩૫–૫૩૭)

નોંધ : સવાલમાં એ પણ છે કે "મેં મારી પત્નીને પુરી ત્રણ તલાકો આપી છે, તો તેની ઈદ્દત કેટલી છે ?

જવાબ એ છે કે જો ત્રણ તલાક આપી હોય અને સગર્ભા હોય તો તેની ઈદ્દત ડિલેવરી સુધી છે. જો હૈઝ આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ હૈઝ છે અને જો હૈઝ ન આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ મહિના છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૩૫, ૫૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ઓરત પોતાની ઈદ્દત કયાં ગુજારે ?

**સવાલ (૨૪૧૮) :** ઓરતે પોતાની ઈદ્દત કયા ગુજારવી જોઈએ ? પતિના મકાન પર અથવા પિયરમાં પોતાના વાલિદૈનના મકાન પર ? જો પતિના ઘરે ઈદ્દત ન ગુજારી શકે તો તેની ઈદ્દતનો ખર્ચ આપવામાં આવશે કે નહીં ? આવશે તો કેટલો આપવામાં આવશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકથી પહેલા ઓરત જે ઘરમાં રહેતી હતી, તે જ ઘરમાં ઈદ્દત ગુજારવી જરૂરી છે. ભલે પતિનું મકાન હોય કે તેના પોતાના માતા–પિતાનું.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૫)

એટલા માટે કે અમુક વખતે પતિ પોતાની પત્નીના હક્કો બરબાદ કરવા માટે તેને પોતાના વાલિદૈનના ઘરે મોકલી આપે છે, ઓરત પોતાના પતિના ઘરે પરત જવા માટે રાજી હોય છે, તેમ છતાં પતિ તેને પોતાના ઘરે પાછી બોલાવતો નથી, જો એવી હાલત હોય કે ઓરત માતા – પિતાના ઘરે હોય અને તેને તલાક આપવામાં

આવે, તો ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ ઓરત માટે પતિ પર વાજિબ થશે, કારણ કે તેના તરફથી નાફરમાની જોવા મળી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

અને ખર્ચની મિકદાર મધ્યમ રહેશે, જેમાં તેની જીવન જરૂરિયાતની વસ્તુઓ શામેલ છે. (મબ્સૂત : ૫ / ૧૮૨)

જો ઓરતને હેઝ આવતું હોય, તો ત્રણ હેઝ સુધી અને હેઝ આવતું નથી તો ત્રણ મહિના સુધી અને સગર્ભા છે તો બાળકની પેદાઈશ (પ્રસૂતિ) સુધી ભરણ પોષણ ખર્ચ વાજિબ થશે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

જો પત્ની નાફરમાન છે, તો પતિના જિમ્મે ભરણપોષણ ખર્ચ વાજિબ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

પરંતુ પતિ માટે પણ જરૂરી છે કે ગલત અને જુઠા બહાના કરી ઓરતના હક્કો બરબાદ ન કરે. (બુખારી : ૨ / ૭૭૯, હદીસ નં. ૫૧૮૫–૫૧૮૬, મિન્હાજ : ૧૦ / ૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ઓરત અને વફાતની ઈદ્દત

**સવાલ (૨૪૧૯) :** પતિ પત્ની શાદીમાં મુંબઈથી વરેઠી આવ્યા, વરેઠીમાં પતિનું મૃત્યુ થઈ ગયું, તેમનું મકાન મુંબઈમાં પણ છે અને વરેઠીમાં પણ છે. (બંને જગ્યાએ છે.) તો ઓરત તેની ઈદ્દત કયાં ગુજારશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિના મૃત્યુ સમયે બંને પતિ – પત્ની જયાં રહેતા હતા, અને તે મકાન પતિનું છે, તો તે મકાનમાં તેણે પોતાની ઈદ્દત ગુજારવી પડશે. માટે પૂછેલી સૂરતમાં વરેઠીવાળું મકાન જો પતિનું છે, તો તે જ મકાનમાં તેણે ઈદ્દત ગુજારવી પડશે. (જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૦, બહરુર્રાઈક : ૪ / ૧૬૬) તે જગ્યાએથી ઈદ્દત ગુજાર્યા વગર નીકળી જવું જાઈઝ નથી. અલબત્ત જરૂરત વખતે પોતાના આ મકાનને છોડી બીજી જગ્યાએ ઈદ્દત ગુજારવા માટે જવું જાઈઝ છે. દા.ત.મકાન પડી જવાનો ખતરો હોય, અથવા ઈજ્જત આબરૂ લુટાવવાનો ખતરો હોય, અથવા ભાડાનું મકાન હોવાને લીધે ભાડું ભરવાની શકિત ન હોય વગેરે, તો આ બધી સૂરતોં માં પોતાના મકાનને છોડી બીજા મકાનમાં ચાલ્યું જવું જાઈઝ છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૩૫, ૫૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) ઓરત પોતાના પતિના મૃત્યુ પછી ઈદ્દત ક્યાં ગુજારશે ?

**સવાલ (૨૪૨૦) :** એક ઓરત પોતાની અવલાદ સાથે અંકલેશ્વર શહેરમાં પોતાના માલિકીના મકાનમાં રહે છે, તેનો પતિ સઉદી અરબિયામાં રહેતો હતો, ત્યાંથી તેના પતિના મૃત્યુની ખબર આવી, પતિનું મૂળ વતન આલૂંજ છે, જયારે પતિના મૃત્યુની ખબર આવી તો રિશ્તેદારો તે ઓરતને અંકલેશ્વરથી આલૂંજ લઈ આવ્યા. જયારે કે અંકલેશ્વરમાં તેનું પોતાનું મકાન પણ છે, અને તે ઓરત પોતાના સાસુ – સસરાથી અલગ રહે છે.

હવે સવાલ એ છે કે આ ઓરતને ઈદ્દત કયાં ગુજારવી પડશે, જો તે આલૂંજમાં પોતાની ઈદ્દત ગુજારે તો તેના બાળકોની તાલીમનું ઘણું નુકસાન થાય એમ છે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઓરત અંકલેશ્વરમાં રહે છે અને આપના લખાણ પ્રમાણે પોતાના જાતી એટલે કે પતિના મકાનમાં રહેતી હતી. તો પતિના મૃત્યુ પછી તેણે પોતાની ઈદ્દત અંકલેશ્વરમાં ગુજારવી જોઈએ. એટલા માટે કે આ તેના પતિનું વારસાઈ મકાન છે, જેમાં તેનો પણ વારસાઈ હક ઓછામાં ઓછો આઠમો હિસ્સો હશે. (સૂરએ નિસાઅ : ૧૨) જેથી ઓરતે પોતાની ઈદ્દત પતિના જ મકાનમાં એટલે કે અંકલેશ્વરમાં ગુજારવી જોઈએ. (જવહિરતુન્નય્યિરહ : ૨ / ૧૪૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) ઈદ્દત દરમિયાન ઓરતનું ઘરની બહાર જવું

**સવાલ (૨૪૨૧) :** જો ઓરત તલાક પછી ઈદ્દતના દિવસોમાં પોતાના રિશ્તેદારો અને સંબંધીઓના ઘરે મહેમાન જવા ચાહે, તો જઈ શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દત દરમિયાન જે ઘરમાં તલાક આપવામાં આવી, ત્યાં રહેવું જરૂરી છે, અલબત્ત જો ગુનાહમાં ફસાય જવાનો ખતરો હોય, તો પોતાના પિતાના ઘરે આવી શકે છે, શરઈ ઉઝર વગર બીજે કયાં પણ જવું જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૩૫–૫૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) ઈદ્દતની ઓછામાં ઓછી અને વધુમાં વધુ મુદ્દત શું છે ?

**સવાલ (૨૪૨૨) :** કોઈ ઓરતને જયારે તેના પતિએ તલાક આપી હોય, તો શરીઅતના કાનૂન પ્રમાણે ઈદ્દત ખતમ થયા પછી બીજો નિકાહ કરી શકે છે. તો ઈદ્દતની વધુમાં વધુ અને ઓછામાં ઓછી મુદ્દત શું છે ? આ વિશે શરઈ માર્ગદર્શન આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

દરેક ઓરતની ઈદ્દતની મુદ્દત સરખી હોતી નથી, બલકે તેની તફસીલ એ છે કે જો ઓરતને હૈઝ આવે છે, અને તે તલાક પછી ગર્ભવતી નથી, તો ત્રણ હેઝનું ગુજરવું તેની ઈદ્દત શુમાર થશે. (તફસીરે કુર્આન ઈબ્ને કષીર : ૧ / ૬૦૬, સૂરએ બકરહ : ૨૨૮) તેમાં ઈમામ અબૂ હનીફા (રહ.) ની નજીક ઓછામાં ઓછી મુદ્દત બે મહીના અથવા સાઈઠ દિવસની છે. (લામિઉદ્દ દુરારી : ૧ / ૧૨૬, ઈનાયહ શર્હે હિદાયહ : ૪ / ૧૮૬) જો ઓરતની એટલી ઉંમર થઈ ચુકી છે કે તેને હૈઝ નથી આવતું તો તેની ઈદ્દત ત્રણ મહીના છે.(મજમઉલ અન્હુર : ૧ / ૪૬૫) અને જો ઓરત સગર્ભા છે, તો તેની ઈદ્દત બાળકની પેદાઈશ (પ્રસુતિ) છે. ( મુસ્લિમ : ૧ / ૪૮૬, હદીસ નં. ૫૭–૧૪૮૫, બુખારી : ૨ / ૮૦૧, હદીસ નં.૫૩૧૯, ૫૩૨૦, તબ્યીનુલ હકાઈક : ૩ / ૨૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) ઈદ્દત વાજિબ થવાની હિકમત શું છે ?

**સવાલ (૨૪૨૩) :** ઈસ્લામી શરીઅતમાં ઈદ્દત વાજિબ થવાની હિકમત અમારા જાણ પ્રમાણે આ જ છે કે ઓરત ગર્ભવતી છે કે નહીં ? એ વાતની ખબર પડે, તો શું આ સહીહ છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ હિકમત સિવાય બીજી પણ ઘણી હિકમતો ફુકહાએ કિરામે બયાન કરી છે, દા.ત. તલાકે રજઈ આપવામાં આવી હોય તો ઈદ્દત દરમિયાન પતિને રુજૂઅ કરવાનો હક પ્રાપ્ત હોય છે, તેમાં આ ફાયદો છે કે જો જલ્દબાજીથી તલાકનો ફેસલો કરી લીધો છે, તો ફરીવાર તે નિર્ણય પર વિચાર કરી શકે છે, પરંતુ ધ્યાનમાં રહે કે શરીઅતના હુકમોની હિકમત જો આપણે સમજમાં ન પણ આવે, તો એક મોમિન બંદાની ઈતાઅત (આજ્ઞાપાલન)ની શાન આ છે કે તે આ બધા (આદેશો) ને આનાકાની કર્યા વગર માની લે અને તેના પર અમલ કરતો રહે, અને પોતાની

સમજમાં આવનાર હિકમતો પ્રમાણે હુકમમાં બદલાવ કરવો દુરુસ્ત નથી. (રહમતુલ્લાહિલ વાસિઅહ : ૫ / ૧૬૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) આઠ અથવા દસ દિવસ પતિની પાસે રહયા પછી તલાકની સૂરતમાં કેટલી ઈદ્દત ગુજારવી પડશે ?

**સવાલ (૨૪૨૪) :** એક છોકરીના નિકાહ એક વર્ષ પહેલા થયા હતા, તે તેની સાસરીમાં માત્ર આઠ અથવા દસ દિવસ સુધી રહી, પછી તે પોતાના પિયર ચાલી આવી, ત્યારથી લઈ આજ સુધી પોતાના પિયરમાં જ રહે છે, અને પિયરમાં રહેવા દરમિયાન જ તલાક લઈ લેવામાં આવી છે, તો એ છોકરીએ કેટલી ઈદ્દત ગુજારવી જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પતિની સાથે થોડી વાર માટે પણ એકાંત થયું હોય, તો ઈદ્દત ગુજારવી વાજિબ છે, ઈદ્દત ગુજાર્યા વગર બીજા નિકાહ કરવા દુરુસ્ત નથી. પરંતુ જયારે કે તમારા કહેવા પ્રમાણે કે એક વર્ષથી તે ઓરત પિયરમાં જ છે, તો જાહેર વાત છે કે તેની ઈદ્દત ખતમ થઈ ગઈ હશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) કાનૂની જરૂરતને લીધે ઈદ્દતના દિવસોમાં સફર કરવો

**સવાલ (૨૪૨૫) :** અમારા વાલિદ સા.ની વફાત પછી અમારી વાલિદા અત્યારે ઈદ્દતમાં છે. તેમને કેનેડા જવા માટે ઈન્ટરવ્યું માટે મુંબઈ બોલાવવામાં આવી છે. અને ઈન્ટરવ્યુંના દિવસ સુધી ઈદ્દત ખતમ થતી નથી. તો શરઈ એતિબારથી તેમને સફર કરવાની ગુંજાઈશ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વફાતની ઈદ્દત દરમિયાન ઓરત ઘરની બહાર નીકળી શકતી નથી, સખ્ત તંગી અને ભૂખમરો ચાલી રહયો હોય અને કોઈ પણ ખર્ચની વ્યવસ્થા ન હોય, તો મજૂરી વગેરે માટે દિવસે બહાર નીકળી શકે છે. અથવા બીમાર હોય તો ઈલાજ માટે નીકળી શકે છે, સફર કરવાની ઈજાઝત બિલકુલ નથી, માટે ઈન્ટરવ્યું માટે પણ સફર કરી શકતી નથી, કેનેડા પર્યટન માટે જવું તબઈ જરૂરિયાતમાંથી નથી, જેથી તેના માટે ઈન્ટરવ્યું આપવું પણ જરૂરતમાં દાખલ નથી. તમારે જોઈએ કે કોશિશ કરી ઈન્ટરવ્યુની તારીખ લંબાવી દો.

જો કોઈ શારીરિક જરૂરત એવી છે કે તેના માટે સફર સિવાય કોઈ રસ્તો ન હોય, દા. ત. ઓરતની ઉંમર વધારે હોવાના કારણે અથવા માઝૂરીના કારણે જાતે કોઈ કામ કરી શકતી નથી, ખાવું રાંધવું, ગુસલ કરવું, અને કપડા ધોવા વગેરે તમામ કામોમાં તે બીજાની મોહતાજ છે, અને તેની વ્યવસ્થા ઘર બેઠા થઈ શકતી નથી તો સફર કરવાની ઈજાઝત છે. (શામી : ૩ / ૫૨૬, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) તલાકે રજઈની ઈદ્દત પછી ઓરતે બીજા નિકાહ કરવા

**સવાલ (૨૪૨૬) :** અમે અમારી છોકરીની તલાક બાબતે આપથી સવાલ પૂછયો હતો, પરંતુ જવાબ અમારી સમજમાં આવ્યો નથી. માટે બીજી વાર તમને તકલીફ આપી રહયા છીએ. માફ ફરમાવશો. જવાબમાં આપે લખ્યું હતું કે નસીમા જો ઈદ્દત પૂરી થતા પહેલા અલગ થવા ચાહે તો તે નિકાહમાં રહેશે, ઈદ્દત ખતમ થયા પછી તે કોઈ પણ મર્દ સાથે નિકાહ કરી શકે છે, જયારે કે અમે તો તલાક જ ચાહતા હતા.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દત પુરી થઈ ગયા પછી તો બીજા નિકાહ કરવામાં કોઈ વાંધો જ નથી. (સૂરએ બકરહ : ૨૩૨) પરંતુ ઉપરોકત ઈદ્દત જો કે તલાકે અહસન (રજઈ)ની ઈદ્દત છે. જેમાં પતિને ઈદ્દત દરમિયાન રુજૂઅનો (તલાક પાછી ખેંચવાનો) ઈખ્તિયાર હોય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૪૭૦, હિદાયા ફી શર્હે બિદાયહ : ૨ / ૨૫૪) માટે જો પતિ ઈદ્દત દરમિયાન રુજૂઅ કરી લે અને તેના રુજૂઅ કરવાનો કોઈ સુબૂત પણ હોય તો નિકાહ બાકી રહેશે, જો રુજૂઅ પર કોઈ સાબિતી ન હોય અને ગાલિબ ગુમાન હોય કે રુજૂઅ કરવામાં આવ્યું નથી, તો હવે કારણ અને દલીલ વગર શંકા કરવાની કોઈ જરૂરત નથી. ઈદ્દત ખતમ થયા પછી આપની છોકરીના બીજા નિકાહ દુરુસ્ત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ઈદ્દત દરમિયાન ઓરત માટે પડદો કરવો

**સવાલ (૨૪૨૭) :** અમારી છોકરીને તલાક થઈ છે, તલાકથી પહેલા ૧૮ મહિનાથી અમારા ઘરે હતી, ત્યાર પછી તલાક થઈ છે, અમારા અમુક સંબંધીઓ એટલે કે માસી અને મામાના છોકરા વગેરે અમારા ઘરે આવે છે, તો શું અમારી છોકરી માટે તેમનાથી ઈદ્દત દરમિયાન પડદો કરવો જરૂરી છે ? અને ઈદ્દત કેટલી ગુજારવી

પડશે?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

તલાકવાળી ઓરતને જોઈએ કે તે પોતાના પતિના ઘરમાં ઈદ્દત ગુજારે, જો તલાક વખતે ઓરત પોતાના પિયરમાં હોય તો પણ તેણે જોઈએ કે તલાક પછી ઈદ્દત ગુજારવા માટે પોતાના પતિના ઘરે જાય, પરંતુ વિકટ પરિસ્થિતિને કારણે પિતાના ઘરે રહેવા ચાહે તો કોઈ વાંધો નથી. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૩૬, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૫) ઈદ્દત દરમિયાન પણ ઓરત માટે દરેક ગેર મહરમથી પડદાનો હુકમ તે જ છે જે સામાન્ય હાલતમાં હોય છે. માટે માસી અને મામાના છોકરાઓથી પણ પરદો કરવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૩૫)

તલાક પછી ત્રણ હેઝ ખતમ થતા સુધી ઓરતની ઈદ્દત રહેશે અને જો ઓરત ગર્ભવતી છે, તો તેની ઈદ્દત બાળકની પેદાઈશ થવાથી પુરી થશે. (મુસ્લિમ : ૧ / ૪૮૬, હદીસ નં. ૫૭ – ૧૪૮૫, બુખારી : ૨ / ૮૦૨, હદીસ નં. ૫૩૧૯, ૫૩૨૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) પતિની વફાત પછી પત્નીએ પોતાના પિયરમાં ઈદ્દત ગુજારવી

**સવાલ (૨૪૨૮) :** એક વિધવા ઓરતે પોતાના પતિના મૃત્યુ પછી તેના ઘરે માત્ર સવા મહિના સુધી ઈદ્દત ગુજારી, ત્યાર પછી તેના રિશ્તેદારો આગ્રહ કરી ઓરતને પોતાના ઘરે એમ કહી લઈ ગયા કે અમે અમારા ઘરે તેની ઈદ્દત પૂરી કરાવીશું. જોકે છોકરીના રિશ્તેદારો અને મૃત્યુ પામનાર પતિના રિશ્તેદારો પરસ્પર નજીકના રિશ્તેદારો હતા. માટે તે ઓરતના રિશ્તેદારોનું કહેવું છે કે બંને ઘરો તેના માટે (તો) બરાબર છે, ચાહે અમારા ઘરે ઈદ્દત ગુજારે તેમાં શું વાંધો છે ? જયારે તેમને શરીઅતના હુકમ પ્રમાણે એમ કહેવામાં આવ્યું કે જો તમે તમારી છોકરીને તમારી સાથે લઈ જશો અને તેના પતિના ઘરે ઈદ્દત ગુજારવા નહીં દો તો ગુનેહગાર થશો, તો તેમણે જવાબ આપ્યો કે ગુનોહ અમોને થશે તમને નહીં થાય. તો આ રીતે જવાબ આપનાર વિશે શરીઅતનો હુકમ શું છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

વિધવા ઓરત માટે જરૂરી છે કે તે ઈદ્દત પોતાના પતિના ઘરે ગુજારે, અને સખત મજબુરી વગર તે ઘરને ન છોડે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૩૬) ઈદ્દત વિશે શરીઅતનો હુકમ ઘણો સખત અને સ્પષ્ટ છે, અહીંયા સુધી કે જો પત્ની

સફરમાં છે અને એ જ હાલતમાં તેને તેના પતિની વફાતની ખબર મળે તો તેના પર જરૂરી છે કે તે જે જગ્યાએ છે, ત્યાં રોકાય જાય, અને ત્યાં ઈદ્દત પુરી કરે.

(બહરુર્રાઈક : ૪ / ૧૬૮)

માટે કારણ વગર પત્નીના રિશ્તેદારો તેને પોતાના ઘરે લઈ જશે તો ગુનેહગાર થશે, દુનિયામાં આ કહેવું ઘણું આસાન છે કે તેનો ગુનોહ અમને થશે, પરંતુ વિચારવું જોઈએ કે આ ગુનાહના અઝાબને સહન કરવું મામૂલી નથી, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) તલાકવાળી ઓરત પતિના ઘરે ઈદ્દત ગુજારશે

સવાલ (૨૪૨૯) : એક માણસે પોતાની પત્નીને તલાક આપી દીધી, હજુ તેને ઈદ્દત ગુજારવાની બાકી છે અને પત્નીનો તેના માતા – પિતા સાથે કોઈ સંબંધ નથી, તો શું તે પોતાના પતિના ઘરે ઈદ્દત ગુજારી શકે છે ? તેની સુરત શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાકવાળી ઓરત માટે જરૂરી છે કે તે પતિના તે ઘરમાં ઈદ્દત ગુજારે જયાં તે રહેતી હતી, પતિ પર તલાકવાળી ઓરતનો ભરણપોષણ ખર્ચ , કપડા અને રહેવાની વ્યવસ્થા કરવી વાજિબ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

પરંતુ તલાકે બાઈન હોય અથવા મુગલ્લઝા, આ બંને સુરતોમાં ઘરમાં તેના માટે એ રીતે રહેવાની વ્યવસ્થા કરવામાં આવે કે બંને (પતિ – પત્ની) માં મિલાપની નોબત ન આવે, અને ગુનાહ કરી બેસવાનો અંદેશો ન રહે, કારણ કે ૩ તલાક આપ્યા પછી ઓરત હલાલા વગર પોતાના પતિ પર હલાલ થશે નહી, એ જ રીતે તલાકે બાઈનમાં નવા નિકાહ કર્યા વગર પોતાના પતિ માટે હલાલ થશે નહીં. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) એવી તલાકવાળી ઓરત જેને ઓપરેશનને લીધે ગર્ભ રહેવાની શકયતા ન હોય, શું તેના માટે પણ ઈદ્દત ગુજારવી જરૂરી છે ?

સવાલ (૨૪૩૦) : ખદીજાને તેના પતિ સુલેમાને પરાયા મર્દ અહમદ સાથે જોઈ લીધી, તો સુલેમાને અહમદ સામે જ ત્રણ તલાક આપી દીધી, ખદીજા (અત્યારે) તેની બહેનના ઘરે છે, અહમદ તેની સાથે શાદી કરવા ચાહે છે, ખદીજાને સુલેમાનથી

બાળક પેદા થયું હતું જેના માટે ઓપરેશન કરવું પડયું હતું, હવે તેને ગર્ભ રહી શકતો નથી. એટલે કે ગર્ભ રહેવાની ગુંજાઈશ નથી તો શું આ સુરતમાં પણ ત્રણ હેઝ ઈદ્દત ગુજારવી જરૂરી છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દત ગુજારવી જરૂરી છે, ઈદ્દત ગુજાર્યા વગર બીજા મર્દ સાથે નિકાહ કરવા હરામ છે. ઈદ્દત ગુજારવા માટે ગર્ભ રહેવાની શકિત વગેરેને દખલ નથી. બલકે તેમાં અનેક હિકમતો છે :

પહેલું હૈઝ ગર્ભની સફાઈ માટે, બીજું હૈઝ એ જાણવા માટે કે પ્રથમ પતિથી ગર્ભ છે કે નહીં ? અને ત્રીજુ હૈઝ આઝાદ ઓરતની ફઝીલત જાહેર કરવા માટે, જો ઈદ્દત દરમિયાન નિકાહ કરી લીધા, તો નિકાહ ફાસિદ થશે, પહેલા પતિનો હક છે કે તલાક પછી ઈદ્દત ગુજારવામાં આવે, કારણ કે તે ખાતૂન તેના જ નિકાહમાં હતી, એટલા માટે તેના પર ઈદ્દતનો ખર્ચ વાજિબ થાય છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૦૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) તલાકવાળી ઓરત ઈદ્દત કયાં ગુજારશે ?

**સવાલ (૨૪૩૧) :** સુલેમાને પોતાની પત્ની ખદીજાને પરાયા મર્દ (અહમદ) સાથે ગલત સંબંધોને કારણે તલાક આપી દીધી. હવે "અહમદ" ચાહે છે કે ખદીજા તે જ (અહમદ) ના ઘરે રહી ઈદ્દત ગુજારે, જેથી તે તેના કંટ્રોલમાં રહે, શું અહમદના ઘરે ખદીજા ઈદ્દત ગુજારી શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પહેલા પતિ સુલેમાનના ઘરે જ ઈદ્દત ગુજારવી જરૂરી થશે. ત્યાંથી ખદીજા માટે નીકળવું હરામ છે, ઈદ્દતના દિવસોમાં ભરણપોષણ અને કપડા વગેરેનો સંપૂર્ણ ખર્ચ પતિ સુલેમાન પર વાજિબ છે. જો તેણે ઈદ્દત પૂરી થતા પહેલા કાઢી મુકી તો ગુનેહગાર થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) ગર્ભવતી ઓરતની ઈદ્દત કેટલી છે અને ઈદ્દતનો ખર્ચ કોના પર અને કેટલો થશે ?

**સવાલ (૨૪૩૨) :** એક માણસે પોતાની પત્નીને તલાક આપી દીધી, તલાક આપેલ ઓરત સગર્ભા છે, તો તેની ઈદ્દત કયારે ખતમ થશે ? ઈદ્દત દરમિયાન ભરણપોષણ

ખર્ચ કેટલો થશે ? પતિની માસિક આવક ૫૦ રૂપિયા છે, ઓરતને ઈદ્દત ગુજારવા માટે મકાન ભાડેથી લઈને આપ્યું છે. શું તેનું ભાડું મર્દ પર જરૂરી છે ? મર્દે ઓરતની અમુક રકમ વાપરી નાંખી છે, તલાકવાળી ઓરતના રિશ્તેદારોનું કહેવું છે કે કંઈ વેચીને એ રકમ અદા કરો, શું આવું વર્તન કરવું ઠીક છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) ડિલેવરી (બાળક પેદા) થવાથી ઈદ્દત પુરી થઈ જશે, ભલે છ મહીના પછી થાય કે એક દિવસ અથવા એનાથી ઓછા દિવસમાં જ ડિલેવરી કેમ ન થઈ જાય. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

(૨) પતિએ ઈદ્દતના દિવસોમાં ખર્ચ આપવો અને રહેવા માટેની વ્યવસ્થા કરવી જરૂરી છે. જો બંને ગરીબ હોય, તો ગરીબીનો ખર્ચ આપવો પડશે. ઓરત માલદાર હોય, તો પણ ગરીબીનો ખર્ચ કાફી થઈ જશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૧૫)

ઉદાહરણથી સમજો ! ગરીબનો ખર્ચ ૨૦ રૂપિયા છે, અને માલદારીનો ખર્ચ ૪૦ રૂપિયા છે. બંને ગરીબ છે તો ૨૦ રૂપિયા ખર્ચ દેવો પડશે, પતિ ગરીબ અને ઓરત માલદાર છે તો મધ્યમ માર્ગ કાઢવો પડશે, અને માસિક ૩૦ રૂપિયા આપવો પડશે. અત્યારે પતિ વીસ રૂપિયા આપશે ૧૦ રૂપિયા તેના પર કરજ રહેશે.

(૩) જો ઓરત ઈદ્દતમાં હોય તો ઘર છોડીને બીજી જગ્યાએ જવું જાઈઝ નથી, પતિના ઘરે ઈદ્દત ગુજારવી જરૂરી છે. મકાન પતિની માલિકીનું હોય કે પછી ભાડાનું હોય.

તલાક આપનારની પાસે એક જ મકાન હોય, તો વચ્ચે આડ (પડદો) કરી લે, અને પડદો નાંખી ત્યાં જ ઈદ્દત પુરી કરે. પરંતુ જો પતિ ફાસિક હોય અને ઓરતને બીક હોય કે મર્દ ગુનોહ કરી બેસશે તો છોકરીવાળાઓ માટે અલગથી મકાન લઈ ઓરતને ત્યાં રાખવી જાઈઝ છે, ભાડું પતિથી વસૂલ કરવું પણ જાઈઝ છે, જો પતિ નેક અને દીનદાર હોય તો ઘર છોડીને જવું અને બીજુ મકાન ભાડેથી લેવું જાઈઝ નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૯)

(૪) જયારે ઓરતે કરજ આપ્યું છે, તો તેને માંગણી કરવાનો અને માંગણી માટે કોઈ વખત નક્કી કરવો જાઈઝ છે. જયારે જરૂરત હોય માંગણી કરી શકે છે. (બદાઈઉસ્સનાઈઅ : ૭ / ૩૯૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) વિધવા ઓરત પોતાના પિયરમાં રહે કે પતિના ઘરે ?

**સવાલ (૨૪૩૩) :** ઝેદની વિધવા ઓરત કયાં રહેશે ? ઝેદના મકાનમાં કે પોતાના પિતાના મકાનમાં ? તેને પોતાના વાલિદની સંપત્તિમાંથી જે મકાનનો અમુક ભાગ મળવાનો છે, તેની તે પોતાના ભાઈઓથી માંગણી કરી શકે છે? તેનો ભાઈ મકાનની જગ્યાએ રકમ આપે અને આ મકાનની જ માંગણી કરે તો તેને આ રીતે માંગવાનો હક છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વિધવાના પિતા જયારે કે હયાત છે, તો તેમના વારસા બાબતે સવાલ કરવાની જરૂરત નથી. જયારે તેમનો ઈન્તિકાલ થઈ જાય ત્યાર પછી સવાલ કરશો, હમણાં "અગર મગર" કરવાની જરૂરત નથી. હમણાં ઝેદને તેના પિતા અહમદની સંપત્તિમાંથી જે કંઈ મળ્યું છે, અને બાકીની જે તેની સંપત્તિ છે, તેમાંથી તેની પત્ની અને છોકરીઓનો જે ભાગ છે, તે સોંપી દે.

ઝેદની વિધવા એ જ મકાનમાં ઈદ્દત ગુજારશે, જયાં તે રહેતી હતી. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



المعتدة عن الطلاق تستحق النفقة والسكنى كان الطلاق رجعيا أو بائنا، أو ثلاثا حاملا كانت المرأة، أو لم تكن كذا في فتاوى قاضي خان

**તર્જુમો :** જે ઓરત તલાકની ઈદ્દત ભરી રહી હોય તે ઓરત ભરણપોષણ અને રહેઠાણ ખર્ચની હકદાર થશે. ભલે પછી તલાકે રજઈ હોય કે તલાકે બાઈન હોય અથવા ત્રણ તલાક હોય, ભલે તે ઓરત ગર્ભવતી હોય કે ન હોય. આવું જ ફતાવા કાઝીખાનમાં છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

# ભરણપોષણ અને રહેઠાણનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# ભરણપોષણ અને રહેઠાણનું બયાન

## (૧) તલાક પછી પતિના જિમ્મે કયો ખર્ચ જરૂરી છે ?

## (૨) બીજા નિકાહ માટે તલાકનું સર્ટિફિકેટ જરૂરી નથી.

**સવાલ (૨૪૩૪) :** બે વર્ષ પહેલા હમીદે પોતાની પત્નીને તલાક આપી દીધી. અને મહેર અને ઈદ્દતનો ખર્ચ પણ આપ્યો, પરંતુ ઓરતે ના પાડી દીધી અને ચાલી ગઈ, હમીદે પોષ્ટથી તે રકમ મોકલાવી, પરંતુ હમીદની પત્નીના ઘરવાળાએ તે રકમ સ્વીકારી નહીં હવે છોકરીવાળાઓએ અદાલતમાં કેસ કર્યો અને ભરણપોષણ ખર્ચ નક્કી કરાવ્યો, પરંતુ તેમણે કેસમાં આ રીતે સાબિત કર્યુ કે તે અત્યારે પણ તેની પત્ની છે. ત્યાર પછી ગામની કમિટીવાળાઓને સમાધાન માટે નીચે દર્શાવેલ માંગણીઓ કરી.

(૧) મહેરના પૈસા (૨) ઈદ્દતનો ખર્ચ (૩) જેટલા વર્ષ તલાકને થયા, તે બધા વર્ષોનો ખાવા – પીવાનો ખર્ચ અને (૪) કેસમાં વકીલનો ખર્ચ વગેરે.

તેમજ ઓરતની સાસરીના એક મૌલાના સાહેબનું કહેવું છે કે તલાક બાબતના બે સર્ટિફિકેટ પણ જોઈશે કે એક પત્નીની પાસે રહે અને એક મસ્જિદ પાસે રહે.

આપથી સવાલ છે કે (૧) તે લોકોની આ પ્રમાણેની માંગણીઓ શરઈ દ્રષ્ટિએ દુરુસ્ત છે કે નહીં ? (૨) એવી રીતે જો કોઈ ઓરત પાસે તલાકનું પ્રમાણપત્ર ન હોય તો શું તે બીજી જગ્યાએ નિકાહ કરી શકે છે ? જયારે કે તલાક વખતે છોકરીની માં પણ હાજર હતી. અને અત્યારે તે તેનો ઈન્કાર કરે છે, તો આ વિશે મુસ્લિમ જમાઅત (કમિટી) ની ફરજો શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પુછેલ સૂરતમાં પતિએ જયારે મૌખિક (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૫૩, તબ્યિનુલ હકાઈક : ૨ / ૧૯૪) અથવા લેખિત તલાક આપી દીધી છે, (તહતાવી અલદ્ દુર્ર : ૨ / ૧૧૧) અને તે જાતે તેનો ઈકરાર પણ કરે છે, (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૧ / ૩૪૮) તો તલાક થઈ જશે. તેના માટે કોઈ ગવાહની પણ જરૂરત નથી (ફતાવા

હિન્દિય્યહ : ૩ / ૨૩૬, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૪૭) ગવાહોની જરૂરત તો ત્યારે હોય છે જયારે કે પતિ તલાકનો ઈન્કાર કરે અને પત્ની તેનો દાવો કરતી હોય, તો જો બે ગવાહો તલાકની ગવાહી આપે તો તલાક થઈ જાય છે.

(મુગ્ની લિ ઈબ્ને કુદામહ : ૭ / ૫૦૩, મસ્અલા નં. ૬૦૫૨)

અને જયારે તલાક થઈ ગઈ, તો મહેર અને ઈદ્દતનો ખર્ચ પતિના જિમ્મે જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) આ સિવાય કોઈ અન્ય ખર્ચ પતિના જિમ્મે નથી. માટે ઈદ્દત પછી વર્ષ, બે વર્ષ અથવા ચાર વર્ષનો ખર્ચ માંગવો જાઈઝ નથી, ઓરત માટે આ (વધારાનો) ખર્ચ લેવો હરામ છે. વર્તમાન સમયમાં તલાકવાળી સ્ત્રીને કોર્ટ જે બિન શરઈ ખર્ચ અપાવે છે, તે ના જાઈઝ છે, તેનું લેવું હરામ છે.

(મુસ્નદ અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮)

(૧) ઈદ્દત પુરી થઈ ગયા પછી ઓરત બીજો નિકાહ કરી શકે છે. પરંતુ સામેવાળાઓએ નિકાહ કરતા પહેલા આ વાતની તહકીક કરી લેવી જરૂરી છે કે તેના પતિએ તલાક આપી છે કે નહીં ? અને ઈદ્દત પુરી થઈ કે નહીં ? અને તેના વિશે ગવાહોની ગવાહી કાફી છે. કાયદેસરથી સર્ટિફિકેટની જરૂરત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) ઈદ્દત પછી દેશના કાયદા – કાનુનથી ફાયદો ઉઠાવી પતિથી ખર્ચ વસૂલવો

**સવાલ (૨૪૩૫) :** એક માણસે પોતાની પત્નીને તલાક આપી દીધી, તેની મહેર અને ઈદ્દતનો ખર્ચ વગેરે પણ આપી દીધો, ત્યાર પછી લગભગ દોઢ વર્ષ પછી તેમણે બીજી શાદી કરી લીધી, પ્રથમ તલાકવાળી પત્નીએ કોર્ટમાં કેસ કરી દીધો અને જજ સાહેબે માસિક ૫૦ રૂપિયા ભરણપોષણ ખર્ચ પેટે આપવાનો હુકમ કર્યો, બે મહીનાથી પતિને પચાસ પચાસ રૂપિયા આપવા પડે છે, તો શું આ ઓરત માટે આ રીતે રૂપિયા પડાવવા જાઈઝ છે ? શરીઅતનો હુકમ શું છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે ઈદ્દત ખતમ થઈ જાય છે, તો પતિના જિમ્મે પતિ હોવાની હેસીયતથી ભરણપોષણ ખર્ચ અથવા કોઈ અન્ય ખર્ચ રહેતો નથી, માટે શરીઅતે મુહમ્મદીના હુકમ પ્રમાણે આ રીતે પૈસા લેવા જાઈઝ નથી.

તલાકવાળી ઓરતે કોર્ટનો સહારો લઈ રૂપિયા વસુલ કરવા પતિ પર જુલમ

છે, અને આવો ખર્ચ લેવો હરામ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦)

અલ્લાહ તઆલા કલામે પાકમાં ફરમાવે છે : જો પતિ – પત્ની તલાકથી જુદા થશે તો અલ્લાહ બંનેને એક બીજાથી બેનિયાજ કરી દેશે. (સૂરએ નૂર :૩૨)

એટલે મોહતાજગી ખતમ કરી દેશે, અલ્લાહ તઆલા પર ભરોસો હોવો જોઈએ અને ભરણપોષણ હાસિલ કરવાથી બચવું જોઈએ. સામાન્ય રીતે તેનાથી ફાયદો થવાની વાત તો બાજુ પર રહી, ઓરતની ઈજ્જત પણ જતી રહેશે. ખૂંખાર વકીલો અને અન્યાયી બદમાશ જજ તેની ઈજ્જતના ધજાગરા ઉડાવી દે છે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તલાક પછી કોર્ટ દ્વારા મહેર અને ઈદ્દત (ખર્ચ)થી વધારે ખર્ચની માંગણી કરવી

**સવાલ (૨૪૩૬) :** અહમદખાન ગુલાબખાન પઠાણ અરજ કરે છે કે મેં બાનુબીબી હમીદખાનથી નિકાહ કર્યા હતા, અંદરો અંદરના ઝઘડાઓથી કંટાળીને મેં તેને તલાક આપી દીધી, તેણે કોર્ટ મારફતે માંગણી કરી છે કે જયાં સુધી તે બીજી શાદી ન કરી લે અથવા મૃત્ય ન થાય ત્યાં સુધીનો ભરણપોષણ ખર્ચ તેમને આપવામાં આવે, તે વિશે મારી શરઈ શું જવાબદારી છે ? વિસ્તૃત જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે પતિ કંટાળીને અથવા બીજા કારણસર તલાક આપે તો ઈદ્દતના દિવસોનો ભરણપોષણ, કપડા અને રહેઠાણના ખર્ચની જવાબદારી પતિ પર વાજિબ છે. સ્ત્રી ગર્ભવતી છે તો પ્રસુતિ (ડિલેવરી) સુધી તેની ઈદ્દત છે, જે ઓરતને હૈઝ આવતું હોય તો ત્રણ હેઝ અને જો હૈઝ ન આવતું હોય તો ત્રણ મહીના ઈદ્દત ગણાશે.

ઈદ્દત ગુજાર્યા પછી ભરણપોષણ ખર્ચ અને કપડા – રહેઠાણના ખર્ચની જવાબદારી પતિની નથી. માટે ઓરતે બીજી શાદી સુધી અથવા મૃત્યુ સુધી ભરણ પોષણની માંગણી કરવી હરામ છે, આવી માંગણી કરવાનો તેને અધિકાર નથી.

ઈદ્દત પછીના ખર્ચને જરૂરી કરવામાં તલાકનો મકસદ જ છુટી જશે, આ તો પતિને ઓરતની સાથે જેમ તેમ કરી જિંદગી ગુજારવા પર મજબૂર કરવા સમાન છે, અને ઓરત પણ શાદીની સુન્નત છોડી દેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) નાફરમાન ઓરતની ઈદ્દતનો ભરણપોષણ ખર્ચ

સવાલ (૨૪૩૭) : એક ઓરત પતિની ઈજાઝત વગર પોતાના પિયર ચાલી ગઈ, પતિ હાજર છે, તો પણ ન તે જાતે આવે છે અને ન તો તેના પિતા તેને મોકલે છે, અને ન પતિ તેને બોલાવવા મોકલે છે, આ રીતે અમુક મુદ્દત પસાર થઈ જાય છે, અને ઓરતના માતા – પિતા તરફથી તલાકની માંગણી કરવામાં આવે છે અને પતિ તેને ત્રણ તલાક આપી દે છે, હવે સવાલ એ છે કે આવી ઓરત ઈદ્દતના દિવસોમાં ભરણપોષણ ખર્ચની હકદાર છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વર્ણન કરેલી સૂરતમાં પતિ જયારે કે ઓરતને બોલાવે છે, તો પણ તે તેના ઘરે જવા માટે તૈયાર નથી અને આને કેટલાયે વર્ષો ગુજરી જાય છે, ત્યાર પછી તે અથવા તેના મા–બાપ તલાકની માંગણી કરે છે, જેના પર પતિ તેને તલાક આપી દે છે, તો આવી ઓરતને શરીઅતમાં "નાશીઝહ" (નાફરમાન) કહે છે, તેની ઈદ્દતનો ખર્ચ પતિના જિમ્મે વાજિબ નથી. અલબત્ત જો તલાક પછી તે પતિના ઘરે આવીને ઈદ્દત ગુજારે તો પછી ઈદ્દતનો ખર્ચ પતિના જિમ્મે વાજિબ થશે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૯૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) પતિની ઈજાઝત વગર પિયર જતી રહેનારી પત્ની ભરણપોષણ ખર્ચની હકદાર થશે કે નહીં ?

સવાલ (૨૪૩૮) : જો કોઈ ઓરત પોતાના પતિની ઈજાઝત વગર પોતાના પિયર ચાલી ગઈ તો તે ભરણપોષણ (ખર્ચ)ની હકદાર થશે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો પતિ પોતાની પત્નીના તમામ હક્કો અદા કરતો હોય, તો પત્ની માટે તેની ઈજાઝત વગર ઘરેથી બહાર નીકળવું જાઈઝ નથી. જો ઈજાઝત વગર ઘરેથી બહાર નીકળશે તો તે નાશિઝહ (એટલે નાફરમાન) ગણાશે, જેથી તે ભરણપોષણ ખર્ચની હકદાર થશે નહીં. (ફતાવા હિન્દિય્યહઃ ૧/૫૪૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) ત્રણ તલાક : ભરણપોષણ અને કોર્ટ

સવાલ (૨૪૩૯) : એક ઓરતને ત્રણ તલાક આપ્યા પછી પોતાના પતિ પાસેથી ખાવા, પીવા વગેરેનો ખર્ચ લેવાની હકદાર છે કે નહીં ? જો હકદાર છે તો કયાં સુધી?

આ વિશે શરીઅત શું કહે છે ? અને શું આ ખર્ચ કમિટી નક્કી કરી શકે છે ? તેમજ જો ઓરત કોર્ટ દ્વારા આ ખર્ચ નક્કી કરાવે છે, તો આ શરઈ દ્રષ્ટિએ દુરુસ્ત છે કે નહીં ? વિગતવાર જવાબ આપવા મહેરબાની ફરમાવશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઓરત નિકાહમાં હોય અને પતિ તેના પર જુલમ કરતો હોય અને તેને ખર્ચ (ખાવા, પીવા કપડા વગેરે) આપતો ન હોય, તો શરઈ પંચાયત, કમિટી અથવા કોર્ટ દ્વારા ભલે જે રીતે શકય હોય, પોતાનો હક લેવાની હકદાર છે, કારણ કે ભરણપોષણની જવાબદારી પતિ પર છે. જયારે તે અદા કરતો નથી, અને પત્ની પર જુલમ કરે છે તો ઓરતને પોતાનો હક કોઈ પણ રીતે ભલે પછી કોર્ટનો સહારો લેવો પડે, વસૂલ કરી શકે છે. (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૮૦, ૫૮૧)

એ જ પ્રમાણે તલાક પછી પણ જયાં સુધી ઈદ્દતમાં હોય એટલે જો હેઝ આવતું હોય તો ત્રણ હેઝ આવતા સુધી અને જો હેઝ ન આવતું હોય તો ત્રણ મહિના સુધી અને જો સગર્ભા હોય તો ડિલેવરી (બાળકના જન્મ) સુધી પતિ પાસેથી ખર્ચ વસૂલ કરવો જાઈઝ છે, એટલા માટે જો કોઈ જમાત (કમિટી) અથવા કોર્ટનો સહારો લેવો પડે તો લઈ શકે છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

એ જ રીતે જો નાનું બાળક હોય, તો જયાં સુધી તલાકવાળી ઓરત શાદી ન કરે અને બાળકની ઉંમર ૭ વર્ષ (અને છોકરી હોય તો ફત્વા પ્રમાણે ૯ વર્ષ) ન થઈ જાય, તે બાળકોના ખાવા – પીવા વગેરેનો ખર્ચ અને બાળકોની ખિદમતનું મહેનતાણું પણ વસૂલ કરી શકે છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧, ૫૪૨, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦, ૫૬૧)

ઓરત આવો ખર્ચ વસૂલીને તલાક આપનારાઓના દિમાગને દુરુસ્ત કરી શકે છે, કારણ કે જયારે તલાક આપનાર વિચારશે કે તલાક પછી ખર્ચ વગેરે વિશે મારે વર્ણન કરેલ જવાબદારી અદા કરવી પડશે, તો તલાક આપવી હશે તો સોચી વિચારીને પગલું ઉઠાવશે.

નોંધ : બયાન કરેલ મસ્અલા વિશે સાપ્તાહિક ગુજરાતી રિસાલો "ઉમ્મીદ" નો ૨, ફેબ્રુઆરી ૧૯૭૮ ઈ. થી ૯, ફેબ્રુઆરી ૧૯૭૮ના અંકનો અભ્યાસ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) પત્નીનો ભરણપોષણ ખર્ચ અને વારસા વહેંચણી વિશે અમુક મહત્વની બાબતો

**સવાલ (૨૪૪૦) :** (૧) મારી પહેલી પત્ની, જે મારા નિકાહમાં હતી, તેનાથી પાંચ છોકરા અને એક છોકરી છે, આ બધા છોકરાઓને મેં સારુ ભણાવ્યા અને કામ ધંધે લગાડયા, આ તમામ સંતાનો બાલિગ છે, તેમાંથી બીજા નંબરનો જે છોકરો છે, તેને સઉદી મોકલ્યો અને પહેલા છોકરા પર ખર્ચ કરી તેના નિકાહ કરાવ્યા અને તેને ૧૨ તોલા સોનું આપ્યું, અને છોકરીને ૨૫ તોલા સોનું આપ્યું, અત્યારે આ બધા પોતાની માં સાથે રહે છે.

બીજી પત્ની મારા નિકાહમાં છે અને તેનાથી જે અવલાદ છે, તે બધી નાબાલિગ અને નાસમજ છે, પ્રથમ પત્નીની અવલાદને મેં તાલીમ આપી, તેમના પર ઘણું ખર્ચ કર્યુ, જયારે કે બીજી પત્નીની અવલાદ માટે આ ફર્ઝ અદા કરવાનું હજુ બાકી છે.

(૨) પહેલી પત્નીની અવલાદ (જે અલગ રહે છે તે) ને મેં પોતાની ૪ વિઘા જમીન આપી, જેની કીમત લગભગ ૩૦ હજાર છે, પહેલી પત્નીનો જે છોકરો સઉદી અરબમાં રહે છે, તેણે પંદર હજાર રૂપિયા મોકલ્યા હતા, તે પણ મેં તે પહેલી પત્નીની અવાલદને ધંધા માટે આપી દીધા હતા. હવે મારી સંપત્તિ પાંચ લાખની છે અને પહેલી પત્નીની અવલાદ તેમાં પોતાનો ભાગ માંગે છે, હાલાંકે આ સંપતિ મારી પોતાની છે, જે મેં જાતે મહેનત કરી ભેગી કરી છે, બાપ–દાદાના વારસામાં મળેલ નથી. અને બીજી પત્નીને મેં ૨૫ તોલા સોનું આપ્યું છે, પરંતુ તેની છોકરીને હજુ કશું આપ્યું નથી, આપવાનું બાકી છે.

(૩) તો પહેલી પત્નીની છોકરીને ૨૫ તોલા અને છોકરાને ૧૨ તોલા સોનું, એ રીતે બીજી પત્નીને ૨૫ તોલા સોનું જે આપ્યું છે, તો વારસા વહેંચણી વખતે તેને ગણવામાં આવશે કે નહીં ? અને આ ઘરેણાના બદલામાં બીજાઓ માટે શું હશે ? અલ્લાહ ન કરે જો કોઈ કારણસર મારા માથે દેવું થઈ જાય, તો તેની વહેંચણી કેવી રીતે થશે ? અને તેનો ઉકેલ શું છે ? અને આ વારસા વહેંચણી મારે મારી હયાતીમાં કરવી જોઈએ અથવા તેના વિશે કોઈ વસીયતનામુ બનાવવું જોઈએ ? આ બધા સવાલોના વિગતવાર જવાબ આપવા મહેરબાની છે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આપના સવાલો વિસ્તૃત માહિતી માગે છે, જે નીચે પ્રમાણે છે :

(૧) વારસા વહેંચણી મૃત્યુ પછી થાય છે, માટે અવલાદને બાપની હયાતીમાં વારસો માંગવાનો હક નથી, આપ અવલાદનો ઈન્તિઝાર કરતા હતા, તેમના માટે દુઆઓ માંગતા હતા, પરંતુ દીનથી અજાણતાને કારણે અવલાદ આવી માંગણી કરે છે, આપ એમનાથી કહો કે તેઓ સબર કરે, મારા મૃત્યુ પછી તમને શરીઅત પ્રમાણે મળશે. (તકમિલતુલ બહરુર્રાઈક : ૮ / ૫૫૭, તબ્યીનુલ હકાઈક : ૬ / ૨૨૯)

(૨) વારસદારો માટે વસીય્યત બાતિલ છે, માટે વારસદારો માટે વસીયત જાઈઝ નથી, જે વારસદાર નથી તેમના માટે ત્રીજા ભાગના માલમાંથી વસીયત કરવી જાઈઝ છે. (અબુદાવુદ : ૨/૩૯૬, હદીસ નં. ૨૮૭૦, દુરરુલ હુક્કામ : ૨/૪૨૭)

(૩) પ્રથમ પત્નીની તમામ અવલાદ બાલિગ છે, માટે તમારા પર તેમના ખર્ચની જવાબદારી નથી. જો નાબાલિગ હોત તો તેમના ખાવા,પીવા વગેરેનો ખર્ચ તમારા જિમ્મે જરૂરી હોત. ( ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૩)

(૪) પ્રથમ પત્નીને તલાક આપી છે, (અને ઈદ્દત ખતમ થઈ ગઈ છે.) તો તેના ભરણપોષણની જવાબદારી પણ તમારી નથી. અને જો તલાક નથી આપી, તો પત્નીનો ભરણપોષણ ખર્ચ અદા કરવો તમારા પર જરૂરી છે. (અલમબ્સૂત : ૫ / ૨૦૧)

(૫) મોટી અવલાદને આપે જે સોનું વગેરે હદિયા રૂપે આપ્યું છે, તે પ્રમાણે નાની અવલાદને પણ હદિયો આપવો જોઈએ. તમે પિતા હોવાના નાતે પોતાની અવલાદથી સદવર્તનની ઉમ્મીદ રાખો છો. તમામ અવલાદ પણ આપથી એવી જ ઉમ્મીદ રાખે છે. માટે દરેકને સરખો ભાગ આપવો જોઈએ, જો મોટી અવલાદને આપ્યું છે તો નાની અવલાદને પણ તેનાથી મહરૂમ ન કરવી જોઈએ.

(ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૯૧)

(૬) તાલીમ વિશે અવલાદ પર આપે જે કઈ ખર્ચ કર્યુ છે, તેમાં ઘટાડો કરવાની જરૂરત નથી.

(૭) સંપત્તિ તમે ખરીદી હોય કે બાપ – દાદાના વારસામાં મળી હોય, બંને નો એક જ હુકમ છે, તમારા મૃત્યુ પછી શરીઅતે નક્કી કરેલ ભાગો પ્રમાણે તેમાંથી વારસા વહેંચણી થશે, અને આ રીતે અલ્લાહ તઆલાને ત્યાં આપની પકડ નહીં થાય. (બુખારી શરીફ : ૧ / ૩૦૮, હદીસ નં. ૨૨૯૮, સિરાજી : ૩–૫) ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૯) પત્નીથી ખેતીકામ કરાવવું

**સવાલ (૨૪૪૧) :** પોતાની પત્નીથી ખેતી વગેરેનું કામ કરાવી શકાય છે કે નહીં ? અને જે લોકો કામ કરાવવાને નાજાઈઝ કહે છે, તે સહીહ છે કે ગલત ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પવિત્ર શરીઅતમાં પત્નીના ભરણપોષણનો ખર્ચ અને મકાન–પોશાક વગેરેના ખર્ચનો જિમ્મેદાર પતિને બનાવવામાં આવ્યો છે, પતિ માટે જરૂરી છે કે તે હલાલ રીતે કમાય અને ભરણપોષણ અને મકાન, પોશાકની જરૂરિયાતને પૂર્ણ કરે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, બદાઈઉ સ્સનાઈઅ : ૪ / ૨૩)

બીજુ કે નબીએ કરીમ (સલ.) એ કામને પતિ – પત્ની દરમિયાન વહેંચી દીધું છે, એટલે કે ઘરનું કામ પત્નીને જિમ્મે અને બહારનું કામ પતિના જિમ્મે, હદીસ શરીફમાં છે કે નબીએ કરીમ (સલ.) એ ઘરકામ હઝરત ફાતિમા (રદિ.) ના જિમ્મે અને બહારનું કામ હઝરત અલી (રદિ.) ના જિમ્મે કરી દીધું હતું.

બલકે ફુકહાએ કિરામના લખાણથી આ વાત પણ માલૂમ થાય છે કે જો પત્ની અશરાફમાંથી હોય કે તે પોતાના ઘરે કોઈ જાતનું કામ કરતી ન હતી, તો તેના મકાનમાં ખાવું પકાવવા માટે પણ પતિએ ખાદિમા રાખવી જરૂરી છે. તો પછી બહારના કામનું તો શું ! માટે પતિ પત્નીથી ખેતીનું કામ બળજબરી પૂર્વક કરાવી શકતો નથી. (બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૨૪, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૭૯)

અલબત્ત પત્ની પોતાની ખૂશીથી કામ કરવા ચાહે તો તેને અધિકાર છે, પરંતુ યાદ રહે કે ઓરત માટે પરદાનો એહતિમામ કરવો ફર્ઝ છે, અને સામાન્ય રીતે ખેતરોના કામમાં પરદાનો એહતિમામ રહેતો નથી., માટે ઓરત કયારે પણ બહાર નીકળવા માંગે તો તેના માટે પરદાનો એહતિમામ કરવો જરૂરી છે. (સૂરએ અહઝાબ : ૫૯, મિરકાતુલ મફાતિહ : ૫ / ૨૦૫૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૦) મર્દ જયારે નોકરી પર જાય, ત્યારે ઓરતે તેના પિયરમાં રહેવું

**સવાલ (૨૪૪૨) :** મર્દ નોકરી માટે બીજી જગ્યાએ જાય અને પોતાની ઓરતને તેના માતા – પિતાની પાસે રાખે, તો શું ઓરતના વાલિદૈનનો હક બને છે કે તેઓ

પોતાની છોકરીને પોતાના ઘરે રાખે ? અને પતિના ઘરે ન રહેવા દે.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્નીના ખાવા, પીવા મકાન અને કપડાનો ખર્ચ પતિ પર ફર્ઝ છે, મકાન એવું હોય કે પત્ની પતિના ભાઈ–બહેન અને વાલિદૈનથી અલગ રહી શકે, એટલે કે રૂમનો દરવાજો બંધ કરીને, પવિત્રતા અને પાકદામની સાથે રહી શકે, જયારે કે પતિના ભાઈઓથી પણ પત્નીએ પરદો કરવો જરૂરી છે. બસ આટલુ મોટું મકાન આપવું પતિની ફરજ છે. જો પતિએ આ વ્યવસ્થા કરી દીધી તો ઓરતે પોતાના વાલિદૈનના ઘરે પતિની ઈજાઝત વગર જવું જાઈઝ નથી, અને ન તો ઓરતના મા–બાપે પોતાના મકાનમાં તેણે લઈ જઈ રાખવી જાઈઝ છે.

(બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૨૩)

જો પતિએ અલગથી મકાન એટલે કે રૂમ આપ્યો નથી અને સાથે રહેવામાં પત્નીથી નાજાઈઝ તરીકાથી ખિદમત લેવામાં આવે છે, અથવા ઈજ્જત અને પાકદામની ખતરામાં હોય તો ઓરતનું જવું અને મા–બાપનું લઈ જવું પણ જાઈઝ છે અને પતિના જિમ્મે પત્નીનો ખર્ચ અદા કરવો જરૂરી થશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) સાસુ અને સસરાએ પોતાની વહુને અલગથી મકાન આપવાથી મનાઈ કરવી

સવાલ (૨૪૪૩) : એક માણસે એક ઓરત સાથે નિકાહ કર્યા, નિકાહ પછી અમુક દિવસો સુધી તે સાસુ અને સસરાના ઘરે રહયા, હવે તે પોતાના પતિ સાથે પતિના માતા – પિતાથી અલગ રહેવા ચાહે છે, કારણ કે ઓરતથી ઘણુ વધારે કામ લેવામાં આવે છે, પરંતુ વાલિદૈન તેને અલગ કરવા પર નારાજ છે, પતિ ચાહે છે કે તે પોતાની પત્નીના હક્કો સારી રીતે અદા કરે અને વાલિદૈનની સાથે સદવર્તન પણ કરે, તો આ વિશે દરમિયાની કોઈ એવો રસ્તો લખી જણાવશો કે જેમાં બંનેના હક્કો સચવાય જાય.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે મર્દે ઓરતની સાથે નિકાહ કરી લીધા, તો પતિ માટે વાજિબ છે કે તે પોતાની ઓરત માટે એક એવા રૂમની વ્યવસ્થા કરે જેમાં બંને એટલે પતિ – પત્ની એકાંતમાં રહી શકે, જેને સાંકળ મારીને બંધ કરી શકાય, ત્યાં બંને સિવાય ત્રીજુ કોઈ

ન આવી શકે. જો આવું મકાન પતિ પોતાની પત્નીને આપી શકે તો ઠીક છે, નહીં તો ઓરત પોતાના પતિથી આવા મકાનની માંગણી કરી શકે છે, અને પતિ માટે આ માંગણીને પુરી કરવી પણ જરૂરી છે, જો પતિ તેની માંગણી પૂર્ણ નહીં કરે તો તે ગુનેહગાર થશે.

પૂછેલી સૂરતમાં પતિના વાલિદૈન ચાહે છે કે તેમનો છોકરો અને વહુ તેમની જ સાથે રહે, તેઓ એ વાતને પસંદ નથી કરતા કે બંને અલગ થઈ જાય, આવી સૂરતમાં ઓરતની રજામંદીને ચકાસવામાં આવે, જો ઓરત રાજી હોય તો કોઈ વાંધો નથી અને જો તે રાજી નથી તેમજ મર્દનું નજીક અલગથી રહેવું પોતાના માતા – પિતાની સાથે હુસ્ને સુલૂકમાં રૂકાવટ નથી અને ઓરતનો હક મારવાનો અંદેશો પણ નથી, તો મર્દે જોઈએ કે પોતાની પત્ની સાથે અલગ કમરા અથવા મકાનમાં રહે અને વાલિદૈન માટે બંને સમયનું ખાવું મોકલી આપે, અને બની શકે ત્યાં સુધી બંનેની દેખરેખ પણ કરતો રહે, આ જ ઈસ્લામ અને શરીઅતની તાલીમ છે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૯૯, ૬૦૦)

સામાન્ય રીતે લોકોમાં જે રિવાજ જોવામાં આવે છે કે શાદી પછી છોકરાના વાલિદૈન, વહુને તેમનાથી અલગ કરવા ચાહતા નથી, જેથી તે તેમની ખિદમત કરતી રહે, આ ખોટો વિચાર છે, અને શરઈ રીતે પણ જાઈઝ નથી.

માટે પતિએ પોતાના માતા – પિતાની ખિદમતને ધ્યાનમાં રાખી અલગથી રૂમ (ઘર) ન આપવો, તેના હક્કોની અદાયગીથી ઈન્કાર કરવો, જેનાથી ઓરતને તકલીફ થતી હોય, એ બિલ્કુલ જાઈઝ નથી. આવી સૂરતમાં ઓરતને પોતાના પતિથી ખુલઅની માંગણી કરવાનો પણ હક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) તલાક પછી પતિના જિમ્મે ઓરતના ભરણપોષણની વિગત

**સવાલ (૨૪૪૪) :** હબીબા નામની એક ઓરત છે, જેની ઉમર ૩૨ વર્ષ છે, તેનો એક છોકરો મુહમ્મદ સાજિદ ૧૨ વર્ષનો અને બીજો છોકરો મુહમ્મદ ઈમરાન ૧૦ વર્ષનો છે.

હબીબાની શાદી લગભગ ૧૩ વર્ષ પહેલા, નવાગામના મુહમ્મદ સઈદ ઈસ્માઈલની સાથે થઈ, શરૂઆતમાં પતિ – પત્નીમાં ખૂબ મુહબ્બત રહી અને

દાંપત્ય જીવન ઘણું સારું પસાર થઈ રહયું હતું, પરંતુ ત્યાર પછીથી પતિ મુહમ્મદ સઈદ ઈસ્માઈલનો સ્વભાવ બદલાય ગયો, કોઈ પણ કારણ વિના ઓરત પર માનસિક દબાણ નાંખવા લાગ્યો. અને વાત વાતમાં મારપીટ શરૂ કરી દીધી. ત્યાર પછી બંનેના મામલાએ ધીરે ધીરે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યુ, અહીંયા સુધી કે પતિએ ઓરતને બંને બાળકોને લઈને પિયરમાં મોકલી દીધી. અને કહયું કે જયારે મારા વાલિદૈન હજ પઢીને આવશે ત્યારે બોલાવીશ, પરંતુ ત્યાર પછી પણ તેણે પોતાની પત્નીને બોલાવી નહીં. આ રીતે થોડો સમય વિતી ગયો, અહીંયા સુધી ૧૪ / ૧૨ / ૧૯૭૩ ઈ.ના રોજ પતિ તરફથી પોષ્ટ દ્વારા તલાકનો એક પત્ર પહોંચ્યો, તલાક પછી ઓરતને ઈસ્લામી શરીઅતના આધારે મહેરની રકમ (૧૨૭.૫૦) અને ઈદ્દતનો ખર્ચ ૩૦૦ રૂપિયા આપવામાં આવ્યા.

પરંતુ અત્યારે ઓરતે કોર્ટમાં કેસ કર્યો છે, તેની માંગણી છે કે મને બાળકોના ખર્ચ સાથે મારો ખોરાકી વગેરેનો ખર્ચ પણ મળવો જોઈએ. કારણ કે પતિની આર્થિક હાલત ઘણી સારી છે, તેની વાર્ષિક આવક ખેતી અને તંબાકુના વેપારથી બે લાખથી વધારે થાય છે, માટે મારા ત્રણ સભ્યોમાંથી દરેકને ૫૦૦ રૂપિયાના હિસાબથી કમ સે કમ ૧૫૦૦ રૂપિયા ખર્ચ પેટે મળવા જોઈએ. અને આ ખર્ચ ૧૯૭૩થી લઈને આજ સુધીનો મળવો જોઈએ. ગત વર્ષોનો જે ખર્ચ બાકી છે, તેને પણ અદા કરવામાં આવે, તો આ વિશે ઈસ્લામી શરીઅતનો શું ફેસલો છે ? શું ઓરતનો આ દાવો દુરુસ્ત છે ? વિગતથી જવાબ આપવા મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ મસ્અલામાં હબીબા બીબીની તલાકને લગભગ દસ વર્ષ પુરા થવાના છે, હવે તેને ખાવા, પીવા, મકાન અને ઈલાજ વગેરે વિશે ઈદ્દત પછીના ખર્ચની માંગણી કરવાનો હક નથી. કેમકે હવે હબીબા અને સઈદનો કોઈ સંબંધ રહયો નથી અને શરઈ તલાક પછી જયારે ઈદ્દત ગુજરી જાય છે, તો ઓરત પર મર્દનો કોઈ હક રહેતો નથી. તે (પતિ) તેનાથી કોઈ ખિદમત વગેરે લઈ શકતો નથી, તેના હકમાં ઓરત પરાયી થઈ જાય છે, માટે પતિના જિમ્મે ઓરતના ખર્ચ બાબતે કોઈ જવાબદારી રહેતી નથી, માટે ઓરતે ખર્ચની માંગણી કરવી જાઈઝ નથી.

(બહરુર્રાઈક : ૪ / ૨૧૬, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૧૦)

ઈદ્દત ગુજાર્યા પછી પણ જો ઓરત તલાક આપનાર પતિના નાના નાના

બાળકોની પરવરિશ કરશે તો તે બાળકોનો ખર્ચ, એ જ પ્રમાણે તેમની પરવરિશનું મહેનતાણું જે કંઈ થતું હોય, તે પતિ પર વાજિબ છે.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૮)

બહરના હવાલાથી અલ્લામા શામી (રહ.) લખે છે કે બાળકોના ત્રણ પ્રકારના ખર્ચની જવાબદારી પિતાની છે. (૧) દૂધ પીવડાવવાનું મહેનતાણું. (૨) બાળકોની દેખરેખનું મહેનતાણું (૩) બાળકોના ખાવા,પીવા અને કપડા વગેરેનો ખર્ચ. (શામી : ૨ / ૮૭૬, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૨૦)

અલબત્ત ઉપરોકત ખર્ચની માંગણીનો હક ત્યારે છે જયારે કે તે અજનબી એટલે કે ગેર મહરમની સાથે નિકાહ ન કરે, જો તલાક પછી તેણે બાળકોના ગેર મહરમની સાથે નિકાહ કરી લીધા, તો હવે બાળકોની પરવરિશનો જે હક હતો તે ખતમ થઈ જાય છે. (માટે હવે કોઈ જાતના ખર્ચની હકદાર થશે નહીં.)

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧)

બીજી શર્ત આ છે કે કોર્ટ અથવા શરઈ પંચાયતમાં ઓરતે દાવો કર્યો હોય અને તેના માટે ઉપરોકત ખર્ચનો ફેસલો કર્યો હોય.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૨૦)

ત્રીજી શર્ત આ છે કે પતિ પર ઓરતના બાળકોનો ખર્ચ આપવાનો હક ત્યારે છે, જયારે કે છોકરો અને છોકરી સાત વર્ષ (અને એક રિવાયત પ્રમાણે બાલિગ સુધી) ની અંદર હોય, જો તેમની ઉંમર સાત વર્ષની થઈ જાય , તો તે બાળકોની માંએ તેના પિતાની માંગણી કરવા છતાં પોતાની પાસે રાખવા જાઈઝ નથી, કારણ કે સાત વર્ષના બાળકની પરવરિશ માં સારી રીતે કરી શકે છે, સાત વર્ષ પછી હવે બાળકની તાલીમ અને તરબીયતનો જમાનો છે અને આ ખિદમત પિતા સારી રીતે અદા કરી શકે છે, માં અદા કરી શકતી નથી.

(હિદાયહ : ૨ / ૨૮૩,૨૮૪, બહરુર્રાઈક : ૪ / ૧૮૪)

માટે હબીબા બીબીએ પાછલા વર્ષોના ખર્ચની માંગણી કરવી, એ પ્રમાણે અત્યારે જયારે બાળકોની ઉંમર ૧૦ અને ૧૨ વર્ષની થઈ ગઈ છે, તેમને પાસે રાખીને ખર્ચની માંગણી કરવી ના જાઈઝ અને હરામ છે.

કોર્ટના ફેસલાથી માસિક ભરણપોષણ ખર્ચ નક્કી કરવાથી પણ તે ખર્ચ હલાલ થશે નહીં, હાં, બંને પક્ષ મળીને સમાધાનનો કોઈ રસ્તો કાઢી કોર્ટથી કોઈ

ફેસલો કરાવે તો જાઈઝ થશે. (ફતાવા રહીમિય્યહ : ૮ / ૪૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) પતિના જુલ્મના કારણે પોતાના માતા – પિતાના ઘરે રહેનાર ઓરતના ભરણપોષણ ખર્ચનો હુકમ

**સવાલ (૨૪૪૫) :** જેટલા વર્ષોથી હું મારા માતા – પિતાના ઘરે રહું છું, શું એટલા વર્ષોનો ભરણપોષણ ખર્ચ મારા પતિ અથવા મારી સાસરીવાળાઓ પર જરૂરી છે કે તેઓ મને આપે અને અમે આટલા વર્ષોના ખાવા – પીવાનો ખર્ચ લેવાના હકદાર છીએ ? યાદ રહે કે હું મારા માતા – પિતાના ઘરે પતિના ત્રાસને કારણે રહું છું.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

વિતી ગયેલ વરસોના ભરણપોષણ ખર્ચની માંગણી કરવાનો આપને હક નથી. હવે પછીના ભરણપોષણ ખર્ચની માંગણી કરી શકો છો, (શરઈ) જજ પાસે પણ તમે પોતાની માંગણી અંગેની ફરિયાદ કરી શકો છો. તેઓ તમને તમારો ખર્ચ અપાવી શકે છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૭, ૨૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૪) તલાક પછી, તલાક પહેલાના ખર્ચનો હુકમ

**સવાલ (૨૪૪૬) :** શું ફરમાવે છે ઉલમાએ દીન અને મુફતીયાને કિરામ આ મસ્અલામાં કે, ઉમર અને તેના પિતા રોજી – રોટી માટે મુંબઈમાં રહે છે. તેમનું મૂળ વતન ગુજરાત છે, ઉમરના પિતાએ ઉમરના નિકાહ તેમની જ બિરાદરીની એક છોકરી સાથે કર્યા, નિકાહ પછી અઠવાડિયા અથવા દસ દિવસ સુધી ઉમર અને તેના પિતા તેમના પિતૃક વતન ગુજરાતમાં રહીને મુંબઈ ચાલ્યા ગયા. ત્યાં તેમણે એક ઘર એક અથવા બે વર્ષ માટે ભાડે લીધું, મુંબઈ આવવાના અમુક દિવસો પછી ઉમર અને તેમની પત્ની દરમિયાન પત્નીની બદઅખ્લાકી અને બદસુલૂકીના કારણે ઝઘડો શરૂ થઈ ગયો, અને અહીંયા સુધી વાત પહોંચી કે ઉમરે પોતાની સાસરીવાળાઓને બોલાવી આખી ઘટના તેમની સામે રજૂ કરી, બંને પક્ષો તરફથી સમજાવવાની કોશિશથી મામલો હલ થઈ ગયો. પરંતુ ફરી બીજી વાર અમુક જ દિવસો પછી આ નોબત આવી કે ઉમરે પોતાની પત્નીને તેના પિયર મોકલી આપી, ત્યાર પછી લગભગ પંદર મહિના પછી બંને પક્ષોમાંથી અમુક લોકો આ મામલાનો

ફેસલો કરવા માટે ભેગા થયા અને આ ફેસલો થયો કે પતિ – પત્નીનો નિભાવ મુશ્કેલ છે માટે બંનેમાં જુદાઈ કરી દેવામાં આવે, હવે ઉમરે તલાક આપી દીધી, જેથી ઉમરની પત્નીના રિશ્તેદારોએ ચાર પ્રકારની માંગણીઓ કરી :

(૧) પંદર મહિનાનો ખોરાકી ખર્ચ.

(૨) મુંબઈના હિસાબથી પંદર મહિના સુધીનું મકાન ભાડુ (મુંબઈમાં એક માણસનો એક દિવસનો ખોરાકી ખર્ચ ૫૦ રૂપિયા અને માસિક ભાડું ૭૦૦ થી ૧૦૦૦ રૂપિયા થાય છે.)

(૩) ૬ જોડ કપડાનો ખર્ચ.

(૪) ઈદ્દતનો ખર્ચ.

આ ચારેવ માંગણીઓનો કુલ ખર્ચ કમસે કમ સોળ હજાર (૧૬૦૦૦) જેવો પહોંચે છે, જયારે કે ઉમર અથવા તેના પિતાની આ તાકત નથી કે આટલો બોજો સહન કરી શકે, તો આ બાબતે શરીઅતની દ્રષ્ટિએ પત્ની અથવા તેના રિશ્તેદારો તરફથી માંગવામાં આવેલ આ માંગણીઓ દુરુસ્ત છે ? અને શું ઉમર અથવા તેના પિતા જો તમામ માંગણીઓના બદલે થોડી માંગણીઓ પુરી કરી દે તો દુરુસ્ત છે ? મહેરબાની કરી હવાલા સાથે વિગતવાર જવાબ આપવા વિનંતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઉપરોકત સૂરતમાં જયારે કે ઉમરે પોતાની પત્નીને તેના પિયરમાં મોકલી આપી, તો તેના માટે જરૂરી હતું કે તે તેનો ભરણપોષણ ખર્ચ તેને આપતો, તેમજ પત્નીએ પણ ત્યારે જ આ ખર્ચની માંગણી કરવી જોઈતી હતી. પરંતુ જયારે તે સમય દરમિયાન ખોરાકી વગેરેના ખર્ચની માંગણી ન કરી અને મુદત ગુજરી ગઈ તો વિતી ગયેલી મુદતનો ખર્ચ રદ થઈ જાય છે, હવે પત્નીને વિતી ગયેલ સમયનો ભરણપોષણ ખર્ચ માંગવાનો કોઈ અધિકાર નથી. માટે પંદર મહિનાનો સમયગાળો જે તલાકથી પહેલા ગુજર્યો છે, તેનો ખોરાકી વગેરે ખર્ચ પતિ પર હવે વાજિબ ન રહયો.

અલબત્ત તલાક પછી ઈદ્દતનો ખર્ચ પતિની શકિત પ્રમાણે વાજિબ થશે, તેમાં મકાનનો ખર્ચ આપવો જરૂરી નથી, ઈદ્દત પતિનો હક છે, માટે પતિના ઘરમાં ઈદ્દત ગુજારવી જરૂરી છે, જો પતિના ઘરને બદલે પોતાના ઘરમાં ઈદ્દત ગજારે છે તો તેના માટે તેના પર રહેવા વગેરેનું ભાડુ આપવું પતિ પર જરૂરી નહીં થાય.

જો ઈદ્દત પુરી થતા પહેલા ભરણપોષણ ખર્ચની માત્રા નક્કી કરવામાં આવી છે, તો ઈદ્દત ગુજર્યા પછી પણ ઈદ્દતનો ખર્ચ વસુલી શકાય છે. (દુર્રે મુખ્તાર મઅ શામી : ૩ / ૫૯૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) બાળબચ્ચાઓ માટે આખા વર્ષના અનાજનો સંગ્રહ કરવો

**સવાલ (૨૪૪૭) :** મારા બાળબચ્ચાઓ માટે આખા વર્ષનો ઘરના જરૂરી સામાનનો સંગ્રહ કરવો જાઈઝ છે અથવા નહીં ? જવાબ આપવા મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળબચ્ચાઓ અને ઘરવાળાઓ માટે અગાઉથી આખા વર્ષનો જરૂરી સામાન અને અનાજ (ઘઉં, જુવાર, ચોખા, તેલ અને ગરમ મસાલા) વગેરેનો સંગ્રહ કરી લેવો જાઈઝ છે, પરંતુ શરત એ છે કે બજારમાં ઉપરોકત બધી વસ્તુઓ ઉપલબ્ધ હોય, અને સંગ્રહ કરવાથી કારોબાર – બજાર પર કોઈ (નકારાત્મક) અસર પડતો ન હોય.

રિવાયતમાં છે કે બનૂનઝીરના યહૂદીઓની જમીન ગનીમતમાં મળી હતી, જે અલ્લાહના રસૂલ (સલ.) માટે ખાસ હતી, આપ તેમાંથી અઝવાજે મુતહહરાત માટે આખા વર્ષનો ખર્ચ કાઢી લેતા હતા. અને બાકીનું અલ્લાહના રસ્તામાં અને હથિયાર વગેરેની ખરીદીમાં ખર્ચ ફરમાવતા હતા. (મુસ્લિમ : ૨ / ૮૯, હદીસ નં. ૪૮–૧૭૫૭)

ઈમામ નવવી (રહ.) લખે છે કે ઉપરની હદીસની રોશનીમાં આ વાત ષાબિત થાય છે કે આખા વર્ષની જરૂરી સાધન સામગ્રીનો સંગ્રહ કરવો તવક્કુલની વિરુદ્ધ નથી, અને બજારમાં ઉપરોકત બધી વસ્તુઓ દરેક વખતે મળતી રહતી હોય તો જાઈઝ છે, અલબત્ત દુષ્કાળનો જમાનો હોય અને સંગ્રહ કરવાથી લોકોને તકલીફ પહોંચવાનો ભય હોય તો માત્ર એક મહિનાનો સ્ટોક (સંગ્રહ) કરી શકાય છે. (મિન્હાજ શર્હે મુસ્લિમ : ૧૨ / ૭૦–૭૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) ઓરત માટે શરઈ મકાન કેવું હોવું જોઈએ ?

**સવાલ (૨૪૪૮) :** એક ઓરત પોતાના છોકરાના મુકાબલામાં છોકરીથી વધારે મુહબ્બત કરે છે, તે છોકરી વિવાહિત છે, તેનો પતિ પોતાના ઘરે એકલો રહે છે.

બીજી તરફ આ ઓરતનો એક પરણિત છોકરો પણ છે, જે પોતાની પત્નીને

લાવવા ચાહે છે, પરંતુ તેની બહેન પોતાના વાલિદૈન અને અવલાદની સાથે તેના ભાઈના ફલેટમાં રહે છે, અને તેનો પતિ પણ ત્યાં આવતો રહે છે, આ ફલેટમાં એક જ બાથરૂમ અને સંડાસ છે, ઘરના બધા સભ્યો તેનો જ ઉપયોગ કરે છે.

યાદ રહે કે છોકરી (તે ઓરતની છોકરી)ના ત્રણ નાના નાના બાળકો પણ છે, જે ખૂબ જ રડે છે, અને પોતાની નાનીને ખૂબ જ પરેશાન કરે છે, નાની વૃદ્ધ, કમજોર છે, બાળકોના પરેશાન કરવાને લીધે ગુસ્સે થઈ જાય છે, તો તે બાળકો પર અથવા ઘરના અન્ય સભ્યો પણ તે ગુસ્સો ઉતારે છે, જેના લીધે ઘરમાં સતત કંકાશ અને તનાવભર્યો માહોલ રહે છે,

બીજી તરફ છોકરો, પોતાની પત્નીને લાવવા ચાહે છે, પરંતુ બીક એ છે કે બહેનના છોકરાઓ પરેશાન કરવાથી માં ગુસ્સે થશે, અને ઘરમાં પોતાના પુત્ર અથવા વહુ સાથે ઝઘડો કરશે, જયારે બહેન બીજા ઘરે રહેવા ચાલી જશે તો લડાઈ – ઝઘડાનો અંદેશો ખતમ થઈ જશે.

મતલબ કે છોકરો પોતાના વાલિદૈન અને પોતાની પત્ની સાથે એક ઘરમાં ચેન અને શાંતિથી રહી શકે છે, આવી સૂરતમાં છોકરો તેની બહેનને બીજી જગ્યાએ મોકલે છે, તો તેની વાલિદા નારાજ થઈ જાય છે અને બહેનને પણ ખોટું લાગે છે, છોકરીનો પતિ (છોકરાનો બનેવી) બીજી જગ્યાએ જવા માટે રાજી છે.

જો બધા સાથે રહીયે છે તો છોકરાને ઈત્મીનાન નથી, તેને એ વાતની બીક છે કે કદાચ તેની વાલિદા પોતાની છોકરીના બાળકોને લીધે ગુસ્સે થાય અને ઘરમાં પોતાના છોકરા અને વહુ સાથે ઝઘડો કરે.

આવી પરિસ્થિતિમાં આ છોકરાનો સવાલ છે કે હવે તેણે શું કરવું જોઈએ ? જો આવી પરિસ્થિતિમાં છોકરાનો બનેવી તેનાથી સલાહ, મશ્વેરો માંગે તો તેને શું મશ્વેરો આપવો જોઈએ ? જો છોકરાના કહેવા મુજબ તેનો બનેવી પોતાની ખૂશીથી બીજી જગ્યાએ જવા માટે તૈયાર થઈ જાય તો તેને બીજી જગ્યાએ રહેવા જવાની સલાહ આપવી જાઈઝ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સવાલમાં અનેક સવાલો છુપાએલા છે. જેનો ક્રમવાર જવાબ નીચે પ્રમાણે છે.

(૧) મકાનના માલિક પિતા છે, માટે તે પોતાની માલીકીનું મકાન છોકરા અથવા છોકરી અને જમાઈમાંથી જેને પણ રહેવા માટે આપવા ચાહે તેને આપી શકે

છે. આ તેનો અધિકાર છે. (મવસૂઅતુલ ફવાઈદુલ ફિકહિય્યહ : ૮ / ૬૮૭)

(૨) છોકરી એટલે આપની બહેન શાદી પછી પતિ એટલે કે આપના બનેવી થી અલગ મકાનની માંગણી કરવાની હકદાર છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫)

(૩) આપ (છોકરો) પોતાની શાદી પછી અથવા પોતે બાલિગ થયા પછી પોતાના વાલિદ સાહેબથી મકાનની માંગણી કરવાના હકદાર નથી. તમારે જાતે તમારા મકાનની વ્યવસ્થા કરવી જરૂરી છે. (બહરુર્રાઈક : ૪ / ૨૧૮)

(૪) વાલિદાએ પોતાની બધી અવલાદ સાથે સમાન વર્તન કરવું જોઈએ.

(બદાઈઉસ્સનાઈઅ : ૬ / ૧૨૭)

(૫) તમારા બનેવીને તમે દીની અને દુન્યવી આધારે મશ્વેરો આપી શકો છો. જયારે કે મશ્વેરો શરઈ રીતે સહીહ પણ હોય અને સામેવાળા માટે ફાયદામંદ પણ હોય. (સુનને અબી દાવૂદ : ૨ / ૬૯૯, હદીસ નં. ૫૧૨૮, તિરમિઝી : ૨ / ૧૦૯, હદીસ નં. ૨૮૨૨ – ૨૮૨૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) ઓરત માટે પોતાના પતિના ઘરે કામ કરવાનો શરઈ હુકમ

સવાલ (૨૪૪૯) : શું પતિના ઘરે રહીને ઓરત કોઈ કામકાજ કરી શકતી નથી ? શું પતિના ઘરે રહી કામકાજ કરવું શરમની વાત છે ? આ વિશે શરઈ હુકમ શું છે ? યાદ રહે કે ઓરત તેના પિતાના ઘરે રહી ખૂબ કામ કરે છે તેમાં તેને શરમ આવતી નથી, તો શું તેના માતા – પિતાના ઘરે રહી કામ કરવું શરમનું કારણ નથી અને પતિના ઘરે કામ કરવું શરમનું કારણ બનશે ? આ વિશે ઓરત માટે શરઈ હુકમ શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ માટે જરૂરી છે કે પોતાની પત્નીને સંપૂર્ણ ખર્ચ, કપડા, ખાવા અને રહેવા માટે ઘર (રૂમ) આપે, પતિ ઓરતને મજૂરી માટે મોકલવાની જબરદસ્તી કરી શકતો નથી. એટલે તેને જબરદસ્તી મોકલવી જાઈઝ નથી, કારણ કે ભરણપોષણની સંપૂર્ણ જવાબદારી પતિની છે, ભલે પછી પતિ માલદાર હોય કે ગરીબ.

(બદાઈઉ સ્સનાઈઅ : ૪ / ૨૩)

અલબત્ત ઘરનું ખાવા રાંધવું, વાસણ ધોવા, પાણી ભરવું અને ઘરની સફાઈ

માટે પતિના જિમ્મે કોઈ નોકરાણી રાખવી જરૂરી નથી, જયારે કે ઓરત ગરીબ ઘરની હોય અને તેના માતા – પિતાના ઘરે રહી બધા કામ કરતી હોય, બલકે ઓરત આ બધા કામ જાતે કરશે, અલબત્ત ઓરત બિમાર અથવા લાચાર હોય, તો પતિ માટે તેને મજબૂર કરવી જાઈઝ નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૭૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૮, બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૨૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) ઈદ્દત અને બાળકના દૂધના ખર્ચનો હુકમ, શરઈ માત્રા અને તેની મુદ્દત

**સવાલ (૨૪૫૦) :** એક ઓરતને તલાક થઈ છે, મહેરના તેને ૧૨૮ રૂપિયા મળી ગયા છે, હવે તે ઈદ્દતના ખર્ચ માટે પોતાના પતિ પાસેથી કમસે કમ કેટલા પૈસા લેશે અને વધારેમાં વધારે કેટલા ?

ઓરતને એક ચાર મહિનાનું બાળક પણ છે, ઓરત પોતાના છોકરાને કયાં સુધી પોતાની પાસે રાખી શકે છે ? અને છોકરાના ખર્ચ માટે તે કેટલા રૂપિયા લેશે અને કેટલા સમય સુધી ?

સરકારે આ કાયદો બનાવ્યો છે કે જયાં સુધી ઓરતના બીજા નિકાહ ન થાય, ત્યાં સુધી તે પોતાના પતિ પાસેથી પ્રતિ માસ ૧૫૦ રૂપિયા લઈ શકે છે, તો શું આ કાયદાથી ફાયદો ઉઠાવી શકાય છે અને ઓરત માટે દર મહિને ૧૫૦ (એક સો પચાસ) રૂપિયા પોતાના પતિ પાસેથી લેવા જાઈઝ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દતનો માસિક ખર્ચ બે ત્રણ સમજદાર માણસોની હાજરીમાં પતિ અને પત્ની બંનેની પરિસ્થિતિને જોઈને નક્કી કરવામાં આવશે. બંને (પતિ – પત્ની) જો માલદાર છે, તો ખર્ચની રકમ ૧૫૦થી પણ વધી શકે છે, અને બંને ગરીબ હોય તો તેનાથી ઓછી પણ હોય શકે છે, માટે બંનેની હાલતને જોઈને માસિક ખર્ચ નક્કી કરવામાં આવશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૧૫)

ઈદ્દત ખતમ થયા પછી પણ જયાં સુધી ઓરત પોતાના બીજા નિકાહ ન કરે અને બાળકની પરવરિશ કરે છે, તો તે બાળકની પરવરિશ કરવાનું મહેનતાણું લઈ શકે છે. માટે તે સમયે ઓરત પોતાનું મહેનતાણું અને પોતાના બાળકનો સંપૂર્ણ ખર્ચ લેવાની હકદાર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૮)

ઉપરોકત ખર્ચ ઓરતે પોતાના પતિ પાસેથી જરૂર લેવો જોઈએ, મુસલમાન ઓરતોએ પોતાના પતિ પાસેથી ર્ખચ ન લેવાને કારણે મુસલમાનોમાં તલાકની સંખ્યા વધી રહી છે, જો આ ઓરતો પોતાના પતિ પાસેથી ખર્ચ લશે તો બીજા લોકોને પણ ઈબ્રત હાસિલ થશે અને તેઓ તલાક આપવામાં એહતિયાત કરશે.

પરંતુ જો ઓરત બાળકની પરવરિશ કરતી નથી, અને ઓરતની ઈદ્દત ખતમ થઈ ચુકી છે, તો ભરણપોષણના નામે સરકાર તરફથી નક્કી કરેલ ૧૫૦ રૂપિયા લેવાની હકદાર નથી. કેમકે તલાક પછી ઈદ્દતના ખર્ચ સિવાય બીજો કોઈ ખર્ચ ઓરત માટે પતિના જિમ્મે નથી. (સહીહ મુસ્લિમ : ૨ / ૩૧૭, હદીસ નં. ૩૨–૨૫૬૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) ઓરત માટે ઈદ્દત ખર્ચ કેટલો રહેશે ?

**સવાલ (૨૪૫૧) :** એક એવી ઓરત જે સારા ઘરની છે, તેને તલાક થઈ ગઈ છે, તો તેની ઈદ્દત કેટલી હશે ? વિસ્તારથી જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દત ખર્ચમાં ઓરતનો ખોરાકી ખર્ચ અને જીવન જરૂરિયાતની અન્ય વસ્તુઓ શામેલ થશે. ઓરત પોતાના પતિના ઘરમાં જે રીતે રહે છે, એ આધારે તે ઈદ્દતના ખર્ચની હકદાર થશે. ઓરત અને મર્દ માલદાર છે તો માલદારોના રહન સહન પ્રમાણે ખાવા,પીવા અને કપડાના ખર્ચની હકદાર છે, અને જો બંને ગરીબ છે, તો ગરીબોની રહેણી કરણી પ્રમાણે ખર્ચ મળશે, અને જો બંનેમાંથી કોઈ એક માલદાર અને બીજું ગરીબ ઘરનું છે તો પછી મધ્યમ ખર્ચ વાજિબ થશે. બે વિશ્વાસ પાત્ર માણસો તેનો અંદાજો લગાવી કોઈ એક રકમ નક્કી કરી શકે છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) તલાક પછી ઓરત તરફથી ઈદ્દતના ખર્ચની માંગણી કરવી

**સવાલ (૨૪૫૨) :** મોંઘવારીના સમયમાં ઓરત ઈદ્દતનો કેટલો ખર્ચ માંગી શકે છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દત દરમિયાન પતિ પર ઓરતનો ખર્ચ આપવો જરૂરી છે, આજના જમાનાના આધારે માસિક ૩૦૦ રૂપિયાના હિસાબથી ખર્ચ આપવો જરૂરી છે.

ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) ઈદ્દતના ખર્ચનો હુકમ

**સવાલ (૨૪૫૩) :** તલાક પછી ઈદ્દતના સમયગાળામાં ભરણપોષણ ખર્ચ પતિ પર વાજિબ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પછી જયાં સુધી ઓરત ઈદ્દતમાં હશે, તેનો સંપૂર્ણ ખર્ચ (ખાધા ખોરાકી, કપડા) તલાક આપનાર પતિ પર જરૂરી છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૬૦૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) તલાકવાળી ઓરત અને બાળકનો ખર્ચ

**સવાલ (૨૪૫૪) :** એક ઓરત છે, જેના માતા – પિતાએ તેના પતિથી તેની તલાકની માંગણી કરી, હજુ તેનો પતિ વિચારી રહયો હતો કે શું કરું ? ઓરત પોતાની બધી વસ્તુઓ લઈને (પોતાના પિતાના) ઘરે જવા તૈયાર થઈ ગઈ, અને પોતાના પતિથી તલાકની માંગ કરવા લાગી, અંતે પતિને મજબુર થઈને તેને ત્રણ તલાક આપીને પોતાના નિકાહમાંથી અલગ કરી દીધી.

ત્યાર પછી તેના પિતાએ માંડવી કોર્ટમાં કેસ કર્યો કે મારી છોકરી એક વર્ષથી ઘરે બેઠી છે, માટે બીજા નિકાહ થતા સુધી તેનો ખાધાખોરાકીનો સંપૂર્ણ ખર્ચ તેના પતિ તરફથી તેને મળવો જોઈએ. જેની ખબર પતિને કોર્ટ તરફથી મોકલવામાં આવેલ નોટીસથી થઈ.

હવે સવાલ એ છે કે છોકરીના પોતાના પિયર જવાના માત્ર બે જ મહિના થયા છે, એને તેને તલાક આપ્યાને માત્ર એક જ મહિનો થયો છે, ત્યાર પછી તા. ૨૦ / ૬ / ૧૯૭૬ ના રોજ એક છોકરાનો જન્મ થયો છે, તેના જન્મનો દાખલો જે મારા જ ગામનો છે, મારી પાસે હાજર છે, આ દાખલાથી પણ આ જ સાબિત થાય છે કે ઓરત એક વર્ષથી પોતાના ઘરે બેઠી નથી. તો હવે શરઈ દ્રષ્ટિએ તેને ઈદ્દતનો ખર્ચ કેટલો આપવો પડશે ?

તેમજ આ તલાક જાતે તેના ઘરવાળાઓની માંગણીના આધારે આપી છે, અને આના ત્રણ ગવાહો પણ મૌજૂદ છે, તો તલાકની માંગણીને કારણે તે અલગ થઈ છે, તો હવે તેને ઈદ્દતનો કેટલો ખર્ચ આપવો પડશે ?

તેમજ તા. ૧૮ / ૪ / ૧૯૭૬નો કોર્ટમાં આવો કેસ પણ ચાલે છે કે તેના પિતા એક વર્ષના ખર્ચની માંગણી કરી રહયા છે. જયારે કે તલાક થતા સુધી તે ઓરત મારા જ ઘરમાં રહેતી હતી. તે વિશેના ગવાહો પણ મારી પાસે છે. મેં તેને એક મહિનાથી તલાક આપી છે, તો હવે તેની ઈદ્દત કેટલી હશે અને તેને ઈદ્દતનો ખર્ચ કેટલો આપવો પડશે. તેના પિતાના દાવા પ્રમાણે આખા એક વર્ષનો ખર્ચ આપવો પડશે અથવા માત્ર ઈદ્દતના સમયગાળાનો ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઓરતની માંગણીથી તલાક આપી હોય અથવા માંગણી વગર તલાક આપી હોય, બંને સૂરતોમાં ઓરત પોતાના પિતાના ઘરે કોઈ શરઈ કારણ વગર જેટલા દિવસો અથવા મહિનાઓ અથવા વર્ષ વિતાવશે, તે સમયનો ખાધાખોરાકી વગેરે ખર્ચ પતિ પર ઓરતને આપવો વાજિબ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

શરઈ ઉઝર દા.ત. પતિએ ઓરતની મહેર અદા કરી નથી, જયારે કે મહેરની રોકડ અદાયગી વિશે પતિથી ઓરતનો કરાર થયો હતો, જેને લીધે ઓરત પોતાની જાત પર પતિને કુદરત નથી આપતી, આ કારણથી ઓરત પોતાના પિતાને ત્યાં ચાલી ગઈ છે, તો ઓરતને તેનો શરઈ હક છે, આ આધારે જો ઓરત પોતાના પિતાના ઘરે રહે છે, તો જેટલો સમય તે પોતાના પિતાના ઘરે રહેશે, તે બધા સમયનો ખર્ચ પતિ ઉપર વાજિબ થશે. યાદ રહે કે હાલનો અને ભવિષ્યનો ખર્ચ જરૂરી છે, વીતી ગયેલા દિવસોનો ખર્ચ આપવો જરૂરી નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

પૂછેલી સૂરતમાં તલાકના એક મહિના પછી ઓરતે બાળકને જન્મ આપ્યો, તો બાળક પેદા થવાથી તેની ઈદ્દત પુરી થઈ ગઈ, માટે ઈદ્દતનો ખર્ચ તો માત્ર એક મહિનાનો જ વાજિબ થશે, માટે વર્તમાન સમયની મોંઘવારીને જોતા કમસે કમ માસિક ખર્ચ ૧૫૦ રૂપિયા નક્કી કરવામાં આવે, તેમજ ડિલેવરીનો સંપૂર્ણ ખર્ચ પતિ ઉપર રહેશે.

ઓરતને બાળક સાત વર્ષનું થાય ત્યાં સુધી પરવરિશનો હક રહેશે, માટે જયાં સુધી ઓરત બાળકની પરવરિશ કરતી રહેશે, છ– સાત વર્ષ સુધી આ બધી મુદત સુધીનો બાળકનો ખર્ચ અને તેની પરવરિશનું મહેનતાણું લેવાની હકદાર થશે. આ બધો ખર્ચ પતિએ આ ઓરતને આપવો જરૂરી થશે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૨૦)

નોંધ : વર્ણન કરેલ ખર્ચ બાળકની પરવરિશના આધારે આપવો જરૂરી છે, સરકારે જે કાયદો બનાવ્યો છે, કે તલાકવાળી ઓરત જયાં સુધી બીજો નિકાહ ન કરે ત્યાં સુધી પતિ માટે તેને ખર્ચ આપવો જરૂરી છે, આ કાયદો શરઈ કાયદાની વિરુદ્ધ છે. માટે તે તલાકવાળી ઓરત જેની ઈદ્દત ખતમ થઈ ગઈ છે, અથવા જેની અવલાદ સાત વર્ષથી વધુ ઉંમરની થઈ ચુકી છે, તો આ ઓરતના ખર્ચની જવાબદારી તેના પતિ પર રહેશે નહીં. એ જ પ્રમાણે તેણે જો બીજા નિકાહ કરી લીધા અને તે પોતાના બીજા પતિની જ ખિદમતમાં રહે છે અને બાળકોની પરવરિશ તરફ કોઈ ધ્યાન આપતી નથી, તો આવી સૂરતમાં પણ તેનાથી બાળકોની પરવરિશનો હક રદ બાતલ થઈ જશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧)

સમગ્ર વાતનો ખુલાસો આ છે કે તમારા જિમ્મે અત્યારે ઓરતની ઈદ્દતનો ખર્ચ, ડિલેવરી ખર્ચ, બાળકનો ખર્ચ અને અત્યારે ઓરત જે બાળકની પરવરિશ કરી રહી છે, તેનો સંપૂર્ણ ખર્ચ (મહેનતાણું) તમારા ઉપર જરૂરી છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૩) તલાક પછી બાળકની પરવરિશ અને તરબીયતનો હક

**સવાલ (૨૪૫૫) :** સંતાન પ્રાપ્તિ પછી તે જ દિવસથી બાળકનો હકદાર કોણ છે ? એટલે કે બાળકની પરવરિશ અને તરબીયતનો હક કોને છે, માતાને કે પિતાને ?

તેમજ આ બાળક પોતાની વાલિદાના સ્તનથી કેટલા સમય સુધી દૂધ પીવાનો હક ધરાવે છે ? આ વિશે છોકરા અને છોકરીમાં કોઈ તફાવત છે અથવા બંનેની દૂધ પીવાની મુદ્દત સમાન છે ?

બાળકના જન્મ વખતે જો તેની માં તે (બાળક)ને દૂધ ન પીવડાવે અને એમ કહીને તે પિતા (પોતાના પતિ)ના હવાલે કરી દે કે આ તમારું બાળક, મારો આ બાળક પર કોઈ હક નથી, તો હવે પતિએ શું કરવું જોઈએ ?

આજ કાલ તો એવું પણ થાય છે કે બાળક છ મહિના અથવા નવ મહિનાનું હોય છે, તે વખતે પતિ પત્નીને ત્રણ તલાક આપી દે છે અને ઓરત બાળકને છોડીને એટલે કે તેના બાપના હવાલે કરી એમ કહી ચાલી જાય છે કે "લો આ તમારી અવલાદ" તો આવા સમયે પતિએ શું કરવું જોઈએ ?

ઘણી વખતે તો એવા પણ બનાવો બને છે કે ઓરત તે બાળકને પોતાની સાથે લઈ જાય છે અને પછીથી પોતાની ઈદ્દતનો સંપૂર્ણ ખર્ચ અને બાળકની ખાધા

ખોરાકી ખર્ચ અને દૂધનો પણ ખર્ચ માંગે છે તો તેને આ ખર્ચ આપવો જોઈએ કે નહીં?

અમુક વખતે તો એવું બને છે કે પતિને પરેશાન કરવા ખાતર વધારે ખર્ચની માંગણી કરે છે, તો આવા સમયે પતિને શું કરવું જોઈએ ?

કોઈ ઓરત કોઈ પણ સંજોગોમાં પોતાના બાળકને પતિને સોંપવાનો ઈન્કાર કરી દે તો તે વખતે પતિએ શું કરવું જોઈએ ? સરકારી કોર્ટનો સહારો લઈને પતિ બાળકને પોતાના કબ્જામાં લઈ શકે છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

બાળક પેદા થયા પછી તેની સંપૂર્ણ જવાબદારી તેના બાપની હોય છે, પરંતુ ઓરત ગરીબ ઘરની હોય તો તે પોતાના બાળકને દૂધ પીવડાવશે, ઉપરાંત બાળક જો કોઈ બીજી ઓરતનું દૂધ પીતું ન હોય, તો આવી સૂરતમાં પણ તેની વાલિદાએ બાળકને સ્તનપાન કરાવવું જરૂરી છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૫૯,૫૬૦)

આ સમગ્ર તફસીલ ત્યારે છે જયારે કે ઓરત પતિના નિકાહમાં હોય, જો ઓરતને તલાક આપી દીધી હોય, તો બાળક જો છોકરો છે, તો તેની વાલિદાને છ – સાત વર્ષ સુધી અને જો છોકરી છે તો બાલિગ થતા સુધી પરવરિશ કરવાનો હક પ્રાપ્ત છે. (મબ્સૂત : ૫ / ૨૦૭,૨૦૮)

આ સંપૂર્ણ મુદતનો સંપૂર્ણ ખર્ચ બાળકના પિતા પર જરૂરી છે, એટલે કે બાળકના કપડા, ખાવા–પીવા અને સાબુ વગેરેનો સંપૂર્ણ ખર્ચ તેના પિતા પર રહેશે. તેમજ ઓરત પણ જોકે પોતાનો સમય બાળકની દેખરેખ અને તેની તરબીયત કરવા પાછળ લગાવી રહી છે, માટે ઓરતનો પણ સંપૂર્ણ ખર્ચ (મહેનતાણું ન કે ભરણ પોષણ ખર્ચ જે પતિ પર પત્ની માટે જરૂરી હોય છે) પતિ પર વાજિબ થશે.

(અલ મબ્સૂત : ૫ : ૨૦૮, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૨૦)

પરંતુ જો ઓરતે ખર્ચ લીધો નહીં, અહીંયા સુધી કે વરસો વિતી ગયા, તો હવે વિતી ગયેલા વરસોનો ખર્ચ લેવાનો ઓરતને કોઈ અધિકાર નથી. અલબત્ત હવે પછીના ખર્ચની તે માંગણી કરી શકે છે. (અલ મબ્સુત : ૫ / ૧૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૪) તલાક પછી ઓરતે પોતાની દોઢ વર્ષની બાળકીને પોતાના પતિના ઘરે મોકલી આપવી

સવાલ (૨૪૫૬) : મેં મારી પત્નીને તલાક આપી દીધી, અને મારા નિકાહથી અલગ કરી દીધી, તે ઓરતથી મારી એક દોઢ વર્ષની છોકરી પણ છે, જયારે ઓરતને તલાકની ખબર પડી તો તેણે તરત જ તેની નાની છોકરીને મારી પાસે મોકલી દીધી, અત્યારે આ નાની છોકરી મારી પાસે ખૂબ જ બીમાર છે અને પોતાની માં વગર ઘણી રડે છે, માટે શરઈ કાયદા પ્રમાણે આ વિશે ફેસલો ફરમાવી શુક્રિયાનો મોકો આપશો. જો શરીઅત વાલિદાને આ છોકરીની પરવરિશનો હક આપે છે, તો હું હક આપવા તૈયાર છું.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિ – પત્ની બંનેમાં દરેકને સુખ અને શાંતિ નસીબ થાય, બંનેનું જીવન સુખી ગુજરે, આ હેતુને સામે રાખી શરીઅત તરફથી એક બીજાને અમુક હક્કો આપ્યા છે, એ જ પ્રમાણે અવલાદ પેદા થયા પછી બાળકના પણ અમુક હક્કો માતા – પિતાને આપ્યા છે, કુર્આને મજીદમાં અલ્લાહ તઆલાનું ફરમાન છે :

لَا تُضَآرَّ وَالِدَةٌۢ بِوَلَدِهَا وَلَا مَوْلُوْدٌ لَّهٗ بِوَلَدِهٖ

ન વાલિદાને તેના બાળક વિશે કોઈ તકલીફ આપવામાં આવે અને ન પિતાને તેના બાળક બાબતે કોઈ તકલીફ આપવામાં આવે. (સૂરએ બકરહ : ૨૩૩)

ઉપરની આયતની રોશનીમાં ફુકહાએ કિરામે લખ્યું છે કે જો બાળક નાનું હોય તો તેની પરવરિશ અને તરબિયતનો હક બાળકની માતાનો છે, જેથી પૂછેલ મસ્અલામાં દોઢ વર્ષની છોકરીને તેની માતાથી અલગ કરવી જાઈઝ નથી, કારણ કે છોકરીનો કોઈ ગુનોહ નથી, માટે પિતા પોતાની છોકરીને તેની વાલિદાને સોંપી દે, કારણ કે તેનામાં હજુ તેની પરવરિશ કરવાની કુદરત નથી, છોકરી ગાય, ભેંસ અથવા બકરીનું દૂધ ન પીતી હોય અથવા આ દૂધ તેને અનુકૂળ ન આવતું હોય, તો આવી પરિસ્થિતિમાં વાલિદા (માં) પર જરૂરી છે કે તે જાતે પોતાની છોકરીની પરવરિશ કરે અને દુધ પિવડાવે, ઈન્કાર કરશે તો ગુનેહગાર થશે અને જો આવી હાલતમાં ઈન્તિકાલ થઈ ગયો તો માતાને એક જાન હલાક કરવાનો ગુનોહ થશે.

(તફસીર ઈબ્ને કષીર : ૧ / ૬૩૪, સૂરએ બકરહ : ૨૩૩)

અલબત્ત ત્રણ તલાક આપવાની સૂરતમાં છોકરીની દેખરેખ અને તેની પરવરિશનું મહેનતાણું તેમજ છોકરીનો સંપૂર્ણ ખર્ચ ; દા.ત. કપડાં, સાબુ, પાવડર અને ઈલાજ વગેરેનો ખર્ચ વાલિદાને (છોકરીના પિતા પાસેથી) લેવાનો હક છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૫) તલાક પછી ડિલેવરી અને ત્યાર પછીનો ખર્ચ માંગવો

**સવાલ (૨૪૫૭) :** અમારા ગામમાં એક મુસલમાન ભાઈ છે, જે હનફી મસ્લકનો છે, તેણે એક મુસલમાન ઓરત સાથે નિકાહ કર્યા, તે ઓરત પણ હનફી છે, નિકાહના ત્રણ – ચાર વર્ષ પછી ઓરતની રૂખ્સતી પોતાના પતિના ઘરે થઈ અને એક વર્ષ પછી ઓરત ગર્ભવતી થઈ, જયારે ઓરત ગર્ભવતી થઈ તો અમારા વહોરા સમાજના રિવાજ પ્રમાણે તેના પિતા પોતાની છોકરીને પહેલી ડિલેવરી માટે પોતાના ઘરે લઈ ગયા, ત્યાં તેને એક છોકરીનો જન્મ થયો, ડિલેવરી પછી ઓરત ઘણી જ બીમાર થઈ ગઈ, તે સમય દરમિયાન તેના એક પગમાં થોડી મોચ આવી ગઈ, જેથી ચાલવામાં થોડી ઘણી ખામી આવી ગઈ, છોકરીના પિતાએ તેનો ઘણો ઈલાજ કરાવ્યો તેમ છતાં પગ ઠીક ન થયો, હવે ઓરતને તેના પતિએ ૨૩ / ૬ / ૧૯૮૬ ઈ.ના રોજ ત્રણ તલાક આપી અને તલાકના કારણોમાં આ વાત લખવામાં આવી કે ઓરત દરેક વખતે બિમાર રહે છે, માટે હું તેને તલાક આપું છું.

તલાકના આ બનાવ પછી ઓરતના પિતાએ તેના પતિ પાસે ખર્ચની માંગણી કરી, ઓરતના પિતાનું કહેવું છે કે "મારી છોકરીને ડિલેવરી માટે પતિના ઘરેથી મારા ઘરે લાવ્યો હતો, ત્યારથી લઈ તલાક આપ્યાના દિવસ સુધી, દવાનો બધો ખર્ચ, તેના ખાવા–પીવાનો ખર્ચ અને અન્ય જરૂરી ખર્ચ મને મારી છોકરીનો પતિ આપે, મારી છોકરી મારા ઘરે લગભગ સત્તરથી અઢાર મહિના સુધી રહી છે, આ મુદત દરમિયાન કરવામાં આવેલ દરેક ખર્ચ તેને જોઈએ.

ભલે આ ખર્ચાઓ છોકરો જાતે આપે કે પછી તેના ઘરવાળાઓ અદા કરે.

પરંતુ પતિના ઘરવાળાઓનું કહેવું છે કે "છોકરીનો પિતા પોતાની ખુશીથી છોકરીને પોતાના ઘરે ડિલેવરી માટે લઈ ગયો હતો, માટે તે સમયગાળાનો કોઈ ખર્ચ આપવામાં નહીં આવે.

તેના જવાબમાં છોકરીના ઘરવાળાઓ કહે છે કે "અમે અમારી છોકરીને એટલે લઈ ગયા હતા કે અમારા સમાજનો જુનો રિવાજ છે, અને બીજું કે જો

છોકરીનો પિતા પહેલી ડિલેવરી વખતે છોકરીને પોતાના ઘરે ન લઈ જાય તો તેને ખરાબ સમજવામાં આવે છે, અને સમાજ તરફથી અનેક મહેણાં – ટોણા સાંભળવા પડે છે અને અમારામાં આ મહેણાં ટોણા સાંભળવાની શકિત નથી, એટલા માટે અમે અમારી છોકરીને અમારા ઘરે લઈ ગયા હતા, માટે તેમાં મારી ખૂશીનો કોઈ સવાલ જ નથી, અમે તો માત્ર સમાજના રિવાજ પ્રમાણે લઈ ગયા હતા."

બીજી વાત કે છોકરીના પિતાની આર્થિક પરિસ્થિતિ સારી નથી, એટલા માટે તેણે સંપૂર્ણ ખર્ચની માંગણી કરી છે, અત્રે નીચે પ્રમાણે અમુક સવાલો પેદા થાય છે.

(૧) જયારે પિતા સમાજના રીત – રિવાજ પ્રમાણે છોકરીને ડિલેવરી માટે પોતાના ઘરે લઈ ગયો, અને આખી મુદ્દતમાં છોકરી જે પોતાના પિતાને ત્યાં રહી, શું આ આખી મુદ્દતના સંપૂર્ણ ખર્ચની પિતા માંગણી કરી શકે છે કે નહીં ?

(૨) જયારે કે આપણો મુસ્લિમ સમાજ પોતાની જુની પ્રથાઓ – રિવાજો પ્રમાણે ચાલી રહયો હોય, તો સમાજની વિરુદ્ધ કરીને શરીઅત પ્રમાણે છોકરી અથવા તેના પિતાને તેનો ખર્ચ વસૂલ કરવાનો કોઈ હક હાસિલ છે કે નહીં ?

(૩) જયાં સુધી ઓરત પોતાના પતિના નિકાહમાં છે, ત્યાં સુધી તેનો ભરણપોષણ ખર્ચ તેના પતિના જિમ્મે છે, ભલે તે પોતાના પિતાના ઘરે જ કેમ ન રેહતી હોય, આ વાત સહીહ છે કે ગલત ?

(૪) છોકરીના પિતાની આ ખર્ચની માંગણી કરવી શું શરીઅતની દ્રષ્ટિએ જાઈઝ છે કે નહીં ?

(૫) સમાજના રિવાજો પ્રમાણે પિતા પોતાની છોકરીને પોતાના ઘરે લઈ ગયા, ત્યાર પછી તેનું શરીઅત પ્રમાણે પોતાના હક્કોની માંગણી કરવી અને આવું કહેવું કે શરીઅતમાં જે વાત છે, તે જ સહીહ છે, શું હુકમ રાખે છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

(૧) જેટલા દિવસ ઓરત તેના પિતાના ઘરે રહી હોય, તે બધા દિવસોનો ખર્ચ પિતાને પોતાની છોકરીના પતિ (જમાઈ)ની પાસેથી લેવાનો હક નથી.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૭,૨૮૮, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૭)

(૨) ઓરતનો સંપૂર્ણ ખર્ચ તેના પતિના જિમ્મે હતો, પરંતુ ઓરત જયારે પોતાની ખૂશીથી તેના પિતાના ઘરે ગઈ અને પિતા પણ તેને ખૂશીથી પોતાના ઘરે ડિલેવરી માટે લઈ ગયો છે, તો હવે છોકરીને અથવા તેના પિતાને પતિ પાસેથી

ડિલેવરીના સમયગાળાનો ખર્ચ લેવાનો કોઈ અધિકાર નથી.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૭,૨૮૮, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૭)

(૩) જયાં સુધી ઓરત પોતાના પતિના નિકાહમાં છે, ત્યાં સુધી તેનો ભરણ પોષણ ખર્ચ તેના પતિના જિમ્મે છે, ભલે પછી તે પોતાના પિતાના ઘરે કેમ ન રહેતી હોય. આ વાત સંપૂર્ણ દુરુસ્ત નથી, બલકે તેમાં તફસીલ આ છે કે જયાં સુધી ઓરત તેના પતિના ઘરે હતી, તેના સંપૂર્ણ ખર્ચની સંપૂર્ણ જવાબદારી તેના પતિ પર હતી, પરંતુ જયારે તે તેના પિતાના ઘરે પોતાની મરજીથી, કોઈ જાતના કારણ વગર ચાલી ગઈ અને તેનો પિતા પોતાની મરજીથી લઈ ગયો તો હવે પતિ પર તેનો ખર્ચ વાજિબ ન રહયો. માટે પિતા અને છોકરી બંનેમાંથી કોઈને પણ પતિ પાસેથી ખર્ચ માંગવાનો અધિકાર નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૧૫)

(૪) વાજબી વસ્તુઓ જરૂરત અને ગરીબી વખતે લઈ શકાય છે, પરંતુ પૂછેલી સૂરતમાં આ મુદતનો ખર્ચ લઈ શકતો નથી, જેટલી મુદત તેણે પોતાની છોકરીને પોતાની મરજીથી પોતાના ઘરે રાખી.

(૫) "શરીઅત પ્રમાણે પોતાના હક્કોની માંગણી કરવી અને એવું કહેવું કે શરીઅતમાં જે વાત છે તે જ સાચી છે." આ વાત સાચી છે, અલબત્ત ઓરત પોતાની મહેર અને ઈદ્દતનો ખર્ચ માંગી શકે છે, અને પતિ માટે આપવો ફર્ઝ છે."

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૯, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

એવી રીતે નાની છોકરીનો ખર્ચ લેવાનો પણ હક છે, માટે જેટલી મુદત સુધી આ નાની છોકરી પોતાની માતાની પાસે રહેશે, એ બધી મુદતનો સંપૂર્ણ ખર્ચ ઓરત પોતાના પતિ પાસેથી લેવાની હકદાર છે અને જો પતિ તેના હક્કોનો ઈન્કાર કરતો હોય, તો ઓરત તેને મેળવવા માટે (શરઈ) કોર્ટમાં દાવો કરી શકે છે. (ફતાવા હિન્દિય્યહ :૧ / ૫૪૧,૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૬) શરીઅત પ્રમાણે ઈદ્દતનો ખર્ચ કેટલો છે ?

**સવાલ (૨૪૫૮) :** મારા છોકરાએ તેની પત્નીને ત્રણ તલાક આપી દીધી છે, હવે તે લોકો મારી પાસે ઈદ્દતનો ખર્ચ માંગે છે, તો મારે ઈદ્દતનો ખર્ચ શરઈ દ્રષ્ટિએ કેટલો આપવો પડશે ? અને કેટલા મહિના સુધી ? તે લોકો મારી પાસે ઈદ્દતના ખર્ચ પેટે ૧૮૦૦ રૂપિયા માંગે છે, તો મારે તેને કેટલા આપવા ? એક હજાર અથવા પંદર સો

અથવા આઠસો રૂપિયા ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દતનો ખર્ચ પણ આપવો જરૂરી છે અને જે મહેર નક્કી હોય અને હજુ સુધી મહેર અદા ન કરી હોય, તો મહેર પણ અદા કરવી પડશે, ઈદ્દતનો ખર્ચ ઈદ્દત ખતમ થતા સુધી છે, એટલે કે જો ઓરત ગર્ભવતી છે, તો ડિલેવરી સુધી અને જો ઓરત ગર્ભવતી નથી અને તેને હેઝ આવે છે તો ત્રણ હેઝ સુધી અને હૈઝ ન આવતું હોય તો ત્રણ મહિના સુધી ખર્ચ આપવો જરૂરી છે, જો પતિ અને પત્ની બંને માલદાર હોય તો માલદારીનો ખર્ચ અને જો ગરીબ હોય તો ગરીબીનો ખર્ચ, એક માલદાર અને એક ગરીબ હોય તો દરમિયાની ખર્ચ આપવો જરૂરી છે, અને દર મહિનાનો ખર્ચ સમયની માંગ પ્રમાણે બદલાતો રહેશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૭) ઈદ્દતનો ખર્ચ માસિક કેટલો હોવો જોઈએ ?

સવાલ (૨૪૫૯) : મારા છોકરાએ તેની ઓરતને તલાક આપી દીધી છે, અત્યારે તેની પત્ની ઈદ્દતમાં છે, તો મારે તેની ઈદ્દતનો કેટલો ખર્ચ આપવો જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પછી પતિ માટે જરૂરી છે કે તે ઈદ્દતનો ખર્ચ આપે, ઉપરાંત જો ઓરતની મહેર નક્કી હતી અને હજુ સુધી અદા કરી નથી તો મહેર પણ અદા કરવામાં આવે.

જો ઓરત સગર્ભા હોય તો ડિલેવરી સુધી અને જો સગર્ભા નથી અને તેને હેઝ આવતું હોય તો ત્રણ હેઝ સુધી અને હેઝ ન આવતું હોય તો ત્રણ મહિના સુધી ઈદ્દતનો ખર્ચ (ઓરતને) આપવો જરૂરી છે.

પતિ – પત્ની બંને જો માલદાર હોય, તો માલદારીનો ખર્ચ, બંને ગરીબ હોય તો ગરીબીનો ખર્ચ, એક માલદાર અને એક ગરીબ હોય તો દરમિયાની ખર્ચ આપવો જરૂરી છે. દર મહિને એટલો ખર્ચ આપવામાં આવે કે જેનાથી તે પોતાના સવાર – સાંજના ખાવા અને કપડા વગેરે ધોવાનો ખર્ચ આસાનીથી અદા કરી શકે.

આજના જમાનામાં તેને મહિને સો – બસો રૂપિયા આપવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૮) નાફરમાન ઓરતના ભરણપોષણ ખર્ચનો હુકમ

સવાલ (૨૪૬૦) : એક માણસની પ્રથમ પત્ની અત્યારે પણ પતિના નિકાહમાં છે,

પતિએ તેને તલાક નથી આપી, તેમ છતાં તે પોતાના પતિના ઘરે રહેતી નથી, પતિની નારાજગીને લીધે, તે પોતાની મરજીથી લગભગ અઢાર વર્ષથી તેના પિતાના ઘરે રહે છે અને પતિના ઘરેથી નવ તોલા સોનાના ઘરેણાં પણ લઈ ગઈ છે, તો તેની આવી શરારત કર્યા પછી પતિ ઉપર તેનો ભરણપોષણ ખર્ચ વાજિબ થશે કે નહીં ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પૂછેલા મસ્અલામાં ઓરત નાફરમાન છે, માટે તે પોતાના પતિના ભરણ પોષણ ખર્ચની હકદાર નથી. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૬) તેમજ તેણે પતિના નવ તોલા સોનાના ઘરેણા લીધા છે, તેને પરત કરવા પણ તેના માટે જરૂરી છે. નહીં તોં ગુનેહગાર થશે. (મુસ્નદે ઈમામ અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮, શર્હે કવાઈદુલ ફિકહિય્યહ : ૪૬૧–૪૬૨, ફતાવા હિન્દિય્યહ : ૨ / ૧૬૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૯) ઈદ્દતમાં અને ઈદ્દત પછી ભરણપોષણ ખર્ચનો હુકમ

**સવાલ (૨૪૬૧) :** તલાકવાળી ઓરતની ઈદ્દતનો ખર્ચ તેમજ ઈદ્દત પછીના ખર્ચનો શું હુકમ છે ? નિકાહ વખતે જે મહેર નક્કી થઈ હતી, તો એ જ મહેર આપવી જરૂરી છે અથવા કમિટીવાળા આ નક્કી કરેલ મહેરથી વધારે અપાવી શકે છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિએ નક્કી કરેલ મહેર અને ઈદ્દતનો ખર્ચ તલાકવાળી પત્નીને આપવો જરૂરી છે. જો તે પોતાની ખુશીથી વધારે આપવા માંગે તો આપી શકે છે. અલબત્ત કમિટી કાયદો બનાવીને તેના પર જબરદસ્તી કરે અને તેની પાસેથી નક્કી કરેલ રકમથી વધારે અપાવે તો આ અમલ નાજાઈઝ અને હરામ છે. (મુસ્નદે અહમદ : ૨૪ / ૨૩૯, હદીસ નં. ૧૫૪૮૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૦) તલાકવાળી ઓરતે ખોટો કેસ કરી પતિ પાસેથી ભરણપોષણ ખર્ચ વસુલ કરવો

**સવાલ (૨૪૬૨) :** તલાકવાળી ઓરત જુઠા કેસો કરી પોતાના પતિ પાસેથી કોર્ટ દ્વારા કાયદા કાનૂનનો સહારો લઈ, ભરણપોષણ ખર્ચ વસુલ કરતી રહે છે, ઈસ્લામ ધર્મ આ બાબતે શું હુકમ આપે છે.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

તલાકવાળી ઓરત માટે ખોટો કેસ કરી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી, માટે

પૂછેલી સૂરતમાં ઓરતે પોતાના પતિ વિરુદ્ધ કોર્ટમાં ખોટો કેસ દાખલ કરી તેની પાસેથી ખોરાકી ખર્ચ વસૂલ કરવો નાજાઈઝ અને હરામ છે. અને નર–છોકરો અવલાદ હોય અને પતિ શકિત હોવા છતાં તેનો ખર્ચ ન આપતો હોય અને ન તો તેની પરવરિશનું મહેનતાણું આપતો હોય તો આવી સ્થિતિમાં બાળકની ઉંમરના સાતમાં વર્ષ સુધીનો તો ખર્ચ લઈ શકે છે, પરંતુ જો સાત વર્ષથી મોટો હોય તો બાળકોનો ખર્ચ લેવો નાજાઈઝ છે. કેમકે આ ઈસ્લામી હુકમની વિરુદ્ધ છે. (ફતાવા રહીમિય્યહ) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૧) નાફરમાન ઓરતે પતિથી કોર્ટ દ્વારા ખાધાખોરાકી ખર્ચ વસુલ કરવો

**સવાલ (૨૪૬૩) :** મારી પત્ની મારા નિકાહમાં છે, પરંતુ તે બે વર્ષથી કોઈ યોગ્ય કારણ વગર તેના પિતાને ત્યાં જતી રહી છે, મારો તેની સાથે કોઈ ઝઘડો પણ નથી થયો અને ન તો કયારે કોઈ બાબતે બોલવાનું થયું, મેં તેની મહેર પણ અદા કરી દીધી છે. હું તેને મારા ઘરે લાવવા ચાહું છું, પરંતુ તે મારા ઘરે આવવાની ના પાડે છે, હમણાં ચાર મહિના પહેલા તેણે મારી ઉપર આરોપ લગાવી ખોટો કેસ કરી, ભરણ પોષણ ખર્ચની માંગણી કરી છે, અને કોર્ટ મારફતે પોતાના અધિકારનો ફેસલો કરાવી લીધો છે. ખાધાખોરાકી ખર્ચ પેટે તે મારી પાસેથી ૧૫૦૦૦ રૂપિયાની માંગણી કરી રહી છે, હાલાંકે હું તેને મારા ઘરે લાવવા ચાહું છું, તો હવે મારે શું કરવું જોઈએ ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયારે પતિ પોતાની પત્નીના તમામ હકો અદા કરવા તૈયાર છે, અને તેણે નિકાહ પછી તેની મહેર પણ આપી દીધી છે, બંને દરમિયાન જુદાઈનું કોઈ યોગ્ય કારણ પણ નથી, તેમ છતાં ઓરત દ્વારા પોતાના પતિ પર આરોપ લગાવી અને જુઠા બહાના બનાવી પતિની મરજી વગર પતિના ઘરેથી તેના પિતાના ઘરે ચાલ્યું જવું શરઈ રીતે હરામ અને નાજાઈઝ છે. આવી ઓરતને શરીઅતની પરિભાષામાં "નાશીઝા" (નાફરમાન) કહેવામાં આવે છે, જયારે પત્ની પોતાના પતિની મરજી વગર પોતાના પિયરમાં ચાલી ગઈ છે, તો તે નાફરમાન થઈ, જેથી પતિ પર તેના ખાધાખોરાકી, પહેરવા, રહેવાના ખર્ચની કોઈ જવાબદારી નથી, માટે ઓરતે પોતાના પતિથી આ વસ્તુઓની માંગણી કરવી જાઈઝ નથી, ભલે ગામવાળા અથવા

ઓરતના રિશ્તેદાર અથવા દુનિયાની કોઈ કોર્ટ તેનો ફેસલો કરે, પરંતુ ઓરત માટે લેવું હરામ અને નાજાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૭૬)

જે રીતે ભૂંડનું માસ ખાવું હરામ છે, એ રીતે ઓરતે દુનિયાની કોર્ટનો સહારો લઈ પોતાના પતિ પાસેથી નાજાઈઝ રીતે પોતાનો ખર્ચ વસુલ કરવો પણ હરામ છે.

પતિની પણ જવાબદારી છે કે તે પોતાના ગામના બે નેક ઔર દીનદાર વ્યકિતઓની સામે આ વાત રાખે અને તે એક લખાણ લખે કે "હું મારી પત્નીના તમામ હકો અદા કરવા તૈયાર છું, પરંતુ તેમ છતાં પત્ની મારી સાથે રહેવા માટે તૈયાર નથી અને મારી વિરુદ્ધ કોર્ટમાં ખોટી ફરિયાદ કરી તે મારી પાસેથી પોતાનો ખર્ચ વસુલ કરવા ચાહે છે," ત્યાર પછી તે લવાદીઓ તેમનામાં સમાધાન કરવાની કોશિશ કરે, ઉમ્મીદ છે કે તેનાથી કોઈ બહેતર રસ્તો નીકળી આવશે. (સૂરએ નિસાઅ : ૩૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૨) તલાક પછી પતિએ ઈદ્દતનો ખર્ચ ન આપવો

**સવાલ (૨૪૬૪) :** મારા પતિએ મને તલાક આપી છે, મારા રહેવા માટે મકાનની પણ કોઈ વ્યવસ્થા કરી નથી, વાલિદૈન પણ હયાત નથી, મારા પતિએ મને ઈદ્દતનો ખર્ચ પણ આપ્યો નથી, કે જેનાથી હું ઈદ્દત દરમિયાન મારું ગુજરાન ચલાવી શકું, અને મારી આર્થિક હાલત એવી નથી કે મારા ખાવા, પીવા અથવા રહેવાની વ્યવસ્થા કરી શકું તો શું ઈદ્દત ભરવા માટે હું મારા પતિના ઘરે રહું તો તેમાં શરઈ દ્રષ્ટિએ કોઈ વાંધો છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જે ઓરતને તલાક થઈ ગઈ છે, તેણે ઈદ્દત દરમિયાન પોતાના પતિના જ મકાનમાં રહેવું જરૂરી છે અને ઈદ્દતમાં પતિ પર જરૂરી છે કે તેની રહેવાની વ્યવસ્થા કરે, કારણ વગર જો પતિ ઘરેથી કાઢી મુકશે તો ગુનેહગાર થશે અને જયાં સુધી ઈદ્દત પુરી ન થાય ત્યાં સુધી ખાવા,પીવા, પૈસા, કપડાં, તેલ અને સાબુ વગેરે તમામ જીવન જરૂરિયાતની સાધન સામગ્રીની વ્યવસ્થા કરવી પતિ પર જરૂરી છે, જો અમુક કારણોસર ઈદ્દત દરમિયાન પતિ ઘરમાં તલાકવાળી ઓરતને (તેની પત્ની)ને રાખી શકતો નથી તો તેના પર જરૂરી છે કે તે કોઈ બીજું મકાન અથવા મકાનનું ભાડું ઓરતને આપે. (ફતાવા હિન્દિય્યહ : ૧ /૫૫૭, બહરુર્રાઈક : ૪ / ૧૬૫) ફકત અલ્લાહ

તઆલા વધુ જાણનાર છે.

## (૩૩) પતિના જિમ્મે તલાકવાળી સ્ત્રી માટે ઈદ્દતના ખર્ચ સિવાય કયા કયા હકો છે ?

**સવાલ (૨૪૬૫) :** પતિએ તલાકવાળી સ્ત્રીને ઈદ્દત ખર્ચ અને મહેર અદા કરી દીધી છે, ત્યાર પછી પણ પતિની ઉપર બીજા હકો છે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ઈદ્દતનો ખર્ચ અને મહેરની અદાયગી પછી તલાકવાળી ઓરત કોઈ વસ્તુની હકદાર નથી. (મબ્સૂત : ૫ / ૨૦૧–૨૦૫) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૪) પતિએ પોતાની હયાતીમાં પોતાની પત્નીના ખર્ચ માટે કોઈ સંપત્તિ તેના નામે કરવી

**સવાલ (૨૪૬૬) :** મર્હુમ મૂસા બિન ઈસ્માઈલ લિંબાડા આજથી ૨૦ વર્ષ પહેલા મરણ પામ્યા, તેમની હયાતીમાં તેમણે પોતાની તલાકવાળી પત્નીના ભરણપોષણ ખર્ચ માટે એક જમીન તેના નામે કરી હતી, તેમની આ તલાકવાળી પત્નીનું પણ છ વર્ષ પહેલા મૃત્યુ થઈ ગયું, તેનાથી મર્હુમ મુસા બિન ઈસ્માઈલ લિંબાડાને કોઈ અવલાદ નથી, હવે સવાલ એ છે કે મર્હુમા પત્નીના ભરણપોષણ ખર્ચ માટે જે જમીન તેમના નામે કરી હતી તેમાંથી મર્હુમાના બે ભાણીયા (બહેનના છોકરાઓ)નો શરઈ રીતે કોઈ હક છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્હુમ મુસા બિન ઈસ્માઈલ લિંબાડાએ તેમની તલાકવાળી ઓરતના ભરણપોષણ ખર્ચ માટે જે જમીન તેના નામે કરી હતી, તેનો મતલબ માત્ર તેનાથી પ્રાપ્ત થયેલ આવકની માલિક બનાવવી છે, જમીનની માલિક બનાવવી નથી, એ કારણથી મર્હુમા પત્નીના કોઈ પણ રિશ્તેદારનો તેમાં કોઈ હક નથી, મર્હૂમ મુસા બિન ઈસ્માઈલની અવલાદ તે જમીનની મૂળ હકદાર ગણાશે. ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૫) પત્નીએ ગયા વર્ષનો ભરણપોષણ ખર્ચ માંગવો

**સવાલ (૨૪૬૭) :** જો પત્ની તેના પતિથી પાછલા વરસોનો ખર્ચ માંગે જે વિતી ચુકયા છે, તો આ માંગણી સહીહ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પત્નીનો ખર્ચ આપવો પતિ ઉપર જરૂરી છે, પરંતુ જો પતિ વિદેશ ગયો, ત્યારે પત્નીએ ખર્ચની માંગણી ન કરી, પતિએ પણ ખર્ચ વિશે પત્ની સાથે કોઈ કરાર કર્યો નથી, અને ન તો સરકાર તરફથી કોઈ પ્રકારનો ખર્ચ નકકી કરવામાં આવ્યો, તો આ બધી સુરતોમાં પત્ની માટે ગયા વર્ષનો ખર્ચ માંગવો જાઈઝ નથી.

اذا خاصمت المرأة زوجها في نفقة مامضى من الزمان قبل أن يفرض القاضي لها النفقة وقبل أن يتراضيا عن شيئ فإن القاضي لايقضي لها نفقة مامضى عندنا كذا في المحيط استدانت على الزوج قبل الفرض والتراضي فاتفقت لاترجع بذلك على زوجها بل تكون متطوعة بالإنفاق سواء كان الزوج غائباً، أو حاضرا۔

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૬) પતિની જાયદાદમાંથી પત્નીએ રહેવા માટે ઘરની માંગણી કરવી

સવાલ(૨૪૬૮): પતિની સંપત્તિમાં મકાન, ખેતીની જમીન અને કારોબાર છે, પત્ની પોતાનું જીવન ગુજારવા માટે કારોબાર અને ખેતીમાંથી પોતાનો હિસ્સો છોડી મકાન લેવા ચાહે છે, તો મસ્અલાનો હલ શું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

આ સમસ્યાનો ઉકેલ બંને પક્ષોની ખુશીથી શકય છે, અથવા તો પછી કમિટીનો ફેસલો માની લે, અથવા ચિઠ્ઠી ઉછારીને કરી શકાય છે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૬ / ૮૧૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૭) જયારે પત્ની તલાકની માંગણી કરે, તો પતિ પર ઈદ્દતનો ખર્ચ વાજિબ થશે કે નહીં ?

સવાલ (૨૪૬૯) : સલામ બાદ અરજ છે કે એક પત્ની અને તેના ખાનદાનવાળા પતિ પાસે જબરદસ્તીથી તલાકની માંગણી કરી રહયા છે, પરંતુ પતિ તલાક આપવા બિલકુલ તૈયાર નથી, પરંતુ ન ચાહવા છતાં પત્નીના ઘરવાળાઓના આગ્રહથી તલાક આપી રહયો છે, તો શું આ સૂરતમાં પતિ ઉપર શરીઅતની દ્રષ્ટિએ ઈદ્દતનો

ખર્ચ વાજિબ થશે કે નહીં ? જો વાજિબ છે તો કેટલો વાજિબ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સૂરતમાં જો ઓરત ઈદ્દતની મુદ્દત દરમિયાન પતિના ઘરે ન રહે, બલકે તેના પિયરમાં રહે અને પતિની મરજી છતાં પતિના ઘરે ઈદ્દત ન ગુજારે તો તે નાફરમાન ગણાશે, અને ના ફરમાનીના કારણે તે ખર્ચની હકદાર ગણાશે નહીં.

(બહરુર્રાઈક : ૪ / ૨૧૭)

અલબત્ત ઓરત તરફથી તલાકની ઉપરોકત માંગણી કરવી પતિના કોઈ જુલમના લીધે હોય અથવા પતિ તરફથી કોઈ રૂકાવટને લીધે ઈદ્દત દરમિયાન ઓરત પતિના ઘરમાં રહેવા માટે તૈયાર ન હોય તો તે ખર્ચની હકદાર થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૮) ત્રણ તલાકવાળી સ્ત્રીનો ખર્ચ માલદાર પતિ પર કેટલો વાજિબ છે ?

**સવાલ (૨૪૭૦) :** એક માણસે તેની પત્નીને ત્રણ તલાક આપી છે, તેનો માસિક પગાર એક હજાર રૂપિયા છે, તો આ વ્યકિત પર ઓરતનો માસિક ભરણપોષણ ખર્ચ કેટલો વાજિબ થશે ? તેમજ તલાકવાળી ઓરતને ઈદ્દત દરમિયાન અલગથી ઘર આપવું તેના જિમ્મે જરૂરી છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલી સુરતમાં ઓરત માટે પતિની ઉપર દરમિયાની ખર્ચ વાજિબ થશે, એટલે ઓરતના ખાવા, પીવા અને રોજિંદા જરૂરીયાત માટે કાફી હોય શકે એટલો ખર્ચ આપવો જરૂરી છે, પતિના ઘરમાં જે ખાવા ખાવામાં આવતું હોય, તેના હિસાબથી એક માણસ માટે કાફી થઈ શકે એટલો ખર્ચ અદા કરવો પડશે.

(બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૨૪–૨૫)

ઓરત માટે જરૂરી છે કે તે જ ઘરમાં ઈદ્દત ગુજારે, જયાં પોતાના પતિની સાથે તલાક પહેલા રહેતી હતી, જો તલાક વખતે તે તેના પિયરમાં હોય તો પણ તે તલાક પછી ઈદ્દત ગુજારવા માટે તેના પતિના ઘરે આવી જાય, જો કોઈ વાંધો ન હોય તો મર્દ પોતાના ઘરમાં એક અલગથી રૂમમાં તેના રહેવાની વ્યવસ્થા કરી શકે છે, એવો રૂમ કે જેનો રસ્તો અને દરવાજો અલગ હોય, અને તેમાં ઓરતનો સામાન મહફૂઝ રહી શકતો હોય, અને રૂમ ઓછામાં ઓછો એટલો મોટો હોવો જોઈએ કે

તેમાં ખાવા રાંધવાની સાથે રહેવા માટે પણ કાફી થઈ જાય, તો એવા ઘરમાં ઓરત માટે ઈદ્દત ગુજારવી જરૂરી છે, જો ઓરત તલાક પછી પતિના ઘરે ઈદ્દત ન ગુજારે તો પછી તે રહેવા માટે પતિથી ભાડુ માંગી શકતી નથી. જયારે કે પતિએ પત્ની માટે ઉપરોકત ઘરની વ્યવસ્થા કરી હોય. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૨૦૬, શામી : ૩ / ૬૦૯) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩૯) પત્ની તરફથી તલાકની માંગણી પર પતિના જિમ્મે ભરણપોષણ ખર્ચ જરૂરી છે કે નહીં ?

**સવાલ (૨૪૭૧) :** એક માણસની શાદીને લગભગ ત્રણ વર્ષ થઈ ગયા, અવલાદમાં બે વર્ષની એક છોકરી અને એક મહીનાનો એક છોકરો છે, શાદી પછીથી આજ દિન સુધી પતિ–પત્નીનો નિભાવ સારી રીતે થતો નથી, વારંવાર સમાધાનની કોશિશ કરી પરંતુ નિષ્ફળ રહી. પતિના રિશ્તેદારો ચાહે છે કે કોઈ પણ રીતે બંનેમાં સમાધાન થઈ જાય, અને તલાકની નોબત ન આવે, જયારે કે સામે પત્નીના સંબંધીઓ સતત તલાકની માંગણી કરી રહયા છે, તેમનો સખત આગ્રહ છે કે તલાક આપી દો, આ રીતે આગ્રહ પછી જો પતિ ન ચાહવા છતાં પણ તલાક આપે તો તેના પર શરઈ ભરણપોષણ ખર્ચ જરૂરી છે કે નહીં ? તેમજ તલાકની સુરતમાં બંને બાળકોની પરવરિશ વિશે શરઈ હુકમ શું છે ? બાળકોના ખર્ચની જવાબદારી કોના ઉપર આવશે ? અને તે ખર્ચની માસિક રકમ કેટલી હશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પછી ઈદ્દત પુરી થતા સુધી ઈદ્દતનો ખર્ચ (એટલે કે ખાવા, પીવા, રહેવા અને અન્ય રોજિંદા જરૂરીયાતની વ્યવસ્થા) પતિ ઉપર જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) અલબત્ત તેમાં બીમારીનો ઈલાજ અને દવા શામેલ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૯) પતિના ઘરમાં જે રીતે રોજ જે ખાવા ખાવામાં આવે છે, એ હિસાબથી રકમ આપવામાં આવશે કોઈ ખાસ રકમ નક્કી નથી, જમાનો અને જગ્યાના હિસાબથી જે ખર્ચ થતો હોય તે અદા કરવામાં આવશે. બે દીનદાર ભરોસાપાત્ર વ્યકિતઓથી આ બાબતે મશ્વરો કરી રકમ નક્કી કરવામાં આવે, તલાકથી પહેલા પતિ પાસે રહીને જે કપડાં પત્ની પહેરતી હતી એવા કપડાં ઠંડી અને ગરમીની ઋતુને સામે રાખી ઈદ્દત પુરી થતા સુધી આપવામાં આવશે.

(બહરુર્રાઈક : ૪ / ૨૧૭)

ઈદ્દત દરમિયાન ઓરત માટે પતિના ઘરમાં રહેવું જરૂરી છે, જે પતિના ઘરે અથવા પતિએ ઈદ્દત ભરવા માટે જે મકાનની વ્યવસ્થા કરી હોય ત્યાં ઓરત રહેવા ન ચાહે તો પછી અલગથી રહેવાના ખર્ચની જિમ્મેદારી પતિ પર નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૫)

જો પત્નીના રિશ્તેદારોએ જીદ કરીને તલાક લીધી છે, જયારે કે પતિ તલાક માટે તૈયાર ન હતો, પતિ તરફથી પત્નીને કોઈ ત્રાસ પણ ન હતો, તેમજ ઈદ્દત દરમિયાન પતિ તરફથી કોઈ જાતના જુલમનો પણ ખતરો નથી, તેમ છતાં જો ઓરત પતિના ઘરે ઈદ્દત ન ગુજારે તો તે ઈદ્દતના કુલ ખર્ચથી વંચિત રહેશે. જો ઈદ્દત દરમિયાન બાકી મુદ્દત પતિના ઘરે આવીને પુરી કરે તો પછી ખર્ચની હકદાર થશે. (રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૭૬)

બે વર્ષની છોકરી અને એક મહિનાનો છોકરો તલાકવાળી માંની હાજરીમાં માંની પાસે રહેશે અને માંને હક છે કે છોકરાને સાત વર્ષની ઉમર સુધી અને છોકરીને બાલિગ થતા સુધી પોતાની પાસે રાખે. અને માંની પાસે પરવરિશની સુરતમાં પિતા પર પરવરિશનું યોગ્ય મહેનતાણું અને બાળકોનો ખર્ચ આપવો જરૂરી થશે. જો તેમના માટે નોકરની જરૂરત જણાય તો તેનો ખર્ચ અને ઈદ્દત પછી દૂધ પીવડાવવાનું મહેનતાણું પણ જરૂરી છે, જો તલાકવાળી ઓરતે બીજા નિકાહ કરી લીધા તો તેની પરવરિશનો હક ખતમ થઈ જશે, પરંતુ માં પછી આ હક નાનીને મળશે, ત્યાર પછી દાદીને, પછી બહેનોને, પછી માસીને ત્યાર પછી ફોયને મળશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ /૫૪૧, ૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩/ ૫૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૦) તલાકવાળી ઓરતની પરવરિશમાં રહેનાર છોકરીનો ખર્ચ પિતા ઉપર કયાં સુધી વાજિબ છે ?

સવાલ (૨૪૭૨) : એક ઓરતને તલાક થઈ ગઈ છે, છોકરી નાની હતી, જેથી તે છોકરી આ ઓરતની પરવરિશમાં છે, તો પિતા પર કયાં સુધી તેનો ખર્ચ વાજિબ છે?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી છોકરી પોતાની માતા પાસે રહેશે પિતા ઉપર તેનો ભરણપોષણ ખર્ચ વાજિબ રહેશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૬૧૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૧) પત્ની માલદાર ઘરની હોય અને પતિ ગરીબ હોય તો ભરણપોષણ ખર્ચ કેટલો વાજિબ થશે ?

**સવાલ (૨૪૭૩) :** મેં મારી પત્નીને તલાક આપી દીધી છે, હું ગરીબ છું, જયારે કે ઓરત માલદાર ઘરની છે, તો મારા પર ઈદ્દતનો ખર્ચ કેટલો વાજિબ થશે ? અને ઈદ્દત કયારે ખતમ થશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક પછી ઈદ્દતનો ખર્ચ પતિ – પત્નીની પરિસ્થિતિને સામે રાખી વાજિબ થશે, જેમકે તલાકથી પહેલા નિકાહની હાલતમાં હોય છે કે જો પતિ ગરીબ છે અને પત્ની માલદાર છે તો દરમિયાની દરજાનો ખર્ચ વાજિબ થશે, ત્રણ હેઝ પૂર્ણ થવા પર ઈદ્દત ખતમ થશે, જો પત્ની ગર્ભવતી છે, તો ડિલેવરી થતાની સાથે તેની ઈદ્દત ખતમ થઈ જશે, ઈદ્દતના ખર્ચ માટે કોઈ ખાસ રકમ નક્કી ન કરી શકાય, અલબત્ત તેના માટે બે ત્રણ દીનદાર, સમજદાર સ્થાનિક લોકોને નક્કી કરવામાં આવે કે એક દિવસ અને એક મહિનાનો ખર્ચ વર્તમાન જમાનાના હિસાબે શું થશે ? ત્યાર પછી આ આધારે ઈદ્દતની મુદ્દતનો ખર્ચ નકકી કરવામાં આવે. (બદાઈઉસ્સનાઈઅ : ૪ / ૧૫, સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક :૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૨) નાફરમાન ઓરતનો ખર્ચ પતિના જિમ્મે વાજિબ નથી

**સવાલ (૨૪૭૪) :** મેં ગયા વર્ષે તારીખ : ૧ / મે ૧૯૮૧ ઈસ્વીના રોજ એક ઈજતિમામાં નિકાહ કર્યા, અને ૫ / મે ૧૯૮૧ના રોજ પત્ની મારા ઘરે આવી, વીસ દિવસ રહયા પછી શબે બરાતના અવસર પર સાસરીવાળા તેમની છોકરીને લઈ ગયા અને કહયું કે રમઝાન ઈદ પછી અમે તેને મોકલી આપીશું, તેમના કહેવા પ્રમાણે હું ઈદ પછી મારી પત્નીને લેવા માટે ગયો, તો તેમણે તેને મારી સાથે ન મોકલી, ઘણા લોકોએ તેમને સમજાવ્યા પરંતુ તેઓ પોતાની જીદ પર રહયા અને કોઈની પણ ન સાંભળી.

મારી સાસરીવાળા મારી ઓરતના ૨૫૦૦ રોકડા અને અન્ય સામાન જે કુલ ત્રણ હજાર (૩૦૦૦) થાય છે, મારી પત્નીને આપતા નથી, હાલાંકે તે રોકડ રકમ અને સામાન મેં મારી પત્નીને આપ્યો છે. તો શું હું તે સામાન અને રકમ લેવાનો

હકદાર નથી ?

હું તે ઓરત સાથે અલગથી ઘર વસાવવા ચાહું છું, અને હું મારી પત્નીને તલાક આપવા માંગતો નથી, જયારે કે મારી સાસરીવાળાઓએ ભરણપોષણ ખર્ચ માટે કોર્ટમાં કેસ કર્યો છે, તો શું આ ખર્ચ આપવો મારા માટે જરૂરી છે ? અને મારી સાસરીવાળાઓને આ ખર્ચ લેવાનો હક છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઓરત માટે જરૂરી છે કે શાદી પછી પોતાના પતિના ઘરે રહે, પતિની ઈજાઝત વગર બહાર નીકળવું જાઈઝ નથી, અને પતિએ કોઈ જગ્યાએ જવા અને રહેવાની જેટલા દિવસો માટે ઈજાઝત આપી હોય, તેનાથી વધુ રહેવું જાઈઝ નથી. માતા – પિતાએ પોતાની છોકરીને રોકવી અને તેને પોતાના પતિના ઘરે ન મોકલવી દુરુસ્ત નથી, હરામ છે, પતિ માટે જરૂરી છે કે પોતાની પત્નીના ભરણપોષણ અને મકાન ખર્ચની વ્યવસ્થા કરે.

જયારે કે પતિએ પત્નીના બધા જ હક્કો અદા કર્યા છે અથવા તો અદા કરવાનો ઈકરાર કરે છે, તેમ છતાં પત્ની તેના પતિના ઘરે આવતી નથી, તો તે ફિકહની પરિભાષામાં "નાશીઝહ" એટલે કે પતિની નાફરમાન છે, અને નાફરમાન ઓરતનો ખર્ચ પતિના જિમ્મે વાજિબ નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૫)

તમારી સાસરીવાળાઓએ ભરણપોષણ ખર્ચનો જે કેસ કર્યો છે, તે બાતિલ છે, કારણ કે ઓરત નાફરમાન છે, દીની અને દુન્યવી એતિબારથી ગુનેહગાર છે, માટે તેનો ખર્ચ તમારા જિમ્મે વાજિબ નથી. ( ફતાવા રહીમિય્યહ : ૮ / ૪૩૫)

તમે શાદી વખતે જે કંઈ તમારી પત્નીને આપ્યું છે, જો તેને તેની માલિક બનાવી દીધી છે, તો તેને પરત લેવાનો તમને અધિકાર નથી, અને જો તેને વાપરવા માટે આપ્યું છે, જેના સુબૂત માટે ગવાહ અથવા ઉર્ફનું હોવું જરૂરી છે, તો તેને તમે પરત લઈ શકો છો. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૩)

અંતમાં ગુજારિશ છે કે ઈસ્લામી તાલીમાત પ્રમાણે એક બીજા સાથે પ્યાર અને મુહબ્બતવાળી જિંદગી ગુજારો, તેમાં જ શાંતિ છે, મતભેદના રસ્તાને અપનાવવાથી નષ્ટ થઈ જવાય છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪૩) જો ઓરત ઈદ્દતનો ખર્ચ ન લે ?

## (૪૪) શું ઓરતને અમુક વર્ષો સુધી ઘરે બેસી રહેવાથી તલાક થઈ જશે ?

**સવાલ (૨૪૭૫) :** (૧) એક વ્યકિતએ તેની પત્નીને તલાક આપી દીધી, જેને એક છોકરો અને બે છોકરીઓ છે, પતિ ઈદ્દતનો ખર્ચ આપવા ચાહે છે, પરંતુ ઓરત લેવાથી ઈન્કાર કરે છે, તો શું હુકમ છે ? જવાબ આપી આભારી થશો.

(૨) એક ઓરતે પોતાના પુત્ર અને પુત્રીની એક જગ્યાએ સગાઈ કરી, રિવાજ પ્રમાણે અદલા બદલી કરી, એટલે બંને પક્ષો તરફથી એક છોકરો અને એક છોકરીની પરસ્પર શાદી થઈ. થોડા વખત પછી બંને કુટુંબોમાં મતભેદ ઉભો થયો, જેથી ત્રણ વર્ષથી છોકરી ઘરે બેઠી છે, શું આવી સુરતમાં છોકરી પર તલાક થઈ જશે?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) પતિ ઉપર ઈદ્દતનો ખર્ચ આપવો અને બાળકોનો ભરણપોષણ ખર્ચ આપવો વાજિબ છે, જો ઓરત લેતી નથી, તો પતિ ગુનેહગાર નહી થાય.

(૨) ત્રણ અથવા પાંચ વર્ષ ઘરે બેસવાથી તલાક નહી થાય, જો પતિ પત્નીને સંબોધીને તલાક આપે તો જ તલાક થશે. (બદાઈઉસ્સનાઈઅ : ૩ / ૯૮) પૂછેલ મસ્અલામાં સુલેહ કરાવીને છોકરીને પતિના ઘરે મોકલવી બહેતર છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



مَا جَعَلَ اللّٰهُ لِرَجُلٍ مِّنْ قَلْبَيْنِ فِيْ جَوْفِهٖ ۚ وَ مَا جَعَلَ اَزْوَاجَكُمُ الّٰٓـِٔيْ تُظٰهِرُوْنَ مِنْهُنَّ
اُمَّهٰتِكُمْ ۚ وَمَا جَعَلَ اَدْعِيَآءَكُمْ اَبْنَآءَكُمْ ؕ ذٰلِكُمْ قَوْلُكُمْ بِاَفْوَاهِكُمْ ؕ وَاللّٰهُ يَقُوْلُ الْحَقَّ وَهُوَ
يَهْدِي السَّبِيْلَ ﴿۴﴾ اُدْعُوْهُمْ لِاٰبَآئِهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ ۚ فَاِنْ لَّمْ تَعْلَمُوْٓا اٰبَآءَهُمْ
فَاِخْوَانُكُمْ فِي الدِّيْنِ وَ مَوَالِيْكُمْ ؕ وَلَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ فِيْمَآ اَخْطَاْتُمْ بِهٖ ۙ وَلٰكِنْ مَّا
تَعَمَّدَتْ قُلُوْبُكُمْ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۵﴾

**તર્જુમો :** અલ્લાહે કોઈ માનવીની છાતીમાં બે દિલ બનાવ્યાં નથી અને (એવી જ રીતે) તમારી જે ઓરતોને તમે માં કહી બેસો છો તેણીઓને તમારી (સગી) માંઓ બનાવી દીધી નથી અને ન તમારા પાલક પુત્રોને તમારા (સગા) દીકરા બનાવ્યા છે. એ તો તમારા જ મોઢાંની તમારી વાત છે અને અલ્લાહ સત્ય વાત કહે છે અને તે જ સીધો માર્ગ બતાવે છે. પાલકોને તેમના (સગા) બાપ તરફ સંબંધ કરી બોલાવો એ જ અલ્લાહને ત્યાં પૂરો ન્યાય છે. પછી જો તમે તેમના બાપ(ના નામ)ને જાણતા ન હો તો તેઓ ધર્મમાં તમારા ભાઈ અને તમારા મિત્રો છે અને તમારી એ સંબંધી કંઈ ભૂલચૂક થઈ જાય તો તેથી તમારા ઉપર કંઈ ગુનોહ નથી, પરંતુ જે કંઈ દિલથી ઈરાદાપૂર્વક કરો અને અલ્લાહ બખ્શનાર (અને) દયાળુ છે. (સૂરએ અહઝાબ : ૪–૫)

# નસલની સાબિતીનું બયાન

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

# નસલની સાબિતીનું બયાન

## (૧) શાદીના નવ વર્ષ પછી પેદા થનાર બાળકનું નસલ, જયારે કે પતિ તેનો ઈન્કાર કરે

**સવાલ (૨૪૭૬) :** અમારા કાકાના છોકરાની શાદીને અઢાર વર્ષ થઈ ગયા, પરંતુ અમુક કારણોસર તેણે તેની પત્નીને કહી દીધું કે તારા પહેલેથી અમુક મહિના છે, (એટલે કે તુ સગર્ભા છે.) એટલા માટે હું તને છોડું છું, હવે મને તારી કોઈ જરૂરત નથી, ત્યાર પછી પતિએ પોતાના માતા – પિતા સામે પણ કહી દીધું કે મેં તેને છોડી દીધી છે, જયારે તે ઓરત તેના પતિના ઘરેથી ચાલી ગઈ તો નવ વર્ષ પછી તેને બાળક પેદા થયું, હવે સવાલ આ છે કે તે બાળક હરામી થશે કે હલાલી ? અને તે બાળક માલનું હકદાર થશે અથવા નહીં ? પતિનો તો આ જ દાવો છે કે આ બાળક મારું નથી, માટે હું તેને મારા માલ (સંપત્તિ)નો હકદાર બનાવી શકતો નથી, અને પુરૂષે બીજી શાદી પણ કરી લીધી છે, હવે લગભગ અઢાર વર્ષ પછી ઓરતની માં કહે છે કે બાળકનો માલી હક આપવો પડશે, પરંતુ મર્દનું કહેવું છે કે જયારે મે તેને દિલથી પોતાના નિકાહથી અલગ કરી દીધી છે, ત્યાર પછી મે તેની સાથે કોઈ સંભોગ પણ કર્યો નથી તો હવે આ બાળક મારું કેવી રીતે હોય શકે ? આનો વિગતથી અને સંતોષકારક જવાબ આપવા વિનંતી.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પતિનું આ કહેવું કે "મેં તને છોડી દીધી છે." ત્યાર પછી તેના માતા – પિતા સામે ઈકરાર કરવો કે " મેં તેને છોડી દીધી" તેનાથી એક તલાક લાગી જશે.

અલ્લામા શામી (રહ.) લખે છે કે આમ તો વર્ણન કરેલ વાકય, તલાકથી અલગ છે, (એટલે કે અલ્ફાઝે કિનાયામાંથી છે) પરંતુ ઉર્ફ અને મુહાવરામાં તલાકના અર્થ માં વપરાય છે, માટે આ વાકયથી એક રજઈ તલાક લાગી જશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૨૯૯)

તલાક આપ્યા પછી પતિએ રુજૂઅ પણ કર્યુ નથી અને આવી જ હાલતમાં નવ વર્ષ પસાર થઈ ગયા, તો ઈદ્દત પણ ખતમ થઈ ચુકી છે, માટે જો પતિ પાસે તે

(તલાક) ના ગવાહ હોય અને તેઓ ગવાહી આપે કે તેણે ઓરતને ઉપરોક્ત શબ્દો કહયા હતા, તો બાળકની પિતા તરફ નિસ્બત નહીં થાય. બલકે માતાની તરફ નિસ્બત થશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૬, ૫૩૭) અને જો ઓરત તલાક આપી નથી એવો દાવો કરે છે અને પતિ પાસે તલાકના ગવાહ નથી, તો બાળકની નિસ્બત પતિ તરફ થશે. અને તેની બધી જવાબદારી પિતાએ ઉઠાવવી પડશે.

પતિનું આ કહેવું કે "મે તેને દિલથી અલગ કરી દીધી છે." આ વિશે યાદ રહે કે માત્ર દિલમાં તલાકની નિય્યત અને ઈરાદો કરવાથી તલાક નહીં લાગી. તલાક માટે ઓરત તરફ નિય્યત કરી મોઢાથી બોલવું જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૪૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨) હલાલામાં બાળક પેદા થયું તો તે બાળકનો પિતા કોણ ગણાશે ?

**સવાલ (૨૪૭૭) :** ઝૈદે જે ઓરતથી હલાલા માટે નિકાહ કર્યા હતા, તે ઓરતને ગર્ભ હતું, ત્યાર પછી બાળક પેદા થયું તો આ બાળકનો પિતા કોણ ગણાશે ? એ જ પ્રમાણે જો હલાલા પછી બકર (જે તેનો પહેલો પતિ છે.) ની સાથે તે ઓરતના નિકાહ થયા અને ઝૈદના વિર્યથી બાળક પેદા થયું, અને બકર તેની પરવરિશ કરવાની મનાઈ કરી દે તો બાળકનું શું થશે ? કારણ કે ઝૈદ અને બકર બંને જ પરવરિશ કરવાથી મનાઈ કરે છે. બકર તો એટલા માટે કે તે બાળક તેના વિર્યથી નથી. અને ઝૈદ એટલા માટે મનાઈ કરે છે કે આ નિકાહ હંગામી ધોરણે (માત્ર હલાલા માટે) કર્યા હતા. તે કહે છે કે હું શા માટે આ બાળકની પરવરિશ કરું ? વિગતવાર જવાબ આપવા વિનંતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તે ઓરત, જે મર્દની ઈદ્દતમાં છે, બાળક તેનું જ ગણાશે, એટલે ઓરત જેના નિકાહમાં હતી, તેણે તલાક આપી અને ઈદ્દત તેની ગુજારી રહી છે એ દરમિયાન બાળક પેદા થયું તો બાળક તેનું જ ગણાશે અને બાળકની બધી જવાબદારી તેની જ રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૬, ૫૩૭) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) તલાકના એક વર્ષ પછી ઓરતને બાળક પેદા થયું

**સવાલ (૨૪૭૮) :** તલાકવાળી ઓરતને તલાક આપ્યા પછી એક વર્ષ પછી બાળક

પેદા થયું તો શું બાળક હલાલી છે કે હરામી ? તફસીલથી જવાબ આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

તલાક આપ્યા પછી ઓરતે ઈદ્દત પુરી થવા બાબતે કોઈ દાવો કર્યો નથી, અને એક વર્ષ પછી તેણે બાળકને જન્મ આપ્યો છે, તો તે બાળક તલાક આપનાર પતિનું ગણાશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૩૭, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨/૨૮૦–૨૮૧) ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) ઝિનાથી નસલ સાબિત થતી નથી

**સવાલ (૨૪૭૯) :** રુખ્સાના નામની ઓરતના નિકાહ એક ગામના યુસૂફ નામના એક માણસ સાથે થયા છે, ત્યાર પછી રુખ્સાનાનો ગામના હુસૈન નામના એક વ્યક્તિ સાથે નાજાઈઝ સંબંધ બંધાયો. ઓરત જયારે પણ પોતાના ગામ આવે છે, તો પોતાના પતિ યુસૂફના ઘરે પાછા જવામાં આનાકાની કરે છે. અત્યારે આ ઓરત એક મહિના ઉપરથી ત્યાં હુસૈન(જેની સાથે તેનું લફરું ચાલે છે તે)ની પાસે છે અને સગર્ભા પણ છે અને ગર્ભ હુસૈનથી છે, અને આ વાતનો બંને ઈકરાર પણ કરે છે, ગર્ભને ચાર મહિના થઈ ગયા છે અને આ ઓરત અહીંયા તેના ગામમાં પાંચ મહિનાથી છે.

પૂછવાનું આ કે જો યુસૂફ ઓરતને તલાક આપી દે, તો હુસેન તેની સાથે તરત નિકાહ કરી શકે છે ? અથવા તેણે પોતાની તલાકની ઈદ્દત ગુજારવી પડશે ? જો તે તેનાથી તત્કાળ નિકાહ કરી શકે છે તો સંભોગ અને સોહબત વગેરે પણ કરી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પરણિત ઓરતનું બાળક " الولد للفراش وللعاهر الحجر " (સહીહ બુખારી : ૧ / ૨૯૫, હદીસ નં. ૨૨૧૮, મુસ્લિમ : ૧ / ૪૭૦, હદીસ નં. ૩૬–૧૪૫૭) ના આધારે તેના પતિનું ગણાશે. એટલે જ ફુકહાએ કિરામે પતિથી નસલની સાબિતી માટે સાધારણ અનુમાનને પણ ભરોસાપાત્ર ઠેરવ્યું છે. (મબ્સૂત : ૧૭ / ૯૯, ૧૭ / ૧૫૫)

અલ્લામા શામી (રહ.) એ લખ્યું છે કે શાદી પછી છ મહિના વિતી ગયા પછી જે બાળક થશે, તે તેના પતિનું ગણાશે. ભલે પછી તે ઓરતની તેના પતિ સાથે એક દિવસ પણ મુલાકાત ન થઈ હોય અને પતિ – પત્નીમાંથી એક ઉત્તરમાં અને બીજો દક્ષિણમાં અથવા એક પૂર્વમાં અને બીજો પશ્ચિમમાં કેમ ન રહેતો હોય. કેમકે બની શકે છે કે પતિ ઈસ્મે આ'ઝમ જાણતો હોય, અને કોઈ જિન્નાત તેના તાબે હોય અને

રાતો રાત તે પોતાનું બીજ (વિર્ય) નાખી (ઓરત સાથે સંભોગ કરી) ચાલ્યો ગયો હોય ! (દુર્રુલ મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૪૦, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૫૦–૫૫૧)

પરંતુ જો પતિને યકીન છે કે તેણે સંભોગ કર્યો નથી તો તેના માટે ઈન્કાર કરવાનો પણ હક છે. અને આ ઈન્કાર કરવાથી પતિ માટે તેની પત્ની સાથે લિઆન (ઓરત પર પતિ તરફથી ઝિનાના આક્ષેપના મોકા પર બંનેનું શરઈ હાકેમ સામે ચાર વખતે કસમ ખાઈને પાંચમી વખતે એવું કહે કે જો હું જુઠ બોલું તો મારી ઉપર અલ્લાહની લાનત થાય) વાજિબ થશે, માટે ઓરતના કહેવાથી કોઈ હુકમ લગાડવામાં આવશે નહીં. નસલને સાબિત કરવા માટે પતિની વાતનો એતેબાર થશે. જો પતિ બાળકનો ઈન્કાર કરી દે, તો બાળકની નિસ્બત પત્ની (બાળકની માં) તરફ થશે. (તબ્યિનુલ હકાઈક : ૩ / ૧૮)

**નોંધ :** લિઆન માટે દારૂલ ઈસ્લામ હોવું શર્ત છે, જેથી ભારતમાં લિઆન વાજિબ નથી. (રદ્દુલ મુહતાર : ૩ / ૪૮૩)

ટૂંકમા ઝાનીથી બાળકનું નસલ સાબિત નહીં થાય. માટે પતિ જો તેને તલાક પણ આપી દે, તો પણ પત્ની માટે ઈદ્દત ગુજારવી જરૂરી છે, ઈદ્દત ગુજાર્યા વગર ઝાની સાથે તેના નિકાહ જ નહીં થાય. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦) જયારે ઝાની (વ્યભાચારી) સાથે નિકાહ થયા જ નથી તો સંભોગ અને સોહબત પણ દુરૂસ્ત નથી. હરામ છે. અલબત્ત અપરણિત સ્ત્રી ગર્ભવતી થઈ જાય, અને ઝાની તે ગર્ભનો ઈકરાર કરી નિકાહ કરી લે, તો નિકાહ દુરુસ્ત થશે અને નિકાહ પછી તરત (તેને) સંભોગ અને સોહબતની પણ ઈજાઝત છે. (ફત્હુલ કદીર : ૩ / ૨૪૧) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) ઝિનાથી પેદા થનાર બાળકનું કુટુંબ કોનાથી સાબિત થશે ?

## (૬) ઈદ્દત ગુજાર્યા વગર બીજાથી નિકાહ જાઈઝ નથી

**સવાલ (૨૪૮૦) :** તાહેરા બીબીનો છોટુ મિયાં નામના એક વ્યકિત સાથે નિકાહ થયા હતા. પાછલા ત્રણ વર્ષથી તાહેરા તેના પિતાના ઘરે રહેતી હતી, સઈદ બિન સઅદના નામના એક વ્યકિત સાથે તાહેરાનું લફરું થઈ ગયું. અને તાહેરાએ આ વાતને કમિટી સામે કબુલ પણ કરી છે, કે તેને સઈદ બિન સઅદથી ગર્ભ છે, ચોથો

મહિનો ચાલી રહયો છે, સઈદ પણ આ વાતને કબુલ કરે છે, તાહેરા તેના પતિ સાથે રહેવાની ના પાડે છે. માટે તેના પતિએ તેને તલાક આપી દીધી છે. તાહેરાએ છોટુ મિયાંને શાદીનો ખર્ચ પણ આપી દીધો છે.

તાહેરા સઈદ બિન સઅદની સાથે નિકાહ કરવા ચાહે છે, તો નિકાહ કયારે થઈ શકે છે ? યાદ રહે કે તાહેરાની ઈદ્દત હજુ ખતમ નથી થઈ.

તાહેરા માતા – પિતાનું ઘર છોડીને સઈદ બિન સઅદના ઘરે ચાલી ગઈ છે, શું તેનું ત્યાં રહેવું જાઈઝ છે ?

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

ઝીનાથી પેદા થનાર બાળકનું ઝાનીથી નસલ સાબિત નહીં થાય.

આપ (સલ.) નું ફરમાન છે : الولد للفراش وللعاهر الحجر બાળકનું નસલ પતિથી સાબિત થશે. જયારે કે ઝાની (વ્યભિચારી) માટે પથ્થર છે.

(મિશ્કાત શરીફ : ૨ / ૨૮૮, બુખારી : ૧ / ૨૯૫, હદીસ નં, ૨૨૧૮, મુસ્લિમ : ૧ / ૪૭૦ હદીસ નં. ૩૬ – ૧૪૫૭)

માટે છોટુ મિયાં સાથે નિકાહ થવાના કારણે બાળકનું કુટુંબ છોટુમિયાંથી જ સાબિત થશે.

જો પતિ છોટુમિયાં કહી આપે કે આ બાળક મારું નથી, તો ઓરતને પૂછવામાં આવશે, જો તે કહે છે કે આ બાળક છોટુમિયાંનું નથી, તો છોટુમિયાંથી નસલ સાબિત નહીં થાય. બલકે તે બાળકની નિસ્બત માતા તરફ થશે. (મબ્સૂત : ૧૭ / ૧૫૫)

ઈદ્દત દરમિયાન સઈદ બિન સઅદથી નિકાહ કરવા હરામ થશે, ઈદ્દત પુરી કર્યા વગર સઈદ બિન સઅદથી નિકાહ કરવા જાઈઝ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૮૦)

તાહેરાનું સઈદ બિન સઅદના ઘરે રહેવું નાજાઈઝ અને હરામ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) દત્તક આપેલી છોકરીને એક વર્ષ પછી પરત લેવી

**સવાલ (૨૪૮૧) :** શું ફરમાવે છે ઉલમાએ કિરામ અને મુફતીયાને ઈઝામ નીચેના મસ્અલામાં :

એક ભાઈ અને એક બહેન છે, બંને સગા ભાઈ બહેન છે અને બહેન સંતાન પ્રાપ્તીથી નાઉમ્મીદ થઈ ચુકી છે કે હવે તેને કોઈ સંતાન નહીં થાય. ભાઈની ત્રણ

છોકરીઓ છે, જેથી ભાઈએ પોતાની ત્રણ છોકરીઓમાંથી એક છોકરી બહેનને આપી દીધી, અને કહયું કે "મારી એક છોકરીને લઈ લે, તેની પરવરિશ કર અને મોટી કર અને તેને પોતાની છોકરી બનાવી લે.

છોકરી તે વખતે બે વર્ષની હતી, ત્યાર પછી તે બહેનની પરવરિશમાં આવી ગઈ, છોકરી જયારે ૧૨ વર્ષની થઈ તો ભાઈની પત્ની એટલે કે ઓરતની ભાભી હવે છોકરીને ૧૨ વર્ષ પછી પાછી માગી રહી છે અને કહે છે કે જો છોકરીને હું તમારા હવાલે કરી દઉ તો તે કિયામતના દિવસે મારી શફાઅત નહીં કરે. તો હવે આ છોકરી બાબતે શું કરવું જોઈએ ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

ભાઈએ પોતાની છોકરી પોતાની બહેનને આપી છે, જેના કારણે બહેન તે છોકરીની સગી માં અને ફુવા સગા બાપ નહીં થાય. ભાઈ અને ભાભી જયારે પણ ચાહે પોતાની છોકરીને પરત લઈ શકે છે.

હકીકતમાં ઈસ્લામથી પહેલા આ રિવાજ હતો કે જે છોકરા અથવા છોકરીને દત્તક (એટલે લેપાલક) લેતા તો પરવરિશ કરનાર તેની સાથે દરેક મામલામાં સગા છોકરા અથવા સગી છોકરી જેવો વર્તાવ કરતા હતા, અહીંયા સુધી કે નિકાહ અને વારસામાં પણ, પરંતુ ઈસ્લામે તેને નાબૂદ કર્યો અને અલ્લાહના રસૂલ (સલ.) એ પોતાની જાતને આ કુરિવાજને નાબુદ કરવા માટે પેશ કરી, જેનું વિગતવાર વર્ણન કુર્આન મજીદમાં પારહ નંબર ૨૨, સૂરએ અહઝાબના રૂકૂઅ નંબર ૫ માં છે. (સૂરએ અહઝાબ ૪ – ૫) હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.)ને લોકોએ ગુલામ બનાવી વેચી દીધા, તે વેચાયને રસૂલુલ્લાહ (સલ.)ની ગુલામીમાં આવ્યા, ત્યાર પછી ઝેદ (રદિ.) ના રિશ્તેદારોને ખબર પડી, તો તેઓ આપ (સલ.) ની ખિદમતમાં આવ્યા અને ઝેદ (રદિ.) ને પરત કરવાની માંગ કરી, આપ (સલ.) એ તેમને આઝાદ કરી દીધા અને ફરમાવ્યું કે તમે તમારા સંબંધીઓ સાથે જઈ શકો છો, પરંતુ હઝરત ઝૈદ (રદિ.) આપ (સલ.)ના પવિત્ર અખ્લાકથી એટલા બધા પ્રભાવિત હતા કે તેમણે પોતાના રિશ્તેદારોને છોડી દીધા અને આપ (સલ.) ની ખિદમતમાં રહેવાનું પસંદ કર્યુ.

ત્યાર પછી લોકોએ તેમને ઝૈદ બિન મુહમ્મદ કહેવાનું ચાલું કરી દીધું હતું. એટલે કે મુહમ્મદનો છોકરો ઝૈદ. (તફસીર ઈબ્ને કષીર : ૬ / ૪૨૪)

અલ્લાહના રસૂલ (સલ.) એ પોતાની ફોઈની છોકરી હઝરત ઝયનબ (રદિ.)

ની સાથે તેમના નિકાહ કરાવી દીધા, પરંતુ હઝરત ઝયનબ (રદિ.) ને આ નિકાહ પસંદ આવ્યા નહીં અને તેનું કારણ એ હતું કે (ઝયનબ) કુરૈશ ખાનદાનની હસીન અને ખુબસુરત ખાતૂન હતી અને હઝરત ઝૈદ એક જમાનામાં ગુલામ રહી ચુકયા હતા, ઉપરાંત શકલો સુરતના એતેબારથી પણ બરાબર ન હતા, આ વિશે અલ્લાહ તઆલાએ આ આયત ઉતારી :

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ وَرَسُوْلُهٗٓ اَمْرًا اَنْ يَّكُوْنَ لَهُمُ الْخِيَرَةُ مِنْ

اَمْرِهِمْ ؕ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ ضَلَّ ضَلٰلًا مُّبِيْنًا ـ

ત્યાર પછી હઝરત ઝયનબ (રદિ.) અને તેમના ભાઈ હઝરત અબ્દુલ્લાહે આ નિકાહને કબૂલ કર્યા અને બંનેની શાદી પણ થઈ ગઈ, પરંતુ શાદી પછી પતિ – પત્નીના સંબંધો સારા ન રહયા, અને નિભાવ થઈ શકયો નહીં, અને બંને વચ્ચે લડાઈ – ઝઘડો થવા લાગ્યો, તો હઝરત ઝૈદ (રદિ.) એ નબીએ કરીમ (સલ.)થી તેની શિકાયત કરી, આપ (સલ.) તેમને સમજાવતા રહયા કે કોઈ પણ રીતે સબર કરી પત્નીના હક્કો અદા કરતા રહો, પરંતુ પરસ્પરના સંબંધો એટલા બગડી ગયા હતા કે નિભાવ મુશ્કેલ હતો, અંતે હઝરત ઝૈદ (રદિ.) એ તેમને તલાક આપી દીધી.

(તફસીર ઈબ્ને કષીર : ૬ / ૪૨૪)

આ નિકાહ અને ત્યાર પછી તલાકમાં અલ્લાહ તઆલાની હિકમત આ હતી, જેને કુર્આન મજીદે બયાન કરી છે :

فَلَمَّا قَضٰى زَيْدٌ مِّنْهَا وَطَرًا زَوَّجْنٰكَهَا لِكَيْ لَا يَكُوْنَ عَلَى الْمُؤْمِنِيْنَ حَرَجٌ فِيْٓ اَزْوَاجِ

اَدْعِيَآئِهِمْ اِذَا قَضَوْا مِنْهُنَّ وَطَرًا ؕ وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ﴿۳۷﴾

જ્યારે ઝૈદ (રદિ.)નું તેણીથી મન ભરાઈ ગયું (તલાક આપી) તો તેણીને અમે આપના નિકાહમાં આપી દીધાં કે જેથી મુસલમાનો પર પોતાના મોં બોલ્યા છોકરાઓની સ્ત્રીઓ(થી નિકાહ કરવા)માં કંઈ ગુનોહ ન રહે. જ્યારે કે તેઓ તેણીઓથી પોતાનું મન ભરી લે (એટલે તલાક આપી દે) અને અલ્લાહનો આ હુકમ તો થનાર જ હતો. (સૂરએ અહઝાબ : ૩૭)

હઝરત ઝયનબ (રદિ.) એ તલાકની ઈદ્દત ભરી લીધી, ત્યાર પછી અલ્લાહના રસૂલ (સલ.) એ વિચાર્યુ કે હવે હઝરત ઝયનબ (રદિ.)ની દિલદારી કરવી જોઈએ, કેમકે હઝરત ઝયનબ (રદિ.) ને સદમો પહોંચ્યો છે, એક તો તેમની

મરજી વિરુદ્ધ અલ્લાહના રસૂલ (સલ.) ના હુકમથી આવા વ્યકિત સાથે નિકાહ થયા, જે ગુલામીમાંથી ગુજરીને આવ્યા હતા, જયારે તેણી એક આઝાદ, દીનદાર ઓરત હતી, બીજુ કે તેમણે એમની સાથે નિભાવ ન કર્યો અને તલાક આપી દીધી.

રિશ્તેદારીનો તકાઝો હતો કે એક ગમગીન ઓરતને રાજી અને ખુશ કરવામાં આવે. અને તેમની સાથે નિકાહ કરી લેવામાં આવે, માટે અલ્લાહના રસૂલ (સલ.) એ તેમને નિકાહનો પૈગામ મોકલ્યો અને અલ્લાહ તઆલાએ આસ્માન પર તેમના નિકાહ કરાવી દીધા. (બુખારી : ૨/૧૧૦૩, હદીસ નં. ૭૪૨૦, અહકામુલ કુર્આન : ૫/ ૨૩૧)

આપ (સલ.) એ આ કુરિવાજને નાબુદ કર્યો, પરંતુ લોકોએ ટીકા – ટીપ્પણી ઓ કરવાનું શરૂ કરી દીધું, આપ (સલ.)એ તેમના મહેણાં પણ બરદાશ્ત કર્યા કેમકે જાહિલીયતના યુગમાં કુપ્રથા હતી કે જેવી રીતે પોતાના સગા પુત્રની પત્નીથી નિકાહની ગુંજાઈશ ન હતી, એ જ રીતે પોતાના દત્તક પુત્રની પત્ની સાથે પણ નિકાહ થઈ શકતા ન હતા.

(આસાન તર્જુમા વ તફસીર હઝરત મુફતી મુહમ્મદ તકી ઉસ્માની , સૂરએ અહઝાબ : ૩૭)

વર્ણન કરેલ આયતે શરીફાની તફસીરથી સ્પષ્ટ થાય છે કે દત્તક પુત્રનો હુકમ સગા પુત્ર જેવો નથી, માટે ભાઈ અને ભાભી જયારે પણ વર્ણન કરેલી છોકરીને પરત લેવા ચાહે, પરત લેવાની હકદાર છે, એ જ રીતે જે છોકરીને ફોઈ અને ફુવાએ દત્તક લીધી છે, તે છોકરી પોતાના ફોઈ અને ફુવા તરફ સગી છોકરીની જેમ મન્સુબ થઈ શકતી નથી, તે છોકરી માટે જરૂરી છે કે સરકારી ઓફિસો, સ્કુલો અને અન્ય કાર્યાલયોમાં તેમજ પત્ર વ્યવહારમાં પોતાની સાથે પોતાના સગા પિતાનું જ નામ લખે. એટલે પોતાને સગા પિતા તરફ જ મન્સુબ કરે, જો પોતાને ફોઈ – ફુવા તરફ મન્સૂબ કરશે તો ગુનેહગાર થશે કેમકે આ વિશે હદીસોમાં સખત વઈદો આવી છે.

એક હદીસમાં આપ (સલ.) નો ઈર્શાદ છે કે તમે તમારા પિતાથી એરાજ – ઉપેક્ષા ન કરો, જે વ્યકિત પોતાના પિતાની ઉપેક્ષા કરશે તે કાફિરો જેવો અમલ કરનાર છે.

એક બીજી હદીસમાં આપ (સલ.) નો ઈર્શાદ છે કે જે વ્યકિત જાણે છે કે મારા પિતા કોણ છે, તેમ છતાં તે બીજાને પોતાના પિતા બનાવે છે, તો તેના પર જન્નત હરામ છે. (મુસ્લિમ શરીફ : ૧ / ૫૭, હદીસ નં. ૧૧૩–૬૨, ૧ / ૫૭, હદીસ નં. ૧૧૪,૧૧૫ – ૬૩)

માટે છોકરા– છોકરી માટે બિલકુલ જાઈઝ નથી કે તે પોતાની નિસ્બત પોતાના પિતા સિવાય કોઈ બીજા (ફોઈ – ફુવા)ની તરફ કરે. તેમજ માત્ર દત્તક લઈ લેવાથી આ છોકરી ફોઈ – ફુવાના માલની પણ વારસદાર નહીં બને. જયારે કે તેનાથી ઉચ્ચ અન્ય કોઈ રિશ્તેદાર મોજૂદ હોય, હા, જો અન્ય કોઈ રિશ્તેદાર મોજૂદ ન હોય, તો તે છોકરી વારસદાર બનશે.

(તારીખે ઈશાઅત : ૨ / માર્ચ ૨૦૦૯, જવાબ નં.૧૧૧૦૩)

વાતનો ખુલાસો આ છે કે ભાઈ અને ભાભી પોતાની આ છોકરીને પરત લેવાના હકદાર છે, શરીઅતે જાહિલીયત કાળની દત્તકની વ્યવસ્થાને બાતિલ અને નાબૂદ ઠેરવી દીધી છે.

**નોંધ :** અલબત્ત શફાઅત વિશે ઈસ્લામે કુર્આન અને હદીસોની રોશનીમાં નિયમ નક્કી કર્યો છે, તે પ્રમાણે જો છોકરીના માતા – પિતાએ પોતાની છોકરીને ફોઈ – ફુવાના હવાલે એટલા માટે કરી છે કે તે તેમની ખિદમત કરે, બીમારીના દિવસોમાં તે તેમની મદદગાર બને અને સાથે સાથે છોકરી પરહેઝગાર અને નેક હોય, તો તે ખરેખર કયામતના દિવસે પોતાના માતા – પિતાની શફાઅત કરશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



قال : " النفقة واجبة للزوجة على زوجها مسلمة كانت أو كافرة إذا سلمت نفسها إلى منزله فعليه نفقتها و كسوتها وسكناها " ، والأصل في ذلك قوله تعالى : { لينفق ذُوْسَعَةٍ مِنْ سَعَتِهِ} [ الطلاق : ٧) وقوله تعالى : { وعلى المولُوْدِلَهٗ رِزْقُهُنَّ وَ كِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ } [ البقرة : ٢٣٣) وقوله عليه الصلاة والسلام في حديث حجة الوداع : " ولهن عليكم رزقهن وكسوتهن بالمعروف " ولأن النفقة جزاء الاحتباس، و كل من كان محبوسا بحق مقصود لغيره كانت نفقته عليه ، أصله القاضي والعامل في الصدقات .

**તર્જુમો :** પતિએ પત્નીને ભરણપોષણ ખર્ચ આપવો વાજિબ છે, ભલે પછી પત્ની મુસલમાન હોય કે બિન મુસ્લિમ, પરંતુ શરત એ કે પત્ની પતિને પોતાની ઉપર કુદરત આપે, માટે આવી સુરતમાં ઓરત માટે ભરણપોષણ ખર્ચ કપડાં, મકાનની વ્યવસ્થા કરવી પતિની જવાબદારી છે.

આ હુકમની મુખ્ય દલીલ કુર્આનની આ આયત છે : لِيُنْفِقْ ذُوْسَعَةٍ مِّنْ سَعَتِهٖ

**તર્જુમો :** તાકતવાળો પોતાની તાકત પ્રમાણે ખર્ચ કરે. (સૂરએ તલાક : ૭)

બીજી જગ્યાએ છે : وَعَلَى الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ

અને તેણીઓની ખોરાકી તથા પોશાકી ખર્ચ કાયદા મુજબ બાપના જિમ્મે છે; (સૂરએ બકરહ : ૨૩૩) હદીસ શરીફમાં છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ હજ્જતુલ વિદાઅના મૌકા પર ફરમાવ્યું : ઓરતના ખોરાકી અને પોશાકી ખર્ચની કાયદા પ્રમાણે પતિની જવાબદારી છે. અને તેની અકલી દલીલ આ છે કે ભરણપોષણ ખર્ચ કમાઈ વગેરેથી રોકવા અને (ઘરમાં) કેદ રહેવાના કારણે જરૂરી છે, દરેક તે માણસ છે જે બીજાના મકસદોને પૂર્ણ કરવા માટે બંધાયેલ હોય તો તેનો ખર્ચ જેના લીધે બંધાયેલ છે, તેના પર જરૂરી થાય છે. જેવું કે કાજી અને કાર્યકરોનો ખર્ચ બયતુલ માલમાંથી લાઝિમ થાય છે. (હિદાયહ ફી શર્હે બિદાયહઃ ૨/૨૮૫, અલઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૪ / ૩)

# પરવરિશનું બયાન

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પરવરિશનું બયાન

## (૧) શાદીમાં પતિ તરફથી આપવામાં આવેલ ઘરેણાંનો હુકમ

## (૨) તલાક પછી બાળકોની પરવરિશ વિશે મતભેદ

**સવાલ (૨૪૮૨) :** એક વ્યકિતએ અહીયા ઈન્ડિયાથી કેપ્ટાઉન જે અહીયાથી હજારો માઈલ દૂર છે. એક છોકરી સાથે નિકાહ કર્યા : નિકાહ પછી બે બાળકોનો જન્મ પણ થયો. પરંતુ અત્યારે અમુક કારણોસર તેમના દાંપત્ય જીવનમાં તીરાડ પડી ગઈ છે. તે પૈકી આ કે ઓરત તેના ખાનદાનમાં એક શાદીના મૌકા પર અહીંયાથી તેના પિયર કેપ્ટાઉન ગઈ, હવે તે ત્યાંથી આવવા માંગતી નથી. અને તે અને તેના કુટુંબવાળાઓ જાતે પતિને ત્યાં બોલાવવાની કોશિશ કરે છે કે ઈન્ડિયાની બધી સંપત્તિ વેચીને અહીં (કેપ્ટાઉન) આવી જાવ. પરંતુ પતિ ત્યાં જવાનો સાફ ઈનકાર કરે છે, આ રીતે અન્ય કારણોસર બંનેમાં બનતું નથી. અને ઓરત પતિની ઘણી વાતો માનતી નથી. તો હવે સવાલ છે કે પતિએ ઓરતને જે ઘરેણા શાદી વખતે પહેરાવ્યા હતા, જે હકીકતમાં પતિના પિતાના હતા અને તેની કિંમત લગભગ એક લાખ રૂપિયા થાય છે. તો તેને પરત લેવાનો અધિકાર છે કે નહીં ? જયારે કે ઓરત અને તેના માતા – પિતા તે ઘરેણાં પરત આપવાનો ઈનકાર કરે છે. તેમજ બે બાળકો પણ ઓરત પાસે છે તો તેના પર કોનો હક બને છે ? પિતાનો કે માતાનો ? આ વિશે શરીઅતનો જે ફેસલો હોય તફસીલથી લખી જણાવી આભારી થશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

મર્દ માટે ઓરત અથવા તેના પરિવારજનોના કહેવાથી કેપ્ટાઉન જવું જરૂરી નથી. અલબત્ત તે દીની અને દુન્યવી ફાયદાને સામે રાખી જાય છે, તો તેમાં કોઈ વાંધો પણ નથી.

અને ઘરેણાંનો મસ્અલો આ છે કે પતિ આ ઘરેણાને ભેટમાં આપવાથી ઈનકાર કરે છે એટલે કે કહે છે કે મેં આ ઘરેણાં ભેટમાં આપ્યા નથી, બલકે માત્ર પહેરવા આપ્યા છે, તો ઓરત માટે તેના પર કબ્જો કરવો જાઈઝ નથી. પતિને તે ઘરેણાં પરત કરવા જરૂરી છે. કારણ કે અહીયા ગુજરાતનો રિવાજ છે કે શાદીના

અવસર પર પતિ અથવા તેના માતા – પિતા તરફથી ઓરતને જે ઘરેણાં પહેરાવવામાં આવે છે, તે માત્ર પહેરવા માટે જ હોય છે. એટલે કે માત્ર ઉપયોગ માટે જ હોય છે, ઓરતને તેનો માલિક બનાવવામાં આવતી નથી. માટે ઓરતે તેના પર માલિકીનો દાવો કરવો જાઈઝ નથી.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૧૫૬ – ૧૫૭, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૩૨૭)

બાળક જયાં સુધી છ વર્ષનું ન થઈ જાય અથવા ઓરત બીજી જગ્યાએ શાદી ન કરી લે, ત્યાં સુધી પરવરિશનો હક માતાનો રહેશે. જેથી બાળકની સાથે તેનો ખર્ચ પણ પતિના જિમ્મે આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧–૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦– ૫૬૧)

બહેતર છે કે ઉપરોકત મામલામાં સુલેહ સફાઈ કરીને ઘર આબાદ કરવામાં આવે, પરંતુ જો જરૂરત પડે તો એક તલાક પણ આપી શકાય છે, જાઈઝ છે અને આ રીતે જુદાઈ કરી લેવામાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૩) નિકાહ વખતે પતિ તરફથી ઓરતને આપવામાં આવેલ સામાનનો હુકમ

સવાલ (૨૪૮૩) : મારી છોકરી સારાના નિકાહ "નાની નરોલી" માં ઈસ્માઈલ મુલ્લાની સાથે થયા, છોકરીને બે છોકરા અને એક છોકરી પણ છે. હમણાં તેના પતિ ઈસ્માઈલે તા. ૪ / મે ૧૯૭૯ના રોજ તેને તલાક આપી દીધી છે. તો સવાલ એ છે કે સારાને શાદી વખતે જે કંઈ સામાન વગેરે (તેની સાસરીયાવાળાઓ તરફથી) આપવામાં આવ્યો હતો, જે અત્યારે ઈસ્માઈલ (પતિ)ની પાસે છે, તેના ઉપર કોનો હક છે ? સારાનો અથવા તેને તલાક આપનાર પતિ ઈસ્માઈલનો ?

તેમજ સારાની મહેર એક સો સાડા સત્તાવીસ (૧૨૭.૫૦) રૂપિયા છે, અને એક છોકરો અત્યારે સારા પાસે છે, જેથી ઈદ્દત અને આ છોકરાનો ખર્ચ અને મહેર વગેરે વિશે શરીઅત શું કહે છે ? જવાબ આપી મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પૂછેલ સવાલમાં તે સામાન કોનો છે ? તે બાબતે કોઈ લેખિત દસ્તાવેજ ગવાહોની સહી સાથે મૌજૂદ હોય તો તે પ્રમાણે અમલ કરવામાં આવશે. નહીં તો અહીંયા ગુજરાતના રિવાજ પ્રમાણે તે સામાન પતિનો હોય છે. પતિને તેનો માલિક

સમજવામાં આવે છે, તેનું કારણ આ છે કે પતિ જયારે તેને વેચવા ચાહે અથવા ગિરવે મુકવા ચાહે અથવા કોઈ બીજે ખર્ચ કરવા ઈચ્છે તો છોકરીના માતા – પિતા કહે છે કે આ તમારી માલિકી છે, તમે જે ચાહો કરી શકો છો. આપને તેનો સંપૂર્ણ હક છે. એટલે કે તે સામાન ઓરતને વાપરવા માટે આપવામાં આવે છે.

(રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૩૬૪, કવાઈદુલ ફિકહ : ૭૪, કાયદા : ૧૦૧)

અને તલાક પછી ઓરતની મહેર, ઈદ્દતનો ખર્ચ, એ જ પ્રમાણે નાના બાળકનો ખાવા – પીવા વગેરેનો ખર્ચ, તેમજ માં જો તે બાળકની સેવા ચાકરી કરશે તેનું મહેનતાણું આ બધું પતિની જવાબદારી છે. (સૂરએ બકરહ : ૨૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦, રદુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૨ / ૫૬૦–૫૬૧)

અને આ ખર્ચ પતિ અને પત્નીની હેષીયત અને વિસ્તાર અને જમાનાની મોંઘવારીના હિસાબથી પતિના જિમ્મે જરૂરી ઠેરવવામાં આવશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૪) તલાકવાળી ઓરતની ઈદ્દત, ખર્ચ અને છોકરીની પરવરિશનો મસ્અલો

સવાલ (૨૪૮૪) : એક વ્યકિતએ પોતાની પત્નીને બે રજઈ તલાક આપી, ત્યાર પછી રુજૂઅ કર્યો નથી અને ઓરતની ઈદ્દત ખતમ થઈ ગઈ તો હવે આ ઓરત વિશે નીચે લખેલ બાબતોમાં શું હુકમ છે ?

(૧) તેની ઈદ્દત શું રહેશે ?

(૨) તે પોતાનો ભરણપોષણ ખર્ચ કેટલી મુદ્દત સુધી પતિની પાસેથી લેવાની હકદાર બનશે ?

(૩) તે ઓરતની સાથે નાની છોકરી પણ છે, તો આ છોકરીના ખર્ચ વિશે શું હુકમ છે ? કયાં સુધી આ છોકરીને પોતાની પાસે રાખીને તેનો ખર્ચ લઈ શકે છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) હૈઝવાળી ઓરતની ઈદ્દત ત્રણ હૈઝ છે. તલાક પછી ત્રણ હૈઝ આવવાથી તેની ઈદ્દત ખતમ થઈ જાય છે. જો ઓરતને હૈઝ ન આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ મહિના છે અને જો ઓરત સગર્ભા હોય તો તેની ઈદ્દત ડિલેવરી સુધી છે. બાળક પેદા થતાં જ તેની ઈદ્દત પુરી થઈ જાય છે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

(૨) તલાક પછી જયાં સુધી ઈદ્દત બાકી રહેશે, ઓરત ઈદ્દતના ખર્ચની હકદાર છે, પતિ માટે આ ખર્ચ આપવો જરૂરી છે, અલબત્ત સરકારી કાયદા કાનૂનનો સહારો લઈ ઈદ્દતની મુદ્દતથી વધારે ખર્ચ લેવો ઓરત માટે જાઈઝ નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭, ફતાવા રહીમિય્યહ : ૮ / ૪૩૫)

(૩) નાની છોકરીનો ખાવા – પીવા અને કપડાનો ખર્ચ પિતાના જિમ્મે છે. (સૂરએ બકરહ : ૨૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૧૨) માટે છોકરીની માં જયાં સુધી એ છોકરીના ગેર મહરમથી નિકાહ ન કરે, તે (છોકરી)ને પોતાની પાસે રાખી, તેનો ખર્ચ લઈ શકે છે, બલકે તે છોકરીની પરવરિશ અને તેની દેખરેખ અને સેવાનું મહેનતાણું પણ માંગવાનો તેનો હક છે. તે છોકરીના પિતાથી માંગી શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦– ૫૬૧) અને જયાં સુધી છોકરી સાત વર્ષની ન થાય, છોકરીની પરવરિશનો હક માતાનો છે. સાત વર્ષ પછી તાલીમ અને તરબીયતની જરૂરતને લઈ પિતાને સોંપવી પડશે. (વધુ વિગત માટે જુઓ શામી, આલમગીરી અને મારી કિતાબ તોહફતુન્નિસા અને મુસલમાન ઔરત : ૩) ( ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧– ૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૫) વધુ ખર્ચ માટે તલાકવાળી ઓરતે કેસ કરવો અને આ વિશે અમુક અગત્યના મસાઈલ

**સવાલ (૨૪૮૫) :** (૧) એક ઓરતને તલાક થઈ ગઈ છે અને તે ઓરતને પતિ તરફથી મળનાર બધા જ શરઈ હક્કો મળી ચુકયા છે, પરંતુ આજના સરકારી કાયદાઓ પ્રમાણે તેણે કોર્ટમાં કેસ દાખલ કરી ખાવા – પીવા વગેરેના વધારાના ખર્ચની માંગણી કરી છે. તો તેના માટે આ પૈસા લેવા જાઈઝ છે અથવા નહીં ?

(૨) કમિટીએ ; બલકે તેના માતા – પિતાએ પણ તેને ઘણી સમજાવી કે આપણા ધર્મમાં આ રીતે કેસ કરીને (શરીઅતનો નક્કી કરેલ ખર્ચ કરતા) વધારે ખર્ચ લેવો જાઈઝ નથી. તેમ છતાં તેણે કોઈની પણ વાત સાંભળી નહીં અને કોર્ટમાં કેસ કર્યો છે, તો શું આવી સુરતમાં આ ઓરતનું ઈમાન બાકી રહયુ ? એ જ પ્રમાણે જે લોકો તેના સમર્થક છે, તેમના ઈમાન વિશે શું હુકમ છે ?

(૩) કેસ ચાલતો હોય અને એવી જ હાલતમાં તે ઓરતનો ઈન્તિકાલ થઈ

જાય તો ઈસ્લામી તરીકા પ્રમાણે તેનું કફન, દફન અને જનાઝાની નમાઝ જાઈઝ છે અથવા નહીં ?

(૪) તે ઓરતને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફનાવવા વિશે શું હુકમ છે ?

(૫) આવી ઓરતને "જેણે ઉલમા અને મુફતીઓની વાત પર ધ્યાન ન આપ્યું અને શરીઅત વિરુદ્ધ કોર્ટનો સહારો લેતી રહી" શું સમજવું જોઈએ ?

(૬) "શરઈ પંચાયતની જરૂરત" ના નામ પર જે પરચો છાપેલો છે, તેમાં છેલ્લા મુદ્દામાં લખ્યું છે કે જે ઓરત મામૂલી ફાયદા ખાતર કોર્ટનો સહારો લઈ શરીઅતની વિરુદ્ધ કરે છે, તેનું ઈમાન નીકળી જાય છે, તે વિશે આપ શું ફરમાવો છો?

આ તમામ સવાલોના વિગતવાર જવાબો આપી મહેરબાની કરશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) સરકારી કાયદાનો સહારો લઈ તલાકવાળી ઓરત ઈદ્દત ખતમ થયા પછી (નો જે વધારાનો) ખર્ચ વસુલ કરે છે, તે નાજાઈઝ અને હરામ છે. (આ વિશે મારો એક ફત્વો તફસીલથી પ્રકાશિત થઈ ચુકયો છે, આપ પચાસ પૈસાની ટિકીટ મોકલીને તેને મંગાવી શકો છો.)

(બહરુર્રાઈક : ૫ / ૪૪, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૬૧)

(૨) ઈમાન બાકી રહેશે, જયાં સુધી તેનો અકીદો દુરુસ્ત હોય અને ઈસ્લામના અહકામોથી નફરત અને અણગમો જાહેર ન કરે અને દીનના આદેશોની મજાક ન ઉડાવે, જયારે કોઈ ઓરત દીનના હુકમોની મજાક ઉડાવશે તો તે ઈમાનથી નીકળી જશે. અલબત્ત સરકારી કાયદા કાનૂનનો ફાયદો ઉઠાવી સામેવાળા પક્ષથી દુશ્મની અને તેનાથી બદલો લેવા ખાતર ઉપરોકત ગુનોહ કરશે તો ઈમાનથી નીકળશે નહીં, તે મુસલમાન જ રહેશે અને જેટલા પણ તેના સમર્થકો છે તેઓ પણ ગુનેહગાર થશે. પરંતુ ઈમાનથી નીકળશે નહી. અલબત્ત ઉપર જણાવ્યા પ્રમાણે જો તે સમર્થકો (મદદગારો)ના અકીદાઓમાં પણ કોઈ કમી આવી જાય તો બધા ઈમાનથી નીકળી જશે. (ફિકહુલ અકબર : ૪૩, ૪૯)

(૩) મુસલમાન હોય તો સુન્નત પ્રમાણે કફન – દફન જાઈઝ છે. (બુખારી : ૧ / ૧૬૬, હદીસ નં. ૧૨૪૦, મુસ્લિમ : ૧ / ૨૧૩, હદીસ નં. ૪–૨૧૬૨, મિરકાતુલ મફાતિહ : ૩ / ૧૧૨૦ હદીસ નં.૧૫૨૪) અલબત્ત બહેતર છે કે લોકોને સબક શિખવવા ખાતર

એવી ઓરતની જનાઝાની નમાઝ ન પઢવામાં આવે. જેથી હવે પછી કોઈ આવી હરકત ન કરે. (અબૂદાવૂદ : ૨ / ૩૭૦, હદીસ નં. ૨૭૧)

(૪) જયારે તે મુસલમાન છે, તો તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવી જોઈએ.

(૫) તેને ગુનેહગાર અને ફાસિક સમજવી જોઈએ.

(ફતાવા હિન્દિય્યહ : ૨ / ૨૭૨, ફતાવા તાતારખાનિય્યહ : ૭ / ૩૩૬)

(૬) પરચાનું લખાણ તમે તમારી ભાષામાં બદલી નાંખ્યું છે તેમાં એવું લખ્યું છે કે, "એવા પક્ષે પોતાનું ઈમાન તાજુ કરવું પડશે, પોતાના ઈમાનની ફિકર કરવી પડશે." (તે ઈમાનથી નીકળી જશે, આવા સાફ શબ્દો નથી) તો ઉપર જવાબ નંબર (૧) અને (૨) ને સામે રાખી ઉપરોકત લખાણને સમજવાની કોશિશ કરો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૬) શાદીમાં પતિ અને તેના કુટુંબિજનો તરફથી આપવામાં આવેલ ઘરેણાંનો હુકમ

**સવાલ (૨૪૮૬) :** અમારું કુટુંબ એક દીનદાર કુટુંબ છે. અમારા વાલિદ સાહેબ અને તેમની અવલાદે તેમજ મારી અવલાદે હજ કરી છે. અને અલ્હમ્દુલિલ્લાહ ! બધા જ નમાઝ, રોઝાના પાબંદ છે. તબ્લીગી જમાઅત સાથે જોડાએલા છે.

પરંતુ અત્યારે અમારી સાથે એક દુ:ખદ ઘટના બની છે. જેની તફસીલ આ પ્રમાણે છે કે મારી છોકરીને તલાક થઈ ગઈ છે અને અમે સાફ કહીએ છીએ કે તેમાં વાંક અમારી છોકરીનો જ હતો, જે કઈ અમે દહેજમાં સામાન આપ્યો હતો, તલાક પછી તેના પતિએ તે બધો જ સામાન પાછો આપી દીધો છે. પરંતુ અમારી છોકરીને તેના પતિ અને તેના કુટુંબિજનોએ ઘરેણાં વગેરે આપ્યા હતા અને તેની કિંમત આશરે ૨૦૦૦ (વીસ હજાર) રૂપિયા થાય છે. તે અમે પરત કર્યા નથી. આ વિશે કેસ પણ થયો છે. તે કેસ પણ અમે જીતી લીધો અને જજે ૧૨૫ની કલમ હેઠળ તેના ઉપર અમારા માટે ૨૧૦૦ રૂપિયા ચુકવવાનો ફેસલો કર્યો અને તે પૈસા અમે વસૂલ પણ કરી લીધા, પરંતુ વારંવાર આ ભય સતાવે છે કે કયાંક અમે આ પૈસા જુલમથી તો વસૂલ નથી કર્યા ? આ અમારા માટે શરઈ રીતે જાઈઝ છે કે નહીં ? તો આ વિશે આપથી ફતવો ચાહિયે છીએ કે આ પૈસા અમારી છોકરી માટે લેવા જાઈઝ છે કે

નહીં ? અથવા પરત કરવા જરૂરી છે ? કયાંક એમાં અમે ગુનેહગાર તો નહીં થઈએ? ઉમ્મીદ છે કે શરીઅતની રોશનીમાં જવાબ આપી મહેરબાની કરશો.

**જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા**

પતિ અથવા તેના વાલિદ સાહેબે ઘરેણાં જો ભેટ રૂપે આપ્યા હોય તો છોકરી તેની માલિક છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૬૮૮, ફતાવા હિન્દિય્યહ : ૪ / ૩૭૪) પરંતુ આપણા ગુજરાતના રિવાજ પ્રમાણે શાદી વખતે પતિ અને તેના પિતા તરફથી, આવનાર દુલ્હનને જે ઘરેણાં પહેરાવવામાં આવે છે, તેની તેને માલિક બનાવવામાં આવતી નથી. બલકે માત્ર ઉપયોગ પુરતા જ આપવામાં આવે છે. માટે શાદી વખતે જે ઘરેણાં તમારી છોકરીને આપ્યા છે, તમારી છોકરી તે (ઘરેણાં)ની માલિક નથી, તે ઘરેણાંને પરત કરવા જરૂરી છે.

જજે ૨૧૦૦ રૂપિયાનો જે ફેસલો આપના માટે કર્યો છે, તેની વિગત તમે લખી નથી, આ રૂપિયા શાના છે ? જો મહેર અથવા ઈદ્દત ખર્ચ પેટે હોય તો તેને લેવા જાઈઝ છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) એ જ પ્રમાણે તમારી છોકરીની નાની અવલાદ છે એટલે કે આપના નવાસા હોય, તો તે બાળકોની પરવરિશ માટે અથવા તેમના ખાવા – પીવા વગેરેનો ખર્ચ લેવો પણ જાઈઝ છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦–૫૬૧) આ સિવાય જુલમથી અન્ય કોઈ બહાને આ પૈસા લીધા હોય તો લેવા જાઈઝ નથી. પરત કરવા જરૂરી છે. આ સુરતમાં ૧૨૫ની કલમ હેઠળ હિંદુ જજનો ફેસલો ભરોસાપાત્ર નથી. (ફતાવા રહીમિય્યહ : ૮ / ૪૩૫)

અને આપે પોતાના ખાનદાનની દીની હાલત વિશે લખ્યું છે, તેનાથી ખુશી થઈ, અલ્લાહ તઆલા હિદાયત નસીબ ફરમાવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૭) બાળકને દુધ છોડાવવાથી ઓરતના સ્તન દૂધથી ભરાય ગયા છે તો શું કરવું જોઈએ ?

**સવાલ (૨૪૮૭) :** મારી પત્નીએ જયારે દૂધ પીતી બાળકીનો સમય પુરો થવા પર દૂધ છોડાવી દીધું તો સ્તન દૂધથી ભરાય ગયા છે, જેનાથી તેને ઘણી તકલીફ થાય છે, જો દબાવીને દુધ કાઢી નાંખવામાં આવે તો રાહત થાય એમ છે, સવાલ આ છે કે જો દબાવીને દુધ કાઢી લેવામાં આવે તો તેમાં કોઈ કફફારો તો આપવો નહીં પડે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા તો ઈલાજ કરાવવો જોઈએ કે જેનાથી દૂધ આવતું બંધ થઈ જાય, તેમ છતાં જો દબાવીને દુધ કાઢી લેવામાં આવે તો તેનાથી કોઈ કફ્ફારો આપવો નહીં પડે. (બહરુર્રાઈક : ૪ / ૩૦૪) પરંતુ ઈલાજથી દુધ બંધ કરવું બહેતર છે. (અબૂદાવૂદ : ૨ / ૫૩૯, હદીસ નં. ૩૮૫૫, તિરમિઝી : ૨ / ૨૪, હદીસ નં.૨૦૩૮) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૮) તલાકવાળી ઓરતની ઈદ્દત અને તેનો ખર્ચ

સવાલ (૨૪૮૮) : હઝરત મુફતી સાહેબ ! એક ઓરતને તલાક થઈ ગઈ છે, હવે પૂછવાનું એ કે (૧) તેની ઈદ્દત કેટલી હશે ? (૨) તે પતિ પાસેથી ઈદ્દતનો ખર્ચ કેટલો લઈ શકે છે ? (૩) એક મહિનાના ખર્ચનો શું હિસાબ છે ? (૪) આ ખર્ચ લેવો જાઈઝ છે અથવા નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તલાક પછી ઓરત જયાં સુધી ઈદ્દતમાં હોય, પતિના જિમ્મે તેનો ખર્ચ આપવો જરૂરી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) અને ઓરતોના હાલાત અલગ અલગ હોય છે, માટે ઈદ્દતનો કોઈ ખાસ વખત નક્કી કરી શકાતો નથી. ઈદ્દત કેવી રીતે ગુજારશે, તેની તફસીલ આ પ્રમાણે છે :

૧ – જો ઓરતને હૈઝ આવતું હોય તો તેની ઈદ્દત ત્રણ હૈઝ છે. તો જયાં સુધી ત્રણ હૈઝ પુરી ન થાય, ઈદ્દત ખતમ થશે નહીં, સામાન્ય રીતે તેમાં ત્રણ – સવા ત્રણ મહીના લાગે છે.

૨ – જો ઓરત ગર્ભવતી છે, તો જયાં સુધી ડિલેવરી ન થાય ઈદ્દત પુરી નહીં થાય.

૩ – જો ઓરતને હૈઝ આવવાનું બંધ થઈ ગયું હોય તો તેની ઈદ્દત ત્રણ મહિના છે.

(સૂરએ બકરહ : ૨૨૮, સૂરએ તલાક : ૪, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

(૨) ઈદ્દતનો ખર્ચ મર્દ અને ઓરત બંનેની પરિસ્થિતિને ધ્યાનમાં લઈ નક્કી કરવામાં આવશે. જો બંને માલદાર હોય તો તે હિસાબથી અને જો બંને ગરીબ હોય તો તે મુજબ અને જો એક માલદાર અને એક ગરીબ હોય તો તે હિસાબે ખર્ચ નક્કી કરવામાં આવશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, અલ ઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૪ / ૪)

(૩) આજે ખાવા, પીવા, કપડાં ધોવા વગેરેનો માસિક ખર્ચ ૧૭૫ રૂપિયાથી

૨૨૫ રૂપિયા સુધી થઈ શકે છે, અને જો બંને માલદાર હોય તો ૩૦૦ રૂપિયા કાફી છે, માટે જેટલા ઈદ્દતના મહિના હોય તે પ્રમાણે પતિ પાસેથી ખર્ચ લેવામાં આવશે. અને પતિએ આ ખર્ચ આપવો જરૂરી છે. જયારે કે ઓરત ફરમાંબરદાર હતી. એટલે કે નાફરમાન ન હતી અને તેણે તલાક આપી દીધી છે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૬) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૯) તલાક પછી અવલાદ પર હક માતાનો છે કે પિતાનો ?

સવાલ (૨૪૮૯) : મારી પત્નીને તેના પિયરમાં એક છોકરા સાથે મુહબ્બત થઈ ગઈ હતી, તે કારણથી તે અમારા ઘરવાળાઓ સાથે ઝઘડો કરીને ચાલી ગઈ હતી. અમે તેને લાવવાની ઘણી કોશિશ કરી, પરંતુ તે કોઈ પણ રીતે આવવા તૈયાર ન થઈ. અત્યારે તેને તેના પ્રેમી અને તેના એક મિત્રની સાથે ઝિના કરતા પકડવામાં આવી છે. જોનારાઓ (ગવાહો)માં પરહેઝગાર, દીનદાર અને આલિમ પણ છે, વિશ્વાસ પાત્ર ગવાહોની ગવાહીને લીધે તેને તલાક આપવાનો ઈરાદો છે, ઓરતના ઘરવાળા પણ તલાકની માંગણી કરે છે. પરંતુ તલાકથી પહેલા અસલ મસ્અલો આ છે કે મારો એક છોકરો છે, જેની ઉંમર બે – અઢી વર્ષની છે. જે અત્યારે ઓરતની પાસે જ રહે છે. તો શરઈ એતેબારથી તલાક પછી તે છોકરો માનો કહેવાશે કે બાપનો ? આ સવાલ ખાસ એ જ છોકરાના કારણથી પૂછવામાં આવ્યો છે. ઉમ્મીદ છે કે તફસીલથી જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

નસબ પિતાથી સાબિત થાય છે. તેના દરેક ખર્ચની જવાબદારી પિતા પર હોય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦)

તલાક આપ્યા પછી મા પોતાના બાળકની પરવરિશનો હક ત્યાં સુધી ધરાવે છે જયાં સુધી તે બાળકના મહરમ સિવાય અન્ય કોઈ સાથે નિકાહ ન કરે. માટે તમારી તલાક થયેલી પત્ની જયારે પોતાના પ્રેમી સાથે નિકાહ કરી લેશે તો તેનો બાળક પરથી હક ખતમ થઈ જશે. પરંતુ જયાં સુધી તે નિકાહ ન કરે, સાત વર્ષ સુધી તેને બાળકની પરવરિશનો હક છે. સાત વર્ષ પછી તાલીમ અને તરબીયતની ઉમર થાય છે અને તે જવાબદારી (સારી રીતે) પિતા અદા કરી શકે છે. માટે સાત વર્ષ

પછી બાળકને પિતાના હવાલે કરવું પડશે.

(ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૫૪૧, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫)

આ સાત વર્ષોમાં પણ "ઓરતને ભરણપોષણ ખર્ચ આપવો જરૂરી છે." જો મા બાળકની સારી રીતે પરવરિશ ન કરતી હોય, તેની જાનનો ખતરો હોય અથવા એવા ખોટા કામ કરતી હોય, જેનાથી બાળકના ઈમાનથી નીકળી જવાનો ભય હોય, તો સાત વર્ષ થવાથી પહેલા જ બાળકને મા પાસેથી લઈને પિતાના હવાલે કરી દેવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહઃ ૧ / ૫૪૧, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૫૬–૫૫૭) ફકત અલ્લાહ વધુ જાણનાર છે.

## (૧૦) વિતી ગયેલા વરસોના ભરણપોષણ ખર્ચની જવાબદારી પતિના જિમ્મે નથી

**સવાલ (૨૪૯૦) :** (૧) સુલેહ અને સમાધાનની ઘણી કોશિશ કરવા છતાં ૬ વર્ષ રાહ જોયા પછી હમણાં લગભગ ત્રણ મહિના પહેલા અમે કોર્ટ દ્વારા મારી છોકરીને તલાક અપાવી છે અને પતિએ તલાક આપી દીધી છે. પરંતુ સવાલ એ છે કે છોકરી ના બે બાળકો છે, એક ૮ વર્ષનો છોકરો છે અને એક છોકરી જે પાંચ વર્ષની છે. છ – સાત વર્ષ દરમિયાન પતિએ પોતાની અવલાદને ખર્ચ માટે કંઈ પણ આપ્યું નથી. છોકરો અને છોકરી તેના પિતાને ઓળખતા પણ નથી. હવે પિતા પોતાના બાળકોની માંગણી કરે છે અને માતા આપવાથી ઈનકાર કરે છે, અને કહે છે કે જયાં સુધી અવલાદ મોટી ન થઈ જાય હું આપીશ નહીં. તો શરીઅતનો આ વિશે શું હુકમ છે ?

(૨) તલાક પછી ઈદ્દતનો ખર્ચ પતિ પાસેથી કેટલો લેવામાં આવે ? તેમજ છ વર્ષ સુધી છોકરા – છોકરીનો ખર્ચ તેમના મામાએ ઉઠાવ્યો તો આ ખર્ચ પણ પતિ પાસેથી માંગી શકીએ છીએ કે નહીં ? તફસીલથી જવાબ આપશો.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

માતા તલાક પછી પોતાની (નર) અવલાદની છ થી સાત વર્ષ સુધી પરવરિશ કરી શકે છે, વર્ણન કરેલી સુરતમાં જયારે છોકરીની ઉમર ૮ વર્ષની થઈ ગઈ છે, તો હવે પિતાને તેને માંગણી કરવાનો હક છે, કેમકે છ વર્ષ પછી તાલીમનો સમય આવે છે. અને તાલીમ પિતા જ સારી રીતે અપાવી શકે છે, માટે (અવલાદને) તેના હવાલે કરવી જરૂરી છે.

અલબત્ત છોકરીની ઉંમર જયારે પાંચ વર્ષની જ થઈ છે, તો તેની પરવરિશનો હક હજુ માનો છે. જયાં સુધી કે તે એ છોકરીના ગેર મહરમ (એટલે કાકા વગેરે)ની સાથે નિકાહ ન કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧, દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુહતાર : ૩ / ૫૫૫) અને તે સમયગાળા દરમિયાન છોકરીના ખાવા, પીવા અને કપડાનો ખર્ચ પિતાના જિમ્મે રહેશે. ઓરતને ખર્ચ માંગવાનો હક છે.

(સૂરએ બકરહ : ૨૩૩, ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૦)

(૨) ઈદ્દતના ખર્ચ વિશે હુકમ આ છે કે જો મર્દ અને ઓરત બંને ગરીબ હોય તો તે હિસાબે અને જો બંને માલદાર હોય તો તે પ્રમાણે અને જો એક માલદાર અને બીજો ગરીબ હોય તો દરમિયાની ખર્ચ પતિના જિમ્મે વાજિબ થશે. મહિનામાં એટલું વસૂલ કરવામાં આવશે જેટલું ત્યાંના રિવાજના હિસાબથી સામાન્ય રીતે ખર્ચ હતું હોય. ( હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, અલઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૪ / ૪)

વિતી ગયેલા વર્ષોનો ખર્ચ ઓરતને માંગવાનો અધિકાર નથી, અવલાદના ખાવા, પીવા અને કપડાનો ખર્ચ બાપના જિમ્મે હતો, પરંતુ તેણે અદા ન કર્યો અને ઓરતે પણ તે વખતે ન માંગ્યો તો હવે તે રદ થઈ ગયો, ઓરત માટે ખર્ચ માંગવાનો અધિકાર નથી. (અલઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૪ / ૬, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૮, જવહિરતુન્નય્યિરહ : ૨ / ૮૭)

બાળકોના મામાએ જે કંઈ ખર્ચ કર્યો તે તેમનો વર્તાવ અને એહસાન છે, હવે પતિ પાસે તેની માંગણી કરવામાં આવશે નહીં. તેનો સહીહ તરીકો આ છે કે તે જ વખતે કોર્ટ વગેરેમાં ફરિયાદ કરી તે ખર્ચની માંગણી કરવામાં આવતી, અને માસિક ખર્ચ નક્કી કરી લેવામાં આવતો. ( રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૫ / ૩૦૨) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૧) તલાકવાળી ઓરતનો ભરણપોષણ ખર્ચ અને અવલાદની પરવરિશ વગેરેના અહકામ

**સવાલ : (૨૪૯૧) :** નીચેના સવાલોના જવાબો વિગતવાર આપશો :

(૧) તલાકવાળી ઓરત કેટલા મહિના સુધી ભરણપોષણ ખર્ચની હકદાર છે ? આ વિશે ઈસ્લામનો કાયદો શું છે ?

(૨) જેટલી મુદ્દત તે ભરણપોષણ ખર્ચની હકદાર છે જો તેનાથી વધારેની માંગણી કરે તો તે વિશે શરીઅત શું કહે છે ? અને કમિટી અને જમાતવાળા આ

ભરણપોષણ ખર્ચ નક્કી કરી શકે છે ?

(૩) તલાકવાળી ઓરત કોર્ટમાં જઈને ભરણપોષણ ખર્ચ નક્કી કરાવે છે અને તે પ્રમાણે ખર્ચ પ્રાપ્ત કરે છે તો શું આ શરીઅતની રૂએ દુરુસ્ત છે ?

(૪) શું ઈસ્લામમાં તલાકવાળી ઓરત માટે મહેર અને ઈદ્દતના ખર્ચ સિવાય અન્ય કોઈ ખર્ચનો કોઈ સબૂત હદીસથી સાબિત છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

સૌથી પહેલા તો આ જાણવું જરૂરી છે કે માણસ પર બીજાની જવાબદારી અને ખર્ચ કયારે જરૂરી છે ? તો જાણવું જોઈએ કે અહમદ, કાસિમ, જુબેદા અને રેહાના એક ગામમાં રહેતા હોય, પરંતુ તેમનામાં પરસ્પર કોઈ રિશ્તો કે સંબંધ ન હોય તો સામાન્ય હાલતમાં તેમાંથી કોઈના પર કોઈની જાની અને માલી ખિદમત અને બીજાઓ માટે વકત કાઢવો જરૂરી નથી. વ્યકિતની બીજા પર ખર્ચ અને ખિદમતની જવાબદારી, રિશ્તા અને સંબંધના કારણે હોય છે, જયારે કોઈ માણસ પોતાની જાતને કોઈના માટે ફારિગ કરી દે, તો માલિક પર તે વ્યકિતનો ખાવા, પીવાનો ખર્ચ શકિત પ્રમાણે ફરજીયાત થાય છે. દુર્રે મુખ્તારમાં લખ્યું છે કે બીજાના ખર્ચની જવાબદારી માટે ત્રણ કારણોમાંથી કોઈ એક કારણ હોય શકે છે.

(૧) નિકાહનો રિશ્તો આ કારણથી પતિ પર ઓરતનો ભરણપોષણ ખર્ચ વાજિબ છે.

(૨) રિશ્તેદારી : માતા – પિતા, અવલાદ અને ભાઈ–બહેન વગેરેનો ખર્ચ, કિતાબોમાં લખેલ શરત પ્રમાણે વાજિબ છે.

(૩) માલિકી : ગુલામ, દાસીનો ભરણપોષણ ખર્ચ તેના શેઠ (આકા) પર, માલિકીને લીધે વાજિબ છે.

આજે ગુલામ – દાસીનો જમાનો નથી, માટે આપણે પ્રથમ બે કારણો નિકાહ અને રિશ્તેદારીને જોવાની છે. શાદી થવાથી ઓરત જયારે પોતાની સંપૂર્ણ જાતને પતિને સોંપી દે છે અહીં સુધી કે આજના આ ફેશનવાળા જમાનામાં પણ પતિની પરવાનગી વગર ઘરમાંથી બહાર નીકળી શકતી નથી. (આમ પણ ઓરત માટે પતિની પરવાનગી વગર કોઈ જગ્યાએ જવું જાઈઝ નથી.) તો તેના ભરણપોષણ ખર્ચની જવાબદારી પતિ પર આવશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૭૨, બહરુર્રાઈક : ૪ / ૧૮૮)

અલ્લામા શામી લખે છે કે : ઓરતે પોતાની જાતને પતિના ફાયદા માટે રોકી રાખી છે અને કાયદો છે કે વ્યકિત જેના માટે પોતાની જાતને રોકે છે, તેના જિમ્મે તેનો ખર્ચ પણ આવે છે, કાઝી, મુફતી, હકીમ, જજ અને મજૂર પોતાની જાતને જેમના માટે રોકે છે, તે બધા તેનો ખર્ચ પણ ઉઠાવે છે, માટે ઓરતનો ખર્ચ પણ પતિ ઉપર આવશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૭૨)

એટલા માટે ઓરત કરોડપતી હોય અને પતિ ખૂબ જ ગરીબ, તો પણ પતિના જિમ્મે ઓરતનો ભરણપોષણ ખર્ચ વાજિબ છે, જેનું બયાન કુર્આન શરીફમાં આ પ્રમાણે છે :

لِيُنْفِقْ ذُوْ سَعَةٍ مِّنْ سَعَتِهٖ

તાકતવાળો પોતાની તાકત પ્રમાણે ખર્ચ કરે. (સૂરએ તલાક : ૭)

બીજી જગ્યાએ છે :

وَعَلَى الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ

અને તેણીઓનો ખોરાકી તથા પોશાકી ખર્ચ કાયદા મુજબ બાપને જિમ્મે છે; (સૂરએ બકરહ : ૨૩૩)

હદીસ શરીફમાં છે કે અલ્લાહના રસૂલ (સલ.) એ હજ્જતુલ વિદાઅના મૌકા પર ફરમાવ્યું : ઓરતનો ખોરાકી અને પોશાકી ખર્ચ કાયદા પ્રમાણે પતિ પર વાજિબ છે. (મુસ્લિમ : ૧ / ૩૯૭, હદીસ નં.૧૪૭ – ૧૨૧૮, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૫, અલઈખ્તિયારુ લિતઅલીલિલ મુખ્તાર : ૪ / ૩)

અને શરીઅતનો આ હુકમ માનવીય સ્વભાવ પ્રમાણે છે. હઝરત શાહ વલીયુલ્લાહ (કુ.સ.) ફરમાવે છે : તમામ અરબી અને બિન અરબીનો નિયમ છે કે પતિ – પત્ની આપસમાં એક બીજાની મદદ કરીને ખાનદાન અને કબીલાને તરક્કી આપે છે, જો પતિ ઘરમાં હાજર ન હોય તો તેના માલ અને ઈજ્જત – આબરૂની હિફાઝત ઓરત કરે છે, જયારે કે ઓરતના ખાવા, પીવા, મકાન અને કપડાનો ખર્ચ પ્યાર અને મુહબ્બતથી પતિ ઉઠાવે છે. (હુજ્જતુલ્લાહિલ બાલિગહ : ૧ / ૩૨૩, ૨ / ૨૦૯)

ઓરત જયાં સુધી પત્ની બનીને બધા હક્કો અદા કરતી રહે, અને પતિનું કહેવું માનતી રહે અને તેની નાફરમાની ન કરે, તેનો બધો ખર્ચ પતિના જિમ્મે છે, આ વાત પણ જાહેર છે, ઓરત જમીન જેવી છે, જેવી રીતે જમીનમાં બીજ રોપવામાં આવે છે, એવી જ રીતે પતિએ ઓરતને બીજ (અને તે અગત્યનું અને બેહતરીન

બીજ છે,) રોપવા માટે રાખ્યુ છે, તેનું કારણ એ જ છે કે તલાક પછી ઓરત માટે ઈદ્દતને જરૂરી ઠેરવી, જેથી એક વ્યકિતનું બીજ બીજા વ્યકિતની સાથે મિશ્રણ ન થઈ જાય, કેમકે આ માનવીય વિનય અને વિવેકની વિરુદ્ધ છે. (બદાઈઉસ્સનાઈઅ: ૩/૧૯૩)

એટલા માટે તલાક પછી જયાં સુધી ઓરત ઈદ્દતમાં હોય, તેનો ખર્ચ પતિ પર જરૂરી ઠેરવવામાં આવ્યો, એ લખવાની જરૂરત નથી કે જુવાર, ઘઉ, કપાસ વગેરેના બીજ (બિયારણ)ની કેવી રીતે હિફાજત કરવામાં આવે છે. પરંતુ અફસોસની વાત છે કે માણસના બીજનો એહતેરામ બાકી રહયો નથી. ઓરતો ઈદ્દત સહીહ તરીકાથી ગુજારતી નથી. અથવા તો કયારેક પતિ તેને પૂરો ખર્ચ નથી આપતો, હાલાંકે ઈદ્દતની હદ એટલે હૈઝ આવતું હોય તો તલાક પછી ત્રણ હૈઝ ગુજરતા સુધી અને હૈઝ ન આવતું હોય તો ત્રણ મહિના ગુજરતા સુધી અને ગર્ભ હોય તો ડિલેવરી સુધી ઓરતનો ખાવા,પીવા, કપડા અને મકાનના ખર્ચની જવાબદારી પતિની છે. (આલમગીરી, શામી, બહર, મજમઉલ અન્હુર અને ફિકહની બધી કિતાબોમાં આ મસ્અલાને વિગતવાર બયાન કરવામાં આવ્યો છે.)

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૭૪)

એ જ પ્રમાણે જો અવલાદ હોય અને ઓરતને તલાક થઈ ગઈ હોય, તો માતાની મમતાનો ખ્યાલ કરી અવલાદને છ, સાત વર્ષ સુધી માંની પાસે, જયાં સુધી તે બીજા નિકાહ ન કરે, રાખવાનો હુકમ આપવામાં આવ્યો. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧–૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દુલ મુખ્તાર : ૩ / ૫૫૫) અને પિતાને અવલાદના ખર્ચની જવાબદારી સોંપવામાં આવી છે. માતા આ બાળકો પર જે કંઈ ખર્ચ કરશે, તે ખર્ચ બાળકોના પિતા પાસેથી વસુલ કરવામાં આવશે.

(રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૧૨)

અલબત્ત ઓરત પોતાનો ખર્ચ માત્ર ઈદ્દત સુધી જ વસૂલ કરશે, ઈદ્દત પછી ઓરત પોતાનો ખર્ચ પતિ પાસેથી માંગી શકતી નથી. કેમકે તલાક થઈ જવાથી હવે તે નિકાહના બંધનથી અલગ થઈ ગઈ છે અને પતિ માટે તે (ઓરત) ફાયદાકારક રહી નથી.

આ બધી તફસીલ અને પ્રસ્તાવના પછી હવે તમારા સવાલોનો ક્રમવાર જવાબ આપવામાં આવે છે :

(૧) તલાકવાળી ઓરત ઈદ્દતના ખર્ચની હકદાર છે, જો ઓરતને હૈઝ આવતું

હોય તો ત્રણ હૈઝ સુધી અને હૈઝ ન આવતું હોય તો ત્રણ મહિના સુધી અને ગર્ભવતી હોય તો ડિલેવરી (બાળકની પૈદાઈશ) સુધી, તે ખર્ચની હકદાર છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭) ડિલેવરી પછી ડિલેવરીનો ખર્ચ પણ પતિની જવાબદારી છે, આ સિવાય અન્ય કોઈ ખર્ચ પતિના જિમ્મે નથી. જો તલાકવાળી ઓરતના નાના બાળકો છે, તો જયાં સુધી આ બાળકો જાતે કપડા પહેરવા અને ઈસ્તિન્જો કરવાનું શીખી ન લે તેની તરબીયતનો હક માતાને છે અને તેના માટે ફુકહાએ છ વર્ષની મુદ્દત નક્કી કરી છે. એટલે બાળક જયાં સુધી છ વર્ષનું ન થાય માતાને પરવરિશનો હક છે. અને ત્યાં સુધી તેનો ખર્ચ પિતાની જવાબદારી છે, એ જ પ્રમાણે માં આ બાળકો પર જો કે પોતાનો વખત આપીને તેમની સેવા ચાકરી કરે છે એટલા માટે તેની મજૂરી (પગાર) પણ (કાયદા પ્રમાણે) પિતાની જવાબદારી છે, તેને વસૂલ કરી શકે છે. આ સિવાય અન્ય કોઈ પણ ખર્ચ પતિના જિમ્મે ફરજિયાત નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૫૭)

જે ભરણપોષણ ખર્ચ ઓરત માટે શરીઅતથી સાબિત છે, તેનાથી વધારે લેવું ઓરત માટે બિલ્કુલ જાઈઝ નથી, હરામ છે, જો જમાત અથવા કમિટીવાળા આવો ફેસલો કરે છે, તો તે ગુનેહગાર થશે, જો ફેસલો કુર્આન અને હદીસની વિરુદ્ધ હોય તો જાઈઝ નથી. અને તેનાથી કોઈ હરામ વસ્તુ હલાલ થશે નહીં.

(બહરુર્રાઈક : ૫ / ૪૪, રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૪ / ૬૧–૧૭૧૩)

અલ્લાહના રસૂલ (સલ.) નું ફરમાન છે કે અમુક ચાલાક લોકો (કોર્ટમાં) કેસ દાખલ કરી જુઠા ગવાહો લાવી પોતાની મરજી પ્રમાણે ફેસલો કરાવે છે. તો તેમના માટે મારો હુકમ છે કે તેનાથી તે વસ્તુ તેમના માટે હલાલ થશે નહી. અને હું તેમના માટે આગના ટુકડાનો ફેસલો કરું છું.

(બુખારી : ૧ / ૩૩૨, હદીસ નં. ૨૪૫૮, મુસ્લિમ : ૨ / ૭૪, હદીસ નં. ૫)

જયારે અલ્લાહના રસૂલ (સલ.) થી હકીકતો છુપાવીને પોતાના હકમાં ખોટો ફેસલો કરાવી લેવાથી તે હરામ વસ્તુ હલાલ થતી નથી. તો નાજાઈઝ કાયદા – કાનૂન અને શરીઅતની વિરુદ્ધ નિયમો બનાવીને પતિ પાસેથી જે કંઈ ભરણપોષણ ખર્ચ ઓરત લેશે, તે પણ તેના માટે જાઈઝ નથી, હરામ છે.

(કવાઈદુલ ફિકહ : ૧૧૧, કાયદા નં. ૨૬૯)

(૩) વર્ણન કરેલ તફસીલ પ્રમાણે ઓરત શરીઅતે નક્કી કરેલ ખર્ચથી વધારે જે ખર્ચ અદાલત મારફતે વસુલ કરશે તે તેના માટે નાજાઈઝ અને હરામ છે.

(૪) ખર્ચની લાઈનથી ઉપર જે કંઈ ખર્ચ બયાન કરવામાં આવ્યો, તે સિવાય ઓરત માટે અન્ય કોઈ ખર્ચની માંગણી કરવી જાઈઝ નથી. જો પંચાયત અથવા જમાત વધારાના ખર્ચનો હુકમ કરે છે તો એવું કરવું હરામ છે, ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૨) માતાની તલાક પછી બાળકની પરવરિશ અને તરબીયતનો મસ્અલો

**સવાલ (૨૪૯૨) :** એક ઓરતે તેની દસ મહિનાની છોકરીને પોતાની બહેન (છોકરીની માસી) ની પાસે પરવરિશ માટે મુકી, છોકરીની ઉંમર જયારે બે વર્ષની થઈ, તો તેની માંને તલાક થઈ ગઈ, આ છોકરી પોતાની માસી પાસે જ રહી, હવે જયારે કે તેની ઉંમર દસ વર્ષની થઈ ગઈ છે, માં તેની માંગણી કરે છે, તેમજ તેણે તે છોકરીનો નિકાહ એક પરાયા છોકરા સાથે પણ કરી દીધા છે, જયારે કે છોકરીની માસી તેને પોતાની પાસે રાખવા ઈચ્છે છે, છોકરી પણ માસી પાસે જ રહેવા ચાહે છે. તેના પિતાનું પણ કહેવું છે કે મારી છોકરી તાલીમ અને તરીબયત માટે તેની માસી પાસે રહેશે, તો આવી સુરતમાં શરીઅતે મુહમ્મદીનો શું ફેસલો છે ? શું ઓરતની માંગણીને માન્ય રાખવામાં આવશે ? અને આ છોકરીને તેને સોંપી દેવામાં આવશે ? અથવા તેના પિતા જયાં રાખવા ઈચ્છે છે ત્યાં જ રહેવા દેવામાં આવે ? જવાબ આપી શુક્રિયાનો મોકો આપશો. અલ્લાહ તઆલા બહેતરીન બદલો આપશે.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરીની ઉંમર દસ વર્ષની થઈ ગઈ છે, આ ઉંમર ખાસ તરબીયત અને તાલીમની હોય છે, આ ઉંમરમાં છોકરાઓ અને છોકરીઓને બગડવાની શકયતા વધુ હોય છે, માટે શરીઅતે તેનું ધ્યાન રાખી (છોકરાને સાત વર્ષની ઉંમર અને છોકરીને નવ વર્ષની ઉંમર પછી) પરવરિશનો હક અને હુકમ પિતાને આપ્યો છે. કારણ કે હવે પિતા જ તેની તાલીમ અને તરબીયતની સારી રીતે સંભાળ રાખી શકે છે. અત્યારે માં બાળકોને આ ઉંમરમાં પોતાની પાસે જબરદસ્તીથી રાખી શકતી નથી. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧–૫૪૨, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૩– ૨૮૪)

શરીઅતનો આ પણ હુકમ છે કે જો પતિ અને પત્નીમાં જુદાઈ થઈ જાય અને બાળક નાનું હોય તો માંને પરવરિશનો હક ત્યાં સુધી રહે છે, જયાં સુધી કે તે

(બાળકની માં) બાળકોની ગેર મહરમ (એટલે કે બાળકોના કાકા સિવાય અન્ય કોઈથી) પોતાના નિકાહ ન કરે. જયારે બાળકના ગેર મહરમથી નિકાહ કરી લે છે તો તેનો આ હક ખતમ થઈ જાય છે, એ જ રીતે માં જો બાળકોની સહીહ તરબીયત કરી શકતી ન હોય અને તેની પાસે રહેવાથી બાળકના અખ્લાક ખરાબ થતા હોય તો તેનાથી પણ તેનો હક ખતમ થઈ જાય છે, બલકે ઉલમાએ લખ્યું છે કે જો ઓરત નમાજ ન પઢતી હોય તો તેનાથી પણ પરવરિશનો હક ખતમ થઈ જાય છે. આ સુરતોમાં બાળક "ભલે નાનું હોય" પિતાને સોંપી દેવામાં આવશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૬૫, દુરરુલ હુક્કામ : ૧ / ૪૧૧)

માટે ઉપરોકત સુરતમાં માંને (જયારે કે તે છોકરીની ઉંમર દસ વર્ષની થઈ ગઈ હોય) માંગવાનો હક નથી. તે છોકરી હવે તેના પિતાની પાસે રહેશે, પરંતુ જો પિતા જાતે જ કોઈ મસ્લેહત ખાતર તેને તેની માસી પાસે રાખવા ચાહતો હોય તો તે એવું કરી શકે છે, માંને રોકવાનો કોઈ અધિકાર નથી.

અને માંએ છોકરીનો જે નિકાહ કરાવ્યો છે, તે દુરુસ્ત નથી, પિતાની હયાતીમાં માતા નિકાહમાં વલી બની શકતી નથી, માટે નાબાલિગ છોકરીનો નિકાહ કરાવવો માંનો હક નથી. (દર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૭૬ – ૭૮, હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૧૯૩) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૩) તલાક પછી બાળકની પરવરિશનો મસ્અલો

**સવાલ (૨૪૯૩) :** ઓરતનો એક સાત વર્ષનો છોકરો છે, જેને તલાક પછી તે પોતાની સાથે લઈ ગઈ છે, તો એ છોકરા વિશે શરીઅતનો શું હુકમ છે ? તેના પર પિતાનો હક છે કે માંનો ? એટલે છોકરો કોની પરવરિશમાં રહેશે ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જયાં સુધી ઓરત છોકરાના મહરમ સિવાય અન્ય કોઈ સાથે નિકાહ ન કરે અને બાળક (છોકરા)ની ઉંમર સાત વર્ષથી ઓછી હોય તો તેની પરવરિશનો હક તેને રહેશે, સાત વર્ષની ઉંમર સુધી છોકરો માંની પાસે રહેશે. અને એ દરમિયાન છોકરાનો ખાવા, પીવા વગેરેનો ખર્ચ જે કંઈ હશે, તેની જવાબદારી પિતાની રહેશે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ: ૨/૨૮૩–૨૮૪, બહરુર્રાઈક: ૪/૧૮૪, ફતાવા હિન્દિય્યહ: ૧/૫૪૧)

એ જ પ્રમાણે એ બાળકની સેવા – ચાકરીનું મહેનતાણું પણ તેના પિતાથી લઈ શકે છે. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૫૬૦,૫૬૧)

## (૧૪) તલાકની સુરતમાં અવલાદની પરવરિશનો હક

સવાલ (૨૪૯૪) : તલાકવાળી ઓરત (માં) પોતાના બાળકોને કયાં સુધી પોતાની પરવરિશમાં રાખી શકે છે ? જો છોકરીની ઉંમર આઠ વર્ષ અને છોકરાની ઉંમર છ વર્ષની છે, તો પિતાના જિમ્મે કયાં સુધી તેમનું ભરણપોષણ વાજિબ છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

અવલાદ (નર–છોકરા)ની ઉંમર સાત વર્ષ થતા સુધી ઓરત (માતા) તેમની પરવરિશનો હક ધરાવે છે. માટે આ સાત વર્ષ દરમિયાન અવલાદનો સંપૂર્ણ ખર્ચ પિતાના જિમ્મે જરૂરી છે, તેમજ ઓરત તેમની પરવરિશ માટે પોતાનો વખત ખર્ચ કરે છે, માટે તેનો ખર્ચ પણ પતિના જિમ્મે જરૂરી છે.

ફાયદો : આ જમાનામાં જો કે તલાકના બનાવોમાં દિવસે દિવસે વધારો થઈ રહયો છે, માટે મુસલમાન ઓરતને જોઈએ કે ભરણપોષણનો સંપૂર્ણ ખર્ચ તેના પતિથી વસુલ કરે, જેથી તલાકનું પ્રમાણ ઓછુ થઈ શકે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૫) કાકાએ પોતાની ભત્રીજીને પોતાને ત્યાં રાખવા માટે આગ્રહ કરવો અને પોતાના છોકરા સાથે નિકાહ કરાવવા

સવાલ (૨૪૯૫) : ઝેદ અને બકર બંને ભાઈ છે, ઝેદની બે છોકરીઓ છે, જેની પરવરિશનો શરઈ હક તેના કાકા બકરનો નથી. કારણ કે તે છોકરીઓના માતા – પિતા હયાત છે, તેમ છતાં બકર તે છોકરીઓને પોતાના ઘરે રાખવાની જીદ કરે છે, તો શું તે એવું કરી શકે છે ? અને વારંવાર તે પોતાની વાલિદાની સાથે, પોતાની દાદી અને કાકા (બકર)ને ત્યાં આવી જાય છે, યાદ રહે કે ઝેદની મોટી છોકરી (જે બાલિગ થઈ ચુકી છે તે)નો નિકાહ, બકર પોતાના મોટા છોકરા સાથે કરવા ચાહે છે, તો આવી હાલતમાં તે છોકરીનું તેના કાકાના ઘરે રહેવું કેવું છે ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

પોતાની ભત્રીજીઓને પોતાની પાસે રાખવાની બકરની માંગણી કોઈ શરઈ માંગણી અથવા હક પેટે નથી, કયારેક એવું બને છે કે મોટો ભાઈ, પોતાના નાના ભાઈની અવલાદને પોતાના ઘરે પોતાની અવલાદની જેમ રાખે છે, આ કોઈ હક સમજીને નથી હોતુ. બલકે એક રીતે પોતાના નાના ભાઈથી લગાવ અને તેની

અવલાદ સાથે મુહબ્બતના કારણે હોય છે. માટે તેમની માંગણી "શરઈ હક સમજીને" તો દુરુસ્ત નથી, પરંતુ આપસી લગાવ અને મુહબ્બતને લીધે મોટા ભાઈ બકરની ઈચ્છા હોય કે તેની ભત્રીજીઓ પણ તેની પાસે રહે, તો તેમાં કોઈ વાંધા જેવી વાત નથી.

પરંતુ શરઈ હક સમજીને છોકરીઓને પોતાની પાસે રાખવાની માંગણી કરવી દુરુસ્ત નથી.

(ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧–૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદુલ મુહતાર : ૩ / ૫૫૫)

છોકરી બાલિગ હોય તો તેની મરજી વગર તેના નિકાહનો કોઈને અધિકાર નથી, જો છોકરી પણ રાજી હોય કે તેનો નિકાહ તેના પિતરાઈ ભાઈ સાથે કરવામાં આવે તો તેમાં પણ કોઈ વાંધો નથી, પરંતુ તેની રઝામંદી વગર બકરના પોતાના છોકરા સાથે નિકાહ કરવા દુરુસ્ત નથી. (દુર્રે મુખ્તાર મઅ રદિલ મુહતાર : ૩ / ૫૮)

જો સગાઈ થઈ ગઈ છે, કે ઝેદની મોટી છોકરીના નિકાહ બકરના મોટા છોકરા સાથે થશે તો બહેતર છે કે તે પોતાના કાકાના ઘરે ન આવે, અથવા ઓછુ આવે, કેમકે હમણાં જયાં સુધી નિકાહ ન થઈ જાય, બંને પરસ્પર અજનબી છે, અને છોકરીના પોતાના કાકાના છોકરા (પિતરાઈ) (જેની સાથે તેના નિકાહ નક્કી થયા છે) થી પરદો કરવો જરૂરી છે, એક મકાનમાં રહેવાથી અને સમાજના રિવાજને લીધે કદાચ જેવો જોઈએ એવો પરદાનો એહતિમામ ન થઈ શકે, માટે બહેતર છે કે તે પોતાના કાકાના ઘરે "(જયાં તેનો મંગેતર રહે છે) ન આવે, અથવા ઓછા પ્રમાણમાં આવે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૬) તલાક પછી ઉધાર મહેર અને દહેજનો હુકમ

**સવાલ (૨૪૯૬) :** એક વ્યકિતએ તેની પત્નીને ત્રણ તલાક આપી દીધી છે, અત્યારે તે ઓરત તેના બે છોકરાઓ (એકની ઉંમર છ વર્ષની છે અને બીજાની ઉંમર ત્રણ વર્ષની છે) ની સાથે પોતાની વાલિદાના ઘરમાં રહે છે.

(૧) નિકાહ વખતે તે ઓરતની મહેર એક સો સાડા સત્તાવીસ રૂપિયા નક્કી થઈ હતી અને તે પણ ઉધાર, હવે આ ઓરત શરઈ ઈદતમાં કેટલી રકમ લેવાની હકદાર છે ?

(૨) બંને બાળકો પોતાની નાનીના ઘરે રહે છે, તો તે ઓરત આ બંને બાળકોની પરવરિશનો ખર્ચ લેવાની હકદાર છે કે નહીં ? અને છે તો કેટલો ?

(૩) છોકરાને વાલિદા કેટલી મુદત સુધી પોતાની સાથે રાખી શકે છે ?

(૪) આ ઓરતને તેના વાલિદ સાહેબે શાદી વખતે દહેજમાં એક ભેંસ ભેટમાં આપી હતી, આ ભેંસને થોડા થોડા અંતરે બે વખતે બચ્ચું થયું જે અત્યારે ખાસુ મોટુ થઈ ચુકયું છે, ભેંસના આ બંને બચ્ચાઓ પતિના ઘરે અત્યારે મૌજૂદ છે, તો આ બચ્ચાઓને તે ઓરત પતિ પાસેથી લેવાની હકદાર છે કે નહીં ?

(૫) આજથી અઢી વર્ષ પહેલા આ ઓરતનો પતિ વિદેશ જવા માટે તૈયાર થયો, ત્યારે તેને પૈસાની ખુબ જ જરૂરત હતી, જેથી ઓરતના મા–બાપે તેને એક ભેંસ હદિયામાં આપી હતી, ઓરતે તે ભેંસને વેચી ૨૮૦૦ રૂપિયા પોતાના પતિને કરજ પેટે આપ્યા હતા, આ રૂપિયાને પતિએ વિદેશ ગયા પછી પરત આપી દીધા હતા. ત્યાર પછી ઓરતે એ રકમમાંથી રૂપિયા ૨૨૦૦/–માં એક ભેંસ ખરીદી હતી અને બાકીના ૬૦૦ રૂપિયાથી તેણે લાકડાનો એક પલંગ ખરીદયો હતો, ઉપરોક્ત બંને વસ્તુઓ અત્યારે પતિના ઘરે મૌજૂદ છે, તો આ બંને વસ્તુઓને તે ઓરત પરત લઈ શકે છે કે નહીં ?

(૬) ભેંસ જયારે દૂધ આપતી હતી, તે વખતે દૂધની રકમ આવતી હતી, તેનાથી એ ઓરતે અમુક ઘરનો સામાન લીધો હતો, જે અત્યારે પણ પતિના ઘરે છે, તે સામાનને ઓરત પરત લેવાની હકદાર છે કે નહીં ?

(૭) શાદી વખતે તેના મા – બાપે ભેટરૂપે જે સામાન આપ્યો હતો, તેમાંથી જે અત્યારે મૌજૂદ છે, તેને પરત લેવાની ઓરત હકદાર છે અથવા નહીં ? તેના નિકાહને આજે આશરે આઠ વર્ષ થઈ ચુકયા છે, હમણાં ૧૫ દિવસ પહેલા પતિએ તેને ત્રણ તલાક આપીને પોતાના નિકાહથી અલગ કરી દીધી છે અને પતિ ઉપરોક્ત બધી વસ્તુઓ પાછી આપવાનો ઈનકાર કરે છે, માટે ઉપર વર્ણન કરેલ તમામ સવાલોના સંતોષકારક જવાબો આપવા વિનંતી.

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) તલાક આપ્યા પછી પતિ પર ઓરતની મહેરની ઉધાર રકમ એટલે એક સો સાડા સત્તાવીસ (૧૨૭. ૫૦) રૂપિયા અને ઈદ્દતનો ખર્ચ આપવો જરૂરી છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૧ / ૨૦૦)

જો પતિ – પત્ની બંને માલદાર હોય તો માસિક ૨૫૦ રૂપિયા જે દરમિયાની મિકદાર છે, જે પતિએ પોતાની પત્નીને આપવા જરૂરી છે.

(હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૬)

બંને બાળકો જયાં સુધી સાત વર્ષના ન થાય ત્યાં સુધી તેમનો ખર્ચ વસુલ કરવાની ઈજાઝત છે, જો પતિ ન આપે, તો કોર્ટમાં કેસ દાખલ કરી બાળકોનો ખર્ચ લેવાની ઈજાઝત છે. પરંતુ બાળકોની ઉંમરના માત્ર સાત વર્ષ સુધી ખર્ચ લેવાની ઈજાઝત છે, હાં, ઓરત બીજી શાદી કરી લે, તો તેનો પરવરિશનો હક ખતમ થઈ જશે. (હિદાયહ ફી શર્હે બિદાયહ : ૨ / ૨૮૩ – ૨૮૪)

(૨) બંને બાળકોની પરવરિશની મુદ્દતમાં ખાવા, પીવા, કપડા, તેની ધુલાઈ, દવા અને ઈલાજનો સંપૂર્ણ ખર્ચ અને ઓરત (જે બાળકની દેખરેખ રાખે છે તે) નો સંપૂર્ણ ખર્ચ લેવાની હકદાર છે, પરવરિશની મુદ્દત પછી તે (ઓરત) કોઈ જાતનો (વધારાનો) ખર્ચ લેવાની હકદાર નથી. (રદ્દુલ મુહતાર અલા દુર્રિલ મુખ્તાર : ૩ / ૬૨૦)

(૩) બાળકોને તેમની ઉંમરના સાત વર્ષ સુધી રાખવાનો અને તેમની પરવરિશ કરવાનો હક માંનો છે, પરંતુ માં જો બીજી શાદી કરી લે, તો તેનો હક ખતમ થઈ જાય છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૧)

(૪) જયારે ભેંસ ઓરતની છે, તો તેના બચ્ચાઓ પણ ઓરતના કહેવાશે, માટે ભેંસ અને તેના નાના – મોટા બચ્ચાઓ પર ઓરતની માલિકી કહેવાશે.

(૫) ઓરત માલિક છે, માટે ઓરત પાછુ લઈ શકે છે.

(૬) ઓરત હકદાર છે.

(૭) ઓરતને જે પણ હદિયો તેના મા–બાપ તરફથી અથવા તેના રિશ્તેદારો તરફથી મળ્યો છે, તે બધા સામાનની માલિક ઓરત જાતે છે, માટે પરત લેવાની હકદાર છે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૫ / ૬૯૦)

નોંધ : પરંતુ જો પતિએ ભેંસ અને તેના બચ્ચા પર કોઈ ખર્ચ કર્યો હોય અને તે વિશે કરાર થયો હતો તો તેનો ખ્યાલ કરવો જરૂરી છે, અને જો કોઈ કરાર થયો નથી તો પતિએ તેમાંથી જે દુધનો ઉપયોગ કર્યો છે, તે તેનો નફો હશે અને જે ભેંસ અને તેના બચ્ચાઓ વગેરે છે, તેમજ દુધની બચેલી રકમથી જે વસ્તુઓ ખરીદવામાં આવી છે, તે બધી વસ્તુઓની માલિક જાતે ઓરત છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૭) તલાકવાળી ઓરતની અવલાદનો ભરપપોષણ ખર્ચ પતિના જિમ્મે કયાં સુધી છે ?

સવાલ (૨૪૯૭) : તલાકવાળી ઓરતના પેટથી આ જ પતિની અમુક અવલાદ છે,

તો પતિ પર અવલાદનો ખર્ચ કયાં સુધી વાજિબ થાય છે ? છોકરો હોય તો કયાં સુધી? અને છોકરી હોય તો કયાં સુધી ? તેમજ બાળકોનો કબ્જો બાપ ચાહે છે તો તેને કબ્જો આપવાની કોઈ ગુંજાઈશ છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

જો કોઈ વ્યકિતએ પોતાની પત્નીને તલાક આપી દીધી હોય તો છોકરો હોય તો છ / સાત વર્ષ સુધી અને જો છોકરી હોય તો બાલિગ થતા સુધી માંનો હક છે કે તે પોતાની પાસે રાખી શકે છે, કારણ કે આ સમયમાં બાળકોને પોતાના કામો કરવા માટે માતાની જરૂરત પડતી હોય છે, જયારે બાળક સાત વર્ષનું થઈ જાય છે તો હવે તેની તાલીમ અને તરબીયતનો મસ્અલો હોય છે, જેના માટે પિતાનો ફાળો વધુ મહત્વનો હોય છે, એ જ પ્રમાણે જયાં સુધી છોકરી બાલિગ ન થઈ જાય, પોતાની માતાની પાસે તે વધારે મહેફૂજ રહે છે, બાલિગ થયા પછી શાદીનો મસ્અલો હોય છે, જેને પિતા સારી રીતે અંજામ આપી શકે છે, માટે છોકરો હોય તો સાત વર્ષ સુધી અને છોકરી હોય તો બાલિગ થતા સુધી પોતાની માં સાથે રહેશે. આ પુરી મુદતનો સંપૂર્ણ ખર્ચ બાળકના પિતા પર વાજિબ થશે. એટલે કે બાળકના કપડા, ખાવા, પીવા અને સાબુ વગેરેનો સંપૂર્ણ ખર્ચ તેના પિતા પર રહેશે. તેમજ ઓરત પણ જોકે પોતાનો વખત બાળકની દેખરેખ – સંભાળ અને તેની તરબીયતમાં લગાવે છે, માટે ઓરતનો પણ સંપૂર્ણ ખર્ચ (મહેનતાણું) પતિના જિમ્મે વાજિબ થશે. જયારે બાળક સાત વર્ષનું થઈ જાય અથવા છોકરી બાલિગ થઈ જાય તો તેને તેના પિતાને સોંપી દેવામાં આવશે. આ બાળકો તેના જ છે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૮) તલાકવાળી ઓરતની અવલાદ પિતા રાખવા ચાહે તો શું કરવામાં આવે ?

**સવાલ (૨૪૯૮) :** બાળકના પિતા બાળકને પોતાની પાસે રાખવા ઈચ્છે છે, તો જમાત(કમિટી)વાળા બાળકને પિતાને સોંપી શકે છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

બાળક સાત વર્ષનું થઈ જાય તો જાતે માં અને જમાતવાળાઓની જવાબદારી છે કે તેઓ બાળકને પિતાના હવાલે કરી દે, કારણ કે માંનો હક સાત વર્ષ સુધી જ હતો હવે જયારે કે તેનો હક ખતમ થઈ ગયો તો બાળકને તેના પિતાના હવાલે કરી દેવામાં આવે, કારણ કે હવે તેની તાલીમ અને તરબીયતનો વખત છે, અને તેના માટે

વાલિદાના મુકાબલામાં પિતા વધારે યોગ્ય છે, આ ઉમરમાં પિતા જેવી તેની તરબીયત કરી શકે છે એવી માં કરી શકતી નથી. માટે સાત વર્ષ પુરા થયા પછી પિતાના હવાલે કરવું જરૂરી છે, ઓરત માટે બાળકને સાત વર્ષ સુધી રાખવાની ઈજાઝત એ શરતે છે કે તે બીજી શાદી ન કરી લે. જો આ દરમિયાન તેણે નવી શાદી કરી લીધી તો બાળકની પરવરિશનો હક ખતમ થઈ જશે. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૧૯) બાળકોના ખર્ચની લાલચમાં તલાકવાળી ઓરતે બીજા નિકાહ ન કરવા

**સવાલ (૨૪૯૯) :** તલાકવાળી ઓરતને બાળકોની પરવરિશનો હક પ્રાપ્ત છે, અને તેમનો ખર્ચ કમિટીવાળા તેના પતિ પાસેથી અપાવે છે, પરંતુ બીજી તરફ ઓરત પોતાના બાળકોના ખર્ચની લાલચમાં બીજા નિકાહના પૈગામો (વાતો) આવવા છતાં અને પોતાની શારીરિક તાકત હોવા છતાં બીજા નિકાહ કરતી નથી તો આવી સ્થિતિમાં બાળકો આવી સ્ત્રી પાસે રાખી શકાય છે કે નહીં ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

શરીઅતના કાયદા પ્રમાણે ઓરતને જે પરવરિશનો હક મળેલ છે, તે તો તેને મળશે, એટલે કે છોકરો હોય તો સાત વર્ષ સુધી અને છોકરી હોય તો બાલિગ થતા સુધી ઓરતને પરવરિશનો હક મળશે.

ત્યાર પછી તે બીજી શાદી કરી શકે છે, આથી પહેલા કરવા ચાહે તો પણ કરી શકે છે, પરંતુ દુન્યવી લાલચમાં આવી ઓરતે બીજી શાદી ન કરવી યોગ્ય નથી. જયારે યોગ્ય રિશ્તો મળી જાય અને તે બાળકોની દેખરેખ રાખનાર તેની દાદી વગેરે હયાત હોય તો ફિત્નાના આ સમયમાં પોતાની પાકદામની અને આબરૂની હિફાજત ખાતર બીજી શાદી કરી લેવી જોઈએ. (બુખારી : ૨ / ૭૫૮, હદીસ નં.૫૦૬૬, તિરમિઝી : ૧ / ૨૦૭, હદીસ નં. ૧૦૮૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૦) ઝિના વડે પેદા થનારની પરવરિશ કરનારનું નામ તેના પિતાની જગ્યાએ લખવું

**સવાલ (૨૫૦૦) :** એક ઓરતને ઝિનાના કારણે ગર્ભ રહી ગયું છે, હવે આવી હાલતમાં તે ઓરતની શાદી ઝિના કરનાર મર્દ સિવાય કોઈ બીજા સાથે થઈ રહી છે,

પરંતુ તે વ્યકિતને ખબર પડી ગઈ અને તરત જ તલાક આપી દીધી. હવે ઝિનાથી જે છોકરી પેદા થઈ છે, તેની પરવરિશ એક માણસે કરી, તે ઓરતની સાથે ઝિના કરનારના નામની કોઈને ખબર નથી કે કોણે કર્યુ છે, હવે છોકરી પોતાના નામની સાથે પિતા તરીકે પરવરિશ કરનારનું નામ લગાવે છે, થોડા દિવસોમાં તે છોકરીની શાદી છે તો તેના પિતાના નામની જગ્યાએ શું લખવામાં આવે ? મજબુરીને લીધે જે વ્યકિતએ પરવરિશ કરી છે, તેનું નામ લખી શકાય કે નહીં ? નહીં તો તે છોકરીના નિકાહનો મસ્અલો અટકી જશે. કોઈ શાદી કરવા માટે તૈયાર નહી થાય.

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

કોઈનું પોતાના પિતા સિવાય બીજા કોઈને પિતા કહેવું અને તેની તરફ નિસ્બત કરવી જાઈઝ નથી. હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.) ને હુઝૂરે અકરમ (સલ.) એ પોતાના પુત્ર બનાવી દીધા હતા અને તેઓ ઝૈદ બિન મુહમ્મદથી ઓળખાતા હતા. આની અલ્લાહ તઆલા તરફથી મનાઈ કરવામાં આવી અને ઈર્શાદ થયો :

وَمَا جَعَلَ اَدْعِيَآءَكُمْ اَبْنَآءَكُمْ ۭ ذٰلِكُمْ قَوْلُكُمْ بِاَفْوَاهِكُمْ ۭ وَاللّٰهُ يَقُوْلُ الْحَقَّ وَهُوَ يَهْدِي السَّبِيْلَ ۝ اُدْعُوْهُمْ لِاٰبَآىِٕهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ ۚ فَاِنْ لَّمْ تَعْلَمُوْٓا اٰبَآءَهُمْ فَاِخْوَانُكُمْ فِي الدِّيْنِ وَمَوَالِيْكُمْ ۭ

**તર્જુમો :** અને ન તમારા પાલક પુત્રોને તમારા (સગા) દીકરા બનાવ્યા છે. એ તો તમારા જ મોઢાંની તમારી વાત છે અને અલ્લાહ સત્ય વાત કહે છે અને તે જ સીધો માર્ગ બતાવે છે. પાલકોને તેમના (સગા) બાપ તરફ સંબંધ કરી બોલાવો એ જ અલ્લાહને ત્યાં પૂરો ન્યાય છે. પછી જો તમે તેમના બાપ(ના નામ)ને જાણતા ન હો તો તેઓ ધર્મમાં તમારા ભાઈ અને તમારા મિત્રો છે. (સૂરએ અહઝાબ : ૪–૫)

તેમજ એક હદીસમાં છે :

عن سعد رضي الله عنه قال سمعت النبي صلى الله عليه وسلم يقول من ادعى الى غير أبيه، وهو يعلم أنه غير أبيه، فالجنة عليه حرام۔

**તર્જુમો :** જે માણસ જાણીજોઈને પોતાના પિતા સિવાય કોઈ બીજા તરફ નિસ્બત કરે તો તેના માટે જન્નત હરામ છે.

(બુખારી : ૨ / ૧૦૦૧, હદીસ નં. ૬૭૬૬, મુસ્લિમ : ૧ / ૫૭, હદીસ નં. ૧૧૪,૧૧૫ – ૬૩)

આ હદીસે પાકથી માલૂમ થાય છે કે જાણીજોઈને ગેર પિતા તરફ નિસ્બત જાઈઝ નથી. રૂહુલ મઆનીના લેખક, હઝરત અલ્લામા આલૂસી બગદાદી (રહ.) ફરમાવે છે કે આ હુરમત જાહિલીયતના જમાનાના અકીદાને આધારે છે કે જાહિલીયત કાળમાં લોકો દત્તક લીધેલ પુત્રને સગો છોકરો સમજીને વારસામાં પણ તેને હકદાર સમજતા હતા.

માટે જો કોઈ માણસ આમ જ મુહબ્બતમાં પુત્ર કહી દે તો જાઈઝ છે, તેમ છતાં જોકે અમુક ઉલમાએ જાહિલીયતના ઉકત અકીદાથી બચવા માટે લેપાલક (દત્તક) છોકરાને પણ પોતાનો સગો પુત્ર કહેવો અયોગ્ય ઠેરવ્યું છે. અને જોકે તેમાં કાફિરોનું અનુકરણ થાય છે, માટે મકરૂહે તહરીમી છે.

(રૂહુલ મઆની : ૧૧ / ૧૪૭, સૂરએ અહઝાબ)

આ તફસીલના આધારે પૂછેલ સવાલમાં જયારે કે પરવરિશ કરનાર અને છોકરી બંને ખરેખર સગા પિતા – પુત્રી નથી, બલકે છોકરી માત્ર પરવરિશની હેષીયતથી તેની તરફ નિસ્બત કરે છે, અને હાલત એ છે કે છોકરીને પોતાના સગા પિતાની ખબર જ નથી કે જેને છોડી તે પોતાની નિસ્બત કોઈ બિન પિતા તરફ કરી રહી હોય, માટે આયત અને હદીસ શરીફની વઈદમાં તે શામેલ નથી. માટે વર્ણન કરેલ છોકરી પોતાના નિકાહ વગેરે મામલામાં પોતાની નિસ્બત પોતાની પરવરિશ કરનાર તરફ કરે તો જાઈઝ છે.

પરંતુ આ નિસ્બત એક જાતના જુઠ અને દગામાં શામેલ છે, કારણ કે જો રિશ્તો કરનારને બાદમાં કોઈ રીતે ખબર પડી જાય કે છોકરીની અસલ હાલત આ છે, તો શકય છે કે તે તેનાથી નારાજ થઈ જાય, બલકે સંબંધો ખતમ થવાની પણ શકયતા છે, અને આ નિસ્બત જે મસ્લિહતને લીધે કરવામાં આવી છે, તેનાથી ફાયદાની જગ્યાએ નુકસાન જ નુકસાન થશે. માટે જરૂરી છે કે નિકાહ કરતા પહેલા જ છોકરાના ખાનદાનના વડીલો સામે આ સમગ્ર મામલાની સફાઈ અને સચ્ચાઈ કહી દેવામાં આવે.

સરકારી રજિસ્ટર્ડ અને અન્ય દુન્યવી બાબતોમાં જયાં નિસ્બત વગર હક છીનવાય રહયો હોય આ નિસ્બતને ઉપયોગ કરવાની ગુંજાઈશ છે. (શર્હુલ કવાઈદુલ ફિકહિય્યહ : ૧૮૫) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૧) છોકરી માંની પરવરિશમાં ક્યાં સુધી રહી શકે છે ?

**સવાલ (૨૫૦૧) :** મેં મારી પત્નીને તલાક આપી દીધી છે, તેનાથી એક છોકરી છે, જે અત્યારે તેની પાસે જ રહે છે, અને તેનો ખર્ચ હું અદા કરું છું, હું એ છોકરીને કેટલી ઉંમરમાં મારી પરવરિશમાં લઈ શકું છું ?

**જવાબ :** હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

છોકરી જયાં સુધી બાલિગ ન થાય, ત્યાં સુધી માંને તેની પરવરિશનો હક છે, બાલિગ થયા પછી પિતા તેને પોતાની સાથે રાખી શકી છે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મહતાર : ૩ / ૫૫૫) જો છોકરીની માં બીજા નિકાહ કરી લે, તો નાની પરવરિશની હકદાર બનશે. (દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૬૨) નવ વર્ષ સુધી તે નાની પાસે રહેશે, ત્યાર પછી પિતાની પાસે રહેશે. જો છોકરી બિમાર રહેતી હોય અથવા બિમાર પડવાનો ખતરો હોય અથવા છોકરીની માં તેને લઈને એટલી દૂર રહેવા ચાલી જાય કે પિતા જો તેની છોકરીને જોવા માટે પગપાળા ચાલીને સવારે જવા નીકળે , તો સાંજ સુધી પરત ન આવી શકે, અને ત્યાં છોકરીની માંનું ઘર નથી, તો પિતા પોતાની છોકરીની માંગણી કરી શકે છે. પરંતુ જો માં પરત આવી જાય, તો તે ફરીથી છોકરીને પોતાની પરવરિશમાં રાખવાની હકદાર બનશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૪) ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.

## (૨૨) બાપના મરણ પછી બાળકોની પરવરિશની જવાબદારી કોની છે ?

**સવાલ (૨૫૦૨) :** (૧) મારી છોકરીના નિકાહ દસ વર્ષ પહેલા થયા હતા, અને આજથી પાંચ વર્ષ પહેલા મારા જમાઈની વફાત થઈ ગઈ, તેમણે બે છોકરાઓ છોડયા છે, જેમાંથી એક આઠ વર્ષનો છે અને બીજો છ વર્ષનો છે, જમાઈના મૃત્યુ પછી મારી છોકરી તેની સાસુ અને સસરા સાથે રહેતી હતી, અને હવે છેલ્લા ત્રણ વર્ષથી મારી પાસે મારા ઘરે રહે છે. અને તેની સાસરીવાળાઓ તરફથી એ બાળકોનો કોઈ ખર્ચ આપવામાં આવ્યો નથી, તો હવે આ બાળકોની પરવરિશની જવાબદારી કોના જિમ્મે છે ? જયારે કે બાળકો તેની માતા પાસે જ રહેવા માંગે છે, તો તેમના ખર્ચનો જિમ્મેદાર કોણ છે ?

(૨) મારી છોકરીના નિકાહ પછી જમાઈના રિશ્તેદારોએ જે ઘરેણા પહેરાવ્યા

હતા, તેનો માલિક કોણ ગણાશે ? તેમજ છોકરીને પિયરવાળાઓ તરફથી આપવામાં આવેલ દહેજના સામાનનો માલિક કોણ ગણાશે ?

નોંધ : મર્હૂમ જમાઈના રિશ્તેદારોમાં તેમના વાલિદૈન અને બહેનો હયાત છે, તેમની સંપત્તિમાં એક ઘર અને થોડી ખુલ્લી જમીન છે, તો આ સંપત્તિમાં મારી છોકરીને કોઈ હિસ્સો મળી શકે છે કે નહીં ?

જવાબ : હામિદંવ્ વ મુસલ્લિયંવ્ વ મુસલ્લિમા

(૧) નાના છોકરાઓની પરવરિશનો હક પતિના મરણ પછી અથવા તલાક પછી સૌ પ્રથમ માંને પ્રાપ્ત થાય છે, દાદા, કાકા અથવા ફોય કરતા માંનો હક પ્રથમ છે, માટે છોકરો સાત વર્ષનો થઈ જાય અને પોતાની જાતે કુદરતી હાજત વગેરે પુરી કરી લે, ત્યાં સુધી તે માંની પાસે રહેશે, અને છોકરી બાલિગ થતા સુધી માંની પાસે રહેશે. (ફતાવા હિન્દિય્યહ : ૫૪૨, દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૫૫૫)

છોકરો જયારે સાત વર્ષનો થઈ જાય તો તેને તેના દાદા અથવા કાકા એટલે પિતાના નજીકના રિશ્તેદાર જે પણ હયાત હોય, તેમને સોંપી દેવામાં આવશે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૪૨) તેમાં તેમની રજામંદી જરૂરી નથી, બાલિગ થતા સુધી તેમના ઉપર તે બાળકનો ભરણપોષણ ખર્ચ ફર્ઝ છે. જો દાદા અથવા કાકા પોતાની ખુશીથી છોકરાને માંની પાસે રહેવા દેતા હોય, તો શરૂઆતથી લઈ બાલિગ થતા સુધીનો નફકો (ખર્ચ) તેમને અદા કરવો જરૂરી છે, અને આ ભરણપોષણ ખર્ચ દાદા અથવા કાકા અદા કરે. (ફતાવા હિન્દિય્યહ : ૧ / ૫૬૪)

(૨) પતિ અથવા પતિના માતા – પિતા તરફથી દુલ્હનને જે ઘરેણાં વગેરે પહેરાવવામાં (આપવામાં) આવે છે, તે રિવાજ પ્રમાણે પતિના માતા –પિતાની માલીકી ગણાશે. પરંતુ તેમને હદિયાની સ્પષ્ટતા કરી હોય, તો આ સુરતમાં તે ઘરેણાં પર પત્નીનો હક રહેશે. (હિદાયહ : ૩ / ૨૨૨)

એ જ પ્રમાણે દુલ્હનને તેના પિયરવાળાઓ તરફથી જે સામાન દહેજ પેટે આપવામાં આવ્યો છે, તેના પર પત્નીની માલિકી રહેશે.

(દુર્રે મુખ્તાર મઅ રદ્દિલ મુહતાર : ૩ / ૧૫૫)

આપના મર્હૂમ જમાઈના મૃત્યુ પછી તેમના પિતા એટલે બાળકોના દાદાની મિલ્કીયતમાંથી આપની છોકરી અને નવાસાઓને હમણાં જયાં સુધી બાળકોના દાદા હયાત છે, કંઈ મળશે નહીં. પરંતુ દાદાના મૃત્યુ પછી જોકે તેમની આપના મર્હૂમ

જમાઈ સિવાય બીજી કોઈ અવલાદ નથી, એટલા માટે પૌત્રોને વારસામાંથી હક મળશે. પરંતુ જો આપના મર્હૂમ જમાઈની માલીકીની કોઈ સંપત્તિ હોય, તો તેમાં આપની છોકરી અને નવાસાઓનો હક નીચે નકશા પ્રમાણે રહેશે.

ભાગ : ૨૪ મય્યિત

| પિતા | માતા | પત્ની | પુત્ર | | પુત્ર |
|---|---|---|---|---|---|
| ૪ | ૪ | ૩ | ૬.૫ | ૧૩ | ૬.૫ |

(સિરાજી)

આપના મર્હૂમ જમાઈના મરણ પછી તેમની સંપત્તિમાંથી તેમના વાજિબ હક્કો એટલે કે કફન – દફન અને કરજ અને વસીયત પછી સૌથી પહેલા મહેર અદા કરવામાં આવે, ત્યાર પછી બચેલ મિલ્કતમાંથી કુલ ૨૪ ભાગ કરવામાં આવે, જેમાં મર્હૂમ જમાઈના પિતાને ચાર ભાગ, માતાને ચાર ભાગ, મર્હૂમની વિધવાને ત્રણ ભાગ અને મર્હૂમના બંને પુત્રોમાંથી દરેકને સાડા છ ભાગ મળશે.

મર્હૂમની વિધવા એટલે તમારી છોકરીનો ખર્ચ જયારે કે તેના પતિએ કંઈ પણ છોડયું ન હોય, તો તમારા જિમ્મે છે, અને મર્હૂમના બંને છોકરાઓનો ખર્ચ તેમના દાદાના જિમ્મે છે, માટે આપ તેને વસુલ કરવાના હકદાર થશો. ફકત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.



# મદની એજ્યુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ, કોસંબા, જી. સુરત

બ-યાદગાર હઝરત મુફ્તી અહમદ બેમાત (રહ.)

સ્થાપના ૧૪૩૫ હિ.સ. મુતાબિક : ૨૦૧૫ ઈસ્વી

રજીસ્ટ્રેશન નંબર : E / 3409 / BHARUCH

**સરપરસ્ત : હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત સાહેબ (દા.બ.)**

ફકીહે ગુજરાત હઝરત મુફતી અહમદ બેમાત (રહ.) ના નેક સુપુત્ર અને કોમ તેમજ માનવતાના હમદર્દ, હિતેચ્છુ હઝરત હાફિઝ અસ્જદ મુફતી અહમદ બેમાત (મ.ઝિ.) (ખાદિમ મસ્જિદે ઉમર હેમિલ્ટન, કેનેડા અને વ્યવસ્થાપક કમિટી સભ્યઃ દારૂલ ઉલૂમ મદની દારૂત્તરબિયત, કરમાલી) ના પ્રયત્નોથી જાન્યુઆરી ઈ.સ. ૨૦૧૫માં એક કલ્યાણકારી અને ખૈરાતી સંસ્થા "મદની એજયુકેશન એન્ડ વેલ્ફેર ટ્રસ્ટ"ની સ્થાપના થઈ તેની સેવાઓ નીચે પ્રમાણે છે.

## મકાતિબ વિભાગ :

અલ્હમ્દુલિલ્લાહ ! આ સંસ્થાની દેખરેખ હેઠળ છ મકાતિબ કામ કરી રહયા છે. તેમાં ૫૦૦થી વધારે તલબા અને તાલિબાત તાલીમ લઈ રહયા છે. હિફઝની ચાર અને દરજએ નાજિરહની, વિવિધ સમયની અલગ અલગ કલાસો ચાલે છે. ૧૬ આલિમો અને ૩ આલિમાઓ ખિદમત આપી રહયા છે.

નોંધ : મકાતિબ માટે ટ્રસ્ટ પાસે પોતાની ઈમારત નથી, એટલે ભાડુ, વિજળી બિલ, અસાતિઝાના પગાર વગેરેનો ખર્ચ વધુ થાય છે. માત્ર મકાતિબના વહીવટમાં વાર્ષિક પંદર લાખથી વધુ ખર્ચ થાય છે. આટલી મોટી રકમની વ્યવસ્થા કરવી ખરેખર ખૂબ જ મુશ્કિલ છે. અલ્લાહ તઆલા જઝાએ ખૈર અતા ફરમાવે લુલાત અને મુલ્લા ફેમેલીને કે તેઓ દર મહિને અસાતિઝહના પગારનો ઈન્તિઝામ કરી મકાતિબ વિભાગમાં સંપૂર્ણ સાથ સહકાર આપે છે. અલ્લાહ તઆલા બન્નેવ જહાંમાં બેહતરીન બદલો નસીબ ફરમાવે. આમીન.

## મદારિસને સહાય :

બીજા રાજયોના પછાત વિસ્તારોમાં ચાલતા વિવિધ મદ્રસાઓના બાંધકામની જરૂરત અને ત્વરિત ઉત્પન્ન થતા તકાદાઓની પૂર્ણતા માટે મોટી રકમની જરૂર પડે છે. તેના માટે ટ્રસ્ટના સરપરસ્ત હાફિઝ અસ્જદ સાહેબ સતત પ્રયત્નો કરે છે અને ઈમ્દાદ પહોંચાડતા રહે છે.

